૨૦૩૧

શ્રી નેમિ-અમૃત-ખાન્તિ-નિરંજન-ગ્રંથમાલા ગ્રંથાંક-૧૦૯

## સંવત પ્રવર્તક

# મહારાજા વિક્રમ

( મનોહર ૧૩૯ ચિત્રો સહિત )

સંયોજક

સચિત્ર અનેક ગ્રંથ રત્નો તૈયાર કરનાર

પ. પૂ. પ્રવર્તક મુનિરાજ શ્રી

**નિરંજનવિજયજી મહારાજ સાહેબ**

( સાહિત્યપ્રેમી )

અનુવાદક :

શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટ (સાહિત્યાચાર્ય)

પ્રાપ્તિ સ્થાન :

શ્રી રસિકલાલ અમૃતલાલ શાહ

ઠે. જ્યોતિ હાઈસ્કુલ સામે, નગરશેઠનો વંડો

ઘીકાંટા રોડ, અમદાવાદ-૧.

( કિંમત પંદર રૂપિયા )

પ્રકાશક :
શ્રી નેમિ અમૃત-ખાન્તિ-નિરંજન-ગ્રંથમાળા વતી,

(૧) શાહ જસુભાઈ પોપટલાલ
'માતૃછાયા' જૂના મહાજનવાડો,
કાળુપુર, અમદાવાદ - ૧

(૨) મુલચંદ જી. મહેતા
૧૬૦, નારાયણધ્રૂર સ્ટ્રીટ,
૪થે માળે રૂમ નં. ૧૮, મુબઈ-૯
ટેલિફોન નં. ૩૨૦૫૩૯

આવૃત્તિ પહેલી
૧૯૭૭
કિંમત પંદર રૂપિયા - ૧૫-૦૦

મુદ્રક:-
હરિવલ્લભદાસ ભોગીલાલ શાહ
ન્યુ મોહન પ્રિન્ટરી
રીલિફ સિનેમા પાસે, અમદાવાદ

## સંયોજકનું નિવેદન

મારે જે કાંઈ કહેવું હતું તે અત્યાર પૂર્વે સંવત પ્રવર્તક મહારાજા વિક્રમ ભાગ ૧-૨-ના હિંદી પુસ્તકમાં કહી ચૂકયો છું. તેનો ગુજરાતી અનુવાદ આ પુસ્તકના આપવામા આવેલ છે, તે જિજ્ઞાસુ ભાઇઓ જોઇ શકશે.

હું જ્યારે દસ-બાર-વર્ષનો હતો ત્યારથી મને સાહિત્યવાંચનની રુચિ હતી. તે રુચિને સંતોષવા મેં પહેલું પુસ્તક રાજા વનરાજ અને આચાર્ય શીલગુણસૂરિજીનું વાંચેલું એ વાંચતા મારા મનમા કેટલાયે વિચારો આવેલા. આજ મારું વય સાઠ વર્ષનું છે, છતાં તે વિચારો મારા મનમાં ઘડાયલા છે. આજે હું અવસરે અવસરે તે વિચારોને સાકાર-મૂર્ત કરું છું.

એ વિચારોને મૂર્ત કરતાં આજ લગભગ ૧૨૫ જેટલાં નાના-મોટા લોકોપયોગી પુસ્તકોનું સર્જન-સંપાદન થયું. જેની મને ક્યારે પણ કલ્પના ન હતી

આ સર્જન સંપાદનમા પરમ પૂજ્ય ગુરુદેવો પરોપકારી, દિવ્ય તેજ-પ્રતાપધારી શાસનસમ્રાટ્ **આચાર્ય ભગવંત શ્રી વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજ સાહેબ, પરમપૂજ્ય પરમ કૃપાળુ શાસ્ત્રવિશારદ આચાર્ય ભગવંત **શ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી** મહારાજ, મારા વિદ્યાગુરુ, શાંતમૂર્તિ પૂજ્ય આચાર્ય **શ્રી વિજયરામસૂરીશ્વરજી** મહારાજ સાહેબ, મારા વડીલબંધુ અને ગુરુમહારાજ, મારા પ્રેરણાદાતા પરમ પૂજ્ય **મુનિવર્ય શ્રી ખાન્તિવિજયજી** મહારાજના આશીર્વાદ મહત્ત્વનો ભાગ ભજવે છે. આજે આ ચારો પૂજ્ય

પુરુષો સ્વર્ગસ્થ છે છતાં તેઓશ્રીઓ મારા પર આશીર્વાદની વર્ષા વરસાવતા હોય એમ લાગે છે અને તેથી હું સાહિત્યસેવા માટે આગળ ડગલા ભરું છું. આ સર્વમાં મારા શિષ્ય સ્વાધ્યાયપ્રેમી મુનિ ઉત્તમવિજયજીની અનેક પ્રકારે સહાય મળતી રહે છે. વળી સદાય આત્મીયભાવે પ્રેસ, કાગળ, વિગેરે સબંધી, તેમજ સંપાદન, પ્રૂફવાચન વિગેરે સર્વ વ્યવસ્થા સંભાળી સાક્ષરવર્ય **શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટજી**, બી. એ., સાહિત્યાચાર્ય મને સંપૂર્ણ સહાય આપે છે તેમજ પ્રકાશન સબંધી ઘણી જવાબદારીઓ અને વ્યવસ્થાઓ તેર વર્ષની નાની વયથી તે આજ સુધી એકધારી સભાળી રહેલ **શ્રી રસિકભાઇ અમૃતલાલ શાહ**ની સહાય મળી રહેલ છે તે કયા શબ્દોમાં વર્ણવું એ જ સમજાતું નથી.

જીવન અબજી જ્ઞાનમંદિર,
કિંગસર્કલ, માટુંગા
મુબઇ–૧૯.
વિ. સ. ૨૦૩૩
વૈશાખ સુદ ૩
(અક્ષય તૃતીયા)

**પ્રવર્તક મુનિ નિરંજનવિજય**

શાસનસમ્રાટ્
સૂરિચક્ર ચક્રવર્તિ



પૂ. આચાર્ય શ્રી વિજય-
નેમિસૂરીશ્વરજી મ. સા.

શાસ્ત્રવિશારદ
શાસન પ્રભાવક



પૂ. આચાર્ય શ્રી વિજય-
અમૃતસૂરીશ્વરજી મ. સા.

દ્રવ્યાનુયોગના
પરમજ્ઞાતા



પૂ. આચાર્ય શ્રી વિજય-
રામસૂરીશ્વરજી મ. સા.

સેવાભાવી
પૂજ્ય મુનિરાજ



શ્રી ખાન્તિવિજયજી મ. સા.
ગુરૂ મહારાજ શ્રી

સાહિત્યપ્રેમી
નિડર વકતા મરૂધર રત્ન



પ્રવર્તક પ. પૂ. મુનિ
શ્રી નિરંજનવિજયજી મ.

સ્વાધ્યાયપ્રેમી



પૂ. મુનિ
શ્રી ઉત્તમવિજયજી મ.

# અનુવાદકે બે બોલ

પરમ પૂજ્ય પ્રવર્તક સાહિત્યપ્રેમી મુનિરાજશ્રી નિરંજનવિજયજી મહારાજ સાથેના સંપર્કમાં હું જ્યારથી આવ્યો ત્યારથી તેઓશ્રીની સંસ્કારી પુસ્તકોનુ સર્જન કરવાની ધગશને જોતો આવ્યો છું. તેઓશ્રીએ ધાર્મિકવિચાર માનવહૃદયમાં દૃઢ થાય તેવાં અનેક પુસ્તકોનું સર્જન કર્યું છે. તેમની કૃતિઓ એટલી તો સરળ અને સુવાચ્ય હોય છે જેથી આબાલવૃદ્ધો હોશે હોશે વાંચી શકે તેથી જ તે સર્જનો સફળતાને વરે છે.

પૂજ્ય મહારાજશ્રીના માર્ગદર્શન હેઠળ 'કથા ભારતી' માસિક પ્રગટ થતુ હતુ, જેમાં ધર્માભિમુખ થાય તેવુ સાહિત્ય પીરસવામા આવતું હતું ત્યારે મહારાજશ્રીએ સસ્કૃતમાંથી હિંદી કરેલ 'મહારાજા વિક્રમ'નું પુસ્તક મને આપ્યું. મને વાચતા આનંદ થયો મે મારો આનંદ-સંતોષ વ્યક્ત કર્યો ને પછી તેનું ગુજરાતીકરણ કરવા વિચાર્યું મેં એ હિંદી અનુવાદનું ગુજરાતીકરણ કરવા માડ્યું જે, 'કથા ભારતી' માસિકમા ટુકડે ટુકડે છપાતુ હતું તેવામાં મહારાજશ્રીએ વિહાર કર્યો.

વિહાર કરતા મહારાજશ્રી ફરીથી અમદાવાદ પધાર્યા, ત્યારે એ ગુજરાતીકરણ કરેલા 'મહારાજા વિક્રમ'ને છપાવવા વિચાર્યું.

'કથા ભારતી'માં છપાયેલો ગુજરાતી અનુવાદ સંક્ષિપ્તમાં હોવાથી તેનો અનુવાદ ફરીથી કરવામાં આવ્યો અને તે આજ વાચકો સમક્ષ મૂકવામા આવે છે.

આ 'મહારાજા વિક્રમ' પુસ્તકમા સાચે જ દાન, ધર્મ, નીતિની મહત્તા પ્રત્યેક પાને જોવા મળે છે

આ પુસ્તક સરળ વાર્તારૂપે હોવાથી વાચતા સાચી શાંતિ-આનંદ પ્રાપ્ત થયા વિના રહેશે નહિ. આ પુસ્તક સચિત્ર છે તે તેની વિશિષ્ટતા છે.

પૂ. શ્રી શુભશીલગણિવર્યે સંસ્કૃતમાં 'મહારાજા વિક્રમ'નું સર્જન કરતા જેટલો શ્રમ ઊઠાવ્યો હશે, તેટલો જ શ્રમ પૂ. મહારાજશ્રી નિરંજનવિજયજીએ તેનો હિંદી અનુવાદ કરતાં ઊઠાવ્યો છે તે નિર્વિવાદ છે.

ધર્મોન્નતિ થાય તેવા સર્જનો કરતાં પૂ. મહારાજશ્રીએ તેઓશ્રીના વાચકોને આ લોકમા જીવન સફળ કરવાનો માર્ગ દર્શાવતાં પરલોકનું પણ ભાથું બંધાવ્યું છે.

તેઓશ્રીનાં માર્ગદર્શન નીચે મને જે જૈન સાહિત્યની સેવા કરવાની તક સાંપડી છે, તે બદલ તેઓશ્રીનો હુ ઋણી છું.

આ અનુવાદમા કયાંય ત્રૂટી જણાય તો તે મારી જ હશે, નહિ કે પૂજ્ય મુનિવરોની.

આ પુસ્તક વાચકો અપનાવશે તે આશા સાથે

કૃષ્ણપ્રસાદ ભટ્ટ

# પ્રકાશકનું નિવેદન

[ શ્રી નેમિ–અમૃત–ખાન્તિ–નિરંજન–ગ્રંથમાલા તરફથી હિન્દીમાં સં. ૨૦૦૮માં પ્રથમ ભાગ અને બીજો ભાગ ૨૦૧૫ માં પ્રકાશિત થયેલ, તેમાં તે વખતે હિન્દીમાં 'પ્રકાશકનું નિવેદન, સંયોજકનું પ્રાક્કથન' અહીં ગુજરાતીમાં પ્રગટ કરાય છે. ]

વાચકોના કરકમળમા આ પુસ્તક મૂકતાં અમે આનંદ અનુભવીએ છીએ. શ્લોકબદ્ધ વિક્રમ ચરિત્રના મૂળ કર્તા 'શ્રી અધ્યાત્મ કલ્પદ્રુમ' અને 'શ્રી સંતિકર સ્તોત્ર' આદિ અનેક ગ્રંથોના પ્રણેતા 'કૃષ્ણ સરસ્વતી' બિરુદ ધારક પરમ પૂજ્ય જૈનાચાર્ય શ્રીમદ્ **મુનિસુંદરસૂરીશ્વરજી** મહારાજ સાહેબના શિષ્યરત્ન **પૂ. પન્યાસજી શ્રી શુભશીલ-ગણિવર્ય** મહારાજ છે. તેઓશ્રીએ વિક્રમ સવત ૧૪૯૦ (વીર સં. ૧૯૬૦) મા સ્તંભનતીર્થ–ખંભાતમાં સંસ્કૃત કાવ્યરૂપમાં સર્જન કર્યું, તેમા રોમાંચક કેટલીયે કથાઓ, નીતિ અને ઉપદેશના અનેકાનેક શ્લોકો સારી રીતે ભર્યા છે. તે જિજ્ઞાસુ સજ્જનોને ઘણા ઉપકારક થશે તે દૃષ્ટિએ નીતિ અને ઉપદેશના ઘણા શ્લોકો આ અનુવાદમા ઉદ્ધૃત કર્યા છે.

**હિંદી ભાષામાંથી** શાસનસમ્રાટ તપોગચ્છાધિપતિ, પ્રાચીન અનેકાનેક તીર્થોદ્ધારક, ન્યાય, વ્યાકરણાદિ અનેક ગ્રંથોના સર્જક પૂ. ભટ્ટારક, આચાર્ય **શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજના શિષ્ય શાસ્ત્રવિશારદ કવિરત્ન પૂ. આચાર્ય **શ્રી વિજયામૃતસૂરીશ્વરજી** મ સા.ના શિષ્ય **પૂ. મુનિવર્ય શ્રીખાન્તવિજયજી** મ ના શિષ્ય સાહિત્ય-પ્રેમી પૂ. મુનિરાજ શ્રી **નિરંજનવિજયજી** મહારાજશ્રીએ અત્યંત

પરિશ્રમ લઈ આ અનુવાદ તૈયાર કર્યો છે. અને તેથી અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે આ અનુવાદ સર્વત્ર ઉપયોગી જણાશે, કેમકે એક તો આ અનુવાદની ભાષા હિંદી છે. અને બીજું આ અનુવાદનો વિષય સર્વગ્રાહી રસભર્યો છે. તે ઉપરાત આજ સુધી આ વિક્રમ ચરિત્રનો સંપૂર્ણ અનુવાદ કોઈ પણ ભાષામાં પ્રગટ થયો નથી. પહેલા ભાગમા પહેલા સર્ગથી સાતમા સર્ગ સુધીનો સમાવેશ થાય છે બીજા ભાગમાં આઠમા સર્ગથી બારમા સર્ગ સુધીમાં કથા પૂર્ણ થાય છે

મહારાજા **વિક્રમાદિત્યના** જીવન સાથે સબંધ ધરાવતી સિંહાસન બત્રીસી અને વૈતાલ પચ્ચીસી પણ તૈયાર કરવામાં આવે એવી ઇચ્છા ગ્રંથમાળાની છે.

ભવિષ્યની ઇચ્છાઓ ભવિતવ્યતતા પર રાખી કથન પૂરું કરીએ છીએ.

**ધન્યવાદ**

સાહિત્યપ્રેમી પ. પૂ મુનિવર્ય **શ્રી નિરંજનવિજયજી** મહારાજશ્રીના સદુપદેશથી મુંબાઇ નિવાસી. શેઠ શ્રી ખેતાજી ધન્નાજીની પેઢીવાળા શેઠશ્રી **ચુનીલાલ** ભીમાજી દાદઈવાળાએ વિ સં. ૨૦૦૫ મા રૂ. ૨૦૦ પહેલા આપી વિક્રમ ચરિત્રને છપાવવાની શરૂઆત કરાવી. તેથી તેઓશ્રી ધન્યવાદને પાત્ર છે. સાથે સાથે શેઠ શ્રી **સમરથમલજી** કેસરીમલજીને પણ ધન્યવાદ આપવામા આવે છે. જેમણે અગાઉથી રૂ ૧૨૫) આપ્યા તેમજ જાબાલનિવાસી શ્રી **તારાચંદ મોતીજી**, શ્રી **રીખવદાસ ખીમાજી** અને શ્રી **મગનલાલ કપૂરાજી** આદિ ધર્મપ્રેમી શ્રાવકોએ પણ આ કાર્યમા સહાયતા આપવાની ઇચ્છા પ્રગટ કરી છે

અમદાવાદ મસ્કતી મારકીટની જૈન મારવાડી કમિટીની અતિ આગ્રહભરી વિનંતીથી પર્વાધિરાજ પર્યુષણા પર્વમા શ્રી સઘને પર્વ

આરાધના કરવા માટે વિ.સં. ૨૦૦૭-૨૦૦૮ માં પુજય ગુરુમહારાજશ્રી-ની આજ્ઞાનુસાર પૂજ્ય મુનિવર્ય શ્રી નિરંજનવિજયજી મ. પધાર્યા હતા. આ વર્ષોમા શ્રી સંઘે ઘણા જ ઉલ્લાસભાવથી પૂ મહારાજશ્રીની નિશ્રામાં પર્વ આરાધના તેમજ સમયાનુસાર શાસન પ્રભાવનાના અનેક શુભ કાર્યો કાર્યા. વિ સં. ૨૦૦૮ માં આ હિંદી **વિક્રમ ચરિત્ર** છપાવવા માટે અમારી ગ્રંથમાળાને સહાય કરવા પૂજ્ય મહારાજશ્રીએ ઉપદેશ આપ્યો. શેઠ **છગનલાલ** પુનમચંદજી, **બાલુભાઈ** મગનલાલ તથા **સમરથમલ** હેમાજી વગેરેની પ્રેરણાથી જે જે મહાનુભાવોએ આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઇ **ગ્રંથમાળાને** જે પ્રોત્સાહન આપ્યું છે તે ને મહાશયોનો આભાર માનીએ છીએ. અને આ જ પ્રમાણે અમારી શુભ પ્રવૃત્તિમા ફરીને ફરી સહાયક થાય તેવી શુભેચ્છા રાખીએ છીએ.

**પ્રકાશક**

## સંયોજકનું પ્રાક્કથન

### અનુવાદ કરવાની ઇચ્છા ક્યારે થઈ?

વિક્રમ સંવત ૧૯૯૦માં અખિલ ભારતવર્ષીય શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક મુનિ સંમેલન રાજનગર અમદાવાદમાં દબદબાપૂર્વક સારી રીતે પૂર્ણ થયું તેમાં જૈન સમાજ માટે લાભપ્રદ કેટલાય શુભ પ્રસ્તાવ મૂકવામાં આવ્યા. એ પ્રસ્તાવોમાંથી એક પ્રસ્તાવના ફળસ્વરૂપ "શ્રી **જૈનધર્મ સત્ય પ્રકાશન સમિતિ**" અસ્તિત્વમાં આવી અને તે પછી તે સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' નામનું માસિક પ્રગટ થવા લાગ્યુ. તે માસિકના ક્રમાંક ૧૦૦ **વિક્રમ વિશેષાંકના** રૂપમાં પ્રગટ કરવાનો સમિતિએ નિર્ણય કર્યો. એ નિર્ણયાનુસાર સમ્રાટ વિક્રમાદિત્યે ચલાવેલા વિક્રમ સંવતના ૨૦૦૦ વર્ષ પૂરા થતાં તે સમયે સંવતની બીજી શતાબ્દીની પૂર્ણાહુતિ અને ત્રીજી શતાબ્દીના આરંભ કાળમાં વિક્રમ વિશેષાંક પ્રગટ કરવાની જાહેરાત કરવામાં આવી અને સં. ૧૯૯૯ના ચાતુર્માસ દરમિયાન શ્રીપર્યુષણા–પર્વાધિરાજની આસપાસના કાળમા 'શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશન સમિતિ'એ વિક્રમ વિશેષાંક માટે વિદ્વાન પૂજ્ય મુનિવરાદિ તથા અન્ય લેખકોને મહારાજ વિક્રમ સંબંધી લેખ લખી મોકલવા માટે માસિક અને પત્રિકા દ્વારા વિનંતી કરવામા આવી મને પણ લેખ લખી મોકલવા આમંત્રણ આવ્યુ

આ સમયે સૌરાષ્ટ્રમાં પ્રસિદ્ધ શ્રી મહુવા બંદરમાં શાસનસમ્રાટ, પરમોપકારી, પરમ કૃપાળુ, પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજની નિશ્રામા વિક્રમ વિષે ઐતિહાસિક સાહિત્યનું સંશોધન કરી પૂજ્ય ગુરુદેવની કૃપાથી ફૂલ્સકેપ કાગળના ૨૨ પાનાનો

ગુજરાતીમાં લેખ લખી સમિતિને મોકલાવી આપ્યો. તે લેખ 'માલવપતિ વિક્રમાદિત્ય'ના શિર્ષકથી તે અંકમા છપાયો.

તે લેખ લખાતી વેળા પૂજ્ય પંન્યાસ પ્રવર શ્રી શુભશીલગણિ મહારાજ રચિત શ્લોકબદ્ધ શ્રી વિક્રમ ચરિત્ર વાંચતા તેનો અનુવાદ કરવાની ઇચ્છા મારા મનમાં જન્મી. જેમ જેમ હું વિક્રમચરિત્ર આગળ ને આગળ વાચતો ગયો તેમ તેમ તેમા ઉપદેશક શ્લોકો સારી રીતે રહેલા જણાયા. એ શ્લોકો જનતાને ઉપયોગી થશે એમ માની આ અનુવાદની ઇચ્છા પરાકાષ્ઠાએ પહોંચી. પણ અનેક પ્રકારની અનેક પ્રવૃત્તિઓને લીધે મનની ઇચ્છા મનમા રહી.

ચાતુર્માસ પૂર્ણ થયા પછી ગુરુદેવની સાથે મહુવાથી શ્રી કદંબગિરિજી તરફ વિહાર કર્યો ત્યાં પહોંચતા જ પરમ પાવનકારી શ્રી તીર્થયોગાદિની પ્રવૃત્તિમાં પડયા ત્યાંથી ગિરિરાજ શ્રીશત્રુંજય મહાતીર્થની યાત્રા કરીને શ્રીવલ્લભીપુર તરફ પૂજ્યપાદ ગુરુદેવે વિશાળ પરિવાર સાથે વિહાર કર્યો.

વિ સં. ૨૦૦૦નો ચાતુર્માસ સ્તંભનતીર્થ-ખંભાતમા, અને સં. ૨૦૦૧ અને ૨૦૦૨ના આ બે ચાતુર્માસ અમદાવાદમા થયા આ ચારે ચાતુર્માસ પૂજ્ય ગુરુદેવની શુભ નિશ્રામા જિનમંદિર પ્રતિષ્ઠાદિ શાસનભાવનાના અનેકાનેક ચિરસ્મરણીય કાર્યો થયા જેની જુદી જ નોંધ જરૂરી છે.

વિ. સં. ૨૦૦૨ની સાલમાં અતિ પ્રાચીન મહા પ્રભાવિક શ્રી શેરીસા તીર્થની પ્રતિષ્ઠા શ્રી શાસનસમ્રાટ ગુરુદેવના પવિત્ર કરકમળોથી ધામધૂમથી થઈ.

મેં મહુવા, ખંભાત અને અમદાવાદના બે મળી ચાર ચાતુર્માસ શાસનસમ્રાટ પરમોપકારી, પરમ પૂજ્ય ગુરુદેવની પવિત્ર નિશ્રામા કર્યા તેમજ મહુવામાં પાંચ ઉપવાસની અને ખંભાતમાં

૭ ઉપવાસની તપસ્યા ગુરુકૃપાથી પૂર્ણ આનંદથી થઈ. અને આ ચારે ચાતુર્માસોમાં અનેક ગ્રંથોનુ વાચન તેમજ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની યોગોદ્દહન તેમજ ભક્તિ-વૈયાવચ્ચ આદિ સ્વઆત્માના હિતકારી અનેક પ્રવૃત્તિઓ થઇ. તે માટે હું પરમ પૂજ્ય ગુરુદેવનો અત્યંત ઋણી છું. જેથી આ અનુવાદનું કામ મનમાં રહ્યા કર્યું.

વિ સં. ૨૦૦૧માં પૂ. આ. શ્રીવિજયોદયસૂરીશ્વરજી મહારાજશ્રી પાસે શ્રીકેશરીયાજી મહાતીર્થ અને શ્રી રાણકપુરજી મહાતીર્થની જલદીથી યાત્રા થાય તે ઇચ્છાથી અમુક મર્યાદા રાખી અભિગ્રહ કર્યો હતો. તે મર્યાદા પૂર્ણ થવા આવી. યાત્રા માટે વિહાર કરવાનો હું વિચાર કરી રહ્યો હતો પૂજ્ય મુનિરાજ શ્રી શિવાનંદવિજયજી મહારાજને પણ રાણકપુરજીની યાત્રા માટે કેટલાય વખતથી વિચાર ચંલતો હતો મે તેમની સમક્ષ મારી યાત્રા માટે વિહાર કરવાની ઇચ્છા જણાવી. તેમણે પણ તેમની મનેચ્છા જણાવી. અમે બંને જણાએ પૂજ્ય ગુરુદેવ સમક્ષ યાત્રા કરવાની અભિલાષા જણાવી. પરમોપકારી, શાસનસમ્રાટ ગુરુદેવશ્રીએ ઘણા આનંદપૂર્વક શુભ આશીર્વાદપૂર્વક વિહાર કરવાની અમને બે જણને આજ્ઞા આપી વિ. સં ૨૦૦૧ના મહા માસમાં જૈન સોસાયટીથી વિહાર કરી શેરીસા, પાનસર, શંખેશ્વરજી, કંબોઇ, ચાણસ્માદિ તીર્થોની યાત્રા કરતા કરતા તારંગાજી, કુમ્ભારીયાજી થઇ ચૈત્ર સુદ પાચમને દિવસે આબુજી પહોચ્યા. ત્યા શ્રી સિધ્ધચક્રની આયંબિલની ઓળી કરી. અચલગઢની યાત્રા કરી આબુ દેલવાડાથી અનાદરાના રસ્તે નીચે ઉતરી ક્રમશ મીરપુરકી યાત્રા કરીને પાડીવ થઈ વૈશાખ સુદ બીજના દિવસે જાવાલ આવ્યા.

જાવાલ આવ્યા પછી મંગલાચરણ-પહેલા વ્યાખ્યાનમા જ શ્રીસંઘે ચાતુર્માસના માટે આગ્રહપૂર્વક વિનંતી કરી પરંતુ પૂજ્ય

મુનિવર્ય શ્રી શિવાનદજીની તેમજ મારી ચાતુર્માસ પહેલાં ગોડ-વાડ પ્રાન્તીય મોટા પંચ તીર્થોની શ્રીવરકાણાજી, શ્રી રાણકપુરજી, આદિની યાત્રા કરવાની ઇચ્છા હતી અને ચાતુર્માસ પછી તરતજ શ્રીકેશરીયાજી મહાતીર્થની યાત્રા કરી પૂજ્યપાદ ગુરુમહારાજની નિશ્રામા પહોંચી જવું હતુ.

જાવાલનો શ્રીસંઘ દેવ, ગુરુ, ધર્મપ્રેમી તેમજ શાસનસમ્રાટ ગુરુદેવશ્રી પ્રતિ અતિશ્રદ્ધાળુ હોવાથી તાર અને પત્ર દ્વારા અમ-દાવાદ રહેલા પૂ ગુરુદેવને અમારા બનેના ચાતુર્માસ માટે વિનતી કરી આજ્ઞા માગી

જાવાલ સંઘનો ઘણો આગ્રહ હોવાથી ગુરુઆજ્ઞાનુસાર અમારા બનેનો ચાતુર્માસ ત્યા જ થયો આ ચાતુર્માસમા શ્રીસંઘના આગેવાનોએ શાસન પ્રભાવનાનાં અનેક શુભ કાર્ય ઉત્સાહપૂર્વક કર્યા

વિ, સ ૨૦૦૩ના આ ચાતુર્માસમા ઘણા સમયથી મનમા રમતી જે ઇચ્છા હતી. તેને શાસ્ત્રાધ્યયનમાં સદા પ્રવૃત્ત રહેતા શ્રીમાન તારાચદજી મોતીજીની સત્પ્રેરણાથી પ્રોત્સાહન મળ્યું. અને હિદી વિક્રમ ચરિત્ર લખવાની શરૂઆત કરી અહીંના નિવાસ દરમ્યાન લગભગ ત્રણ સર્ગનો અનુવાદ કર્યો ચાતુર્માસ પૂર્ણ થવાથી દીયાણા, લોટાના, નાદીઆ, બામણવાડાદિ મારવાડના લઘુ પચ-તીર્થોની યાત્રા માટે શ્રીસંઘના અગ્રણી વ્યક્તિઓ સાથે નાના સંઘમા પ્રયાણ કર્યું. તેમાં તારાચદ મોતીજી, ભભૂતમલ ભગવાનજી, પુનમ-ચદ મોતીજી વગેરે સપરિવાર હતા. બધાએ બધા તીર્થોમાં આનં-દથી સમયાનુસાર દ્રવ્યવ્યય સારી રીતે કર્યો

આ સઘ નિર્વિઘ્ને બામણવાડા પહોંચ્યો. જાવાલનો શ્રીસંઘ જાવાલ પાછો ગયો અને અમે બે મુનિએ પિંડવાડા તરફ વિહાર કર્યો. પિડવાડાથી અજારી, નાણા, બેડા, શ્રીરાતા મહાવીરજી,

વીજાપુર થઇ શિવગંજ આવ્યા. અને મૌન એકાદશી કરી ત્યાંથી શ્રી કોટરાજી તીર્થની યાત્રા કરી. જાકોરાજી તીર્થની યાત્રા કરી ખીમેલ થઇ રાણીગાવ આવ્યા. અહીંથી બીજોવા શ્રીસંઘના આગેવાન બીજોવા પધારવા વિનંતી કરવા આવ્યા અમે ત્યાંથી બીજોવા ગયા. પૂજ્ય મુનિવર્ય શ્રી શિવાનંદવિજયજીની આ જન્મભૂમિ હતી અને દીક્ષા પછી પહેલીજવાર વીસ વર્ષ પછી આવ્યા હતા, તેથી તેમના કુટુંબીજનોમા અને બધા શ્રીસંઘમાં ઘણું જ ઉત્સાહનું વાતાવરણ જણાતું હતુ. સ્વજન અને શ્રીસંઘે અઠ્ઠાઇ મહોત્સવ, પૂજા, પ્રભાવના, વ્યાખ્યાન શ્રવણ વગેરે શાસન પ્રભાવનાના શુભ કાર્યો સારી રીતે કર્યા ૧૫-૨૦ દિવસના અમારા અલ્પ સ્થિરતા દરમ્યાન શ્રીસંઘે શાસન પ્રભાવનાનો સારો લાભ લીધો અને ચાતુર્માસ માટે ઘણા આગ્રહ સાથે વિનંતી કરી.

પોષ વદ ૧૦ને દિવસે શ્રીવરકાણાજીમાં શ્રી પાર્શ્વનાથજીના જન્મકલ્યાણકનો મેળો હતો તે પ્રસંગપર બિજોવાથી વિહાર કરી શ્રીસંઘે સાથે શ્રીવરકાણાજી આવ્યા ને શ્રીવરકાણાજીના તીર્થપતિ શ્રીપાર્શ્વનાથનાં દર્શન કરી જન્મ સફળ કર્યો અહીં મારા સંસારી પક્ષના મોટાભાઈ શ્રી **મૂળચંદજી હજારીમલજી** વગેરેએ બાલી પધારવા આગ્રહપૂર્વક વિનંતી કરી પરંતુ અમારે અહીથી ફરી બિજોવો જવાનું હોવાથી અમે બાલી જવાનો નિર્ણય ન કર્યો

વરકાણાજીથી અમે બિજોવા આવ્યા પછી મૂળચંદજી બાલીના શ્રીસંઘના અગ્રણી વ્યક્તિઓને લેઇ ફરીથી વિનંતી કરવા આવ્યો. મૂળચંદજીએ બિજોવામાં ઘર દીઠ શ્રીફળની પ્રભાવના કરી. આગ્રહપૂર્ણ વિનંતીથી બિજોવાથી ઘણી થઇ બાલી પહોંચ્યા. મારી દીક્ષાના પંદર વર્ષ પછી પહેલી જ વાર અહીં આવવાનું થવાથી સ્વજનોદિ તેમજ શ્રીસંઘમા ઘણું ઉત્સાહનું વાતાવરણ ફેલાયું શ્રી મૂળચંદ હજારીમલજી, ઉમેદમલ હજારીમલજી તથા કપૂરચંદ સાગરમલજી તેમજ

શ્રીસંઘે ૧૫-૨૦ દિવસના અમારા સ્થિરતા દરમ્યાન પ્રશંસનીય લાભ લીધો. ચાતુર્માસ માટે વિનંતી કરી પરંતુ અમારે પંચતીર્થીની યાત્રા કરી તાત્કાલિક શ્રી કેશરીયાજી તીર્થની યાત્રા કરી પૂજ્ય ગુરુમહારાજની નિશ્રામાં પહોંચવા વિચાર હતો તેથી બિજોવા, બાલી, સાદડી, વગેરે ગામોનો આવતા ચાતુર્માસ માટે અત્યંત આગ્રહ હોવા છતા વિનંતીનો અસ્વીકાર કરવો પડયો. અંતે મુંડારા, સાદડી, નાડોલ, નાડલાઇ. ઘાનેરાવ, રાણકપુરજી થઇ મેવાડના પાટનગર ઉદેપુરથી શ્રી ધુલેવામંડણ, શ્રી કેસરીયાજીની યાત્રા કરી, ફાગણનો મેળો ત્યાં કરી ઇડરના રસ્તે પુજ્ય આચાર્ય શ્રી વિજયામૃતસૂરીશ્વરજીની નિશ્રામા ચૈત્ર સુદમાં અમદાવાદ પહોંચી ગયા. સંવત ૨૦૦૪ના વૈશાખ માસમાં વઢવાણ શહેરમાં પૂ. શ્રી. શાસનસમ્રાટ ગુરુદેવની નિશ્રામા શ્રી અંજન શલાકા અને પ્રતિષ્ઠા થવાની હતી તે પ્રસગ પર ત્યા જવાની મારા મનમા તીવ્ર ઇચ્છા હતી પરતુ ગરમીના કારણે અમદાવાદમા રહેવુ પડયુ.

ખંભાતના ઓસવાલ શ્રીસંઘનો આવતા ચાતુર્માસ માટે ઘણો આગ્રહ હોવાથી પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મ. સા.ની આજ્ઞાનુસાર સં. ૨૦૦૪માં ચાતુર્માસ ખંભાતમા થયો. **શ્રીગૌતમપૃચ્છા** અને ધન્યચરિત્ર વ્યાખ્યાનમા વાચ્યુ. આ ચાતુર્માસમા શ્રીસંઘના આગેવાનોએ ઉત્સાહપૂર્વક સમયાનુસાર શાસન પ્રભાવના સારી રીતે કરી. વ્યાખ્યાનાદિ પ્રવૃત્તિને લીધે તેમ જ ચાતુર્માસમાં પણ કેટલીય અન્ય પ્રવૃત્તિઓ હોવાથી વિક્રમ ચરિત્રનુ હિંદીમાં અનુવાદ કરવાનુ કાર્ય આગળ ન વધ્યું ને ખંભાતથી ફરી અમદાવાદ આવ્યો.

પૂજ્યશ્રી આચાર્ય શ્રી વિજયામૃતસૂરીજી મ. સા.ની નિશ્રામા મારા વિદ્યાગુરુ પૂ. મુનિવર્ય **શ્રીરામવિજયજી** મહારાજની એક આંખમાં

મોતીઓનું ઓપરેશન કરાવ્યું. કાઇક શક્તિ આવ્યા પછી પૂજ્ય આચાર્ય શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મ સા બોટાદના ગામ બહાર પરાનાં મંદિરની પ્રતિષ્ઠાના પ્રસંગ પર પધારવાના હતા. ત્યારે મેં પણ બોટાદ તરફ વિહાર કરવા તૈયારી કરી પણ એકાએક મારુ શરીર રોગગ્રસ્ત થયુ તેથી મારે અમદાવાદ રોકાઈ જવુ. પડયું. વિહાર બધ રહ્યો.

શરીર સારું થતાં વિક્રમ ચરિત્રનો હિંદીમાં અનુવાદ કરવાનું કાર્ય શરૂ કર્યું. અનુવાદનું કાર્ય આગળ વધવા લાગ્યુ ગ્રંથમાળાએ ચિત્ર, બ્લોક વગેરે કરાવવા માડયા. છપાવવાનો વિચાર ચાલી રહ્યો હતો પરંતુ જોઇતી અનુકૂળતા ન હોવાને કારણે મુદ્રણ કાર્ય ન થઇ શકયું ને સમય આગળ વધવા લાગ્યો. સંવત ૨૦૦૫નો ચાતુર્માસ મુનિવર્યશ્રી રામવિજયજી મ. સા ની નિશ્રામા અમદાવાદમાં થયો.

સવત ૨૦૦૫ના આસો માસની અમાવસ્યાને દિવસે મહુવામાં શાસનસમ્રાટ, પરોપકારી. પૂજ્યપાદ ગુરુદેવનું સ્વર્ગગમન થવાથી બધે આખાય જૈન સમાજમાં શોકનું વાદળ પ્રસરી ગયું. પ્રભાવશાળી મહાપુરુષના સ્વર્ગવાસથી આખાય જૈન સમાજમાં ન પૂરાય તેવી ખોટ પડી પણ થાય શું ? ‘ તૂટી તેની બુટ્ટી નથી ’ એ લોકોક્તિ અનુભવસિદ્ધ છે.

મહુવામા શાસનસમ્રાટના જન્મસ્થાનમાં જ ચાર માળનું ઊંચુ આકાશ સાથે વાતો કરતુ **શ્રીનેમિવિહાર દેવગુરુ મંદિર** જે લગભગ ૨૦ વર્ષથી બધાઈ રહ્યુ હતું તેની પ્રતિષ્ઠા સંવત ૨૦૦૬ના ફાગણ મહિનામા કરવાનો નિર્ણય થયો. આ ઉત્સવમાં જવા માટે મેં વિહારની તૈયારી કરવા માડી. પરંતુ એકાએક મારા વિદ્યાગુરુ પૂ, મુનિવર્યશ્રી રામવિજયજી મ. સા. ની બીજી આંખના

મોતીયાનું ઓપરેશન કરાવી ઉતારવાનુ નક્કી થયું. તેથી મહુવા તરફ વિહાર કરવાનું બંધ રહ્યું.

વિક્રમ સંવત ૨૦૦૬ના ફાગણ મહિનાની વદ આઠમથી શ્રી આદિનાથ પ્રભુના દીક્ષાકલ્યાણના દિવસથી મે પૂજ્ય મુનિવર્યશ્રી રામવિજયજી મહારાજની શુભ નિશ્રામાં વર્ષીતપ કરવાનો આરંભ કર્યો. પૂજ્યશ્રીના શુભ આશીર્વાદથી જ્ઞાન ધ્યાનપૂર્વક વર્ષીતપ ચાલી રહ્યુ હતું.

વિ સં ૨૦૦૬ના ચાતુર્માસ માટે શ્રીસંઘના આગેવાનોની વિનંતીથી પૂ ગુરુદેવ શ્રી. આચાર્ય શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મહારાજ સાહેબ અમદાવાદ પધાર્યા આ ચાતુર્માસમાં પૂ આચાર્યદેવની શુભ નિશ્રામાં શ્રી અનુયોગદ્વાર સૂત્રની તેમજ શ્રી આચારાગ સૂત્રનું યોગોદ્વહન થયુ. અને આચાર્ય મહારાજની શુભ નિશ્રામા શાસનપ્રભાવનાના અનેક શુભ કાર્ય પૂર્ણ ઉત્સાહથી શ્રીસંઘે કર્યા. તે ઉપરાત પૂ. મુનિવર્ય રામવિજયજી મહારાજ આદિ ત્રણ પૂ. મુનિવરોને ગણિ પદાર્પણ નિમિત્તે શ્રીસંઘે મહોત્સવ કર્યો.

કારતક વદ છઠને દિવસે પૂ ગુરુદેવના પવિત્ર કરકમળોથી પાંજરાપોળ ઉપાશ્રયમાં ત્રણ પૂજ્ય મુનિવરોને ગણિપદ પ્રદાન કરવામા આવ્યુ સંવત ૨૦૦૬નો ચાતુર્માસ પૂરો થતાં મારા વર્ષીતપના પારણાં કરવા શ્રી સિદ્ધક્ષેત્ર તીર્થાધિરાજ શ્રીશત્રુંજય ગિરિરાજની છાયામા જવાની ઇચ્છા હતી. પરંતુ અમારા સમુદાયના ૧૬ પૂજ્ય મુનિવરોને વૈશાખ સુદ–૩ અક્ષય તૃતીયાને દિવસે અમદાવાદમાં પંન્યાસપદ અર્પણ કરવાનો નિર્ણય થયો આ પ્રસંગ પર અમારા પૂજ્ય પરમ ગુરુદેવ શાસનસમ્રાટનો બધો જ શિષ્યસમુદાય અમદાવાદમાં એકત્ર થવાનો હોવાથી પારણા માટે શ્રી શત્રુંજય તરફ વિહાર કરવાનો વિચાર મુલતવી રાખવો પડ્યો.

પંન્યાસપદ પ્રદાન કરવા અંગેનો મહોત્સવ અને શાસન પ્રભાવના શ્રી જૈન તત્ત્વ વિવેચક સભા તરફથી સારી રીતે કરવામા આવેલ, મારા વર્ષીતપનાં પારણા માટે મુંબઈથી બાલી નિવાસી શાહ મૂળચંદજી હજારીમલજી આવ્યા હતા તેથી અમદાવાદમાં ઘણા ઉત્સાહ પૂર્વક વર્ષીતપના પારણાં કરવામા આવ્યાં.

આ પુસ્તકને છપાવવાનો વિચાર ચાલી રહ્યો હતો. તે કાર્ય કરવા પ્રેસ અંગેનું કાર્ય સંભાળવાનું પંડિત અમૃતલાલજીએ સ્વીકાર્યું. એટલે શ્રાવણ માસમા પુસ્તકનું મુદ્રણ શરૂ થયું. પાચ માસ જેટલા સમયમા છપાઇ ચૂકયો. ઉતાવળ થયેલી હોવાથી કયાંક કયાંક દષ્ટિદોષથી અને યંત્ર–પ્રેસદોષથી ક્ષતિઓ રહી ગઈ હોય તે સુધારી વાંચવું. કેમકે સજ્જન હંમેશા હંસની જેમ સારગ્રાહી હોય છે. કોઇ વિશિષ્ટ ક્ષતિ જણાય તો અમને જણાવવામા આવશે તો પુનર્મુદ્રણ વખતે સુધારી શકાય.

આ પુસ્તકનું સંયોજન કરવામાં અનેક હાથો મારા સહાયક થયા છે વળી જે જે મહાનુભાવોએ અમને અલ્પ અથવા વધુ કોઈ પણ-પ્રકારની મદદ–સહાય આપી છે તેમના અમે ઋણી છીએ.

આ પુસ્તકની પ્રેસકોપીને સર્ગ ૧ થી ૬ને શિરોહી નિવાસી અમૃતલાલ મોદી ભાષાદષ્ટિએ જોઇ ગયા છે. તેમજ મુદ્રણ કાર્યમા, પ્રૂફ રીડિંગના કાર્યમા વ્યાકરણતીર્થ–વૈયાકરણભૂષણ પંડિત અમૃતલાલ મોહનલાલ સંઘવીએ પૂર્ણ સહકાર આપ્યો છે તે સદાય યાદ રહેશે.

**આ ગ્રંથની હિંદી ભાષામાં અનુવાદ કરવાની આવશ્યકતા**

હિંદી ભાષા હિન્દુસ્તાનના બધા જ પ્રાન્તો જેવા કે મારવાડ, મેવાડ, માળવા, પંજાબ, બંગાલ, કચ્છ, ગુજરાત, બિહાર, મધ્યપ્રાંત સંયુક્ત પ્રાંતમા પ્રચલિત છે. ત્યાંની જનતા હિંદી ભાષાને બોલી અથવા

સમજી શકે છે. તેથી આ ગ્રંથનો હિંદી અનુવાદ કરવાની આવશ્યકતા અમને જણાઇ. આ અનુવાદ બધાને ઉપયોગી થાય તેથી જ્યાં સુધી બન્યું ત્યા સુધી સંક્ષિપ્ત, સરળ અને બોધક બનાવવાની સામગ્રી, સમય અને સાધન પ્રમાણે એકત્ર કરવાનો અમે પ્રયત્ન કર્યો. આ ગ્રંથ પ્રત્યેકને ઉપયોગી થશે એમ અમારું માનવું છે

અન્ય વિદ્વાનોની સરખામણીમા મારો હિંદી ભાષાનો અભ્યાસ અને અનુભવ ઘણો જ ઓછો છે, છતા યથાશક્તિ યતનીયમ્' આ પ્રાચીન ઉક્તિ અનુસાર મારી અલ્પ મતિ અનુસાર કરેલો પ્રયત્ન બાળકો માટે ખચીત બોધપ્રદ નીવડશે તે નિશ્ચિત છે.

**અંતિમ અભિલાષા**

આ પુસ્તકને જિજ્ઞાસુ વાચકો સમક્ષ મૂકતા હુ અંતમાં સ્નેહભાવથી સૂચન મૂકવાનુ આવશ્યક સમજું છુ કે આ ગ્રથમાં ભાષા આદિની રહી ગયેલી-ક્ષતિઓ સુહૃદભાવથી મને જણાવે

પોતાનો ઉત્કર્ષ ઇચ્છનાર વ્યક્તિ પોતાના સર્જનને ક્યારે પણ પૂર્ણ માનતો નથી કારણકે કાલનો અનુભવ આજની દૃષ્ટિએ અધૂરો લાગે છે. લોકોક્તિ અનુસાર અમને પણ આ અનુભવ છે.

પહેલો ભાગ છંપાતા ઘણો સમય વ્યતિત થયો આ પુસ્તક ઉતાવળે છપાય તે માટે ઘણા સજ્જનોએ સૂચન કર્યુ હતું, એ સૂચનના ફળસ્વરૂપ અત્યારે આ પુસ્તક વાચકોના કરકમળમા મૂકવાની તક મળી છે

શાસનસમ્રાટ

શ્રી વિજયનેમિસૂરીશ્વરજી જૈન<br>
જ્ઞાનશાળા. પાંજરાપોળ, અમદાવાદ<br>
વિક્રમ સવત ૨૦૦૮<br>
ચૈત્ર શુકલ પંચમી, રવિવાર

મુનિ નિરંજનવિજય

## પ્રકાશકીય

જૈન બંધુઓના કરકમળમાં આ 'મહારાજા વિક્રમાદિત્ય'નું ગુર્જર ભાષામાં પુસ્તક મૂકતાં અમે આનંદ અનુભવીએ છીએ.

'કૃષ્ણ સરસ્વતી' બિરુદ ધારક પરમ પૂજ્ય જૈનાચાર્ય શ્રીમદ મુનિસુંદરસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્યરત્ન પૂ. પંન્યાસજી શ્રી શુભશીલગણિવર્યે વિક્રમ સંવત ૧૪૯૦માં ખંભાતમાં સંસ્કૃતમાં વિક્રમ ચરિત્રનું સર્જન કર્યું. તેનું હિંદીકરણ બાળોપયોગી અનેક પુસ્તકોના રચયિતા પ. પૂજ્ય પ્રવર્તક સાહિત્યપ્રેમી મુનિરાજશ્રી નિરંજનવિજયજી મહારાજશ્રીએ સારા જેવો શ્રમ લઈ કર્યું છે એ હિંદી અનુવાદનુ કાર્ય ખૂબ પરિશ્રમે, પ્રેમભાવે સાક્ષરવર્ય શ્રી કૃષ્ણપ્રસાદજી ભટ્ટ ટૂંક સમયમાં કરી આપ્યું છે. તે ગુજરાતીભાષી ભાઈઓને ઘણુ ઉપયોગી થઈ પડશે.

આ પુસ્તકમા જીવનમાં ઉપયોગી થાય તેવા વિચારો હોવા ઉપરાંત દાન–ધર્મની મહત્તા ગાઈ હોવાથી માનવજીવન ઘડતરમાં આ પુસ્તક મહત્ત્વનું થઇ પડશે, એમ કહેવુ જરાય વધારે પડતું નથી.

અત્યારે પ્રગટ થતા પુસ્તકો બાળકો અને તેના વાચનારાઓના માનસને વિકૃત કરતા હોય છે, તેથી ધર્મ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન કરનાર પુસ્તકોની આવશ્યકતા જણાય છે. અને તેથી જ આ સંસ્થાએ આવી મોંઘવારીમા આ સચિત્ર પુસ્તક પ્રગટ કરવાનું સાહસ ખેડયું છે.

એક વાત જણાવતા ખૂબ જ આનંદ થાય છે, પરમ પૂજ્ય પ્રવર્તક સાહિત્યપ્રેમી મુનિશ્રી નિરંજનવિજયજી મહારાજશ્રીના

જે જે પુસ્તકો બહાર પડે છે, તે આબાલવૃદ્ધ સૌને આનંદ સાથે ધર્મભાવના પ્રેરક હોય છે. અને એકે ખરીદી વાંચેલ પુસ્તક બીજાને (તે પુસ્તક વાંચવા–ખરીદવા પ્રેરણા કરે છે. જેને પરિણામે તે પુસ્તકો તાત્કાલિક વેચાઇ જાય છે. છેલ્લા ૨૦–૨૧ વર્ષથી પૂજ્ય મહારાજશ્રીનાં પુસ્તકોની ખૂબ માંગ રહે છે, તે અમે જોતા આવ્યા છીએ.

મહારાજશ્રીનાં પુસ્તકોની નવી આવૃત્તિઓ સંયોગોની પ્રતિકૂળતાને કારણે કરી શકતા નથી તેથી ઘણા વાચકો અમારા ઉપર નારાજ થાય છે તેનું અમને દુઃખ થાય છે. પણ અમારો વાચકોને સંતોષવા પ્રયત્ન ચાલુ હોય છે. અને તે પ્રયત્ન સફળ કરવા શાસનદેવને પ્રાર્થના કરીએ છીએ. અને વળી અમને બળપ્રદાન કરવા વિનવીએ છીએ.

અંતમાં પૂજ્ય ગુરુદેવની સત્પ્રેરણાથી જે જે સંસ્થાઓ, તથા જે જે ધર્મપ્રેમી મહાનુભાવોએ આર્થિક સહાય આપી, પુસ્તક ખરીદીને અમને જે પ્રોત્સાહન આપ્યું છે. તેમનો આભાર માનીએ છીએ.

સાહિત્યપ્રેમી ભાઈઓ આ પુસ્તકનું વાચન કરતા સુસંસ્કારોના અમૃતને હૃદયે ધારશે તો મૂળ સર્જક, સંસ્કૃતમાંથી સરળતાથી હિંદીમાં ઉતારનાર અને ગુજરાતીમાં અનુવાદ કરનારનો શ્રમ સફળ થયો મનાશે.

આ પ્રકાશનમાં કોઈપણ ક્ષતિ રહી હોય–દેખાય તો અમને જણાવવા કૃપા કરશો.

**પ્રકાશક**

# પ્રસ્તાવના

## (હિંદી વિક્રમાદિત્ય ભાગ-૨-૩ની)

આ પુસ્તક માટે લખું તો શું લખું ? આ પુસ્તકમાં પ્રાતઃસ્મરણીય, પરદુઃખભંજન મહારાજા વિક્રમના જીવનનું નિરૂપણ કરવામાં આવ્યું છે. જે પરમ પૂજ્ય મુનિરાજ શ્રી **નિરંજનવિજયજી** સાહિત્યપ્રેમી મહારાજ સાહેબે સસ્કૃતમાથી હિન્દી અનુવાદ કરી સાહિત્ય-રસિક જનતાને ભેટ આપ્યું છે. એટલે મારે માટે લખવાનું રહ્યુ જ શું ? તેમ છતાં મારી અલ્પ બુદ્ધિની મર્યાદામાં રહીને બે ચાર શબ્દો લખી રહ્યો છુ

આ પુસ્તકમાં જેમનાં જીવનનું નિરૂપણ કરવામા આવ્યું છે, તે મહાન વિભૂતિ માટે સાક્ષરોએ વિવિધ મતો પ્રદર્શિત કર્યા છે. કોઈએ મહારાજા વિક્રમને પાર્થિવ રાજા અઝીઝ કહ્યા છે. તો કોઈએ વશિષ્ટ પુત્ર શાતકર્ણી કહ્યા છે કોઈએ અગ્નિમિત્ર, વસુમિત્ર કે કનિષ્ક કહ્યા છે. કોઇએ વળી ગર્દભિલ્લના રાજકુમાર હતા એમ પણ કહ્યું છે. કોઇએ ભડોચ-ભરુચના રાજા બલમિત્ર કહ્યા છે.

વિદ્વાનો એ સવત પ્રવર્તક મહારાજા વિક્રમાદિત્ય માટે જે કહેવુ હોય તે કહે, પરંતુ હુ તો પરદુ:ખભજન અવતીપતિ મહારાજા વિક્રમાદિત્યે માનવશક્તિની મર્યાદા ઓળગી દુઃખીઓ-અનાથો માટે એવાં કાર્યો કર્યાં છે, તેથી તેમની યાવચ્ચંદ્રદિવાકરૌ યશસુવાસ પ્રસરી રહેશે. એ જ કહેવા ઇચ્છુ છુ.

મહારાજા વિક્રમાદિત્યના કાર્યોનુ નિરૂપણ કરતાં માનવજીવન માટે મહત્ત્વપૂર્ણ માર્ગદર્શન આ પુસ્તકમાં આપવામા આવ્યું છે. વ્યવહારકુશળ કોને કહેવાય, નીતિ કોને કહેવાય, બુદ્ધિનો સદ્ઉપયોગ

કેવી રીતે કરી શકાય, દુઃખના સમયમાં માનવે શું કરવું જોઇએ, તે પણ આ પુસ્તકમાં આલેખાયું છે

મહારાજા વિક્રમ જૈન હોવા છતાં દરેક ધર્મ માટે સમભાવ રાખતા હતા, સન્માન કરતા હતા. કોઈ પણ ધર્માનુલંબી માટે સહેજ પણ અચકાયા સિવાય તેમનાં કાર્યો કરવા તત્પર રહેતા.

જીવદયા અને સમાનતાનું મહાન સૂત્ર આ પુસ્તકમાંથી વાચકને મળી આવશે તે તેની વિશિષ્ટતા છે.

આ પુસ્તક એક અમૂલ્ય રત્ન છે. પરંતુ તે જાણકાર માટે. અજ્ઞાનીના હાથમાં રત્ન હોય પણ તે તો તેને કાચ જ સમજવાનો, પણ જાણકાર રત્ન જ જાણવાનો. તે જ પ્રમાણે આ પુસ્તકનું મૂલ્યાંકન સુજ્ઞ વાચક જ કરી શકવાનો.

પરમ પૂજ્ય પ્રવર્તક મહારાજશ્રીએ આ પુસ્તકને સરળ અને સુવાચ્ય બનાવવા જે પરિશ્રમ લીધો છે, તે પુસ્તક વાંચતા સહેજે સમજી શકાય છે આ પુસ્તક આબાલવૃદ્ધ પ્રત્યેકને આનંદ–જ્ઞાન આપશે તેમ હું માનું છું.

પ્રસંગોને અનુરૂપ ચિત્રો હોવાથી પુસ્તક વાચનારને આકર્ષ્યા વિના રહેશે નહિ. સાથે સાથે વાચવાની જિજ્ઞાસા પણ ઉત્પન્ન કરશે.

દૂધ અને પાણીમાથી જેમ હંસ માત્ર દૂધ જ ગ્રહણ કરે છે તેમ વાચક પણ આ પુસ્તકમાથી ગુણ ગ્રહણ કરશે એમ હુ માનું છું.

આ પુસ્તક વાચતા ગુર્જર લોકકવિ શામળ ભટે ‘ બત્રીસ પુતળી’ માં આપ્યુ છે તેનાથી અધિક આ પુસ્તકમાથી ઉપલબ્ધ થશે. સાથે સાથે જૈનાચાર્યોની બુદ્ધિનો પણ પરિચય થશે.

વાચક આ પુસ્તક વાચી સંસ્કૃતમાંથી હિંદીકરણ કરનાર મહારાજશ્રીનો શ્રમ સફળ કરશે તે સાથે ઇતિ

કૃષ્ણપ્રસાદ ભટ

## સહાયક યાદી

પરમ પૂજ્ય **પ્રવર્તક મુનિવર્ય નિરંજન વિજયજી મહારાજ** સાહેબ તથા પરમ પૂજ્ય **સ્વાધ્યાયપ્રેમી** મુનિવર **શ્રી ઉત્તમ-વિજયજી** મહારાજશ્રીની સત્પ્રેરણાથી નીચે લખેલ જે જે સંઘોએ તથા જે જે **સંસ્થાઓ અને જે જે સદ્‌ગૃહસ્થોએ સહાયરૂપ થઈને** અમારા સાહિત્યપ્રકાશનમાં સહયોગ આપ્યો છે તેઓનો અમે આભાર માનીએ છીએ.

**પ્રકાશક**

(૧) શ્રી ગોરેગામ જવાહરનગર મૂર્તિપૂજક જૈન સંઘ.

(૨) શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જૈન દેરાસર શ્રી ગોવાલિયા ટેન્ક જૈન સંઘ

(૩) શ્રી આદિશ્વર જૈન દેરાસર શ્રી વિશા પોરવાડ જૈન સંઘ. મુંબઈ

(૪) શ્રી દિપચંદભાઈ એસ. ગાર્ડી મુંબઈ.

(૫) શ્રી શાંતિલાલ ખેતશી જૈન ચેરીટી ટ્રસ્ટ મુંબઈ

(૬) શ્રી માહિમ જૈન સંઘના આરાધકો તરફથી હ. મણિલાલભાઈ

(૭) શ્રી મઝગાવ જૈન સંઘના આરાધકો તરફથી. મુંબઈ

(૮) શ્રી મુલુંડ જૈન સંઘના આરાધકો તરફથી મુંબઈ

(૯) શ્રી નમિનાથ જૈન ઉપાશ્રયના આરાધકો તરફથી. મુંબઈ

(૧૦) શ્રી આદિશ્વર જૈન ચેરીટેબલ ટ્રસ્ટ ચેમ્બુર–મુંબઈ.

(૧૧) શ્રી ગોડીજી જૈન દેરાસર પાયધુની–મુંબઈ

○

પરમ પૂજ્ય ગુરુદેવ શ્રી ખાંતિવિજયજી મહારાજનું

# સંક્ષિપ્ત જીવનચરિત્ર

શ્રી જિનભક્તિની સૌરભથી મહેંકતા અનેક ગામ-નગરો રાજસ્થાનમા છે. તેમા ફાલનાથી શ્રીરાણકપુર તીર્થે જવાના માર્ગ પર આવેલા **વાલી** નામના ગામનો સમાવેશ થાય છે.

ધર્મશ્રદ્ધાળુ અનેક જૈનકુટુંબો આ વાલી ગામમાં રહે છે

આ જ ગામમાં **શાયરીબાઇ**ની રત્નકુખે, વિ સ. ૧૯૫૮માં શ્રી **ખીમરાજજી**નો જન્મ થયો: તેમના પિતાનું નામ શ્રી હજારીમલજી અમીચંદજી, ગોત્ર હઠુંડિયા રાઠોડ (લલુરીયા) વંશ.

શ્રી ખીમરાજજીને બીજા ત્રણ ભાઇ હતા શ્રી મૂલચંદજી, શ્રી ઉમ્મેદમલજી અને શ્રી નવલમલજી.

આ ચારેયમાં શ્રી ખીમરાજજીનું વ્યક્તિત્વ નિરાળુ હતું. ઓછું બોલવું, ગાભીર્ય સાચવવુ, માતાપિતાની સેવા કરવી, નિયમિત દહેરાસર જવું, એ તેમના સ્વભાવભૂત હતું.

પ્રાથમિક શિક્ષણ વાલીમાં લઇને તેઓ મુબઈ ગયા, અને તેમના પિતાની પેઢીના વહીવટમા જોડાયા.

અજબગજબની મુંબઇ નગરીની મોહિનીથી શ્રી ખીમરાજજી પર રહ્યા. પોતે દુકાને રહેતા ખરા, પણ દિલ તેમનું દેવાધિદેવની ભક્તિમાં રહેતું. દેવદર્શન, પૂજા, વ્યાખ્યાન-શ્રવણ પહેલા, દુકાન પછી. સસાર તેમને ગૂમડાંની જેમ પજવતો. સાચું સુખ ત્યાગમાં જણાતું, એટલે તેમને પણ ત્યાગમય સાધુજીવનની રઢ લાગી.

તેમણે પોતાના માતાપિતાને વિનંતી કરી કે, 'મને ભાગવતી દીક્ષા લેવાની રજા આપો, સંસારમાં મારો જીવ મુંઝાય છે' પણ માતાપિતાએ 'થાય છે, શી ઉતાવળ છે' કહીને વાત ટાળી.

સંસારીઓના સ્નેહ અનાદિકાળથી આવા જ રહ્યા છે એવી યથાર્થ સમજ સાથે શ્રી ખીમરાજજી અધિક ચઢતા પરિણામે ધર્મની આરાધનામાં ઓતપ્રોત થયા. તેમના જીવનમા આ ધર્મ જાગૃતિ ખીલવવાનો યશ, મરુધર કેસરી પૂ મુનિરાજ શ્રી જ્ઞાનસુંદરજી મહારાજ તથા પૂ પં. શ્રી ભક્તિવિજયજી ગણિવર (સમીવાળા)ને ફાળે જાય છે. તેઓશ્રી, એ ઉપકારીઓને સદા યાદ કરતા.

યુવાન ખીમરાજ દુકાને જતા, બેસતા, વેપાર કરતા પણ મન વગર. તેમને ઉપાશ્રય ગમતો, સાધુભક્તિ ગમતી, સ્વાધ્યાય ગમતો, એટલે સમય કાઢીને પણ ભાયખલાના ઉપાશ્રયે પહોચી જતા. ત્યાં જઇને સાધુ મહાત્માઓની ભક્તિ કરતા, ને ઉપદેશ સાંભળતા સાભળતા વૈરાગ્ય દૃઢ કરતા.

ચોમેર પથરાએલા સંસારના કીચડથી બચવા, તેમણે ઘર છોડી દીધું અને મુંબઈમાં જ ગુપ્તવાસ સ્વીકાર્યો. પણ મુંબઇમાં તેમનું મન ન ઠર્યું એટલે પંજાબની વાટ પકડી. પ્રતિકૂળતાઓને પ્રેમથી આવકારી, આત્માને ઉજળો કરવાની તેમની ભાવના દિનપ્રતિદિન વધવા માડી, એટલે તેઓ પંજાબથી શ્રી સિદ્ધાચલ મહાતીર્થે ગયા. દાદાને ભાવથી ભેટયા, પેટ ભરીને ભક્તિ કરી, ખૂબ-ખૂબ ભાવના ભાવી.

તેમના પિતા અને ભાઇઓ તેમની શોધમા છે, પણ પત્તો નથી લાગતો. એવામાં ત્રણ વર્ષના ગાળા બાદ, શ્રીહજારીમલના એક સંબધીએ મુમુક્ષુ ખીમરાજજીને દાદાની પૂજા કરતા જોયા. તેમણે આ સમાચાર મુબઈ પહોંચાડયા. શ્રી હજારીમલજી મુંબઇથી પાલી-

તાણા બે ચાર સંબંધીઓને સાથે લઇને આવ્યા અને ખીમરાજજીને બળજબરીથી મુંબઈ લઇ ગયા.

સિંહ પાછો પિંજરામાં પૂરાયો. એટલે તેની પ્રતિકારશક્તિ વધી. મોહ મમતાની રેશમી જાળ તોડીને પણ મુક્ત થવાની તાલાવેલી વધી ગઈ, અને તક સાધીને તેમણે પુનઃ ઘર છોડી દીધું.

ખંભાત, પાલીતાણા અને અમદાવાદના જિનચૈત્યોને ભાવપૂર્વક જુહારતા મુમુક્ષુ ખીમરાજજી પોતાના ઉપકારી ગુરુની શોધ કરવા લાગ્યા. છેવટે ગુજરાતના એક ગામમાં તેઓશ્રીનો ભેટો ખીમરાજજીને થઇ ગયો. તેમનું નામ પૂ. પં. શ્રી ભક્તિવિજયજી ગણિવર (સમીવાળા). ઝરણું સરિતામાં સમાય તેમ ખીમરાજજી પૂજ્યશ્રીના ચરણોમાં સમર્પિત થઇ ગયા અને ભક્તિ સાથે વિધિપૂર્વક અભ્યાસ શરૂ કર્યો.

બે વર્ષમા ખીમરાજજીએ એક દીક્ષાર્થી તરીકેની પોતાની યોગ્યતાને તપ-જપ, શાસ્ત્રાભ્યાસ–સ્વાધ્યાય, ગુરુભક્તિ આદિ દ્વારા ખૂબ ઝળકાવી, આ અરસામાં તેમણે શ્રી વર્ધમાન આયંબીલ તપનો પાયો પણ નાખ્યો.

દીક્ષા માટેની યોગ્યતા અને તમન્ના બરાબર ઝળકતાં ખીમરાજજીને દીક્ષા આપવાનો નિર્ણય લેવાયો. અને વિ. સં. ૧૯૮૬માં પરમ પૂજ્ય, પ્રાતઃસ્મરણીય, સૂરિસમ્રાટ, શ્રીમદ્ **વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજાનાં શાસ્ત્રમર્મજ્ઞ, શિષ્યરત્ન પૂ પં. શ્રી **અમૃતવિજયજી** ગણિવરના વરદ હસ્તે તેમની દીક્ષા થઈ તેમજ તેમનું નામ પૂ. મુ. શ્રી **ખાંતિવિજયજી** આપવામાં આવ્યું.

પૂ શ્રી ખાંતિવિજયજી મહારાજ પોતાનો બધો સમય ગુરુભક્તિ અને જ્ઞાનધ્યાન પાછળ સાર્થક કરવા લાગ્યા

દીક્ષા પછીનું પહેલું ચોમાસુ પૂજ્યશ્રીએ પોતાના ગુરુદેવની

સાથે ઉદેપુરમાં કર્યું. આ અરસામાં તેમના સંસારીપણાના કુટુંબી-જનોને તેમની દીક્ષાના સમાચાર મળી જતા, તેમણે ઉહાપોહ કરવાને બદલે દીક્ષાની અનુમોદના કરી.

પૂજ્યશ્રીનું બીજુ, ચોમાસુ **જાલોર**માં થયું, ત્રીજું **જાવાલ**માં થયું.

ઝળહળતો વૈરાગ્ય, સાચી જાગૃતિ, ઉત્કટ એકાગ્રતા, સો ટચની ગુરુભક્તિ, આ બધા ગુણોને લીધે, ત્રણ વર્ષના જ દીક્ષા પર્યાયમાં પૂ. શ્રી ખાંતિવિજયજી અનેક આત્માઓને આકર્ષવા લાગ્યા.

પૂજ્યશ્રીએ ૧૯૯૦નું ચોમાસુ પાંજરાપોળ જૈન ઉપાશ્રય-અમદાવાદ ખાતે કર્યું. આ જ સાલમાં અમદાવાદ ખાતે 'અખિલ ભારતીય જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક મુનિ સંમેલન' ભરવાનો નિર્ણય લેવાયો અને તેની મોટી આમંત્રણ પત્રિકાઓ તૈયાર થઈ આ પત્રિકાની નકલ પૂજ્યશ્રીએ સંસારીપણાના પોતાના પિતા બંધુઓ આદિને મોકલી.

પત્રિકા વાચીને ધર્મની ધગશવાળા, સંસારીપણાના તેમના નાના-ભાઈ શ્રી **નવલમલજી** અમદાવાદ આવી પહોચ્યા. અમદાવાદનું આગમન તેમના જીવન માટે શુભ શુકનવંતુ નીવડ્યું.

સૂરિસમ્રાટના ચારિત્ર પ્રભાવપૂર્ણ મુખારવિંદના પ્રથમ દર્શને જ શ્રી નવલમલજીના હૈયામાં વૈરાગ્યનો ધોધ છૂટયો અને જરૂરી ત્યાગની ઉષ્મા વ્યાખ્યાનશ્રવણે પેદા કરી દીધી તેમના અંતરના તાર-તાર, ત્યાગ-વૈરાગ્યના ઝંકાર કરવા લાગ્યા.

એટલે શ્રી નવલમલજીએ મુંબઈ જવાનું માંડી વાળ્યું અને પૂ. મુનિ શ્રી ખાંતિવિજયજી આદિ ગુરુભગવંતોની નિશ્રામાં તપ, જપ, આદિનો વેગ વધાર્યો દીક્ષા માટેની તેમની પાત્રતા અને તાલાવેલી

જોઈ તેમને દીક્ષા આપવાનો નિર્ણય, તેમના પિતા શ્રી **હજારીમલજી** તથા મોટાભાઈ ઉમ્મેદમલજીની સંમતિથી તેમની હાજરીમાં જ લેવાયો.

વિ. સં. ૧૯૯૧મા ચૈત્ર વદ બીજને શનિવારના દિવસે શ્રી કદમ્બગિરિમા સત્તર વર્ષની વયવાળા શ્રી નવલમલજીને, શાસન-સમ્રાટે ભાગવતી દીક્ષા અઠ્ઠાઈ મહોત્સવપૂર્વક આપી અને તેમને મુનિ શ્રી ખાંતિવિજયજીના શિષ્ય જાહેર કર્યા તેમનુ નામ મુનિશ્રી નિરંજનવિજયજી રાખવામા આવ્યું.

પૂ મુનિ શ્રી ખાન્તિવિજયજી સ્વગચ્છ અને પરગચ્છના ભેદ સિવાય વૃદ્ધ-ગ્લાન તપસ્વી મહાત્માઓની સેવામા સદા અગ્રેસર રહેતા.

તેમની જ પુનિત પ્રેરણાથી મુનિ શ્રી નિરંજનવિજયજીમાં બાલોપયોગી કથા–સાહિત્યના સર્જનની વૃત્તિ સાકાર બની.

પ્રવર્તક પદે બિરાજતા અને 'સાહિત્યપ્રેમી' નામે જૈન સમાજમાં સુવિખ્યાત આ પૂ મુનિ ભગવતે આજ સુધીમા અનેક ગ્રંથ-રત્નોનું સંયોજન કર્યું છે અને આજેય શાસન અને સંસ્કૃતિ માટે ઉપકારી સાહિત્યના પ્રકાશનની યોજનાઓ વિચારી રહ્યા છે જે પૈકી શ્રી **જિનામૃત** ગ્રંથમાળાનું કામ શરૂ પણ થઈ ગયું છે. આ ગ્રંથ-માળાનું પહેલું સચિત્ર પુસ્તક 'મારે જવું પેલે પાર યાને ચરમ કેવળી શ્રી જબૂસ્વામી' તે ચાલુ સાલે વિ સં. ૨૦૩૨ના વૈ સુ. ૧૦ના રોજ મુંબઈ–**ઘાટકોપર** મુકામે '**તપગચ્છ જૈન સંઘ**'ના સહકારથી ઉદ્ઘાટન થયું.

અમદાવાદમા આરોગ્ય બગડતા પૂ. શ્રી. ખાતિવિજયજીએ ૨૦૨૮ ની સાલમાં વાલી તરફ વિહાર કર્યો ત્યાંની સૂકી અને શુદ્ધ હવા તેમને માફક આવી પણ ખરી, પણ ત્રણ વર્ષ પછી એકાએક ડાબા અંગે લકવાનો હુમલો થયો

આ સમાચાર મળતાં જ પૂ. શ્રી નિરંજનવિજયજી. મુ, ઉત્તમ-વિજયજી વગેરે ૧૭ દિવસમાં જ અમદાવાદથી મુંડારે પહોંચી ગયા.

પૂજ્યશ્રીના આરોગ્યમાં ચઢ-ઉતર થયા કરે છે. નોંધપાત્ર સુધારો જણાતો નથી પછી તો દેશી ઉપચારો પણ ઝાઝા અસરકારક ન રહ્યા. પૂજ્યશ્રી તો જવાના સ્વભાવવાળા શરીરને ઘસાતું જુએ છે, જયારે ધ્યાન બધું આત્મા રાખે છે.

એકાએક તેમણે શ્રી નવકારનો પ્રગટ જાપ શરૂ કર્યો બધાંને ભાવી વંચાવા લાગ્યું પૂ. શ્રી નિરંજનવિજયજીએ પૂછ્યું ' આપને કેમ છે?' જવાબમાં તેમણે કહ્યુ, 'મને ઠીક છે, મારે શ્રી સિદ્ધાચળ મહાતીર્થની યાત્રાએ જવું છે'

શ્રી સિદ્ધાચળ તીર્થને ભેટવાની ભાવના સાથે પ પૂ શ્રી ખાતિવિજયજી મહારાજ વિ સં. ૨૦૨૧ના ફાગણ સુદ તેરશે વાલી મુકામે કાળધર્મ પામ્યા.

૬૨ વર્ષના આયુષ્યમા, ૩૫ વર્ષનુ નિર્મળ ચારિત્ર પાળી, એ વખત શ્રી નવકાર મંત્રના નવલાખ જાપની વિધિપૂર્વક આરાધના કરી, સ્વ-પર ઉપકારક જીવનને સાર્થક કરી, શરીર છોડીને સદ્‌ગતિના ભાગી બનેલા પ. પૂ શ્રી ખાન્તિવિજયજી મહારાજ સાહેબને કોટિ-કોટિ વંદના.



ધાર્મિક નવલકથાઓનાં

આકર્ષક નૂતન પ્રકાશન

(જુજ નકલો છે)

૧. **મારે જવું પેલે પાર** ભાગ-૧ કિં રૂા. ૫)
(ચરમ કેવલી શ્રી જંબૂસ્વામીજીની સચિત્ર જીવન કથા.)

૨. **મારે જવું પેલે પાર** ભાગ-૨ કિં રૂા. ૫)
ચરમ કેવલી શ્રી જંબૂસ્વામીજીની સચિત્ર જીવનકથા)

૩. **ધન્ય જીવન** ભાગ-૧ કિં. રૂા. ૫)
(ધન્યકુમારની સચિત્ર રોમાંચક જીવન કથા)

૪. **ધન્ય જીવન** ભાગ-૨ કિ. રૂા. ૫)
(ધન્યકુમાર અને શાલિભદ્ર સચિત્ર જીવનકથા)

૫. **સત્વમૂર્તિ શ્રીપાળ** ભાગ ૧-૨ કિં. રૂા. ૧૦ (મનોહર ૩૬ ચિત્રો સાથે નવપદ મહિમાદર્શક શ્રીપાળની સળંગ જીવનકથા)

પ્રાપ્તિસ્થાન

| | |
|---|---|
| મુલચંદજી મહેતા | રસિકલાલ એ. શાહ |
| ૧૬૦, નારાયણ ધ્રુવસ્ટ્રીટ | જયોતિ હાઇસ્કૂલ સામે |
| ૪થે માળે રૂમ ન ૧૪ | નગરશેઠનો વંડો-ઘીકાંટા રોડ |
| મુંબઈ-૩ ટે ન. ૨૨૦૫૩૯ | અમદાવાદ-૧ |

# મહારાજા વિક્રમ



સંયોજક
પ્રવર્તક સાહિત્યપ્રેમી મુનિરાજશ્રી
**નિરંજનવિજયજી મ. સા.**

# મહારાજા વિક્રમનો પ્રકરણવાર ટૂંકસાર

## સર્ગ પહેલો  પૃષ્ઠ ૧ થી ૩૪  પ્રકરણ ૧ થી ૯

### પ્રકરણ પહેલું......અવંતીનો પરિચય  પૃષ્ઠ ૧ થી ૪

આ પ્રકરણમાં અવન્તી નગરીનો તેમજ ગર્ધવસેનનો પરિચય, મહારાજાનો સ્વર્ગવાસ ભર્તુહરિનો રાજ્યાભિષેક. ભર્તુહરિની રાણી અનંગસેના (પીંગળા)થી યુવરાજ નાનાભાઈ વિક્રમનું અપમાન થવાથી અવતીનો ત્યાગ, અવધૂત વેશમાં ભ્રમણ કરવાની ઇચ્છાથી ભટ્ટમાત્ર સાથે મૈત્રી સંબંધ. રોહણગિરિથી રત્ન મેળવવું. પુરુષાર્થી યાચના દ્વારા વસ્તુ મેળવવા કરતા મૃત્યુ ઉત્તમ જાણે છે, તેથી રત્નને ત્યાં ફેંકી દેવું.

### પ્રકરણ બીજું  તાપીના કિનારે  પૃષ્ઠ ૫ થી ૭

રત્નને ફેંકી રોહણગિરિનો તિરસ્કાર કરી ભટ્ટમાત્ર સાથે પ્રયાણ કર્યું તાપીને કિનારે આવ્યા ને ઝાડ નીચે બેઠા તેમના કાને શિયાળના શબ્દો પડયા તેમાં આભૂષણવાળું મડદું અને એક માસમાં રાજ્યપ્રાપ્તિનો સંકેત થવો.

ભર્તુહરિનો રાજ્યત્યાગ અને ભાગ્યપરીક્ષા માટે વિક્રમનું અવન્તી તરફ જવું.

### પ્રકરણ ત્રીજું  ભર્તુહરિની સભા  પૃષ્ઠ ૮ થી ૧૨

મહારાજા ભર્તુહરિ સભામા બેઠા છે ત્યાં બ્રાહ્મણનું આવવું ને દિવ્ય ફળ ભેટ આપવુ.

### પ્રકરણ ચોથું  પૃષ્ઠ ૧૩ થી ૧૬

ભર્તુહરિ તે ફળ પોતાની પત્ની અનંગસેનાને આપે છે. રાણી પોતાના યાર માવતને તે ફળ આપે છે. માવત વેશ્યાને ફળ

આપે છે ને તે ફળ વેશ્યા મહારાજને આપે છે. તેથી મહારાજાને વૈરાગ્ય થાય છે મંત્રીવર્ગ અને પ્રજાજનો મહારાજાને વિનવે છે. પણ પરિણામ શૂન્યમા આવે છે.

**પ્રકરણ પાંચમું વિક્રમને રાજ્ય સોંપવા કરેલો નિર્ણય**
**પૃષ્ઠ ૧૭ થી ૨૦**

રાજસિંહાસન સૂનુ જોઇ સરદાર–સામંતો 'શ્રીપતિ' નામના કુલિન ક્ષત્રીને ગાદી પર બેસાડે છે. રાતના અગ્નિવૈતાલ તેનો નાશ કરે છે તે વખતે ક્ષિપ્રા નદીના કિનારે વિક્રમ અવધૂત વેશમાં આવી મુકામ કરે છે પ્રજાજનો તેના દર્શને આવે છે ત્યા એ સમાચાર જાણે છે, જો પોતાને રાજગાદી પર બેસાડવામા આવે તો પોતે પ્રજાનું રક્ષણ કરશે તેમ જણાવે છે.

**પ્રકરણ છઠ્ઠુ રાજતિલક પૃષ્ઠ ૨૧ થી ૨૩**

અવધૂત વેશધારી વિક્રમને ગાદી પર બેસાડવા સામંતાદિ આવે છે ને દબાદબાપૂર્વક નગરીમા લઈ જાય છે. તેને ગાદી પર બેસાડવામાં આવે છે. સભાજનો વિક્રમને રાજતિલક કરે છે.

ઉપદ્રવ કરનાર અધમ અસુરને અવધૂત મારશે એવું માનતા બધા વિખરાય છે. અવધૂત મેવા મિઠાઇ વગેરે પકવાનો અસુર માટે તૈયાર કરાવે છે તેમજ સુવાસિત પુષ્પો, દીપક વગેરેથી રાજમહેલ શોભાવે છે. રાજાને તેના ભાગ્ય પર છોડી અવંતીની પ્રજા નિદ્રાધીન થઈ. રક્ષકોને સાવધાન રહેવાનું કહી અવધૂત જાગતો પલંગમાં ખડગ સાથે સુએ છે.

અડધી રાત થઇ. અગ્નિવૈતાલ ત્યાં આવ્યો. રાજાએ તેને પકવાન ખાવા નમ્રતાપૂર્વક જણાવ્યું. રાજાની નમ્રતા જોઇ અસુરે–અગ્નિ વૈતાલે 'હવે તે ઉપદ્રવ નહિ કરે' તેવો આશીર્વાદ આપ્યો જેથી અવંતીનગરીમા શાંતિ સ્થપાઇ.

પ્રકરણ સાતમું   વિક્રમનું પરાક્રમ   પૃષ્ઠ ૨૪ થી ૨૭

સવાર થતાં પ્રજાજનો રાજાની શું સ્થિતિ થઈ તે જાણવા જ્યા ત્યાં ભેગા થવા લાગ્યા. તેમને અવધૂતને જીવતો દેખી આનંદ થયો. ને નગરીમાં આનંદ ઉત્સવ ઉજવાયો, ત્યારે અસુર અને રાજા વચ્ચે મિત્રતાની ગાંઠ બંધાઇ. રાજાએ અસુરમાં કઇ કઇ શક્તિઓ છે તે યુક્તિથી જાણી લીધું પછી અસુરને પોતાના આયુષ્ય માટે પૂછ્યું. અસુરે આયુષ્ય કહ્યું. ત્યારે પોતાનાં આયુષ્યમાં એક વર્ષ ઓછું કરવા કહ્યું એ ઓછું થઈ શકે નહિ તેમ અસુરે જણાવ્યું બીજે દિવસ રાજાએ અસુર માટે બલિની વસ્તુઓ તૈયાર ન કરાવી. સમય થતાં અસુર આવ્યો. બલિ ન જોતા રાજાને મારવાની ધમકી આપી અવધૂતને પોતાનુ આયુષ્ય સો વર્ષનું છે તેની ખબર હોવાથી અસુર સાથે લડવા તૈયાર થયો. રાજાનું પરાક્રમ જોઇ અસુર પ્રસન્ન થયો ને જ્યારે જરૂર હોય ત્યારે યાદ કરતા પોતે આવશે તેવું કહી પોતાને સ્થાને ગયો.

પ્રકરણ આઠમું   અવધૂત કોણ?   પૃષ્ટ ૨૮ થી ૩૦

પરાક્રમી અવધૂત કોણ છે તે જાણવા બધાને જિજ્ઞાસા થઇ ત્યારે ભટ્ટમાત્રે ત્યાં આવી અવધૂત કોણ છે તે જણાવ્યું. આ જાણતાં રાજમાતા પ્રસન્ન થયાં. વિક્રમાદિત્ય જ્યા તેમની માતા હતી ત્યાં ગયા ને ચરણસ્પર્શ કર્યો. રાજમાતાએ આશીર્વાદ આપ્યો, તે પછી રોજ વિક્રમ રાજમાતાને નમસ્કાર કરી રાજસિંહાસન પર બેસતા ફરીથી અવન્તીની પ્રજાએ ઉત્સવ ઉજવ્યો વિક્રમને રાજ્યાભિષેક કર્યો. રાજાને યોગ્ય અને યોગ્યને યોગ્ય ભેટો આપી. ભટ્ટમાત્રને મહામાત્ય બનાવ્યો.

વિક્રમે પોતાના બાહુબળથી આજુબાજુના રાજાઓને વશ કર્યા, તેવામાં તેમની માતાનો સ્વર્ગવાસ થયો. માતાના સ્વર્ગવાસથી રાજા-પ્રજા દુઃખી થઇ. મહામાત્ય વગેરેએ શોક કરવો વૃથા છે કહેતા કેટલીય ઉપદેશ આપ્યો.

## પ્રકરણ નવમું લગ્ન અને ભર્તુહરિનો મેળાપ—પૃષ્ઠ ૩૧ થી ૩૪

રાજા વિક્રમાદિત્યનું ગૌરીસિંહ રાજાની રાણી પદ્માથી જન્મેલી પુત્રી કમલાવતી સાથે લગ્ન થયું. રાત દિવસ આનંદમાં વિતાવતા વિક્રમને ભાઈ ભર્તુહરિ યાદ આવ્યો. તે દુઃખી થવા લાગ્યા. ને સામંતોને ભર્તુહરિને અવતીમાં પધારવા વિનતી કરવા મોકલ્યા. એ વિનંતી માન્ય કરી મહર્ષિ ભર્તુહરિ અવંતી આવ્યા. એટલે વિક્રમાદિત્યે રાજ્ય સ્વીકારવા આજીજી કરી પણ ત્યાગી ભર્તુહરિએ તેને અમાન્ય કરી ત્યારે શહેર ન છોડવા વિનંતી કરી. પછી ભર્તુહરિ આહારાદિ માટે રાજમહેલમાં જતા ને મહારાણીને વૈરાગ્યપૂર્ણ વાતો કરી જગલમા ચાલ્યા ગયા

### પ્રથમ સ્વર્ગ સમાપ્ત

## સર્ગ બીજો પૃષ્ઠ ૩૫ થી ૬૪ પ્રકરણ ૧૦ થી ૧૨

## પ્રકરણ દસમું નરદ્વેષિણી પૃષ્ઠ ૩૫ થી ૪૦

વિક્રમાદિત્ય રાજસભામા બેઠા છે. ત્યા એક નાવી શરીરના માપનો અરીસો લઈ આવ્યો જેમાં મહારાજાએ પોતાનું પ્રતિબિંબ જોઇ આશ્ચર્ય પામ્યા ને નાવીએ એક પ્રશ્ન પૂછી અમાત્યોને જવાબ આપવા કહ્યું. મહારાજાએ અમાત્યોને કહ્યું. ત્યારે નાવી જ આ પ્રશ્નનો જવાબ આપે તેમ અમાત્યોએ કહ્યું નાવી જવાબ આપે એવી બધાની ઇચ્છા હોવાથી મહારાજાએ તેને જવાબ આપવા કહ્યું, ત્યારે તેણે મહારાજાને રૂપનો ઘમંડ ખોટો છે. બધાને કર્માનુસાર ઓછુંવત્તુ રૂપ મળે છે કહ્યું ત્યારે મહારાજાએ જગતમા બીજા કયાં આશ્ચર્ય છે તે માટે પૂછ્યું. નાવીએ પ્રતિષ્ઠાનપુરના રાજા શાલિવાહનની પુત્રી સુકોમલાનું આકર્ષક વર્ણન કર્યું. તે રાજકુમારી પોતાના સાત ભવ જાણે છે. અને તેથી તે કોઇ પુરુષને જુએ છે એટલે તેનો દ્વેષ કરે છે. મારી નાખે છે. પુરુષ નામ સાભળતા તે સ્નાન કરે છે

તે નરદ્વેષિણી છે. આ બધું સાંભળી મહારાજાએ નાવીને એક લાખ મહોરો આપવા કહ્યું, તે મહોરો આપવામાં આવે ત્યાં તો તેણે સાત કરોડ સુવર્ણ મહોરો રાજા આગળ મૂકી અને દેવ સ્વરૂપમાં તે પ્રગટ થયો. ને વિક્રમાદિત્ય પર પ્રસન્ન થઈ રૂપ પરિવર્તન થઈ શકે તેવી ગોળી આપી અદૃશ્ય થઈ ગયો. દેવના મોઢે સુકોમલાનું વર્ણન સાભળી મહારાજા તેના તરફ આકર્ષાયા ને તેને મેળવવા વિચારો કરવા લાગ્યા. આ ભટ્ટમાત્રથી અછાનું ન રહ્યુ. તેણે રાજાને પૂછ્યું, મહારાજાએ પોતાના હૃદયની વાત તેને કહી. ભટ્ટમાત્રે વિરોધ કર્યો પણ મહારાજાએ તે વિરોધ અમાન્ય કર્યો. રાજાજીનું મન સુકોમલામા જડાઈ ગયું છે તે ભટ્ટમાત્રે જોયું ને શું કરવું તે વિચારવા લાગ્યો. વિચારને અંતે પહેલા પ્રતિષ્ઠાનપુરમાં રહી આવેલી મદના અને કામકેલીને બોલાવી કાર્ય સિધ્ધ કરવાના નિર્ણય પર આવ્યો. આ સમયે તે વેશ્યાની બહેન ત્યાં રહેતી હતી. તેથી કાર્ય સરળ રીતે પૂર્ણ થશે તેમ માની તેમને બોલાવી. બંને આવતાં ભટ્ટમાત્રે વાત કહી અને મહારાજા સાથે જવા નકકી કર્યું. પ્રતિષ્ઠાનપુર તરફ જવા તૈયારી કરતાં અગ્નિવૈતાલને યાદ કર્યો. તે આવ્યો રાજ્યકારભાર બુધ્ધિસાગર મંત્રીને સોપી ભટ્ટમાત્ર અને વેશ્યાઓને સાથે લઈ વિક્રમે પ્રયાણ કર્યું. પ્રતિષ્ઠાનપુર આવ્યાં બગીચામા મુકામ કર્યો. ઉદ્યાનરક્ષક માર્જારીએ રાજકુમારી નરદ્વેષિણી છે, પુરુષને દેખતા મારી નાખે છે, તે કહ્યું. એ સાભળી વિક્રમ, ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલે રૂપ પરિવર્તન કરી રૂપશ્રીને ત્યાં ગયા

## પ્રકરણ અગિયારમું સુકોમલાનો પૂર્વભવ. પૃષ્ટ ૪૧ થી ૫૫

રાજકુમારી સુકોમલા રૂપશ્રીની રાહ જોઈ રહી હતી. ત્યા રૂપશ્રી આવી. રાજકુમારીએ મોડું થવાનુ કારણ પૂછ્યું. રૂપશ્રીએ પોતાને ત્યાં અવંતીના મહારાજાની નર્તકીઓ આવી છે તે કહ્યું, રૂપશ્રીના શબ્દો સાંભળતાં રાજકુમારીને તેમનું સ્વાગત કરવા વિચાર આવ્યો. ને તેણે તે પાંચે નર્તકીઓને બોલાવી. મહારાજાને તો

આ જોઈતું હતું તેથી પાંચે જવા તૈયાર થઈ. મહારાજાએ પોતાનું નામ વિક્રમા રાખ્યું. ને મદના અને કામકેલી નૃત્ય કરે ત્યારે પોતે ગાશે તેમ નક્કી કર્યું. ભટ્ટમાત્રે 'ભટ્ટમાત્રા નામ રાખ્યું ને વસન્તાદિ રાગ ગાવાનો સ્વીકાર કર્યો. અગ્નિવૈતાલિકા-(અગ્નિવૈતાલ)એ વીણા વગાડવાનુ માથે લીધુ. ને વસ્ત્રાભૂષણ ધારણ કરી પાંચે રાજકુમારી પાસે આવ્યા. નક્કી કર્યા પ્રમાણે ગાવા બજાવવાનું શરૂ કર્યું. રાજકુમારી આથી પ્રસન્ન થઈ અને રાતના વિક્રમને ગાવા બજાવવા બોલાવી. વિક્રમાને લાખ મહોરો આપવાનુ નક્કી કર્યું.

રાતના વિક્રમા આવી. તેને સ્નાન કરી પોતાની પાસે આવવા દાસી સાથે રાજકુમારીએ કહેવડાવ્યું. પણ વિક્રમાએ તે ન માન્યું. પછી રાજકુમારીએ પોતાની સાથે જમવા આગ્રહ કર્યો તે પણ તેણે અમાન્ય કર્યો પછી રાજકુમારી ગાન સાંભળવા બેઠી ગાનમાં પુરુષના સહકારનો ઉલ્લેખ કરવામા આવ્યો. એટલે બંને વચ્ચે ચર્ચા થઈ. તેમા રાજકુમારી પુરુષ પ્રત્યેના દ્વેષની વાત કહેતા પોતાના સાત ભવ કહેતા કહ્યું, મારો પહેલો ભવ ધન અને શ્રીમતીનો, બીજો જિતશત્રુ અને પદ્માવતીનો, ત્રીજો મૃગલીનો, ચોથો દેવીનો, પાચમો બ્રાહ્મણપુત્રી મનોરમાનો, છઠ્ઠો શુક-શુકીનો અને સાતમો અત્યારનો સુકોમલાનો થયો. વિક્રમાએ પુરુષ પ્રત્યેનો દ્વેષ દૂર કરવા શિખામણ આપી પછી સુકોમલાએ આપેલ ઇનામ લઈ પોતાને ત્યા ગઈ

પ્રકરણ બારસું લગ્ન પૃષ્ટ ૫૬ થી ૬૪

પોતાને મુકામે આવી મહારાજા-વિક્રમાએ બધી વાત કહી ... ભોજન કર્યા પછી ત્રણે જણા બહાર ગયા ને ત્યા પાંચે ઘોડા અને બે નર્તકીઓને અવંતી પહોચાડવા અને કમલાવતી પટરાણી પાસેથી ત્રણ દિવ્ય શૃંગાર લાવવા અગ્નિવૈતાલને જણાવ્યું. અગ્નિવૈતાલે તેમ કર્યું

માયા જ કાર્યસાધિકા છે તેમ માની મહારાજ જિનમંદિરમાં અગ્નિવૈતાલ અને ભટ્ટમાત્ર સાથે ગયા પછી તેઓએ સંકેત થતાં એ જણા આકાશ તરફ ઊડે તેમ નક્કી કર્યું ને નૃત્ય કરવા માંડ્યું.

પૂજારીએ આ વાત મહારાજા શાલિવાહનને કરી. ને રાજા નૃત્ય જોવા મંદિરે આવ્યો. નૃત્ય જોઇ ખુશ થયો ને ત્રણે જણાને રાજસભામાં નૃત્ય કરવા આગ્રહ કર્યો 'એટલે નારીદ્વેષી વિદ્યાધરે-વિક્રમાદિત્યે સભામાં સ્રીની હાજરી ન હોવી જોઇએ તેમ જણાવ્યું' રાજાએ તે કબૂલ કર્યું.

રાજકુમારીને સખીઓએ આ સમાચાર આપ્યા. તે જાણી પોતે પુરુષ વેશ લઈ સભામા નૃત્ય જોવા ગઇ. નૃત્ય જોતાં લોકો ભાન ભૂલ્યા પછી સ્રીદ્વેષનું કારણ વિક્રમને રાજાએ પૂછ્યું. એટલે વિક્રમે સુકોમલાને પોતાના છ ભવમા પુરુષવિરુધ્ધ જે કહ્યુ હતું તેનાથી ઊલટું સ્રીવિરુધ્ધ કહ્યું ત્યારે સુકોમલા આ વાતનો વિરોધ કરવા લાગી. પણ સુકોમલાને હારવું પડ્યું. ને ત્રણે દેવો આકાશ તરફ જવા લાગ્યા. આ જોઇ આશ્ચર્ય પામતી સુકોમલાએ વિદ્યાધર સાથે લગ્ન કરવા મનથી નક્કી કરી પોતાના બાપને મનની વાત કહેતા કહ્યું, 'જો વિદ્યાધર સાથે પોતાના લગ્ન નહિ કરવામા આવે તો પોતે આત્મહત્યા કરશે.'

મહારાજાએ વિદ્યાધરોને બોલાવ્યા-રાજકુમારી સાથે લગ્ન કરવા કહ્યુ. તે કહેતા દેવથી વિપરિત લક્ષણ જોઇ રાજા દ્વિધામાં પડ્યો પણ તે વિદ્યાધર-સજ્જન પુરુષ છે માની પોતાની પુત્રી પરણાવવા તૈયાર થયો- આગ્રહ કર્યો ને વિક્રમ-સુકોમલા પરણ્યા.

**બીજો સર્ગ સમાપ્ત**

## સર્ગ ત્રીજો    પૃષ્ટ ૬૫ થી ૯૦   પ્રકરણ ૧૩ થી ૧૫

### પ્રકરણ તેરમું. અવંતીમાં વિક્રમનું આવવું કલાવતી સાથે લગ્ન
પૃષ્ટ. ૬૫ થી ૭૧

પોતાના મનનું ધાર્યું થવાથી પોતાના સહાયકો ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલને ધન્યવાદ આપ્યા. પછી ગુપ્ત રૂપથી ભટ્ટમાત્રને અવતીની રક્ષા માટે મોકલી દીધો. અગ્નિવૈતાલને પોતાની સાથે રાખ્યો જેથી પોતે બધાને વિસ્મયમા નાખી શકે. સાસરીઆં તે માનવ નથી પણ દેવ છે તેમ માને.

ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલને ન જોતાં શાલિવાહને તેઓ માટે પૂછ્યુ. વિક્રમે તે ક્રીડા કરવા કયાંક ગયા હશે તેમ કહ્યું. પછી ભોજન સંબંધમા કહેતાં વિક્રમે પોતે ફળ-ફૂલ ખાય છે તેમ કહ્યુ. રાજાએ તેમને ફળ-ફૂલ આપ્યા. રાજા પોતાનો જમાઇ કુલીન છે તેમ માનવા લાગ્યો. રાણી પણ જમાઈનુ વર્તન જોઇ મનથી પ્રસન્ન રહેવા લાગી.

૭ માસ જેટલો સમય પસાર થયો. સુકોમલા ગર્ભવતી થઈ. તેને ત્યા જ રહેવા દઇ અગ્નિવૈતાલ સાથે પોતે અવંતી જવા નિર્ણય કર્યો. જતા પહેલા મહેલના દરવાજા પર એક શ્લોક લખી ત્યાથી અવંતી ગયા.

મહારાજા વિક્રમ અવંતીમા આવતા ભટ્ટમાત્રે રાજ્યની સ્થિતિ કહેતાં એક ચોર સબંધમાં કહ્યું. તે ચોરે ચાર કન્યાઓનું અપહરણ કર્યું છે, તે કહેતાં તેને પકડવા કાગડીએ સુવર્ણહારથી સાપનો નાશ કરાવી પોતાનાં બચ્ચાનો બચાવ કર્યો તે કહ્યુ.

તે રાતના રાજાને સ્વપ્ન આવ્યું. સાપના મોઢામાથી કન્યાને છોડાવી. સાપ સાપનુ રૂપ છોડી વિદ્યાધરરૂપે પ્રગટ થયો ને કલાવતીનું વર્ણન કર્યું. ને તેની સાથે લગ્ન થવા

પ્રકરણ ચૌદમું   ખપ્પર ચોર   પૃષ્ટ ૭૨ થી ૮૧

રાજમહેલમાથી ચોર કલાવતીની ચોરી કરે છે. રાજા તેને શોધતા મંદિરે જઇ ચક્રેશ્વરી દેવીની પ્રાર્થના કરે છે. દેવી પ્રગટ થાય છે. વરદાન માગવા કહે છે. રાજાએ ચોર સબધમાં પૂછ્યું, દેવીએ ચોર સંબધમાં કહ્યું.

પ્રકરણ પંદરમું   વિક્રમનું નગરમાં ભ્રમણ
અને ખપ્પરની મુલાકાત પૃષ્ટ ૮૨ થી ૯૦

રાજા ચોરને પકડવા નગરમાં ભ્રમણ કરતાં દેવીનાં મંદિરમાં ભિખારીનું રૂપ ધારણ કરી બેઠા. ખપ્પર ચોર પણ શહેરમા ચોરી કરવા નીકળે છે. તેને સાધુ મળે છે. વિક્રમ સબંધમાં પૂછે છે. જવાબમાં તે આજ વિક્રમ મળશે એવુ કહે છે. ખપ્પર મંદિરે જઇ ચઢે છે. વિક્રમ મળે છે. વિક્રમ તેને ઓળખે છે તેની આગળ બનાવીને વાત કહે છે. બંને વચ્ચે ધર્ષણ થાય છે ને લઢાઈ થાય છે. ખપ્પર તેની ગુફામા માર્યો જાય છે. વિજયી રાજા ચોરે પ્રજાની ચોરેલી વસ્તુઓ અને છોકરીઓ તેના માલિકને સોંપે છે. કલાવતીનો પણ પત્તો મળે છે.

ત્રીજો સર્ગ સમાપ્ત

સર્ગ ચોથો. પૃષ્ટ ૯૧ થી ૧૪૯   પ્રકરણ ૧૬ થી ૨૦

પ્રકરણ ૧૬મું   દેવકુમાર - પૃષ્ટ ૯૧ થી ૯૬

રાજા વિક્રમના ચાલ્યા જવાથી સુકોમલા વિલાપ કરે છે તેને રાજા–રાણી આશ્વાસન આપે છે. દિવસો જતા સુકોમલા પુત્રનો જન્મ આપે છે. તેનું નામ દેવકુમાર રાખવામાં આવે છે વયે વધતાં ભણવા જાય છે. ત્યા છોકરાઓ મેણું મારે છે. દેવકુમાર પોતાના બાપ વિષે પોતાની માતાને પૂછે છે ત્યાં તો તેની દષ્ટિએ દરવાજા પર લખાયેલો શ્લોક પડે છે જેથી તે પોતાના બાપને મળવા માની રજા લઈ જાય છે.

દેવકુમાર અવંતી આવે છે. છેવટે કાલી વેશ્યાને ત્યાં જાય છે. દૈવીવિદ્યા પ્રાપ્ત કરે છે, રાજાને ત્યાં ચોરી કરે છે. મહારાજા સવારે ચોર પકડવા વિચારણા કરે છે સિંહ કોટવાલ ચોરને પકડવા તૈયાર થાય છે.



દેવકુમાર કોટવાળને બનાવે છે. એટલુ જ નહિ પણ તેના પરિવારની દુર્દશા કરે છે. પછી ભદ્રમાત્ર ચોરને પકડવા નીકળે છે. દેવકુમાર ભદ્રમાત્રને હેડ–બેડીમાં નાંખે છે રાજા એ જાણે છે ને ભદ્રમાત્રને આશ્વાસન આપે છે.



દેવકુમાર દિનપ્રતિદિન પોતાના વિસ્મય પમાડતા પરાક્રમ કરે છે. વેશ્યાઓને બુદ્ધિબળથી ફસાવે છે. એક દ્યુતકાર દેવકુમારને પકડવા નીકળે છે, તેની પણ તે દુર્દશા કરે છે



છેવટે રાજા ચોરને પકડવા નીકળે છે ચોર દેવકુમાર મહારાજાને પણ બનાવે છે. અગ્નિવેતાલ પકડવા જાય છે, તેનુ ખડગ પડાવી લે છે. એટલે મહારાજા વિક્રમ ચોરને પકડનારને અર્ધું રાજ આપવા જાહેર કરે છે. કાલી વેશ્યા બીડુ ઝડપે છે. ને દેવકુમારને રાજસભામાં લઇને આવે છે. ત્યા પિતા–પુત્ર મળે છે.

**સર્ગ ચોથો સમાપ્ત**

**સર્ગ પાંચમો પૃષ્ઠ ૧૫૦ થી ૨૦૮ પ્રકરણ ૨૧ થી ૨૬**

**પ્રકરણ એકવીસમું સુવર્ણ પુરુષની પ્રાપ્તિ પૃષ્ઠ ૧૫૦ થી ૧૬૦**

દેવકુમાર–વિક્રમચરિત્ર મહારાજાની રજા લઈ પોતાની માતાને લેવા જાય છે પ્રતિષ્ઠાનપુર જઈ પોતાની માતાને મળે છે. પોતાના બાપ સબધમા કહે છે ને તે માતા સાથે અવંતી આવે છે.

રાજા વિક્રમે દિવ્ય સિંહાસન તૈયાર કરાવડાવ્યું, જેની પ્રશંસા આજ સુધી થાય છે એક દિવસ એક યોગીએ એક અદ્ભુત ફળ ભેટ કર્યું ને તેનું ફળ બતાવ્યુ. રાજા તે યોગીના ઉત્તરસાધક થયા યોગી ઝાડની ડાળ સાથે બંધાયલા શબને લાવવા કહે છે. યોગી રાજાને અગ્નિકુડમા નાખવા ઇચ્છે છે. તે વાત રાજાના મનમા આવતાં તે યોગીથી દૂર રહે છે અને યુક્તિથી યોગીને અગ્નિકુડમા ફેંકી દે છે. ને યોગી સુવર્ણ પુરુષ બની જાય છે. અગ્નિનો અધિષ્ટાયક દેવ પ્રગટ થાય છે ને તેનું ફળ બતાવે છે

સવારમાં બધાં રાજાને મહેલમા શોધે છે. ત્યા ન દેખાતા રાજાને શોધવા નીકળે છે રાજાનો પત્તો મળે છે રાજા સુવર્ણ પુરુષનું વૃત્તાત કહે છે દુષ્ટબુદ્ધિનુ વર્ણન કરતાં વીરમતીની કથા કહે છે

**પ્રકરણ બાવીસમું સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી પૃષ્ઠ ૧૬૧ થી ૧૬૮**

પૂ. શ્રી વૃદ્ધવાદિસૂરીશ્વરજીના શિષ્ય શ્રી સિદ્ધસેનદિવાકર-સૂરીશ્વર સાથે વિક્રમનો મેળાપ. ધર્મદેશના સાંભળી ઉદારતાથી દાન કરવા માંડ્યું. મંદિરોનો જિર્ણોદ્ધાર કરાવવો

સૂરિજી ત્યાંથી વિહાર કરી ઓંકાર નગરમાં આવ્યા, ત્યાંથી અવંતી પધાર્યા ને દ્વારપાળ સાથે રાજાને શ્લોક મોકલાવ્યો. રાજ-સભામાં જઈ પાચ શ્લોક સંભળાવ્યા રાજા પ્રસન્ન થઈ રાજ આપવા તૈયાર થયા. પરંતુ નિર્લોભી સૂરિજીએ તેનો અસ્વીકાર કર્યો ને ઓંકાર-

નગરમાં જિનમંદિર રાજા દ્વારા બનાવડાવ્યું પછી સૂરિજીએ સૂત્રોની ભાષા બદલવા વિચાર્યું. પોતાનો વિચાર તેમણે ગુરુદેવને કહ્યો. ગુરુએ ઠપકો આપ્યો ને પ્રાયશ્ચિત્ત લેવા કહ્યુ પ્રાયશ્ચિત્ત લઇ સૂરિજી ત્યાંથી નીકળ્યા ને અવધૂત વેશ ધારણ કરી ભ્રમણ કરવા લાગ્યા

પ્રકરણ તેવીસમું   કન્યાની શોધ   પૃષ્ઠ ૧૬૯ થી ૧૮૪

રાજા વિક્રમાદિત્ય રાજકુમાર માટે મનપસંદ કન્યા શોધી રહ્યા હતા. પણ કન્યા મળતી ન હતી. તેથી ભટ્ટમાત્રને સૈન્ય સાથે કન્યા શોધવા મોકલ્યો. રસ્તે જતાં ભટ્ટમાત્રે વલ્લભીપુરની રાજકન્યા શુભમતી વિષે સાંભળ્યું. તેથી તે વલ્લભીપુર ગયો. ત્યાંથી પાછા આવી મહારાજાને શુભમતીની વાત કહી. વિક્રમચરિત્રે આ વાત જાણી. તેના હૃદયમાં તેને માટે પ્રેમ ઉત્પન્ન થયો. મનોવેગ ઘોડા પર બેસી તે વલ્લભીપુર ગયો વલ્લભીપુરમાં રાજમાર્ગ પર ફરી રહ્યો હતો ત્યાં શ્રેષ્ઠીકન્યાએ તેનું રૂપ જોઇ સખી સાથે તેને બોલાવ્યો મકાનમાં આવતાં વિક્રમચરિત્રે શ્રેષ્ઠીકન્યાને બહેન કહી બોલાવી તેથી તે કન્યા બેશુદ્ધ થઈ ગઈ. સારવારના અંતે તે સાવધ થઇ તે શ્રેષ્ઠીકન્યા લક્ષ્મીના સહકારથી રાજકન્યાને મળવા નક્કી કર્યું ને તે રાજકુમારીને મળ્યો ફરીથી મળવા નિર્ણય કર્યો

પ્રકરણ ચોવીસમું   શુભમતી   પૃષ્ઠ ૧૮૫ થી ૧૯૬

રાજકુમારી શુભમતીને પરણવા રાજકુમાર ધર્મધ્વજ દબદબાપૂર્વક આવ્યો. વિક્રમચરિત્ર પણ નક્કી કરેલા સ્થાને આવ્યો. શૌચ માટેનું બહાનું કાઢી રાજકુમારી રાજમહેલમાંથી બહાર નીકળી. વિધિની વિચિત્રતાથી વિક્રમચરિત્ર અને રાજકુમારી ભેગાં ન થયા પણ વિક્રમચરિત્ર ને બદલે ત્યા રહેલ સિંહ નામના ખેડૂત સાથે તે ચાલી નીકળી. રાજકુમારીએ જ્યારે આ જાણ્યું ત્યારે ચાલાકીથી પોતાનો બચાવ કરી ગિરનાર તરફ જવા લાગી. રસ્તામા એક ઝાડ

પર ભારંડ પક્ષી પોતાના બચ્ચાં સાથે રહેતો હતો એ બચ્ચાં સવારે ખાવાની વસ્તુઓ શોધવા જતાં હતાં તે સાંજે આવી જે કાંઈ તેમણે જોયું હોય તે કહેતાં.

એક બચ્ચાએ વલ્લભીપુરમાં બનેલી વાત કહી. બીજાએ વામન-સ્થલીની વાત કહેતાં રાજકન્યા આત્મહત્યા કરવાની છે તે કહ્યુ. તે સાંભળી વૃદ્ધ ભારંડે તેની દવા બતાવી. ત્રીજાએ વિદ્યાપુરની વાત કહી. ચોથાએ પોતે જે જોયું હતું તે કહ્યું. આ બધું ઝાડ નીચે બેઠેલી રાજકુમારીએ સાંભળ્યું. શુભમતી રૂપ પરિવર્તન કરી ભારંડ પક્ષીને લઈ વામનસ્થળી તરફ ચાલી.

પ્રકરણ પચીસમુ શુભ મિલન પૃષ્ઠ ૧૯૭ થી ૨૦૮

પુરુષવેશધારી રાજકુમારીએ આનંદકુમાર નામ ધારણ કરી માળણને ત્યાં મુકામ કર્યો. વૈદ્ય રૂપે ફરવા માડ્યું. માળણ પાસે ઢોલનો સ્પર્શ કરાવ્યો રાજપુત્રીની દવા કરી તેને આત્મહત્યા કરતી રોકી વલ્લભીપુરમાં શુભમતી ન મળી તેથી ધર્મધ્વજ પોતાના દેહને ત્યાગવા રૈવતાચલ–ગિરનાર તરફ ચાલ્યો. પણ આનંદકુમાર કોઈને આત્મહત્યા કરવા દેતો નહોતો. આનંદકુમારે તેને સુંદર કન્યા પરણા-વવા વચન આપ્યું, સિંહ ખેડૂત પ્રાણત્યાગ કરવા ચાલ્યો, તેને પણ રાજસેવકોએ અટકાવ્યો

ધર્મધ્વજ અને સિંહને આનંદકુમાર સુંદર કન્યાઓ પરણાવે છે વલ્લભીપુર નરેશને પોતાની કન્યા મળે છે. શુભમતી અને વિક્રમ-ચરિત્રના લગ્ન થાય છે. ત્યારે અવંતીમાં રૂપમતી આત્મહત્યા કરવા તૈયાર થાય છે. ત્યાં વિક્રમચરિત્ર આવે છે. માતા–પિતાને મળી રૂપ-મતી સાથે લગ્ન કરે છે

સર્ગ પાંચમો સામાપ્ત

## સર્ગ છઠ્ઠો પૃષ્ઠ ૨૦૯ થી ૨૬૦ પ્રકરણ ૨૬ થી ૨૯

### પ્રકરણ છવ્વીસમું વિક્રમાદિત્યનો ગર્વ પૃષ્ઠ ૨૦૯ થી ૨૧૮

મહારાજા વિક્રમાદિત્યને પોતાના રાજવૈભવ અને બળનો ઘણો ગર્વ થયો હતો; ત્યારે તેમની માતાએ શિખામણ આપી. પણ તે ન માનતા શહેર છોડી પરીક્ષા કરવા બીજે જતા તેમને ખેડૂત મળી ગયો. તેનુ, તેના મિત્રનું અને સ્રીનુ ઘણું બળ જોઇ પોતાના ગર્વનું ખંડન થયુ વળી દેવ દ્વારા પોતાના ગર્વ માટેના શબ્દો સાંભળી પોતાની માતા પાસે આવી બધું કહ્યું પછી કોઇએ ભેટમાં આપેલ ઘોડા પર બેસી દૂર જંગલમા પહોંચી ગયા. જંગલમાં થોડુ જતાં ઘોડો મરણ પામ્યો રાજા બેભાન થયા તેમની એક ભીલે સારવાર કરી પોતાને ત્યાં લઈ જઇ ખાવાપીવાની વ્યવસ્થા કરી રાત્રે ભીલ રક્ષણ કરવા બહાર સૂતો વાઘે તેને મારી નાખ્યો ભીલની સ્રીને આઘાત થતા તે પણ મરણ પામી પરોપકાર કરનારની આ દશા જોઇ રાજાએ અવંતી આવી દાન દેવાનું બંધ કર્યું

અવંતીમા શ્રીપતિ અને દાંતાક શેઠને ત્યાં ભીલ તેમજ ભીલડીનો જન્મ થયો. જન્મ થતા જ બાળકે શ્રીપતિને રાજા વિક્રમને બોલાવવા કહ્યુ, રાજા વિક્રમને તરતના જન્મેલા બાળકને બોલતો જોઈ આશ્ચર્ય થયું. તે બાળકના કહેવાથી રાજાએ દાન આપવા માંડયુ. એ બાળકે ભીલડીનો જન્મ કયા થયો છે તે વિક્રમને કહ્યું, તે સાંભળી રાજાએ બાળકને પાંચસો ગામ ભેટ આપ્યા

### પ્રકરણ સત્તાવીસમું જંગલમાં એકલા પૃષ્ઠ ૨૧૯ થી ૨૨૯

એક દિવસે વિક્રમચારિત્ર પોતાના મિત્ર સોમદત્ત સાથે ઉદ્યાનમાં ગયો. ત્યા પૂ. શ્રી ધર્મઘોષસૂરીજીનો ઉપદેશ સાંભળી ચાર પ્રકારના ધર્મનું પાલન કરતાં દાનમાં ઘણું દ્રવ્ય ખર્ચવા માંડયું તેથી રાજાએ શિખામણ

રૂપે કાંઈક કહ્યું. તેથી વિક્રમચરિત્રને દુઃખ થયું. ને સોમદત્ત સાથે અવંતી છોડી નીકળ્યો. સોમદત્તો પ્રપંચથી વિક્રમચરિત્રને જુગાર રમાડી તેની બે આંખો જીતી લીધી. રાજકુમાર આંધળો થયો. ને સોમદત્ત અવંતી ચાલ્યો ગયો. વિક્રમચરિત્ર એકલો જ્યાં ત્યાં ભટકવા લાગ્યો. ત્યાં વૃધ્ધ ભારંડ પક્ષી મળી જતાં આરામથી રહેવા લાગ્યો.

પ્રકરણ અઠ્ઠાવીસમું — ભારંડ પક્ષી અને ગુટિકા પ્રભાવ

પૃષ્ટ ૨૩૦ થી ૨૪૩

અંધાપો દૂર કરવાનો ઉપાય, ભારંડપુત્રની મદદથી કનકપુર જવું. ત્યાં વૈદરૂપે શ્રેષ્ટીપુત્રને સાજો કરવો અને તે શેઠ દ્વારા રાજપુત્રી જે આંખની પીડાથી ત્રાસી આત્મહત્યા કરવા તૈયાર થઇ હતી, તેને બચાવવી તેની સાથે લગ્ન કરવાં. વિક્રમચરિત્રને દુશ્મન સામંતોના રાજય રાજા કન્યાદાનમાં આપે છે. તે સામંતોને યુક્તિથી વશ કરી તેમની પાસે સેવા કરાવે છે. આથી રાજા કનકસેન આશ્ચર્ય પામે છે.

પ્રકરણ ઓગણત્રીસમું — સમુદ્રમા પડવું, ઘેર પહોંચવું.

પૃષ્ટ ૨૪૪ થી ૨૬૦

વૈદ્યરૂપમાં રહેલ વિક્રમચરિત્ર સમુદ્રકિનારે ગયો હોય છે ત્યાં કોઇને ગભરાતો અને લાકડું પકડી સમુદ્રકિનારે આવતો જોઈ તેને બચાવે છે. તે અવંતીના સમાચાર આપે છે અવંતીના સમાચાર સાંભળી વિક્રમચરિત્ર અવંતી જવા વિચારે છે. કનકશ્રી પોતાના પિતા પાસે રજા માંગવા જાય છે. ત્યારે રાજાને વિક્રમચરિત્ર વૈદ્ય નથી પણ અવંતીનો રાજકુમાર છે તેની ખબર પડે છે. રાજા પસ્તાવો કરે છે. વિક્રમચરિત્ર પોતાની પત્ની અને જેને સમુદ્રમાથી બચાવ્યો હતો તે ભીમ સાથે અવંતી તરફ જવા માટે નીકળે છે. ભીમ વિક્રમચરિત્રને સમુદ્રમાં નાંખી દે છે. તે જ વખતે મોટી માછલી રાજકુમારને

ગળી જાય છે, ભીમ કનકશ્રીને પોતાની પત્ની બનાવવા ઇચ્છે છે. ભીમ કપટથી રુવે છે, ઢોંગ કરે છે. તેના પર બળાત્કાર કરવા તૈયાર થાય છે ત્યારે માછીઓ માછલીનુ પેટ ચીરી વિક્રમચરિત્રને બહાર કાઢે છે. ને તે અવંતી જાય છે માળીને ત્યાં ગુપ્ત રીતે રહેવું. વિક્રમચરિત્ર માટે મહારાજા જોષીને પૂછે છે જોષી યોગ્ય જવાબ આપે છે મહારાજા ઢંઢેરો પીટાવે છે. માળણથી સમાચાર જાણી મહારાજા કનકશ્રીને મળવા જાય છે ને બધું જાણે છે. વિક્રમચરિત્રને માળીને ત્યાંથી રાજમહેલે લાવે છે. ઉત્સવ કરવામા આવે છે ભીમને બાધી લાવવામાં આવે છે. દયાળુ વિક્રમચરિત્ર પોતાના વહાણ વગેરે લાવવા માટે ઉપકાર માની ભીમને છોડાવે છે. તે ભીમને બોલાવી તેને ધન વગેરે આપી સન્માન કરે છે. ને વિક્રમચરિત્ર ત્રણે રાણીઓ સાથે આનંદથી રહે છે, અને મહારાજા વિક્રમે ઉત્સાહ, પૂજા, પ્રભાવન પૂર્વક મહોત્સવ કરાવ્યો

## છઠ્ઠો સર્ગ સમાપ્ત

## સર્ગ સાતમો પૃષ્ઠ ૨૬૧ થી ૩૦૪ પ્રકરણ ૩૦ થી ૩૧

### પ્રકરણ ત્રીસમું અવંતી પાર્શ્વનાથ અને સિધ્ધસેનદિવાકર

પૃષ્ઠ ૨૬૧ થી ૨૮૭

શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિજી ગુરુએ આપેલ પ્રાયશ્ચિત્ત માટે અવધૂત રૂપમાં નીકળ્યા હતા અને તે મહાકાલના મંદિરમા શંકરના લિંગ સામે પગ લાંબા કરી સૂતા હતા. રાજાજ્ઞાથી તેમને ચાબુકથી મારવામાં આવ્યા. તે ચાબુકનો પ્રહાર અંત.પુરમાં રાણીઓને થવા લાગ્યો. તેથી અંતઃપુરમા કોલાહલ મચી ગયો. આ વાત સાભળી મહારાજા મંદિરમાં આવ્યા. અને ઇષ્ટદેવની સ્તુતિ કરવા કહેવા લાગ્યા, સ્તુતિ કરતાં જ લિંગ ચીરાયું અને ભગવાન પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ થઇ. સૂરિજીએ રાજાને ઉપદેશ આપ્યો. પરભવ કહ્યો.

## પ્રકરણ એકત્રીસમુ જ્યોતિષશાસ્ત્રી પૃષ્ટ ૨૮૮ થી ૩૦૪

રાજા શિવ કુમાર્ગે ચાલતો હોવાથી તેની રાણી દેવ થઈ મૃત્યુલોકમાં આવી ને ચાડાલિની સ્વરૂપ ધારણ કરી માર્ગમાં પાણી છાટતી હતી, તેણે પોતાના પતિને સદમાર્ગે વાળ્યો સૂરિ મહારાજના સદુપદેશથી વિક્રમાદિત્ય આખાય ભારતવર્ષમા દાન કરી ઋણરહિત કરે છે અને કીર્તિસ્થભ માટે મત્રીઓને કહે છે.

એક રાતના બ્રાહ્મણના ઘર પાસે સાઢ અને ભેંસની લડાઈ થાય છે, તેમાં રાજા ફસાઈ જાય છે. રાજા આફતમાથી મુક્ત થાય તે માટે બ્રાહ્મણ ગ્રહોની શાતિ કરે છે તે બ્રાહ્મણને દરબારમાં બોલાવી તેનું સન્માન કરવામાં આવે છે, તેનું દારિદ્ર દૂર કરવામા આવે છે,

## સાતમો સર્ગ સંપૂર્ણ

## સર્ગ આઠમો પૃષ્ઠ ૩૦૫ થી ૩૮૭ પ્રકરણ ૩૨ થી ૩૭

## પ્રકરણ બત્રીસ મું શ્રી શત્રુંજય પૃષ્ઠ ૩૦૫ થી ૩૧૯

મહારાજા વિક્રમાદિત્યના ગુરુદેવ પૂ. શ્રી સિદ્ધસેનદિવાકર-સૂરીશ્વરનું અવંતીમા પધારવું, ધર્મોપદેશ આપતા મહારાજાને શ્રી સિદ્ધાચલનુ મહાત્મ્ય કહેવુ. શત્રુંજય વિષે મહારાજના પ્રશ્નના પ્રત્યુત્તરમાં કહેતા કહેવુ મૃગધ્વજનુ ઉદ્યાનમા આવવું, પોપટથી ગર્વખંડન થવું. પછી પોપટ પાછળ જવું. કમનમાલા સાથે લગ્ન. વૃક્ષપરથી વસ્ત્રાભૂષણનું પડવું પાછા ફરવું. ચંદ્રશેખરે રાજને ઘેરવુ મહારાજાને પરિતાપ, પોતાનાં સંબંધીઓનું આવવુ. ચંદ્રશેખરનુ આવવુ. પ્રપંચની કપટબાજી રમવી. મૃગધ્વજનો નગરપ્રવેશ. કમલમાલાને પટરાણી બનાવવી. કમલમાલાને શુભ સ્વપ્ન આવવુ. પુત્રજન્મ. તેનું શુકરાજ નામ પાડવું. ઉદ્યાનમાં રાજાનું આવવું. શુકરાજનું મૂર્છિત થવુ. શીતોપચારથી શુદ્ધિમાં લાવવો–મૂગે થવો. ઉપચાર કરવા.

પ્રજાજનોના આગ્રહથી મહારાજાનું કૌમુદી મહોત્સવમાં આવવું. જ્યાં શુકરાજ બેશુદ્ધ થયા હતા તે ઝાડથી વેગળા રહેવું. વૃક્ષની નીચે દેવદુદુભીનો નાદ થવો. તપાસ કરવી શ્રીદત્ત કેવલીને કેવલ જ્ઞાન પ્રાપ્ત થયું હોવાથી દેવો કેવલજ્ઞાન મહોત્સવ ઉજવે છે તે જાણવું કમલમાલાના કહેવાથી કેવલી ભગવત પાસે આવવું. શુકરાજ માટે પૂછવું. જ્ઞાની મુનિ ભગવતે શુકરાજનો પૂર્વભવ કહેતાં કહ્યું, જિતારીનું જીવત, તીર્થ મહિમા, સર્વશ્રેષ્ઠ ધર્મનો અંગિકાર, તીર્થયાત્રા માટે પ્રતિજ્ઞા. સ્વપ્નમા ગોમુખ પક્ષનુ દેખાવુ–કહેવુ સિદ્ધાચલજીની સ્થાપના જિતારી રાજાનું અવસાન, હસી સારસીની દીક્ષા ને સ્વર્ગવાસ શુક પક્ષીનો ઉપદેશ. અને અનશનથી દેહત્યાગ

## પ્રકરણ તેંત્રીસમું શ્રીદત્ત કેવલી પૃષ્ઠ ૩૨૦ થી ૩૩૩

શ્રીદત્ત કેવલી ભગવત મૃગધ્વજ, શુકરાજ વગેરેને કહેવું, મંદિર નામના ગામમા સોમ શ્રેષ્ટી, તેની પત્ની સોમશ્રી, પુત્ર શ્રીદત્ત રહેતા હતા. સોમશ્રીનુ રાજાથી હરણ થવું. પત્નીને છોડાવવા. સોમ શ્રેષ્ટીના પ્રયત્ન તેમા નિષ્ફળતા બીજા રાજાની સહાય લેવી. પિતાના ગયા પછી શ્રીદત્તનુ પોતાના મિત્ર શખદત્ત સાથે ધનોપાર્જન માટે જવુ સમુદ્ર માર્ગે જતાં રસ્તામા એક પેટી મળવી પેટીમાંથી એક કન્યાને બહાર કાઢવી. એ કન્યા માટે બને મિત્રો વચ્ચે વિવાદ શ્રીદત્તે પ્રપચથી શંખદત્તને સમુદ્રમાં નાખવો, કન્યાને લઇ સુવર્ણકુલ નગરમાં જવુ રાજાને નજરાણું કરવુ. રાજાએ દાણ માફ કરવું. રાજાની સ્વર્ણરેખા ચામરધારિણી અને પેલી કન્યા સાથે વનમા જવું. ચપાના ઝાડ નીચે ત્રણેનું બેસવું આનદ કરવો. વાનરનું આવવુ. મનુષ્યની ભાષામાં બોલવું. ને સ્વર્ણરેખાને લઇ ચાલ્યા જવું. વનમા શ્રીદત્તને મુનિની મુલાકાત, પ્રશ્ન પૂછવો વાનરે કહેલ શબ્દનો અર્થ જાણવો માતાનું પૂર્વજીવન. સ્વર્ણરેખા માટે રાજાએ તપાસ કરવી. શ્રીદત્તને પકડવો, શળીની શિક્ષા.

મુનિચંદ્રજીનું ઉદ્યાનમાં આગમન. રાજાનું ત્યા જવું. ગુરુદેવે ઉપદેશ આપવો, વાનર–વ્યંતરનું ત્યાં સ્વર્ણરેખા સાથે આવવું. જ્ઞાની ગુરુએ શ્રીદત્ત અને શંખદત્તનો પૂર્વજન્મ કહેવો· ત્યાં એકાએક શંખદત્તનું આવવું. મિલન થવું. ક્ષમા યાચતા. ગુરુને વંદન કરી મુનિરાજને પૂછ્યું. જે ગયા ભવમા મારી પત્ની હતી, તેમને માતા-પિતા કઇ રીતે કહું? ગુરુદેવ સસારની વિચિત્રતા સમજાવે છે. એ સાભળી શુકરાજનું બોલવું. મૃગધ્વજ રાજાએ પ્રશંસા કરવી. ને પોતાને વૈરાગ્ય કયારે પ્રાપ્ત થશે તે માટે પૂછ્યુ. ગુરુદેવે કહેવું. ચદ્રાવતીના પુત્રને જોશો ત્યારે. પછી મુનીશ્વર ત્યાથી વિહાર કરે છે. ત્યાં રહેલા નગરમા જાય છે.

## પ્રકરણ ચોત્રીસમું ચંદ્રશેખર પૃષ્ઠ ૩૩૪ થી ૩૪૭

ગુરુદેવનો ઉપદેશ સાંભળ્યા પછી અસાર સસારમાંથી કયારે છૂટાશે તે માટે રાજા વિચાર કરે છે. ત્યાં તો કમલમાલા બીજા પુત્ર હંસરાજને જન્મ આપે છે તેવામા ગાગલી ઋષિનુ ત્યા આવવું. શુકરાજને લઇ આશ્રમ તરફ જવુ ગૌમુખ સાથે ગાગલી ઋષિનું સિદ્ધાચલની યાત્રાએ જવુ શુકરાજ આશ્રમ અને દેવમંદિરની રક્ષા કરે છે. એક રાત્રે શુકરાજે સ્ત્રીનો રડવાનો અવાજ સાભળ્યો. રડનારને શોધવા નીકળવુ, રડવાનું કારણ જાણી રાજકુમારી પદ્માવતીની શોધ કરવી વાયુવેગની મુલાકાત, તેને લઇ જિનમંદિરે જવુ. પદ્માવતી મળવી. બન્નને આશ્રમમા લાવી સ્વાગત કરવુ વિદ્યાધર વાયુવેગની આકાશગામિની વિદ્યા ભૂલાઇ જવાથી શુકરાજ તે વિદ્યાનુ સ્મરણ કરાવે છે ને શુકરાજ તે વિદ્યા પ્રાપ્ત કરે છે.

ઋષિનું તીર્થયાત્રા કરી પાછુ આવવું શુકરાજને વિદ્યા પ્રાપ્ત થઇ છે તે જાણી આશીર્વાદ આપવો પછી વિમાનમા બેસી વાયુવેગ અને પદ્માવતી સાથે ચંપાપુર જવુ પદ્માવતી અને શુકરાજનું અરિમર્દન રાજા લગ્ન કરાવે છે. ત્યાથી વિદ્યાધર વાયુવેગને લઇ તીર્થ-

યાત્રા જવુ. વાયુવેગ સાથે ગગનવલ્લભ નગર જવુ. ત્યા વાયુવેગા સાથે લગ્ન, પછી ત્યાથી શ્રીઅષ્ટાપદ મહાતીર્થની યાગાએ જવું. રસ્તામાં ચક્રેશ્વરી દેવી તેને બોલાવે છે ચક્રેશ્વરીને મળવુ. દેવી સાથે માતાને સંદેશો કહેવડાવવો. તીર્થયાત્રા કરી પોતાના નગર તરફ જવુ ઉત્સવ સાથે નગરપ્રવેશ. કેટલાક દિવસો પછી સારંગપુરના રાજા વીરાંગદનો પુત્ર સુરકુમાર હંસરાજ સાથે યુદ્ધ કરવા આવે છે યુદ્ધમાં સુરકુમારનુ બેશુદ્ધ થવું. હંસરાજ દ્વારા સારવાર યુદ્ધનું કારણ જાણવું. ક્ષમાપ્રદાન

શ્રીદત્તે કહેલી ગતજન્મની વાત સુકુમાર બધાને કહે છે હંસકુમાર અને તેની વચ્ચે દ્વેષ થવાનુ કારણ કહે છે ગયા જન્મમા સિંહમત્રી ચરકને મારે છે. શ્રીજીનની પૂજાથી ચરકનું સુરકુમાર થવું, તેવામાં એક બાળકનુ આવવુ મૃગધ્વજે તેનો પરિચય પૂછવો. ત્યાં આકાશવાણી થવી. બાળક સાથે મૃગધ્વજ કદલી વનમા આવે છે. યોગિનીની મુલાકાત બાળકનો પરિચય, ચંદ્રશેખરને કામદેવનુ વરદાન કેવી રીતે મળ્યુ ચદ્રાવતીનુ દુષ્કૃત્ય યશોમતીનો પરિચય ચદ્રાક પાસે યશોમતીએ પ્રેમભિક્ષા માગવી તેનું યોગિની થવું આ સાંભળી મૃગધ્વજ ઉદાસ થાય છે દીક્ષાનો વિચાર આવવો. મત્રીઓના આગ્રહથી નગરમા જવુ. શુકરાજનો રાજ્યાભિષેક. સસારી હોવા છતા મૃગધ્વજને કેવલ જ્ઞાન પ્રાપ્ત થવુ." દેવો કેવલ જ્ઞાનનો ઉત્સવ કરે છે. રાણી કમલમાલા, હસરાજ અને ચદ્રાકે દીક્ષા લેવી. ચદ્રાવતીએ રાજ્યાધિષ્ટાત્રીને પ્રસન્ન કરવી ચદ્રશેખર માટે શુકરાજનું રાજ માગવુ. દેવી રાહ જોવા કહે છે.

મૃગધ્વજ કેવલી ક્ષિતિપ્રતિષ્ઠિત નગરથી વિહાર કરી જાય છે. ન્યાયનીતિથી શુકરાજનુ રાજ કરવુ. શુકરાજ પોતાની બે પત્નીઓ સાથે શાશ્વત તીર્થની યાત્રાએ જાય છે. ચદ્રાવતીના સૂચનાથી ચંદ્રશેખરનું શુકરાજનું રૂપ ધારણ કરી આવવું કપટલીલા આચરવી શુકરાજના રૂપમા રાજ કરવું. શુકરાજ અષ્ટાપદ પર ધર્મદેશના ચારણ

મુનિથી સાંભળી નગર તરફ આવે છે. ઉદ્યાનમાં મુકામ કરવો. શુકરાજ રૂપી ચંદ્રશેખર શુકરાજને ચાલ્યા જવા મંત્રીઓ સાથે કહેવડાવે છે. શુકરાજ અને મંત્રીનો વાર્તાલાપ વિધિની વિચિત્રતા પર વિચાર કરતો શુકરાજ પોતાની પત્નીઓ સાથે પાછા જાય છે. તેમનું વિમાન એકાએક રસ્તામાં રોકાય છે. તપાસ કરતા તેમના પિતા–કેવલી ભગવાન મુનિની સાથે મુલાકાત કેવલી મુનિ ઉપદેશ આપે છે પછી શ્રી વિમલાચલ મહાતીર્થની ગુફામાં છ માસ માટે નમસ્કાર મહામંત્રનો જાપ–સાધના કરવા કહેવુ કેવલી મુનિ ભગવંતના કહેવાથી શુકરાજ શ્રી વિમલાચલ મહાતીર્થે જાય છે ત્યાં જાપ કરતા પ્રકાશ જણાવો. શુકરાજનુ પુણ્ય પ્રગટ થવું. ત્યારે ચંદ્રશેખરને દેવી ચાલ્યા જવા કહે છે. આ સાંભળી ચંદ્રશેખર ડરી જાય છે. ચાલ્યો જાય છે શુકરાજનુ આવવું, મંત્રીઓથી સ્વાગત થવુ શુકરાજ રાજ સંભાળે છે. પછી અનેક વિદ્યાધરો, વગેરે ચતુર્વિધ સંઘ સાથે ઉત્સવ કરતા મહાતીર્થ વિમલાચલ જવું એ મહાતીર્થનું શત્રુંજય નામ સ્થાપન કરવુ.

ચંદ્રશેખર ભટકતો ભટકતો મહાતીર્થે આવે છે પાપનો પશ્ચાત્તાપ. વૈરાગ્યજ્ઞાન થવુ મહોદય મુનિથી દીક્ષા લેવી કર્મ ક્ષય થતા ચંદ્રશેખરને કેવલ જ્ઞાન પ્રાપ્ત થવું. મહોદય મુનિને શુકરાજે પૂછ્યું મુનિ સંદેહ નિવારણ કરે છે. અને પૂર્વભવ કહે છે. ચંદ્રશેખર મુનિ અને શુકરાજ એક બીજાને ક્ષમા માટે પ્રાર્થના કરે છે

શુકરાજને ત્યાં પુત્રજન્મ પુત્રનુ નામ ચંદ્ર પાડવું દિવસો જતાં કમલાચાર્ય નામના ધર્માચાર્ય સાથે મુલાકાત મુનિશ્વર કર્મ અને ઉદ્યોગની શકિતનું વર્ણન કરે છે. સાથે સાથે ધીર વણિક, ધનગર્વિત ભીમ અને હરિવર્ધનનું વૃતાંત કહે છે.

**પ્રકરણ પાંત્રીસમું અરિમર્દન પૃષ્ટ ૩૪૪ થી ૩૫૯**

અરિમર્દનને મંત્રી સાથે બેહી કહોઈપણ રત્નકેતુપુર લઈ જાય છે. વેશ બદલી રાજા રાજકુમારીને મળે છે. પછી રાજા અરિમર્દનનુ

સૈન્ય સાથે કંદોઈયણની સાથે રત્નકેતુપુર આવવું ત્યાંના રાજાને મળવુ. પુરુષદ્વેષિણી રાજપુત્રી સૌભાગ્યસુંદરીમા પરિવર્તન લાવવુ. લગ્ન કરવા એ સૌભાગ્ય સુંદરી પુત્રનો જન્મ આવે છે તેનુ મેઘકુમાર નામ પાડવામાં આવે છે વર્ષો જતા મેઘવતી સાથે મેઘકુમારના લગ્ન.

અગ્નિમર્દન રાજા એક વખતે પરિવાર સાથે શ્રી આદિનાથની પૂજા માટે જાય છે. મૂર્તિને જોતાં મેઘવતી અને મેઘનાદ બેશુધ્ધ થાય છે સારવાર કરવાથી શુધ્ધિમાં આવે છે પણ બોલતા નથી બોલાવવા પ્રયત્ન કરવા છતા નિષ્ફળતા મળે છે થાકી ગુરુદેવ શ્રી ગુણસૂરિજી પાસે જવું. મુનીશ્વર મેઘવતી અને મેઘકુમારનો પૂર્વજન્મ કહે છે. ગત જન્મ જાણી તે દીક્ષા લે છે, અરિમર્દન પણ સમ્યકત્વ વ્રત ગ્રહણ કરે છે આ સાંભળી શુકરાજને વૈરાગ્ય થાય છે, પુત્રને રાજ સોંપી દીક્ષા લે છે

પ્રકરણ છત્રીસમું વિ-સે-મે-રા પૃષ્ઠ ૩૬૦ થી ૩૭૪

કૃતઘ્ન રાજકુમાર વિ-સે-મે-રા સિવાય બીજું બોલતો ન હતો. તે બોલતો થયો

પ્રકરણ સાડત્રીસમું ઉદાર વિક્રમ પૃષ્ઠ ૩૭૫ થી ૩૮૭

મહારાજા વિક્રમાદિત્ય શ્રી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વર સાથે શત્રુજયની યાત્રાએ જાય છે ત્યાં મંદિરના જિર્ણોધ્ધર કરાવે છે. પાછા આવવુ. દરબારમા એક ગરીબ માણસનુ આવવુ તેને દ્રવ્ય આપવું એ ગરીબ નંદરાજાની કથા કહે છે વિક્રમાદિત્ય તેને ઘણુ દ્રવ્ય આપે છે.

પ્રજાનુ સુખદુ ખ જાણવા વિક્રમાદિત્ય રાત્રીભ્રમણ કરવા નીકળે છે ત્યા જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિનો અનુભવ થાય છે વ્યસન દૂર કરવા આદેશ ચોરો સાથે ભ્રમણ રાજમહેલમા ચોરી કરવી તેમની શકિત જાણવી તેમને પકડી સદ્દમાર્ગે ચડાવવા.

**આઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ નવમો પૃષ્ટ ૩૮૮ થી ૪૪૧ પ્રકરણ ૩૮ થી ૪૦

### પ્રકરણ આડત્રીસમું દેવદમની પૃષ્ટ ૩૮૮ થી ૪૦૦

મહારાજા વિક્રમ એક દિવસ આનદવિનોદ કરવા ગયા હતા. પાછળ વગતાં દેવદમનીના શબ્દે વિચારમાં પડયા. સભામા આવી તેને બોલાવવા સૈનિકને મોકલવો. દેવદમનીને બદલે સૈનિક સાથે નાગદમનીનું આવવું મહારાજા બોલાવવાનું કારણ કહે છે. નાગદમની દેવદમની સાથે ચોપાટ રમવા અને તેના ઘર સુધી ગુપ્ત રસ્તો બનાવવા કહે છે મહારાજાએ રસ્તો બનાવ્યો. ચોપાટ રમવા માડયો આખો દિવસ રમ્યા પછી રાત્રે નગરચર્ચા જોવા રાજા નીકળ્યા ફરતા ફરતા નગર બહાર આવ્યા ત્યા ક્ષેત્રપાલ સાથે મુલાકાત, દેવદમનીને જીતવાનો ઉપાય જાણવો અગ્નિવૈતાલની મદદથી દેવદમનીને હરાવવી. મહારાજા સાથે દેવદમનીના લગન.

### પ્રકરણ આડત્રીસમું/૧ તામ્રલિપ્તિમા પૃષ્ટ ૪૦૧ થી ૪૧૨

નાગદમનીના કહેવાથી મહારાજા તામ્રલિપ્તિ ગયા નગરની શોભા જોતા મહારાજા ચંદ્રની પુત્રી લક્ષ્મીદેવીના મહેલમા ગુપ્ત રીતે રહ્યા. પૂર્વ સ કેતાનુસાર ભીમ સાઢણી લઈ ત્યાં આવ્યો રાજકુમારી રત્નની પેટી આપે છે. મહારાજાએ અગ્નિવૈતાલની સહાયથી રાજકુમારીનુ વસ્ત્ર હરણ કરવુ. રાજકુમારી બીજુ વસ્ત્ર લેવા ગઈ ત્યારે અગ્નિવૈતાલ ભીમને દૂર દેશ લઇ ગયો રાજકુમારી અને મહારાજા સાઢણી સવાર થઇ આગળ વધ્યા. મહારાજાએ પોતાને જુગારી તરીકે ઓળખાવ્યા રાજકુમારી પોતાના કર્મની નિદા કરવા લાગી રસ્તામા મુકામ કર્યો. રાતમા સિંહગર્જના સાંભળી રાજકુમારી ગભરાઈ. મહારાજા એ ગર્જના કરનારને તીર મારી સૂઇ ગયા સવાર થતા તે તીર લાવવા કહેવું. રાજકુમારીનુ તીર લઇ આવવુ. આગળ પ્રયાણ કરવુ તેમનુ લક્ષ્મીપુરનાં

ઉદ્યાનમાં પહોંચવુ મહારાજાનુ રાજકુમારી અને રત્નપેટી ત્યાં રહેવા દઈ ભોજનસામગ્રી લેવા નગરમાં જવું. તે વખતે એક વેશ્યાનું આવવુ. રત્નપેટી અને રાજકુમારીને લઇ પોતાને ત્યાં જવું. રાજકુમારીને વેશ્યાજીવન જીવવા કહેવું પછી તેને કોટવાળના પુત્રને સોંપવી. કોટવાળ પુત્ર ઉંદર લઇ જતી બિલાડીને પથ્થર મારી બહાદુરીના ગુણગાન ગાય છે. તે સાભળી રાજકુમારીને તેના પર તિરસ્કાર આવે છે, અને આત્મહત્યા કરવા વિચારે છે. વેશ્યા રાજા પાસે જાય છે. રાજકુમારી બળી મરવા જતી હોય છે ત્યાં રાજાનુ આવવું. રાજકુમારીને સમજાવવી ત્યાં મહારાજા વિક્રમનું આવવું. રાજકુમારી અને વિક્રમનુ મિલન. વિક્રમની ઓળખાણ, રાજકુમારી સાથે લગ્ન વેશ્યાને અભયદાન આપી રત્નપેટી લઇ અવંતી તરફ પ્રયાણ,

## પ્રકરણુ ઓગણુચાલીસમું ઉમાદેવી પૃષ્ટ ૪૧૩ થી ૪૨૬

નાગદમનીના કહેવાથી સોપારક નગરમા સોમશર્માને ત્યા વિદ્યાર્થી રૂપે વિક્રમનું રહેવુ, સોમશર્માની પત્ની ઉમાદેવીનું ચારિત્ર જોવું. ઉમાદેવી પાસે 'સર્વરસદંડ' હોવાથી દેવસભામા જતી હતી.

મહારાજા વિક્રમનું અગ્નિવૈતાલની સહાયથી ઉમાદેવી પાછળ જવુ બીજે દિવસે ગુરુને વૃક્ષના પોલાણમાં બેસાડવા. સોમશર્માએ બધું જાણવુ. શું કરવુ તેનો વિચાર કરવો. વદ ચૌદસને દિવસે ક્ષેત્રપાલના કહેવા પ્રમાણે ઉમાદેવીએ નૈવેદ કરવુ, મહારાજા વિક્રમ બધા સાથે સર્વરસદંડ લઇ નાસે છે. ક્ષેત્રપાલ અને યોગિનીઓ ઉમાદેવીનું ભક્ષણ કરે છે નાઠેલા બધા શ્રીપુર આવે છે રાજકુમારી ચંદ્રાવતી સાથે મુલાકાત, ત્યા રાક્ષસના જુલમની વાત સાંભળવી, સાથે સાથે રાક્ષસના મૃત્યુની વાત પણ જાણવી. રાક્ષસ જ્યારે પૂજામા બેઠો હતો ત્યારે મહારાજા તેની પાસેનો વજ્રદંડ લઈ તેને મારી નાખે છે અગ્નિવૈતાલની સહાયથી શ્રીપુરના રાજા અને પ્રજાને પાછી લાવવી. વિક્રમ સાથે શ્રીપુરના રાજા પોતાની પુત્રી પરણાવે છે. પછી ઉમાદેવીના

સમાચાર લાવવા અગ્નિવૈતાલને કહેવું. અગ્નિવૈતાલ સમાચાર લાવે છે. મહારાજા સોમશર્મા અને વિદ્યાર્થીઓને ઘણું દ્રવ્ય આપી સંતોષે છે વજ્રદંડ, સર્વરસદંડ અને રાજકન્યા સાથે મહારાજા અવંતી આવે છે.

પ્રકરણ ચાલીસમું   મંત્રી મતિસાર   પૃષ્ટ ૪૨૭ થી ૪૪૧

નાગદમનીના કહેવાથી મંત્રી મતિસાગરને કુટુંબ સાથે અવતી માંથી જતા રહેવા જણાવે છે. મંત્રીની પુત્રવધૂની હોશિયારીથી દુઃખના સમયમાં પણ આશ્વાસન મળે છે. ભાગ્યની વિચિત્રતાનો પરિચય થાય છે.

એક દિવસ નાગદમનીના કહેવાથી મહારાજા મંત્રી મતિસારને બોલાવવા જાય છે ત્યા ઢોલનો અવાજ સાંભળી મતિસારને સ્પર્શવા કહેવું. ઇન્દ્રજાલિકે બનાવેલ ઉદ્યાનને ફૂલવાળું કરવું તે જોઇ રાજા પોતાની પુત્રી ત્રિલોચનાનાં લગ્ન મહારાજા સાથે કરે છે. મંત્રી મતિસાર મહારાજાનો પરિચય આપે છે.

અગ્નિવૈતાલની સહાયથી સદાય ફળદેનાર આબાનુ ... બી લઈ મહારાજા અવતી આવ્યા. નાગદમનીએ સુપાત્ર દાન દેવા કહ્યુ મહારાજાએ તેમ કર્યું.

એક દહાડો મહારાજા ફરતા ફરતા પુરોહિતના ઘર પાસે આવ્યા ત્યા હરતાલી અને જઇતુની વાત સાંભળી મહારાજાએ તેમનુ ચરિત્ર જોવા બટુકનું રૂપ લેવુ. હરતાલી અને જઈતુનો સામાન પોતે ઉપાડયો તેમની સાથે ચાલવા લાગ્યા. સખીઓ સાથે વસુધાસ્ફોટક દંડથી પાતાળમાં ગયા. ત્યાં વિષનાશક દંડથી સાપોને દૂર કરતા સરોવરમા સ્નાન કરવા બધા ગયા. વસ્ત્ર, દંડ અને ફૂલછાબ મહારાજાને સોંપી સ્નાન કરવા ગઈ.

મહારાજા અગ્નિવૈતાલની સહાયથી લગ્ન કરવા તૈયાર થયેલા નાગકુમારને અદૃશ્ય કરી તેવુ જ રૂપ ધારણ કરી શ્રીદત્તની પુત્રી સાથે લગ્ન કરવાં.

પેલી ત્રણે સખીઓ ત્યાં આવી ત્યારે મહારાજાએ બટુકનું રૂપ ધારણ કર્યું. સખીઓએ દંડ માંગ્યા ત્યાં તો મહારાજાએ મૂળ સ્વરૂપ ધારણ કર્યું. સખીયો નવાઇ પામીને લગ્ન કરવા તૈયાર થઇ. મહારાજાએ તેમની સાથે લગ્ન કર્યા. પછી નાગકુમારને પ્રગટ કર્યો તેમણે મહારાજાને સુરસુંદરી નામની કન્યા અને મણિદંડ આપ્યો ચંદ્રચૂડ નાગકુમારની કન્યા કમળા સાથે નાગકુમારનાં લગ્ન કરી દંડ અને કન્યાઓ સાથે મહારાજા અવંતી આવ્યા

## નવમો સર્ગ સમાપ્ત

## સર્ગ દશમો પૃષ્ઠ ૪૪૨ થી ૫૪૫ પ્રકરણ ૪૧ થી ૪૯

### પ્રકરણ એકતાલીસમું મહાકવિ કાલીદાસ પૃષ્ઠ ૪૪૨ થી ૪૫૪

પરદુ:ખભંજન ન્યાંયી મહારાજા વિક્રમાદિત્યને પ્રિયંગુમંજરી નામની પુત્રી હતી તેને વેદગર્ભ નામના વિદ્વાન ભણાવતા હતા. એક દિવસે વેદગર્ભ દૂરથી આવી રહ્યા હતા. તેની રાજકુમારીએ મશ્કરી કરી વેદગર્ભ તે સહન કરી ન શક્યાં. શાપ આપ્યો જે શાપ તેમના હાથે જ પૂર્ણ થયો

મહારાજા રાજકુમારીના લગ્ન માટે ચિંતા કરતા હતા તેમણે વેદગર્ભને સુંદર વર શોધી લાવવા જણાવ્યું વેદગર્ભ મહારાજાની ઇચ્છા પ્રમાણે વર શોધવા નીકળ્યા દિવસો જતા એક ગોવાળના પરિચયમા આવ્યા તેને લઈ અવંતી આવ્યા તેને રાજસભામા કેમ બોલવું, ચાલવુ, બેસવું વગેરે સમજાવ્યુ.

એક દિવસે વેદગર્ભ એ ગોવાળને લઇ રાજસભામાં આવ્યાં. ત્યાં સ્વસ્તી કહેવાને બદલે ગોવાળે ઉષરટ કહ્યુ. વેદગર્ભે તેનો અર્થ કહ્યો. તે સાંભળી મહારાજા ઘણા પ્રસન્ન થયા ને રાજકુમારી સાથે તે ગોવાળના લગ્ન કર્યાં.

રાજકુમારી દિવસો જતાં પોતાનો પતિ મૂર્ખ છે તે જાણી ગઇ. ગોવાળને પણ પોતાની મૂર્ખતા માટે દુ:ખ થવા લાગ્યું તેથી કાળીમાતાની ઉપાસના કરવા ગયો પણ દેવી પ્રસન્ન ન થઈ. રાજાએ દેવીને પ્રસન્ન કરવા પ્રયત્ન કર્યો. પણ શુભ પરિણામ ન આવ્યું તેથી કાળી નામની દાસીને ત્યા મોકલી. વરદાનના શબ્દો બોલાવ્યા તે સાભળી કાળીદાસ. પ્રસન્ન થયા રાજકુમારી ત્યાં આવી કાળિકા દેવી પ્રત્યક્ષ થયા. પરિણામે કાળીદાસ મહાન કવિ થયા

પ્રકરણ બેતાલીસમું અવનવા અનુભવો પૃષ્ઠ ૪૫૫ થી ૪૬૫

મહારાજા વિક્રમ પોતાની સાથે પાંચ રત્નો લઈ પદ્મપુરમાં આવ્યા ત્યાં એક નિર્લોભી તાપસ જણાયો. પોતાનાં રત્નો તેને સોંપવા તૈયાર થયા. તાપસ આનાકાની કરવા લાગ્યો પણ મહારાજા તો તેની પાસે રત્નો મૂકી ગયા

મહારાજા ભ્રમણ કરી પાછા આવ્યા, તો તેમની નજરે મઢૂલીને બદલે આલિશાન મકાન પડયું. તાપસ પાસે જઈ રત્નની માગણી કરી. તાપસ અજાણ્યો થઈ ગયો. મહારાજા તે ગામના મત્રી અને રાજા પાસે ફરિયાદ કરવા ગયા પણ તેમનું વર્તન જોઇ નિરાશ થયા, રત્નોની સલામતી જણાઈ નહિ

મહારાજા કામલતા વેશ્યાને મળ્યા બંને જણે વિચાર કર્યો. તાપસને મળવાનો સમય નક્કી કર્યો

યથા સમયે મહારાજા તાપસ પાસે આવ્યા અને રત્નોની માંગણી કરી તે જ વખતે કામલતા વેશ્યા થાળમા રત્ન લઇ આવી અને પોતાની ઇચ્છા જણાવી. તાપસ સંપત્તિના લોભમા પડયો વિક્રમના રત્નો પાછાં આપ્યા મહારાજાએ એક રત્ન તાપસને ભેટ આપ્યું તે જ વખતે કામલતાની દાસીએ ત્યાં આવી કહ્યુ, "તમારી પુત્રીએ આત્મહત્યા કરવાનો વિચાર માંડી વાળ્યો છે" તે સાંભળી રત્નોવાળો

થાળ દાસી સાથે મોકલી પછી આવીશ કહી તે ચાલી ગઇ. મહારાજાએ કામલતાને એક રત્ન ભેટ આપ્યું. બાકી રહેલાં ત્રણ રત્નો ગરીબને રસ્તે જતા આપી દીધાં

પ્રકરણ તેંતાલીસમું વિક્રમની મહત્વાકાંક્ષા પૃષ્ઠ ૪૬૬ થી ૪૭૫

મહારાજા વિક્રમ પોતાને રામ કહેવડાવવા ચાહતા હતા મંત્રીઓએ એ વાત પડતી મૂકવા કહ્યુ પણ મહારાજા ન માન્યા ત્યારે મંત્રીઓએ રાજાનો ગર્વ દૂર કરવા અયોધ્યાથી એક વિદ્વાનને બોલાવ્યો તે વિદ્વાન મહારાજા ને થોડા કર્મચારીઓને લઇ અયોધ્યા આવ્યો. ત્યાં તે વિદ્વાન બ્રાહ્મણે રામની પ્રજાવત્સલતા બતાવી મહારાજાનો ગર્વ દૂર કર્યો

પ્રકરણ ચુંમાલીસમું વિધિના લેખ પૃષ્ઠ ૪૭૬ થી ૪૮૭

પૃથ્વી પર્યટન કરતા મહારાજા ચૈત્રપુર નગરમા આવ્યા તે દિવસે ધન શેઠને ત્યા ઉત્સવ થઈ રહ્યો હતો મહારાજાએ ઉત્સવ શાનો છે તે જાણી શેઠને ત્યા ગયા રાત્રે વિધાતા સાથે મુલાકાત થઇ વિધિના લેખ જાણ્યા ને તે બાળકના લગ્નપ્રસગે આવવા નિર્ણય કર્યો. શેઠ સાથે લગ્નપ્રસંગે આવવા નક્કી કર્યું લગ્નપ્રસંગે મહારાજા આવ્યા ઘણી સાવધાની રાખી પણ વિધિના લેખ ફળ્યા ઢાલમાથી સિંહ ઉત્પન્ન થયો ને વરરાજાને મારી નાખ્યો ત્યા આનદને બદલે હાહાકાર થઇ રહ્યો. બધા રડવા લાગ્યા મહારાજાએ આશ્વાસન આપ્યુ. પોતાનુ બલિદાન આપવા તૈયાર થયા. દેવીની પ્રાર્થના કરી. દેવી પ્રગટ થયા અને બાળકને જીવાડયો, ને મહારાજા અવંતી ગયા.

પ્રકરણ પિસ્તાલીસમું રત્નનું મૂલ્ય પૃષ્ઠ ૪૮૮ થી ૪૯૫

મહારાજા સામે એક વણિકે અપૂર્વ રત્ન લાવી મૂકયુ, તેની કિંમત કરવા ઝવેરીઓને બોલાવ્યા પણ તેમનાથી મૂલ્ય ન થયું. તેમણે બળિરાજાને મળવા કહ્યું મહારાજા બલિરાજાને મળ્યા, રત્નની

કિમત પૂછી ત્યારે બાળરાજાએ યુધિષ્ઠિરની કથા કહી ને મૂલ્ય કહ્યું. મહારાજાએ અવંતીમાં આવી વણિકને બોલાવી કિમત આપી.

પ્રકરણ છેંતાલીસમું સ્ત્રીચરિત્ર પૃષ્ઠ ૪૯૬ થી ૫૦૮

રાત્રિભ્રમણ કરતા સૌભાગ્યસુંદરી નામની કન્યાના વચન સાંભળી મહારાજાએ તેની સાથે લગ્ન કર્યા ને સ્ત્રીચરિત્ર બતાવવા કહ્યું ને તેને એકદંડિયા મહેલમા રાખી સમય જતા ગગનધૂલીને જોઇ તે આકર્ષાઇ. તેને પત્ર લખ્યો. ગગનધૂલીએ પત્ર વાચ્યો, મળવા આવ્યો. રોજ આવવા લાગ્યો. મહારાજા આ વાત જાણી ગયા. આ વાત પર વિચાર કરતા મહારાજાએ ખડેરમા રહેતા યોગીની માયાજાળ દેખી.

મહારાજાએ સૌભાગ્યસુંદરીને ભોજન બનાવવા કહ્યુ. યોગીને બોલાવ્યો. ભોજન કરવા બેઠા. યોગી પાસે સ્ત્રીને પ્રગટ કરાવી ને સ્ત્રી પાસે પુરુષ પ્રગટ કરાવ્યો અને સૌભાગ્યસુંદરી પાસે ગગનધૂલી

મહારાજાએ બધાને અભયદાન આપ્યુ ને ગગનધૂલીને તેનો પરિચય આપવા કહ્યું ગગનધૂલીએ પોતાને પરિચય આપતા ચદ્ર શેઠની પુત્ર રુકમણી સાથેનાં લગ્ન વેશ્યાની મોહજાળમા ફસાવુ બાપની સપત્તિને કેવી રીતે વેડફી. રુકમણી ગરીબીને કારણે એક તાવીજ સાથે પોતાના બાપને ઘેર ગઇ, વેશ્યાએ કાઢી મૂકવો પોતાની પત્નીના હાથે ભિક્ષા લેવી ને તેનું દુષ્ટકૃત્ય જોવુ. તેના પ્રેમીને મારવો. તાવીજ તેના હાથમા આવવુ તાવીજમા રહેલુ રહસ્ય જાણવુ.

પ્રકરણુ સુડતાલીસમું પરીક્ષા પૃષ્ટ ૫૦૯ થી ૫૨૦

તાવીજમા રહેલુ રહસ્ય જાણી ઘરમાં ખોદાવવું. ધન મળવું. ફરીથી શ્રીમંત થવું. પોતાને સાસરે જવુ. રાત્રે પોતાની સ્ત્રીને તેનું ચરિત્ર કહેવું રુકમણીનો પ્રાણત્યાગ તેની બહેન સુરૂપા સાથે લગ્ન- સુરૂપાએ પોતાની પતિવ્રતની ખાતરી માટે ફૂલમાળા આપવી.

મહારાજાએ આ સાભળી તેની પત્ની સુરૂપાના પતિવ્રતની પરીક્ષા કરવા વિચાર્યું. અને આ વિચાર પોતાના સેવકોને કહ્યો. મૂળદેવ પરીક્ષા કરવા તૈયાર થયો ગગનધૂલીના ગામ ગયો, ત્યા વૃધ્ધા સાથે પરિચય કરી સુરૂપાને મળવુ ને તેના કેદી બનવું.

થોડા દિવસ પછી શશીભૃત સુરૂપાની પરીક્ષા કરવા નીકળે છે. તેની પણ તે જ દશા થાય છે વૃદ્ધા પણ કેદી બને છે. એટલે મહારાજા ગગનધૂલી સાથે તેના ગામમાં આવ્યા. સુરૂપાએ મૂળદેવ-શશીભૃત અને વૃદ્ધાને પેટીમાં બધ કરી તે પેટી મહારાજાને આપવી, રસ્તે જતા ધટ-સફોટ થવો, મહારાજા ગગનધૂલીના ગામે પાછા આવ્યા. ને ગગનધૂલી તેમજ સુરૂપાને અભિનંદન આપવાં

## પ્રકરણ અડતાલીસમું નસીબનાં નખરાં પૃષ્ટ પ૨૧ થી પ૩૨

ચંદ્રસેનનું ભવિષ્ય જોષી કહે છે તે ચદ્રસેન અને મૃગાવતીની કામલોલુપતા-ચદ્રસેન જ્યોતિષીને મહારાજા પાસે લઇ જાય છે. જોષીનુ પટ્ટહસ્તીનું બીજે દિવસે મૃત્યુ થશે તેમ કહેવુ સત્યાસત્યનો નિર્ણય કરવા જોષીને રાજા પોતાની પાસે રાખે છે.

બીજે દિવસે હાથી ગાંડો થાય છે. રાજકુમાર તેને મારે છે, અભિનંદન અપાય છે. અભિનંદન સમારભમા મંત્રીની ગેરહાજરી. રાજાને મંત્રી પોતાની ગેરહાજરીનુ કારણ કહે છે, તે સાંભળી રાજા રાજકુમાર પર અપ્રસન્ન થાય છે રાજકુમાર આથી પોતાનુ અપમાન થયેલુ માને છે તે રાજ છોડી પોતાની પત્નીસાથે ચાલ્યો જાય છે. રસ્તામાં પુત્રનો જન્મ થાય છે ત્રણે જણા અવંતીમાં આવે છે. પત્ની અને પુત્રને શ્રીદ શેઠની દુકાન આગળ બેસાડી રાજકુમાર નોકરી શોધવા જાય છે. શેઠને વકરો વધારે થવાથી તે બાળક અને તેની માતા પાસે આવે છે, ત્યા તો રાજકુમાર આવે છે ને અવતી છોડી જવાની વાત કહે છે. શ્રીદ શેઠ તેમને પોતાને ત્યા રાખે છે. રાતમા પરિચય વધે છે. સાડી અને ઘોડીની ભેટ આપે છે.

## પ્રકરણ ઓગણપચાસમું શેરને માથે સવાશેર પૃષ્ઠ ૫૩૩ થી ૫૪૫

રૂપચંદ્ર શ્રીદ શેઠને મહારાજા વિક્રમને મળવાનો ઉપાય પૂછે છે. શ્રીદ શેઠ રસ્તો બતાવે છે. પરંતુ રૂપચંદ્રને તે રસ્તો બરાબર નહિ લાગવાથી ફળફળાદિ લઈ જાય છે. દ્વારપાળ રોકે છે. રૂપચંદ્ર દ્વારપાળને થપ્પડ મારી અંદર જાય છે. ને મહારાજા સામે ભેટ મૂકે છે મહારાજા તેના પર પ્રસન્ન થાય છે. તેની સગવડ કરવા જણાવે છે આજ્ઞાનો અમલ થાય છે મારખાધેલો દ્વારપાળ અગ્નિવૈતાલના ભયંકર મકાનમા રહેવા જણાવે છે

રૂપચંદ્ર મકાન જોઈ ખુશ થતો તેની પત્ની પાસે આવે છે. શ્રીદ શેઠને બધી વાત કહે છે. પછી ભાગ્યભરોસે પત્ની અને બાળકને લઈ જાય છે. પછી રૂપચંદ્ર બહાર જાય છે અગ્નિવૈતાલ ભૂતગણ સાથે આવે છે અગ્નિવૈતાલનો વરાભવ થાય છે. એ અગ્નિવૈતાલ પર બેસી રૂપચંદ્ર રાજસભામાં જાય છે. મહારાજા તેનુ અઘટકુમાર નામ રાખે છે. પોતાનો અંગરક્ષક બનાવે છે

એક રાતના કરુણ રુદનસ્વર સાભળી મહારાજા અઘટકુમારને તપાસ કરવા મોકલે છે. રાજા પણ પાછળપાછળ જાય છે અઘટકુમાર દેવી રડતી હોય ત્યા આવે છે. મહારાજા સતાઈ જાય છે. અઘટકુમાર દેવીને રડવાનું કારણ પૂછે છે. કાલે રાજા મરી જશે તેવુ દેવી કહે છે અઘટકુમાર રાજાના બચાવનો રસ્તો પૂછે છે દેવી પુત્રનું બલિદાન આપવા કહે છે, અઘટકુમાર પોતાનાં પુત્રનું બલિદાન આપી ચાલ્યો જાય છે. મહારાજા ત્યા આવે છે. ને મરવા તૈયાર થાય છે. દેવી પ્રગટ થાય છે: બાળકને જીવાડે છે. બીજે દિવસે રાજા અઘટકુમારને તેના પરિવાર સાથે પોતાને ત્યાં બોલાવે છે. પત્ની સાથે અઘટકુમાર આવે છે. બાળક વિષે મહારાજા પૂછે છે અઘટકુમાર જેવો તેવો જવાબ આપે છે. અને મહારાજા બાળક બતાવે છે ને તેને મહારાજા જાગીર આપે છે પછી રૂપચંદ્ર—અઘટકુમાર પોતાના રાજમા જાય છે.

બાપનો વારસ થઇ ન્યાયથી રાજ ચલાવે છે વિક્રમ અને રૂપચંદ્ર વચ્ચે મૈત્રીની ગાંઠ મજબૂત થતી જાય છે.

**દસમો સર્ગ સમાપ્ત**

## સર્ગ અગિયારમો પૃષ્ઠ ૫૪૬ થી ૬૪૮ પ્રકરણ ૫૦ થી ૫૮

### પ્રકરણ પચાસમું પૂર્વભવ પૃષ્ઠ ૫૪૬ થી ૫૫૩

મહારાજાએ આચાર્યશ્રી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરને પોતાનો પૂર્વભવ પૂછ્યો. આચાર્યશ્રીએ તેમનો પૂર્વભવ કહ્યો : ભદ્દમાત્ર, અગ્નિ-વૈતાલ અને ખર્પર માટે પણ કહ્યું જો પ્રાયશ્ચિત્ત લેવાની આવશ્યકતા જણાવી. મહારાજાએ ગુરુદેવ સમક્ષ સમ્યક્ આલોચના લીધી. અને પુણ્ય કર્મ કરવા લાગ્યા સોજિનાલય ને એક લાખબિંબ ભરાવ્યા.

### પ્રકરણ એકાવનમું સમસ્યાપૂર્તિ પૃષ્ટ ૫૫૪ થી ૫૬૧

લક્ષ્મીપુરના રાજા અમરસિંહને શ્રીધર નામનો પુત્ર અને પદ્માવતી નામની પુત્રી હતી. પદ્માવતી વિદ્વાન હતી. તેમનો પોપટ પણ વિદ્વાન હતો

પદ્માવતી યોગ્ય વયની થઇ, ત્યારે પોપટ સાથે ચર્ચા કરી દૂર દૂરના રાજકુમારોને નિમત્રણ આપ્યા. ચારે દિશાઓથી આવેલા રાજ-કુમારો ચારે દિશામા બેઠા. તેમને જુદી જુદી સમસ્યાઓ પૂછવામા આવી. તેને પૂર્ણ કરવા કહેવામાં આવ્યું. પણ બધા રાજકુમાર નિષ્ફળ ગયા

કેટલાય દિવસો પછી પોપટ, રાજકુમારી અને મંત્રીઓ વરની શોધમા નીકળ્યા, જ્યા જતા ત્યા સમસ્યા કહેતા પણ કોઇ તેની પૂરી કરી શકતા નહિ, છેવટે તેઓ અવતીમા આવ્યા પોપટે મહારાજાને બધુ કહ્યુ: વિક્રમાદિત્યે પાદપૂર્તિ કરી પદ્માવતી સાથે લગ્ન કર્યાં.

પ્રકરણ બાવનમું   ઉદાર વિક્રમ   પૃષ્ટ ૫૬૨ થી ૫૭૩

પદ્માવતીના પ્રેમબંધને બંધાયેલા રાજા આગળ બીજી રાણીઓએ ફરિયાદ કરી. સ્રીચરિત્રની કથા કહેતાં મણ્ડક, પદ્મા અને રમાની કથા કહી સત્ય બતાવ્યું, કામલોલુપા ધન્ય ખેડૂતની વાત સાંભળી તેને સુખી કર્યો.

પ્રકરણ ત્રેપન ચોપનમું   રત્નમંજરી   પૃષ્ટ ૫૭૪ થી ૫૯૫

ધન્ય શેઠની પત્ની તેમની વૃદ્ધાવસ્થામા મૃત્યુ પામી. તેમની પાડોશમા રહેતી રત્નમંજરી ધર્મપરાયણ હતી. તેણે ધન્ય શેઠ સાથે લગ્ન કર્યાં. લગ્ન પછી રત્નમજરી શેઠની સારા જેવી શુશ્રુષા કરતી. તેની પ્રશસા ચોતરફ થવા લાગી. તે મહારાજાને કાને આવી. મહારાજાએ પરીક્ષા કરવા વિચાર્યું.

મુસાફરનો વેશ લઈ મહારાજા આવ્યા. રત્નમજરીએ અતિથિ-સત્કાર કર્યો. અતિથિને રાત રહેવાની વ્યવસ્થા કરી આપી મહારાજા રત્નમંજરી પતિની જે રીતે સેવા કરતી હતી તે જોઈ પ્રશસા કરવા લાગ્યા. ત્યા તો ચોર ચોરી કરવા આવ્યો. ચોરને જોતા રત્નમજરી આકર્ષાઇ ને ચોરને પોતાની ઈચ્છા પૂરી કરવા કહેવા લાગી. ચોરે વિવાહિત સ્રી સાથે પતિ સામે કુકૃત્ય કરવા ના પાડી એટલે રત્ન-મજરીએ પતિને મારી નાખ્યો, પછી ભોગ માટે કહ્યું ચોરે ના પાડતાં કાલે આવી ઇચ્છા પૂરી કરીશ કહ્યું આ જોઈ મહારાજા ક્રોધે ભરાયા.

ચોર જવા લાગ્યો. ત્યાં તો પ્રવેશદ્વાર તૂટી પડ્યું ને તે મરી ગયો ચોરને મરેલો જોતાં રત્નમંજરી રડવા લાગી અવાજ સાભળી બધાં ભેગા થયા: તેણે બધા સામે જૂઠી વાત કહી. ચિતા પર ચડવાની વાત કહી. બધા તેમ નહિ કરવા સમજાવવા લાગ્યા.

સવારે મહારાજાને વાત કહી. પ્રશંસા કરી. આ સાંભળી મહારાજાએ હસીને રત્નમંજરીને માનભેર સ્મશાને લઇ જવા કહ્યું. રત્નમંજરીએ ગુરુ સમક્ષ પાપની આલોચના કરી, અંતિમ વિધિ કરી ઘોડી પર બેસી જવા લાગી. લોકો દર્શન માટે દોડાદોડ કરવા લાગ્યા. રત્નમંજરી નદી તટે આવેલા મણિભદ્ર યક્ષના મંદિરે ગઇ, ઘોડી પરથી ઊતરી લોકોને આશીર્વાદ આપવા લાગી, ભિક્ષુકોને ધન દેવા લાગી. ત્યાં મહારાજા અને મહારાણી આવ્યાં, તેમને પણ રત્નમંજરીએ આશીર્વાદ આપ્યા પછી મહારાજાએ રત્નમંજરી આગળ રાતની વાત કહી. તે સાંભળી રત્નમંજરી રાજા બધુ જાણે છે તે જાણી ગઈ અને કોચી કંદોયણને મળવાનું કહી આશીર્વાદ આપી ચિતામા પ્રવેશ કર્યો.

પ્રકરણુ પંચાવનમું  કોચી કંદોયણુ  પૃષ્ટ ૫૯૬ થી ૬૦૬

કોચી કંદોયણને ત્યાં મહારાજા આવ્યા. કોચી તેમને ઓળખી ગઇ, સ્નાનાદિ કરાવી એક પેટીમાં બેસાડયા. થોડીવારમા બુદ્ધિસાગર મંત્રી ભેટ લઇ આવ્યો. ને હૃદયની વાત કહી. તેને પેટી પર બેસાડયો. પેટી રાણી મદનમંજરીના મહેલે આવી. મંત્રી અને રાણી પ્રેમ-સરોવરમાં સ્નાન કરવા લાગ્યાં. આ જોઈ મહારાજા ક્રોધે ભરાયા.

પ્રાતઃકાળ થતાં બુદ્ધિસાગર મંત્રી પેટી પર બેસી કોચીને ત્યાં આવ્યો. ને આભાર માની ગયો. કોચીએ મહારાજાને બહાર કાઢયા. ક્રોધે થયેલા મહારાજાને કોચી સમજાવવા લાગી. મહારાજા તેને નમસ્કાર કરી મહેલે આવ્યા, ને બીજે દિવસે બુદ્ધિસાગર અને મદનમંજરીને દેશનિકાલ કર્યો.

પ્રકરણુ છપ્પનમું  સ્ત્રીચરિત્ર  પૃષ્ટ ૬૦૭ થી ૬૧૮

મહારાજાને પંડિતે સ્ત્રીચરિત્ર કહેતા કહ્યું. રમાએ પોતાનાં પ્રિયતમને મળવા પોતાના પતિ છાહડને કેવો બનાવ્યો. છાહડ પત્નીનું

વર્તન જાણી ગયો છાહડે એક સિદ્ધ પાસેથી અમૃતકુપિકા મેળવી. તે બહાર જતો ત્યારે રમાની રાખ કરતો, આવતો ત્યારે અમૃત છાટી સજીવન કરતો. તેને યાત્રા કરવાની ઇચ્છા થઇ. તેથી રમાની રાખ કરી ઝાડના પોલાણમાં મૂકી. અમૃતકુપિકા સાથે મૂકી ગયો ત્યાં ગોવાળ આવ્યો. તેણે ગાંસડી જોઇ બહાર કાઢી. બહાર કાઢતાં અમૃતનાં ટીપાં પડ્યા. રમા સજીવ થઈ ગોવાળ સાથે ભોગ ભોગવવા લાગી

છાહડના આવવાનો સમય થયો. ગોવાળે રમાના કહેવાથી તેની રાખ કરી, પોલાણમા મૂકી છાહડ આવ્યો તેને રમાને સજીવ કરી. ત્યારે તેના શરીરમાથી વાસ આવવા લાગી શોધ કરતા ગોવાળ મળ્યો, બધી વાત જણાઇ. તેથી છાહડે દીક્ષા લીધી. ને રમા દુષ્કર્મ કરવાથી નર્કમા ગઇ.

બીજા પંડિતે લોહપુરમા રહેનારા ઠગોની વાત કહી, તે સાંભળી તે ગામ જોવા મહારાજાને વિચાર આવ્યો. તેમણે ભટ્ટમાત્રને મોકલ્યા પછી તે ગયા. રસ્તામા વનમાં ઠંડા અને ગરમ પાણીના કુંડ જોયા વાનરલીલા પણ દેખી આશ્ચર્ય પામ્યા પોતે અનુભવ લઇ આગળ ચાલવા માંડયુ રસ્તામા ચોર મળ્યા. તેમની પાસેથી ઘોડો, ખાટલી, ગોદડી અને થાળી લઈ લોહપુર આવ્યા ઘોડો વેચી કામલતા વેશ્યાને ત્યા રહ્યા. વેશ્યાએ પૈસો આપનારી ગોદડી અને બીજી ચીજો પડાવી લીધી ને ઘરની બહાર કાઢયા રસ્તામાં ભટ્ટમાત્ર મળ્યો બધી વાત કહી. ને કુંડ હતો ત્યા ગયા. કુંડમાંથી પાણી લઈ વેશ્યાને ત્યાં આવ્યા, યુક્તિથી કામલતા પર પાણી છાટયું ને વાંદરી બનાવી.

ભટ્ટમાત્રે મહારાજાને યોગી વેશ પહેરાવી વનમાં બેસાડયા ભટ્ટમાત્ર ત્યાં આવ્યો. કામલતાની મા પુત્રી વાંદરી થઇ જવાથી બૂમેબૂમ પાડતી હતી ત્યાં ભટ્ટમાત્રે આવી યોગીની પ્રશંસા કરી, વેશ્યાને મહારાજા પાસે લાવ્યો. યોગીરૂપી મહારાજાએ લૂંટેલી વસ્તુઓ મંગાવી. હવે

ક્રોધને લૂટવા નહિ કહી કામલતાને મૂળ રૂપમાં આણી. અવંતી તરફ ચાલ્યા.

## પ્રકરણ સત્તાવનમું સ્વામીભકત સેવક પૃષ્ટ ૬૧૯ થી ૬૩૯

મહારાજા એક દિવસે મંદિરપુર ગયા હતા. ત્યા ભીમ શેઠનો પુત્ર મરી ગયો હતો તેને ચિતામા નાખતા પણ તે પાછો પોતાને ત્યાં જતો. આ વાત રાજાને જણાવવામા આવી રાજાએ તે શબને બાળનારને ઇનામ આપવાનું જાહેર કર્યું. મહારાજા વિક્રમ સ્મશાનમાં આવ્યા, ત્યાં ડાકણથી મુલાકાત થઈ. તેનું ચરિત્ર જોઈ મહારાજાએ લલકારી ડાકણ અદૃસ્ય થઇ ગઇ. બીજા પ્રહરે શબ સાથે જંગલમા આવ્યા. ત્યાંથી બીજા જંગલમાં રાક્ષસ લઇ ગયો. ત્યા સળગતા દેવતા પર કડાઇ મૂકી હતી, તેમાં લોકોને રાક્ષસો નાખતા હતા. રાક્ષસો મહારાજાને નાખવા તૈયાર થયા. મહારાજાએ તેમનો સામનો કર્યો, હરાવ્યા ને તેમને જીવતદાન આપ્યું. ત્રીજા પ્રહરમા એક સ્ત્રીનુ રુદન સાંભળી રાક્ષસ સાથે યુદ્ધ કર્યું. રાક્ષસને મારી સ્ત્રીને બચાવી ચોથા પ્રહરમા શબ સાથે જુગાર રમી તેને હરાવી શબને બાળી મંદિરપુર આવ્યા બનેલા બનાવ કહ્યા. રાજાએ ઇનામ આપ્યુ તે મહારાજા વિક્રમે ગરીબોને વહેચી આપ્યું. ત્યાંથી મહારાજા ફરતા ફરતા સ્ત્રીઓના રાજ્યમાં આવ્યા. સ્ત્રીઓએ તેમનું સદાચારીપણુ જોઇ ચૌદ રત્નો આપ્યા રસ્તે જતાં મહારાજાએ એ રત્નો ગરીબોને આપી દીધા

એક રાતના મહારાજા સૂતા હતા, ત્યારે કોઈ સ્ત્રીનો રડવાનો અવાજ સાંભળ્યો. કોણ રડે છે તે જાણવા શતમતિને મોકલ્યો. શતમતિ રડતી સ્ત્રી પાસે પહોચ્યો. ને રડવાનું કારણ પૂછ્યુ. તે સ્ત્રીએ રડવાનું કારણ કહ્યું. કારણ જાણી શતપતિ પાછો આવ્યો. શતમતિએ મહારાજાને સૂતેલા જોયા. પેલી રડતી સ્ત્રીના કહેવા પ્રમાણે સાપ આવ્યો શતમતિએ તેને મારી નાંખ્યો. ને એક વાસણમા મૂકી તે વાસણ

દૂર મૂકયું. સાપ આવ્યો ત્યારે ઝેરનાં ટીપાં રાણીની છાતી પર પડયાં હતાં. તેને શતમતિ લૂછવા ગયો ત્યારે મહારાજાની આંખ ઉઘડી ગઇ. તેમને શતમતિનું વર્તન જણાયું તેથી તેને મારી નાખવા વિચાર આવ્યો. પણ શાંત રહ્યા. સમય પૂરો થતા તેને વિદાય કર્યો. ને બીજો રક્ષક સહસ્રમતિ આવ્યો. તેને મહારાજાએ શતમતિને મારી નાખવા આજ્ઞા કરી સહસ્રમતિ શતમતિને ત્યાં ગયો ત્યારે શતમતિ નાટક કરાવી રહ્યો હતો, દાન આપી રહ્યો હતો તેનો પવિત્ર ચહેરો જોઈ શતમતિ નિર્દોષ છે તેમ માની તે પાછો આવ્યો ને મહારાજાને દૃષ્ટાંત આપી સાહસ ન કરવા કહ્યું તેનો સમય પૂરો થતાં તેને જવા દીધો ત્રીજો સંરક્ષક લક્ષમતિ આવ્યો તેને પણ શતમતિને મારી નાખવા આજ્ઞા કરી તેણે પણ દૃષ્ટાંતો આપ્યા સમય થતો તેને વિદાય કર્યો. ને ચોથો સરક્ષક કોટીમતિ આવ્યો તેને પણ શતમતિને મારવા આજ્ઞા આપી. તેણે મહારાજાને શાંત કરવા કથા કહી ને સમય થતા તે ગયો.

સવાર થતાં મહારાજાએ કોટવાળને બોલાવ્યો : શતમતિને શૂળીએ ચઢાવવા, સહસ્રમતિ, લક્ષમતિ, કોટીમતિને દેશ–નિકાલ કરવા આજ્ઞા આપી. કોટવાળે આજ્ઞાનો અમલ કર્યો

શતમતિને કોટવાળ શૂળી પર ચઢાવવા લઈ જઈ રહ્યો હતો ત્યારે તેણે કોટવાળને મહારાજા પાસે લઈ જવા વિનંતી કરી. કોટવાળ તેને મહારાજા પાસે લાવ્યો, શતમતિએ સાપના ટુકડા બતાવતા રાતની વાત કરી. તે સાભળી મહારાજાએ શતમતિને ઇનામમા ગામ આપ્યા અને સહસ્રમતિ, લક્ષમતિ, કોટીમતિને ઇનામ આપ્યું

પ્રકરણ અઠ્ઠાવનમું પંડિત પૃષ્ટ ૬૪૦ થી ૬૪૮

એક દિવસે એક બ્રાહ્મણે સ્ત્રીચરિત્ર વિષે કહ્યું. મહારાજાએ તેને કેદ કરી સાક્ષાત્કાર કરવા ચાલ્યા દૂર દેશ સ્ત્રીચરિત્રનો સાક્ષાત્કાર કરી પાછા આવ્યા બ્રાહ્મણને છોડયો. દ્રવ્ય પણ આપ્યું

સમય જતાં શાલિવાહન સાથે યુદ્ધ થયું. યુદ્ધમાં મહારાજાનું મૃત્યુ થયુ તેમની અંતિમ ક્રિયા કરી વિક્રમચરિત્ર શાલિવાહન સાથે યુદ્ધ કરવા આવ્યો. શાલિવાહનને હરાવ્યો : સંધી કરી. ત્યાં થી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી આશ્વાસન આપવા આવ્યા ને શોક દૂર કર્યો.

## અગિયારમો સર્ગ સમાપ્ત

## સર્ગ બારમો પૃષ્ટ ૬૪૯ થાં ૬૯૬ પ્રકરણ ૫૯ થી ૬૨

### પ્રકરણ ઓગણસાઠમું સુરસુંદરી પૃષ્ટ ૬૪૯ થી ૬૬૭

રાજકુમાર જ્યાં મહારાજાના સિંહાસન પર બેસવા ગયો ત્યા સિંહાસનની અધિષ્ટાત્રી દેવીએ અટકાવ્યો. ને મહારાજાની યોગ્યતા કહેતા સિંહાસનને જમીનમા દાટી દેવા સૂચન કર્યું, સિંહાસનને જમીનમા દાટયુ, નવું સિંહાસન બનાવ્યું. વિક્રમચરિત્ર ગાદી પર બેઠો. તેની ફઇએ આશીર્વાદ આપ્યા ત્યારે ચામરધારિણી હસી અને તે ચામરધારિણીએ મહારાજાનુ જીવનવૃત્તાંત કહેતા કહ્યું.

મહારાજાએ શુક યુગલના શબ્દોથી ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલને શુકે કહેલા નગરની શોધ કરવા મોકલ્યા નગર શોધી કાઢ્યું મહારાજાએ ત્યા અબોલા રાજકુમારીને ચાર વખત બોલાવી તેની સાથે લગ્ન કર્યા

### પ્રકરણ સાઈઠમું કપટનો બદલો પૃષ્ટ ૬૬૮ થી ૬૮૧

બીજી ચામરધારિણીએ મહારાજાનો બીજો જીવનપ્રસગ કહ્યો. રુકમણી અને તેનાં કંકણની વાત કહી.

### પ્રકરણ એકસઠમું અદભુત વાતો પૃષ્ટ ૬૮૨ થી ૬૯૬

ત્રીજી ચામરધારિણીએ જાદુગરની અદ્‌ભુત વાત કરી. એ

જાદુગર પર પ્રસન્ન થઈ મહારાજાએ પાંડય દેશથી આવેલ ભેટ જાદુગરને આપી,

ચોથી ચામરધારિણીએ કૃતઘ્ન બ્રાહ્મણની વાત કહી જેમાં પરકાયાપ્રવેશનો પ્રસંગ મહારાજાએ અપકાર પર ઉપકાર કર્યો તે કહેવામાં આવ્યું. પછી વિક્રમચરિત્રનું તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રા માટે જવું ત્યાં જાવડશાએ તીર્થનો ઉદ્ધાર કર્યો. વિક્રમચરિત્રે તેમાં સહાય આપવી.

પૃષ્ટ ૬૯૭ થી ૭૦૪

અ તમા 'વિક્રમ અને જૈન સાહિત્ય'નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે

ગ્રંથકારની પ્રશસ્તિઓ



# ચિત્રાનુક્રમ

## રંગીન પ્લેટો

# અનુક્રમ

| ક્રમ | વિષય | પાનું |
|---|---|---|
| **સર્ગ પાંચમો** | | |
| પ્રકરણ એકવીસમુ | સુવર્ણ પુરુષની પ્રાપ્તિ | ૧૫૦ |
| ,, બાવીસમું | સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી | ૧૬૧ |
| ,, તેવીસમુ | કન્યાની શોધ | ૧૬૯ |
| ,, ચોવીસમું | શુભમતી | ૧૮૫ |
| ,, પચીસમું | શુભ મિલન | ૧૯૭ |
| **સર્ગ છઠ્ઠો** | | |
| પ્રકરણ છવ્વીસમુ | વિક્રમાદિત્યનો ગર્વ | ૨૦૯ |
| ,, સત્તાવીસમું | જંગલમાં એકલા | ૨૧૯ |
| ,, અઠાવીસમુ | ભારંડ પક્ષી અને ગુટિકાપ્રભાવ | ૨૩૦ |
| ,, ઓગણત્રીસમુ | સમુદ્રમા પડવું. ઘેર પહોંચવું | ૨૪૪ |
| **સર્ગ સાતમો** | | |
| પ્રકરણ ત્રીસમુ | અવંતી પાર્શ્વનાથ | ૨૬૧ |
| ,, એકત્રીસમું | જ્યોતિષ શાસ્ત્રી | ૨૮૮ |
| **સર્ગ આઠમો** | | |
| પ્રકરણ બત્રીસમુ | શ્રી શત્રુંજય | ૩૦૫ |
| ,, તેત્રીસમું | શ્રીદત્ત કેવલી | ૩૨૦ |
| ,, ચોત્રીસમું | ચંદ્રશેખર | ૩૩૪ |
| ,, પાત્રીસમું | અરિમર્દન | ૩૪૪ |
| ,, છત્રીસમુ | વિ–સે–મે–રા | ૩૬૦ |
| ,, સાડત્રીસમું | ઉદાર વિક્રમ | ૩૭૫ |
| **સર્ગ નવમો** | | |
| પ્રકરણ આડત્રીસમું | દેવદમની | ૩૮૮ |
| ,, ,, ૧ | તામ્રલિપ્તિમાં | ૪૦૧ |
| ,, ઓગણચાલીસમું | ઉમાદેવી | ૪૧૩ |

### શ્રી સખેશ્વર પાર્શ્વનાથાય નમઃ



## પ્રકરણ પહેલું ... ... ... અવન્તીનો પૂર્વપરિચય

માલવદેશ ધનધાન્ય, સુવર્ણ અને રત્નાદિથી પરિપૂર્ણ છે. ત્યાં પહેલા તીર્થંકર શ્રીઋષભદેવના સુપુત્ર શ્રી અવન્તીકુમારના નામથી પ્રસિદ્ધ થયેલી અવન્તીનગરી છે. એ નગરી પ્રત્યેકને પોતાની તરફ આકર્ષી રહી હતી.

એ નગરીમાં ગગનચુમ્બી શિખરવાળા અનેક જૈનમંદિરો હતાં, ક્ષિપ્રાનદીને કિનારે શ્રી અવન્તીપાર્શ્વનાથ ભગવાનનું મનોહર ભવ્ય મંદિર હતું. ત્યા જૈનો–જૈનધર્મને પાળનારા દર્શનાર્થે આવતાં હતાં.

તે નગરીની ભવ્યતા જોઇ લોકો આશ્ચર્ય પામતા હતા. ને તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં અવન્તીની ઋદ્ધિસિદ્ધિની પ્રશંસા કરતા હતા.

ભગવાન મહાવીરના સમયમાં આ અવન્તીનગરીમાં ચંદ્રપ્રદ્યોત રાજા રાજ્ય કરતો હતો. તેમના પછી નવ નંદ, ચંદ્રગુપ્ત, અશોક અને તે પછી જૈન ધર્માવલંબી-જૈન ધર્મના પરમ આરાધક મહારાજા સંપ્રતિ વગેરે રાજાઓએ રાજ્ય ન્યાયનીતિથી કર્યું હતું.

આ રાજાઓ પછી કાળે કરી ગર્ધવસેન (ગર્દભિલ્લ) રાજા થયા. તેઓ પણ પૂર્વે થઇ ગયેલા રાજાઓની જેમ ન્યાયનીતિથી રાજ્ય ચલાવતા હતા. એ રાજાને બે પુત્રો હતા, ભર્તુહરિ અને વિક્રમાદિત્ય. તેમણે દેશવિદેશના રાજાઓને જિત્યા હતા.

એ ગર્ધવસેન રાજાએ પોતાના પુત્ર ભર્તુહરિને પરાક્રમી રાજા ભીમની સૌંદર્યસંપન્ન પુત્રી અનંગસેના સાથે પરણાવ્યો હતો.

સમય જતા ગર્ધવસેનનો દેહાંત થયો. પિતાના મૃત્યુથી ભર્તુહરિ અને વિક્રમને ખૂબ જ દુઃખ થયું. પણ મંત્રીવર્ગે આશ્વાસન આપી શોક દૂર કરાવ્યો. ને દબદબાપૂર્વક-ધામધૂમથી ભર્તુહરિનો રાજ્યાભિષેક કર્યો ને પરાક્રમી વિક્રમાદિત્યને યુવરાજપદે વિભૂષિત કર્યા. બંને ભાઈ ઓ પ્રજાના સુખ-દુઃખનો વિચાર કરતા દિવસો આનંદમાં વિતાવતા હતા.

આ આનંદદાયી દિવસો સદા ટકયા નહિ. ભર્તુહરિથી એક દિવસ વિક્રમાદિત્યનું અપમાન થયું, તેથી વિક્રમાદિત્યે

વિચાર્યું, "હવે આ સ્થાનમાં રહેવું મારે માટે યોગ્ય નથી. સ્વમાની પુરુષો પ્રાણત્યાગ કરી શકે છે પણ અપમાન સહન કરી શકતા નથી. પ્રાણત્યાગનું દુઃખ ક્ષણ માટે થાય છે, પણ અપમાનનું દુઃખ જીવનપર્યંત થાય છે. ઉત્તમ પુરુષો માટે માન એ જ શ્રેષ્ઠ ધન છે." આમ વિચારી અવધૂતનો વેશ ધારણ કરી વિક્રમાદિત્ય અવંતી છોડી તલવાર રૂપી મિત્રને સાથે લઇ ભાગ્યની પરીક્ષા કરવા નીકળ્યા.

કેટલેય સ્થળે ભમતા ભમતા એક ગામમાં આવી પહોંચ્યા. ત્યા તેમની દૃષ્ટિએ કેટલાય લોકો ટોળે વળી ઊભેલા પડયા. ત્યાં તે ગયા. તો તેમણે ટોળા વચ્ચે એક માણસને જોયો, જે ભેગા થયેલાઓને આનંદ આપી રહ્યો હતો.

વિક્રમાદિત્યે તેને જોતા વિચાર્યું, "આ માણસ પંડિત અથવા જ્ઞાની હોવો જોઇએ."

વિક્રમાદિત્ય આમ વિચારે છે ત્યા તો ભટ્ટમાત્રની દૃષ્ટિ વિક્રમાદિત્ય પર પડી. તેને લાગ્યું કે આ અવધૂતના વેશમા કોઈ રાજકુમાર છે તેથી તેને મળવું જોઈએ. આમ મનથી નક્કી કરી ભટ્ટમાત્રે પોતાનું કાર્ય સમાપ્ત કર્યું. એટલે બધા વિખરાયા. વિક્રમાદિત્ય પણ જવા લાગ્યા. ભટ્ટમાત્ર પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યો. થોડીવારમાં બન્ને ભેગા થયા. વાતો કરતા મિત્ર થઈ ગયા. પછી એ બન્ને મિત્રો ફરતા ફરતા રોહણાચલ પર્વત પાસેના ગામમા ગયા. ભટ્ટમાત્રને ગામના લોકથી જાણવા મળ્યું કે, "પર્વતમાં રત્નની ખાણ છે. પરંતુ જે કોઇ માથા પર હાથ મૂકી 'હા દૈવ, હા દૈવ' કહે છે તેને તે પર્વત

રત્ન આપે છે.” આ સાંભળી વિક્રમે કહ્યું, “જે કોઇ આવાં દીન વચન બોલી રત્ન લે છે તે કાયર છે. પણ જો રોહણાચળ આવાં દીન વચનો કહેવડાવ્યા વિના જ મને રત્ન આપશે તો હું લઇશ. ઉદ્યોગી પુરુષ પાસે લક્ષ્મી પોતે જ જાય છે.”

વિક્રમ અને ભટ્ટમાત્ર પછી રોહણાચલ પર્વત પર ગયા. ત્યાં ભટ્ટમાત્રે વિક્રમને ‘હા દૈવ, હા દૈવ’ કહેવા કહ્યું, પણ વિક્રમે તેવું કહ્યા સિવાય ખોદવા માડ્યું. પણ રત્ન ન નીકળ્યું તેથી ભટ્ટમાત્રે એક યુક્તિ વિચારી કહ્યું, “હે વિક્રમ ! અવંતીથી આવેલા દૂતે તમારી માતા રાણી શ્રીમતીના અવસાનના સમાચાર આપ્યા છે.” આ સાંભળતાં જ વિક્રમે માથા પર હાથ મૂક્યો ને મોઢામાંથી ‘હા દૈવ, હા દૈવ’ દીન શબ્દો એકાએક નીકળી પડ્યા. તે પછી તેમણે ખોદ્યું, તો રત્ન નીકળ્યું. એ રત્નનો ચોતરફ પ્રકાશ ફેલાઇ ગયો.

એ રત્ન લઈ ભટ્ટમાત્રે વિક્રમને આપ્યું. ને કહ્યું. “તમારી માતા હયાત છે, કુશળ છે, શોક ન કરો. આ તો મેં રત્ન લેવા યુક્તિ કરી હતી.”

ભટ્ટમાત્રના શબ્દો સાંભળી વિક્રમ આનંદ પામ્યા. આ સંસારમાં માતાનું સ્થાન બધાનાં કરતાં શ્રેષ્ટ છે. ગંગાસ્નાન, નર્મદાદર્શન અને તાપીનું સ્મરણ કરવાથી જે પુણ્ય થાય છે તેટલું જ પુણ્ય માતાના ચરણની સેવાથી મળે છે.

માતાના હયાત હોવાના સમાચાર સાભળી હર્ષિત થઇ વિક્રમે પેલા રત્નને ફેંકી દીધું ને પછી ભટ્ટમાત્ર સાથે દેશાવદેશમાં ભ્રમણ કરવા લાગ્યા.

## પ્રકરણ બીજું

## તાપીના કિનારે

વિક્રમ અને ભટ્ટમાત્ર ફરતા ફરતા તાપી નદીના કિનારે આવ્યા અને એક ઝાડ નીચે રાત્રી પસાર કરવા વિચાર્યું. તેવામાં શિયાળના શબ્દો સંભળાયા. ભટ્ટમાત્ર શિયાળની બોલી જાણતો હતો, તેણે વિક્રમને કહ્યું, "વિક્રમ ! થોડે દૂર દાગીનાવાળી સ્ત્રી મરેલી પડી છે."

વિક્રમ આ અદ્ભુત વાત સાંભળીને ભટ્ટમાત્ર સાથે જોવા ચાલ્યા, તો તેમની દૃષ્ટિએ દાગીનાથી લદાયેલી–મરેલી સ્ત્રી પડી, એટલે ભટ્ટમાત્રને વિક્રમે કહ્યું "તારું કહેવું સાચું છે પણ હું આ મરેલી સ્ત્રીના શરીર પરથી દાગીના લઇ શકું તેમ નથી. તારી ઇચ્છા હોય તો તું લઇ લે."

"તમે ન લો તો હું કેમ લઉં ? મારાથી તે કાર્ય નહિ જ થાય, દોસ્ત ! સિંહ ભૂખ્યો રહેશે પણ ઘાસ તો નહિ જ ખાય."

ફરી બંને પાછા પૂર્વસ્થાને આવ્યા, ત્યાં તો ફરી શિયાળના શબ્દો સાંભળાયા, ભટ્ટમાત્રે કહ્યું, "દોસ્ત ! એક મહિનામાં તમને અવંતીનું રાજ મળશે."



વિક્રમ અને ભટ્ટમાત્ર

આ સાંભળી વિક્રમ નવાઈ પામતા બોલ્યા, "મારા મોટા-ભાઈ ન્યાયનીતિથી રાજ્ય ચલાવે છે, પ્રજાપાલન કરવા માટે સદા તૈયાર છે, તો પછી મને રાજ્ય કેવી રીતે મળે ?"

"એ વાત જવા દો, ખચીત તમને રાજ મળશે જ." ભટ્ટમાત્રે કહ્યું.

ભટ્ટમાત્રના શબ્દો સાંભળી હર્ષિત થતાં વિક્રમે કહ્યું, "જો એમ બનશે તો હું તમને મુખ્ય મંત્રી બનાવીશ."

પછી તેઓ ત્યાંથી નીકળ્યા અને કોઇ ગામમા રાત વિતાવવા વિચારતા વિક્રમે કહ્યું, "તારા જેવો મિત્ર ભાગ્ય-શાળીને જ મળે છે. તેં મને આ ભ્રમણમાં જે સહાય કરી

છે તે હું ક્યારે પણ ભૂલી શકતો નથી. તેથી હે મિત્ર! જો મને ક્યારેક અવંતીનું રાજ્ય મળશે, તો તું ત્યાં જરૂર આવજે."

આ સાંભળી ભટ્ટમાત્રે કહ્યુ, "હે મિત્ર! માણસને જ્યારે વૈભવ મળે છે, સુખી થાય છે, ત્યારે પોતાના ગરીબ મિત્રોને–સંબંધીઓને યાદ જ કરતો નથી, તેમ તમે પણ ભૂલી જશો."

"હે મિત્ર!" વિક્રમે કહ્યું, "આ સંબંધમાં વધારે શું કહું? સમય બતાવશે." કહેતા બંને મિત્રો આગળ વધ્યા અને એક ધર્મશાળામાં મુકામ કર્યો.

"ધર્મશાળામાં અવધૂત–સાધુ આવેલ છે." તેવા સમાચાર મળતાં લોકો દર્શન કરવા ઉમટ્યા. ભીડ ભરાઈ. ત્યાં લોકો અંદરોઅંદર વાતો કરતા હતા. "મહારાજા ભર્તૃહરિ રાજ્યનો ત્યાગ કરી વનમાં તપ કરવા ગયા છે. રાજ્ય સૂનું પડ્યું છે. તેથી એક અધમ રાક્ષસ અવંતીની પ્રજાને ત્રાસ આપી રહેલ છે."

નગરલોકોની વાત સાંભળી વિક્રમે વિચારવશ સ્થિતિમાં રાત ગુજારી, વહેલી સવારે ભટ્ટમાત્રને કહ્યું, "દોસ્ત! મારા ભાગ્યની પરીક્ષા કરવા હું અવંતી તરફ જાઉં છું. તું મને રજા આપ."

"તમારો પ્રવાસ સફળ થાવ, ખુશીથી જાવ." ભટ્ટમાત્રે કહ્યું અને પછી બંને મિત્રો ભેટ્યા અને છૂટા પડ્યા.

વિક્રમ ભટ્ટમાત્રથી છૂટા પડી તેના ગુણો યાદ કરતા અવંતી તરફ જવા લાગ્યા, ને ભટ્ટમાત્ર પણ વિક્રમના ગુણો યાદ કરતો પોતાના ગામ તરફ જવા લાગ્યો.

મહારાજા ભર્તુહરિના રાજભવનની, સભાગૃહની શોભા અવર્ણનીય હતી–થોડા શબ્દોમાં કહીએ તો એ શોભાને અલકાપુરી સાથે જ સરખાવી શકાય.

અવન્તીની એક બાજુએ ક્ષિપ્રા નદી મંદ મંદ ગતિએ વહે છે. જાણે તે આગંતુકનો સત્કાર કરી શ્રમ દૂર કરવા વહેતી હોય! બીજી તરફ વિધવિધ પ્રકારના ફળો, ફૂલોથી–પક્ષીઓના ટહુકારથી–ભ્રમરોના ગુંજારવથી આકર્ષતા બગીચા હતા. શત્રુઓ આક્રમણ કરી નગરપ્રવેશ ન કરી શકે તેવો નગરમાં પ્રવેશ કરવાનો ગઢ સાથે વિશાળ દરવાજો હતો.

નગરના મનોરમ્ય મહેલોની વચમાં પ્રત્યેકને આકર્ષતો સુંદર રાજમહેલ શોભી રહ્યો હતો. તેના ઘુમ્મટની ધજા આકાશ સાથે વાતો કરતી લહેરાતી હતી.

રાજ્યમહેલ અંદરથી સુરમ્ય છે, વિશાળ સ્તંભોવાળો છે. ત્યાં કલાપૂર્ણ ચિત્રો છે, છત ઉપર પંચરંગી પુષ્પો, વેલબુટ્ટા ચિતરેલા છે. દીવાલો પર પૂર્વે થઇ ગયેલા રાજાઓનાં ચિત્રો ચિતરેલા છે. જે જોતાં તેઓ હમણાં જ બોલી ઊઠશે તેમ લાગે.

સભાગૃહના ઉપરના ભાગમાં આરસ પથ્થરના સુંદર ઝરૂખા હતા અને તેના પર મોટી સુંદર બારીક જાળી બનાવવામાં આવેલી હતી. તેમા રાણીઓ ને દાસી વગેરે માટે સુંદર સગવડ રાખવામા આવી હતી, તેની ફર્શ અનેકરંગી પથ્થરોવાળી હતી.



ભર્તુહરિના રાજસભા

સભાના મધ્યમાં સુવર્ણ અને રત્નજડિત સુરમ્ય સિંહાસન શોભી રહ્યુ છે. તેના પર અવંતીપતિ ભર્તુહરિ બિરાજ્યા છે. બન્ને બાજુએ સુંદર સિંહાસન ગોઠવવામાં આવ્યાં છે ડાબી બાજુએ યુવરાજ વિક્રમાદિત્યનું સુવર્ણ

સિંહાસન ખાલી જણાય છે. જમણી બાજુએ સિંહાસન પર બુદ્ધિસાગર નામના મુખ્ય મંત્રી બેઠા છે, તે સિવાય રાજ્યના મોટા મોટા સામંતો બેઠા છે.

સભાના એક ભાગમાં વિદ્વાન પંડિતો બેઠા છે. એ પંડિતો પોતાના મધુર કાવ્યોથી સભાને આનંદ આપી રહ્યા છે બીજી બાજુ રાજાના પૂર્વજોની ભાટ કીર્તિગાથા ગાઇ રહ્યા. છે. રાજાની પાસે અનેક રાજકુમાર, મંત્રીઓ, રાજ-પુરોહિત, સેનાપતિ, વગેરે બેઠા છે. ત્યા નગરના સારા સારા શ્રેષ્ટિઓ ધનવાનો, માનનીય લોક પણ બેઠા છે.

મહારાજા ભર્તુહરિ નિત્ય પ્રજાના સુખ–દુઃખ સાંભળી તેને માટે યોગ્ય કરે છે.

એક દિવસ મહારાજા સભામા બેઠા હતા. ત્યાં દ્વાર-પાળ આવ્યો, હાથ જોડી બોલ્યો, "પ્રજાપાળ ! એક બ્રાહ્મણ બારણે આવ્યો છે ને આપના દર્શનનો અભિલાષી છે. આપની આજ્ઞા હોય તો પ્રવેશ કરાવું."

દ્વારપાળના શબ્દો સાભળી મહારાજા બોલ્યા, "ખુશીથી પ્રવેશ કરાવો."

દ્વારપાળ માથું નમાવી ત્યાથી ગયો ને બ્રાહ્મણ સભામાં આવ્યો.

બ્રાહ્મણે સભામાં આવી મહારાજને આશીર્વાદ આપ્યા અને એક ફળ રાજાને આપ્યું.

ફળ જોઇ મહારાજે પૂછ્યું, "હે બ્રહ્મદેવ ! આ ફળનું

નામ શું છે? અને તેના ગુણ કેવા છે તે કહો. વળી આ ફળ તમને ક્યાંથી મળ્યું તે પણ કહો."

"મહારાજ!" બ્રાહ્મણ બોલ્યો, "હું ઘણો ગરીબ છું, અન્ન ને દાંતને વહેર છે. તેથી મેં ભગવતી ભુવનેશ્વરી દેવીની આરાધના કરી, દેવી મારા પર પ્રસન્ન થયા, ફળ આપતાં, તેનો પ્રભાવ કહેતાં કહ્યું, 'હે બ્રાહ્મણ! આ ફળ ખાવાથી મનુષ્ય અમર થાય છે.'

દેવીના શબ્દો સાંભળી મેં કહ્યું. 'હે અંબે! મારા જેવા દુર્ભાગીને આ ફળથી શું લાભ? દ્રવ્ય વિના લાંબું જીવન જીવવાથી શો લાભ? માતાજી, વનમાં વલ્કલ પહેરી રહેવું સારું પણ નિર્ધન થઈ કુટુંબીઓની વચ્ચે જીવવું જોઇએ નહિ. વળી નિર્ધન, રોગી, મૂર્ખ, હંમેશાં મુસાફરી કરનાર અને નોકરી કરનાર જીવતા મરેલા જેવા છે.'

બ્રાહ્મણના શબ્દો સાંભળી દેવીએ કહ્યું, 'તારા નશીબમાં સારો એવો દ્રવ્યયોગ નથી. છતાં થોડું ઘણું દ્રવ્ય આનાથી મળશે.' કહી દેવી અદૃશ્ય થઈ ગયાં.

હું ઘેર આવી સ્નાન કરી પૂજાપાઠ કરી ફળ ખાવા બેઠો, ત્યારે મારા મનમા વિચાર આવ્યો, 'ફળ ખાઈ લાંબું શાને જીવવું? આ ચિરંજીવ બનાવવાવાળું ફળ મહારાજા અવંતીપતિને આપવામા આવે તો તે ચિરંજીવ થઇ અનેક પ્રાણીઓને સુખી કરે. દુર્બળ, અનાથ, બાળક, વૃધ્ધ, તપસ્વી, ચોરાદિથી પીડાયેલા માનવોનો રાજા જ એક રક્ષક છે.' આમ

વિચારી હું આપને એ ફળ અર્પણ કરવા આવ્યો છું. કૃપા કરીને ફળનો સ્વીકાર કરી મારા પર અનુગ્રહ કરો."

બ્રાહ્મણના મોઢાથી દિવ્ય ફળના ગુણ સાંભળી મહારાજાએ પ્રસન્નતાપૂર્વક ફળનો સ્વીકાર કર્યો અને બ્રાહ્મણની દરિદ્રતા જાય તેટલું ધન આપ્યું.

ધન લઇ મનથી આનંદ પામતો બ્રાહ્મણ પોતાને ઘેર ગયો. એટલે મહારાજા સભા વિસર્જન કરીને મહેલે ગયા.



મહારાજા ભર્તુહરિ ફળ ખાવા તૈયાર થયા. ત્યારે તેમના મનમા વિચાર આવ્યો, "પ્રેમી પટરાણી વિના લાંબુ જીવન જીવવાથી શો લાભ?" આમ વિચારી તેમણે તે ફળ પટરાણી અનંગસેના (પિંગળા) ને આપ્યું ને ફળના ગુણનું વર્ણન કર્યું. પટરાણી પણ ફળનો ગુણ સાંભળી પ્રસન્ન થઇ અને વિચારવા લાગી. "મારો પ્રેમપાત્ર મહાવત જો મારા પહેલાં મરી જાય તો હું મરેલા જેવી જ છું." આવું વિચારી પટરાણીએ દીવ્ય ફળ મહાવતને આપ્યું ને તેનો ગુણ કહ્યો. એ મહાવત નગરની અગ્રણી વેશ્યાને ચાહતો હતો, તેણે એ ફળ વેશ્યાને આપ્યું ને તેનો ગુણ કહ્યો. ફળને જોઇ વેશ્યા વિચારવા લાગી, "આ મારું નીચ નિંદનીય જીવન તેને ચિરંજીવ બનાવવાથી શો લાભ? હું આવું ફળ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજા ભર્તુહરિને આપીશ, તે ચિરંજીવ થશે તો પ્રજાને ન્યાયથી પાળશે," આ પ્રમાણે વિચાર કરી વેશ્યા રાજ્યસભામાં આવી ને તે ફળ મહારાજાને

આપ્યું



વેશ્યા સભામા આવી મહારાજાને ફળ આપે છે.

મહારાજા તો એ ફળ જોઈ નવાઇ પામ્યા, આ ફળ બ્રાહ્મણે મને આપ્યું હતું. તે મેં પટરાણીને આપ્યું હતું. તે યાદ આવ્યું. તેમણે આ ફળ ફરીથી પાછું પોતાની પાસે કેવી રીતે આવ્યું, તેની શોધ કરવા માડી. તો પટરાણીનું જ આ કામ છે તે સમજાઇ ગયું, તે બોલ્યા, "સ્રીનું ચરિત્ર, પુરુષનું ભાગ્ય દેવો પણ જાણી શકતા નથી તો માણસ કોણ માત્ર ? સ્રીઓ પવિત્ર હૃદયમા પ્રવેશ કરી તેનું ભાન ભુલાવે છે, શબ્દબાણોથી ઘાયલ કરે છે, ખરેખર સ્રીઓનો વિશ્વાસ કરવો એટલે આત્માને ઠગવા જેવું છે. એ પટરાણી મને ચાહે છે, તેવો દેખાવ કરે છે. તે મને નહિ પણ બીજાને ચાહે છે. તે બીજો પણ બીજીને ચાહે છે, અને તે બીજી વેશ્યા મને પ્રસન્ન કરવા ચાહે છે, તેથી રાણી, મહાવત, કામદેવ, વેશ્યા અને મને ધિક્કાર છે, આ સંસાર પ્રપંચથી

ભરેલો-અસાર છે." બોલતા મહારાજાને સંસાર પર તિરસ્કાર આવ્યો ને બોલ્યા, "આ સંસારની પ્રત્યેક વસ્તુઓ ક્ષણિક સુખ આપનાર છે. દુઃખનું મૂળ છે. માત્ર વૈરાગ્ય જ સાચું સુખ આપનાર છે. જે અસાર સંસાર છોડી પોતાના આત્મકલ્યાણ માટે પરમાનંદ પરમાત્માના ધ્યાનમાં રહે છે, આનંદ રસ પીએ છે તેને ધન્ય છે."

આમ બોલતા મહારાજા ભર્તુહરિ સંસાર–રાજ્યને છોડવા તૈયાર થયા. સાચે જ, જે કર્મમાં શૂરવીર છે, તે ધર્મમાં પણ શૂરવીર જ હોય છે.

રાજ–સંસારત્યાગનો નિર્ણય અધિકારીવર્ગે તેમજ પ્રજાએ જાણ્યો ત્યારે બધે ઉદાસી છવાઈ ગઈ. અને અનેક પ્રકારની વાતો થવા લાગી.

રાજ છોડવા તૈયાર થયેલ ભર્તુહરિ પાસે મંત્રીઓ, પ્રજાજનો આવ્યા, ને વિનવવા લાગ્યા, "રાજન્ ! આ તમે શું કરી રહ્યા છો ? જરા તો વિચારો, તમારા જતાં રાજ નાશ પામશે"

મંત્રીગણના શબ્દો સાંભળી ભર્તુહરિ બોલ્યા, "અમાત્યજી ! આ રાજ કોનું ? સગાં–વહાલાં કોનાં ? પક્ષીઓ પોતાના સ્વાર્થ માટે એક ઝાડ પર જઈ બેસે છે ને સ્વાર્થ પૂર્ણ થતાં ઊડી જાય છે, તેમ આ સંસારમાં બધાં સ્વાર્થે ભેગા થાય છે–પ્રેમ કરે છે. મંત્રીજી ! આ સંસારમાં આપણે કેટલીય વાર જન્મ્યા હોઈશું, ધન–વૈભવ

ઐશ્વર્ય પામ્યા હઈશું, પણ મુક્તિ આપનાર વૈરાગ્યલક્ષ્મી કોઈ જન્મમાં પામ્યા નહિ હોઈશું, અત્યારે તે લક્ષ્મી મેળવવાની તક મને મળી છે, ત્યારે મને આગ્રહ ન કરશો. વિશુદ્ધ તપસ્વીને પણ માયા પાપમાં ઘસડી જાય છે-તેમની દુર્ગતિ કરે છે." બોલતા ભર્તુહરિ જંગલની તરફ જવા લાગ્યા. મંત્રીવર્ગ-પ્રજાજનોએ નમ્રતાપુર્વક કરેલી વિનંતી નિષ્ફળ ગઈ.



## પ્રકરણ પાંચમું ... વિક્રમને રાજ્ય આપવા કરેલો નિર્ણય

મહારાજા ભર્તુહરિના જતાં અવન્તી વિધવા થઇ હતી, તે રડી રહી હતી, શોકાશ્રુ વહાવી રહી હતી, ત્યારે 'અગ્નિવૈતાલ' રાજગાદી ખાલી જોઇ પોતે અદૃશ્યરૂપે ગાદી પર બેસી ગયો.

રાજગાદી ખાલી જોઈ મંત્રીઓએ અને પ્રજાએ શ્રીપતિ નામના એક સુપ્રસિદ્ધ ક્ષત્રિયને ગાદી પર ધામધૂમથી બેસાડયો.

આખો દિવસ આનંદ–ઉત્સવમાં વીતી ગયો. રાત્રી થતાં બધા પોતપોતાને સ્થાને ગયા. શ્રીપતિ પણ નિશ્ચિંત થઈ દાજમહેલમાં શુખશય્યામાં સૂતો.

મધ્યરાત્રી થઈ ત્યારે અગ્નિવૈતાલ આવ્યો ને ગાદીએ બેઠેલા શ્રીપતિને મારી નાખ્યો.

સવાર થયું પણ શ્રીપતિ શય્યાખંડમાંથી બહાર ન આવ્યો, ત્યારે રાજ્યકર્મચારીઓ શય્યાખંડમાં ગયા. જોયું તો શ્રીપતિ મરણ પામેલો.

થોડા જ કલાકો પહેલાં નગરમાં જ્યાં આનંદનુ વાતાવરણ પ્રસર્યું હતું, ત્યાં શોક છવાયો.

મંત્રીગણ તેમજ પ્રજાએ કેટલાય ક્ષત્રિયકુમારોને ગાદી પર બેસાડયા તે બધા જ અગ્નિવૈતાલથી નાશ પામ્યા.

મંત્રીગણે આ દૈવકોપ માની તેની શાંતિ માટે કેટલાંય બલિદાન આપ્યાં પણ એ દુષ્ટ શાંત ન થયો. તે તો કરતો હતો તે કરે જ ગયો. સાપને ગમે તેટલું દૂધ પાવ, પણ તેનામાં ઝેરની વૃધ્ધિ જ થવાની. દુર્જનનું ગમે તેટલું સન્માન કરો પણ તે સજ્જનને કષ્ટ આપવાનો જ. તે દુર્જનતા છોડવાનો નહિ.



ક્ષિપ્રા તટે વિક્રમ અવધૂત વેશે

અવંતીમાં અગ્નિવૈતાલ જ્યારે ગાદી પર બેસનારનો નાશ કરી રહ્યો હતો ત્યારે વિક્રમ ભ્રમણ કરતા કરતા અવંતીમા આવ્યા. ક્ષિપ્રા નદીના તટ પર વિશાળ વડ નીચે આસન જમાવ્યું.

લોકોને અવધૂત આવ્યાના સમાચાર મળતા દર્શનાર્થે ત્યાં આવવા લાગ્યા. પ્રભાવશાળી વિક્રમ–અવધૂતને જોઇ નમતા.

વિક્રમના પ્રભાવની વાતો લોકો કરતા, તે વાતો મંત્રી–ગણને કાને પહોંચી, તેથી મુખ્ય મંત્રી દર્શનાર્થે આવ્યા. અને અવંતીમાં બનતા બનાવોની વાત કરીને આ ઉપદ્રવની શાંતિ માટે શું કરવું ? તે પૂછ્યું.

મંત્રીના શબ્દો સાંભળી વિક્રમને ભટ્ટમાત્ર અને શિયાળના શબ્દો યાદ આવ્યા ને પૂછ્યુ, "યુવરાજ વિક્રમને કેમ શોધતા નથી ?"

"અમે યુવરાજ વિક્રમને શોધવા પ્રયત્ન કરી રહ્યા છીએ. સાથે સાથે એ રાક્ષસને શાત કરવા કેટલાંય બલિદાનો આપીએ છીએ પણ તે શાત થતો નથી."

"મંત્રીશ્વર ! જો તમે મને રાજ્ય સોંપો તો હું એ દુષ્ટનો કોઈ પણ પ્રકારે નાશ કરી ન્યાયથી પ્રજાનું પાલન કરીશ."

વિક્રમના વચને મંત્રી તેમને જોઈ રહ્યા. વિક્રમનું પ્રભાવશાળી સ્વરૂપ, સૌંદર્ય તેમની દૃષ્ટિએ પડ્યું ને તેમણે કહ્યું, "તમારા કહેવા પ્રમાણે કરવા નિર્ણય કરીશ." કહી મંત્રી નગરમાં આવ્યા. રાજ્યકર્મચારીઓ, અગ્રગણ્ય નાગરિકોને ભેગા કરી અવધૂતવેશમા રહેલા વિક્રમે કહેલી વાત કહી. બધાએ વિચારોની આપલે કરી છેવટે વિક્રમને ગાદી આપવાનો નિર્ણય કર્યો.

આ નિર્ણય નગરમાં જણાવવામાં આવ્યો, એ નિર્ણય જાણતાં પ્રજાજનો આનંદમાં આવી ગયા. નગરને ધજા-પતાકા-ફૂલોથી શણગારવા આજ્ઞા કરવામાં આવી. ને તેનો અમલ થયો. આખો દિવસ નગર શણગારવા પાછળ ગયો. નગર શણગારવાનો પરિશ્રમ કરવા છતાં કોઇ શ્રમિત થયું હોય તેમ જણાતું ન હતું. બધાનાં હૃદય ઉત્સાહી હતાં.

સૂર્યદેવ અસ્તાચળ તરફ જઇ રહ્યા હતા. રાત્રીનો અમલ શરૂ થયો હતો. ત્યારે વિક્રમ ક્ષિપ્રા નદીના તટ પર વ્યાઘ્રચર્મ પર હાથ પર માથું રાખી સૂતા હતા.



સવાર થતાં અવંતીમાં આનંદની છોળો ઊડવા લાગી. સર્વ કોઈ પ્રાતઃક્રિયાથી પરવારી ઉત્સવમાં ભાગ લેવા તૈયાર થયા.

"હાથીને શણગારી સુવર્ણની અંબાડી તેના પર મૂકી સૈનિકો સાથે રાજભવન આગળ આવો." મંત્રીએ આજ્ઞા કરી.

હાથી–સૈનિકો–પ્રજાજનો આવી જતાં ધામધૂમથી ક્ષિપ્રા નદી તરફ જવા માંડયું. રસ્તે જતાં બધાં હર્ષ પ્રદર્શિત કરતાં હતા. આખરે બધા ક્ષિપ્રાતટે આવ્યાં ને વિક્રમ–અવધૂતને બધાં માથું નમાવવા લાગ્યાં પછી વિક્રમને હાથી પર બેસવા વિનંતી કરી.

વિક્રમ હાથી પર બેઠા ત્યાં આવેલા બધાએ 'જય જય' નો નાદ કર્યો. ફૂલોની વૃષ્ટિ કરીને ચાલ્યા નગર તરફ.

શુભ મુહૂર્તમાં વિક્રમે નગરમાં પ્રવેશ કર્યો. શણગારેલા રાજમાર્ગોને વટાવતા બધા રાજભવન આગળ આવી પહોંચ્યા.

મંત્રીઓ–રાજ્યકર્મચારીઓ, શ્રેષ્ઠીઓ, નાગરિકોએ



વિક્રમનો ધામધૂમથી નગરપ્રવેશ

સભાની મધ્યમાં પોતાને યોગ્ય સ્થાન લીધું. રત્નજડિત સિંહાસન પર વિક્રમે સ્થાન લીધું, પછી તેમને વિધિપૂર્વક રાજ્યતિલક કરવામાં આવ્યું.

અવંતીની પ્રજાએ વિદ્વાન–પ્રભાવશાળી અવધૂત–વિક્રમને પોતાના રક્ષક સમજી તેમના માટે હ્રદયમા શ્રદ્ધા ઊપજી અને માન્યું, "આ અવધૂત ન્યાયનીતિથી રાજ કરશે અને એ દુષ્ટ અસુરનો નાશ કરશે"

પ્રજાએ એ દિવસ આનંદમા ગાળ્યો.

રાતના વિક્રમે મહેલમા જ્યાં ત્યાં મેવા, મીઠાઈ, પકવાનનાં થાળો મૂકાવ્યા. સુગંધવાળાં ફૂલો બધે પાથર્યાં. દીપમાળાથી રાજભવનને દીપાવ્યો. તે પછી રાજકર્મચારીઓ, મંત્રીઓ એ સાધુ વિક્રમને તેમના ભાગ્ય પર છોડી ત્યાંથી ગયા.

વિક્રમે સૈનિકોને રાજમાર્ગ તેમ જ રાજમહેલની સુરક્ષા કરવા આજ્ઞા આપી, પોતે શયનાગારમાં તલવાર લઇ શય્યામાં જાગતા પડ્યા.

મધ્યરાત્રી થતાં અગ્નિવૈતાલ હાથમાં તલવાર લઈ જ્યાં વિક્રમ સૂતા હતા ત્યાં આવ્યો ત્યારે વિક્રમે નિર્ભયતાથી તેને કહ્યું, "હે અસુર! પહેલા તારા માટે રાખેલા આ બલિનું તું ભક્ષણ કર અને પછી મારી સાથે લડવા તૈયાર થા."

અગ્નિવૈતાલે વિક્રમે બતાવેલ બલિનું ભક્ષણ કર્યું પછી વિક્રમના બોલાયલા નિર્ભયતાના શબ્દો પર વિચાર કરી બોલ્યો, "આ માનવ ઘણો નિર્ભય અને પરાક્રમી લાગે છે. પરાક્રમી–ઉત્તમ પુરુષ શરૂ કરેલા કાર્યને પૂર્ણ કર્યા વિના રહેતો નથી; આવા પુરુષને જોઈ દેવો પણ વિચાર કરતા થાય છે.

આવા ન્યાયનિપૂણ દીર્ઘ દૃષ્ટિવાળો માનવ પોતાની પાસે લક્ષ્મી રહે કે જાય તેની પરવા કરતો નથી. આવો માણસ ભયંકર સંકટનો સામનો પોતે એકલો જ કરે છે તેની પાસે શસ્ત્ર છે કે નહિ તેનો પણ વિચાર કરતો નથી."

આમ વિચારી અગ્નિવૈતાલ બોલ્યો, "હું તારા પર પ્રસન્ન છું, તું ન્યાયનીતિથી રાજ્ય કરજે, પ્રજાનું પાલન કરજે અને મારે માટે બલિની સામગ્રી હંમેશા રાખજે."

"જરૂર" વિક્રમે કહ્યું. ને અગ્નિવૈતાલ અદૃશ્ય થઇ ગયો.

○

## પ્રકરણ સાતમું ... ... ... ... ...વિક્રમનું પરાક્રમ

સવાર થયું. મંત્રીગણ-રાજ્ય કર્મચારીઓ, પ્રજા અવધૂત રાજાનું શું થયું તે જાણવા રાજમહેલ તરફ જવા લાગી. ત્યાં તેઓ અવધૂત વિક્રમને જીવિત જોઇ અજાયબી પામ્યા, બધાએ નમન કરી કહ્યું, "હે રાજન! હે ધીર-વીર! ચિરકાલ તમારો જય હો."

અવધૂત રાજા જીવતા રહેવાથી પ્રજાએ મહોત્સવ મનાવ્યો. નગરને શણગાર્યું, બીજો દિવસ પણ બધાએ આનંદમાં વિતાવ્યો.

રાત્રે બનેલા બનાવથી મંત્રીગણ અને પ્રજાને અવધૂત વિક્રમની શક્તિમાં શ્રદ્ધા બેઠી તેઓ કહેવા લાગ્યા, "આ રાજા વિદ્વાન, સિદ્ધ તથા મહાપરાક્રમી છે, તે ખચીત દુષ્ટ અગ્નિવૈતાલને વશ કરશે, અથવા નાશ કરશે અને સારી રીતે રાજ્ય ચલાવશે

હવે અગ્નિવૈતાલ નિયમિત પોતાના ભક્ષ-બલિ માટે રાતના આવતો-બલિભક્ષ કરતો. એક દિવસે વિક્રમે અગ્નિવૈતાલને પૂછ્યું, "હે અગ્નિવૈતાલ! તમારામા કેવા પ્રકારનુ

સ્થાન છે, કઇ કઇ શક્તિઓ છે?" જવાબમાં અગ્નિવૈતાલે કહ્યું, "હું મારી મરજીમાં આવે તે કરું છું, દૂરથી બધું જાણી શકું છું અને બધે જ જઇ શકું છું."

અગ્નિવૈતાલના શબ્દો સાંભળી રાજાએ પૂછ્યું, "હે મિત્ર! મારું આયુષ્ય કેટલું છે તે મને કહો?"

"હે રાજન્!" અગ્નિવૈતાલે અવધિ જ્ઞાનથી રાજાનું આયુષ્ય જાણી કહ્યુ. "તમારું આયુષ્ય સો વર્ષનું છે."

"હે મિત્ર!" રાજા બોલ્યા, "મારું આયુષ્ય સો વર્ષનું છે. તેમા એકડા સાથે બે મીંડાં રહેલા છે. તે મને ઠીક લાગતા નથી. મનુષ્ય વગરનું ઘર, વૃક્ષ વગરનું જંગલ, મૂર્તિ વિનાનું મંદિર તેમ જ રાજા વિનાનું રાજ અને સૈન્ય શોભતું નથી, તેમ એકડા સાથેની બે શૂન્ય શોભતી નથી, તેથી હે અગ્નિવૈતાલ! મારા આયુષ્યમાથી એક વર્ષ ઓછું કર અથવા એક વર્ષ વધાર."

"રાજન્!" અગ્નિવૈતાલ બોલ્યો, "તમારા આયુષ્યમા દેવેન્દ્ર એક વર્ષનો વધારો કે ઘટાડો કરી શકે તેમ નથી તો હું કોણ?"

"હે અગ્નિવૈતાલ!" રાજાએ કહ્યું, "આપણે બંને સલાહ સંપથી રહીએ તો પ્રજા પણ સુખથી રહી શકે"

રાજાનું વચન સાંભળી અગ્નિવૈતાલ આનંદ પામ્યો. તે ત્યાંથી ગયો. ને રાજા નિર્ભય થઇ સૂઇ ગયા બીજે

દિવસે રાજા સવારે ઊઠી પ્રાતઃક્રિયા કરી આખો દિવસ આનંદમાં વીતાવ્યો. રાતના અગ્નિવૈતાલ માટે બલિ-ભક્ષની વ્યવસ્થા રાખ્યા વિના સાવધ થઇ સૂઈ ગયા.

રાત્રીનો અમલ વિસ્તર્યો હતો. અવંતીનગરી નિદ્રાને ખોળે પડી હતી. તે વખતે રોજના નિયમ પ્રમાણે અગ્નિવૈતાલ ભક્ષ માટે રાજમહેલમાં આવ્યો. પણ તેને બલિની સામગ્રી જોઇ નહિ. તેથી તે ક્રોધે થયો અને શાંતિથી સૂતા રાજાને ઉદ્દેશી બોલ્યો, "અરે દુષ્ટ મહિપાલ! મારા ભક્ષબલિની વ્યવસ્થા કર્યા સિવાય સૂઇ જનાર તારો તલવારથી નાશ કરીશ; ઊઠ જાગ."



વિક્રમ અને અગ્નિવૈતાલ યુદ્ધ કરવા તૈયાર થયા

અગ્નિવૈતાલના શબ્દો સાભળી ક્રોધથી લાલ-પીળા થતા રાજા શય્યામાથી બહાર આવી મ્યાનમાંથી તલવાર કાઢી બોલ્યા, " તું મારો નાશ કરી શકે તેમ નથી. મારું

આયુષ્ય સો વર્ષનું પૂરું છે, તું તેમાં વધારો કે ઘટાડો કરી શકે તેમ નથી. છતાં તારામાં ઘટાડો–વધારો કરવાની શક્તિ હોય તો આવી જા, આપણે યુદ્ધ કરીએ. મારી આ તલવાર વર્ષોથી તરસી છે. જો તારામા યુધ્ધ કરવાની શક્તિ ન હોય તો ગર્વ છોડી મારી ચરણસેવા કરવા તૈયાર થા.”

રાજાના વચને અગ્નિવૈતાલ યુધ્ધ કરવા તૈયાર થયો. તલવાર સાથે તલવાર અથડાવા લાગી. અગ્નિવૈતાલ રાજાનું અપૂર્વ સામર્થ્ય જોઈ બોલ્યો, “હે રાજન્! હું તારા પર પ્રસન્ન છું જે ઇચ્છામાં આવે તે માગ.”

દિવસે વીજળીનું ચમકવું, રાતના મેઘગર્જના અને સ્રી તથા અબોધ બાળકના આકસ્મિક વચન ને દેવતાઓનું દર્શન કયારે પણ વૃથા જતું નથી.

“હે દેવ!” રાજા બોલ્યા, “જો તમે મારા પર પ્રસન્ન થયા હો તો હું તમારું જ્યારે સ્મરણ કરું ત્યારે તમારે મારી પાસે આવવું, હું જે કામ બતાવું તે કરવું અને મારા પર પિતા જેવો પ્રેમ રાખવો.”

“હે રાજન્!” પ્રસન્ન થયેલો અગ્નિવૈતાલ બોલ્યો, “મારી સહાયથી નિર્ભય રીતે રાજ્ય કરો.”

રાજાએ અગ્નિવૈતાલના શબ્દો સાંભળી ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. અગ્નિવૈતાલ પણ આનંદ પામી પોતાના સ્થાને ગયો. રાજા સૂઈ ગયા. પ્રભાતે મંત્રીવર્ગને રાતે બનેલો બનાવ કહ્યો.



## પ્રકરણ આઠમું ... ... ... ... ...અવધૂત કોણ?

એક દિવસે મંત્રીગણ, રાજ્ય કર્મચારીઓ અને પ્રજાએ અવધૂતરાજાને વિનંતી કરી, "હે પરાક્રમશિરોમણિ! હવે અમારા પર કૃપા કરી તમારો અવધૂતનો વેશ ઊતારી અવંતીપતિને યોગ્ય મુકુટ કુંડળ આદિ ધારણ કરી આ રાજ્ય સિંહાસનને શોભાવો."

બધાની વિનંતી સાંભળી વિક્રમે અવધૂતનો વેશ ઊતાર્યો. સુંદર વસ્ત્રાભૂષણો, રાજચિહ્નો ધારણ કર્યાં. તેવામાં પૂર્વ પરિચિત ભટ્ટમાત્ર સભામાં આવ્યો. ને નમન કર્યું. અવંતીપતિએ ભટ્ટમાત્રને કુશળતા પૂછી.

"મહારાજ!" ભટ્ટમાત્ર બોલ્યો, "હું અને મારુ કુટુંબ કુશળ છે, તમને અવંતીનું રાજ મળ્યું, તે સમાચાર જાણી આપણે પહેલાં કરેલી વાત પ્રમાણે હું આપને મળવા આવ્યો છું." કહેતાં ભટ્ટમાત્રે સભાને ઉદ્દેશી કહ્યું, "હે મંત્રીશ્વર! હે કર્મચારીઓ! હે પ્રજાજનો! આ તમારા ભૂતપૂર્વ મહારાજા અવંતીપતિના નાના ભાઇ વિક્રમાદિત્ય છે."

ભટ્ટમાત્રના શબ્દો સાંભળી સભામા હાજર રહેલા

પ્રજાજનો વિગેરે આનંદ પામ્યા ને ભટ્ટમાત્રને કહેવા લાગ્યા, "તમે જે કહો છો તે સાચું જ છે."

આનંદવિભોર થયેલ સભાજનોને આનંદનો અનુભવ કરતા રહેવા દઈ મહારાજા વિક્રમાદિત્ય અંતઃપુરમાં પોતાની માતા હતી ત્યાં ગયા ને તેમના ચરણમાં માથું નમાવ્યું. માતા પણ લાંબા સમયે પુત્રને જોઈ ખૂબ જ આનંદિત થયાં. હર્ષિત હૃદયે માતાએ પુત્રના માથા પર હાથ મૂકયો ને "ચિરંજીવ થા." નો આશીર્વાદ આપ્યો. તે દિવસથી વિક્રમાદિત્યે તીર્થરૂપ માતાના ચરણોમાં પ્રભાતે નમન કરી રાજ્યકાર્ય કરવાનો નિયમ લીધો.

સમય જતાં અવંતીની પ્રજાએ, મંત્રીગણે વિક્રમાદિત્યનો પટ્ટાભિષેક કર્યો. બધાએ પોતાની શકિત અનુસાર મહારાજાના ચરણોમા ભેટ મૂકી અને મહારાજાએ પણ બધાને યોગ્ય પરિતોષિકો આપી સંતોષ્યા.

પોતાના ભાગ્યથી રાજ મેળવેલા વિક્રમાદિત્ય હમેશાં ગરીબોને ઇચ્છા પ્રમાણે દાન આપતા, અને ન્યાયનીતિથી રાજ્ય ચલાવતા.

રાજ્ય કરતાં કેટલોય સમય વીત્યો, તે પછી વિક્રમાત્યે અંગ, વંગ, તિલંગ, વગેરે દેશો જીત્યા, કેટલાય રાજાઓને પોતાના મિત્ર બનાવ્યા. ને યશ પ્રાપ્ત કર્યો.

આ યશસ્વી મહારાજા વિદ્વાનો તેમજ નીતિજ્ઞો સાથે-

કાવ્યવિનોદ કરતા આનંદમાં સમય પસાર કરતા હતા, તેવામા તેમની માતાનું રોગથી મૃત્યુ થયું.

માતાના મૃત્યુથી વિક્રમાદિત્ય શોકગ્રસ્ત થયા, ત્યારે મંત્રી વિગેરે મહારાજાને સમજાવતા કહેવા લાગ્યા. "મહા રાજા! મૃત્યુ કોઇને છોડતું નથી. રાજા રાવણ જેવા પણ આયુષ્ય પૂરું થતાં મૃત્યુ પામ્યા આ પરિવર્તન પામતા સંસારમાં માનવ જન્મે છે, મરે છે, જ્યાસુધી આ માનવની મોક્ષ ગતિ થતી નથી ત્યાંસુધી આ જન્મ-મરણની ઘટમાળ ચાલ્યા જ કરવાની. માટે શોક છોડો. આ ક્ષણિક સંસારમાં તીર્થંકર, ગણધર, દેવતાદિ અને ચક્રવર્તિ રાજાઓ કાળના મુખમાં જઈ પડયા છે. તો માણસ માટે તો શું કહેવું?"

મંત્રી વગેરેના આ શબ્દોથી મહારાજ વિક્રમાદિત્યે આશ્વાસન લીધું ને શોક છોડી રાજ્યવ્યવહાર ચલાવવા લાગ્યા.



## પ્રકરણ નવમું ... ... લગ્ન અને ભર્તુહરિનો મેળાપ

ધન, ધાન્યથી પરિપૂર્ણ લક્ષ્મીપુર નામનું નગર હતું, એ નગરમા રહેનારા બધા જ સુખી હતા.

એ નગર અને રાજમહેલની શોભા અવર્ણનીય હતી. એ નગરી પર રાજા વૈરીસિંહનું આધિપત્ય હતુ, તે પ્રજાનું પોતાના સંતાનની જેમ પાલન કરતા. ન્યાયનીતિથી રાજ ચલાવતા. તેમની રાણી પણ ગુણવાન, સુશીલ, પતિને અનુસરનારી હતી. તેમને ત્યાં કેટલાંય ગુણના ભંડાર પુત્રો પછી એક પુત્રીનો જન્મ થયો.

પુત્રીનો જન્મ થતા વૈરીસિંહે જન્મમહોત્સવ ઉજવ્યો; ને તેનું નામ કમળા રાખ્યું.

બીજના ચંદ્રની જેમ કમળા દિનપ્રતિદિન વધે વધવા લાગી. વર્ષો જતાં તે યુવાવસ્થામાં આવી, રૂપ, ગુણ અને સૌંદર્યમાં તે લક્ષ્મી જેવી થઇ.

એ કમળાને વૈરીસિંહે વિક્રમાદિત્ય સાથે પરણાવી, મહારાજા વિક્રમાદિત્ય પણ કમળાના રૂપ–ગુણથી સંતુષ્ટ

થયા, તેથી વિષ્ણુને જેમ લક્ષ્મી પ્રિય છે તેમ તે કમળા પ્રિય-પ્રેમપાત્ર થઈ.

મહારાજા વિક્રમાદિત્યે બીજી અનેક રાજકન્યાઓ સાથે લગ્ન કર્યાં, પણ હૃદયેશ્વરી તો કમળાજ રહી.

આનંદમા દિવસો પસાર કરતા વિક્રમાદિત્ય એક દિવસ આરામ-ભવનમા બેઠા હતા. ત્યારે એકાએક પોતાના ભાઈ ભર્તુહરિની યાદ આવી ને દુઃખી થયા. તેમણે મંત્રી, રાજ-કર્મચારીઓને પોતાના ભાઇને અવન્તીમાં લાવવા કહ્યું. ને મંત્રીગણે તે ઇચ્છાનો અમલ કર્યો. ભર્તુહરિને અવંતીમાં લાવવામાં આવ્યા.

ભર્તુહરિને જોતાં વિક્રમાદિત્ય તેમના પગમાં પડયા. પછી તેમના શરીર પર દ્દષ્ટિ કરતા વિચાર કરવા લાગ્યા, "ખરેખર તપ કઠિન છે, ધન્ય છે, જેમણે આત્મકલ્યાણ માટે વનમા જઈ પરમાત્મામાં મનને પરોવ્યું." વિચાર કરતા મહરાજે ભર્તુહરિને કહ્યુ, "હે ભગવન્! મારા પર કૃપા કરી આ રાજ્યનો સ્વીકાર કરો."

"રાજન્!" ભર્તુહરિ બોલ્યા, "ગન્ધન કુળના સંપ જેવા ઉત્તમ પુરુષો રાજ-વૈભવ વિગેરેનો ત્યાગ કર્યા પછી ફરીથી તેને ગ્રહણ કરતા નથી."

"ઠીક." વિક્રમાદિત્યે કહ્યું, "તમે રાજ ન સ્વીકારો તો ભાઈ, તમે રાજમહેલમાં રહો. તમારાં દર્શનથી અમે પવિત્ર થઈશું

આ સાંભળી ભર્તુહરિએ કહ્યુ, "સાધુઓ માટે એક સ્થાને રહેવું ઉચિત નથી."

"તો તમે નગર બહાર રહેવા કૃપા કરો, અને અહીંથી આહાર લઈ જજો."

"રાજન્ !" વિક્રમાદિત્યના શબ્દો સાંભળી ભર્તુહરિ બોલ્યા, "સાધુમહાત્માઓ માટે એક સ્થાનેથી આહાર લેવો ઉચિત નથી, એક ઘેરથી આહાર લેવાથી અનેક દોષો લાગે છે."

"ઋષિરાજ !" વિક્રમાદિત્ય વધુ આગ્રહ કરતા કહેવા લાગ્યા, "રોજ એક વખત અહીંથી દોષરહિત આહાર જરૂર લેજો."

વિક્રમાદિત્યનો આગ્રહ ભર્તુહરિએ માન્ય રાખ્યો, પછી વિક્રમાદિત્ય ભર્તુહરિ સાથે મહેલમાં આવ્યા. અને રાણી વગેરેને પૂર્વવૃત્તાંત કહેતાં કહ્યું, "આ ઋષિવરને તમારે નિત્ય નિર્દોષ આહાર આપવો."

ને ભર્તુહરિ રાજમહેલમાંથી રોજ નિર્દોષ આહાર લઈ જતા.

એક દિવસે ભર્તુહરિ આહાર માટે રાજમહેલમાં આવ્યા ત્યારે મહારાણીને સ્નાન કરવા જવા તૈયાર થયેલી જોઈ તે પાછા ફર્યા, એટલે મહારાણી સ્નાનગૃહથી બહાર આવી ઋષિ પાછળ જઈ કહેવા લાગી, "હે ભગવન ! તમે બાહ્યેન્દ્રિય સમુદાયને જીતેલ છે. પણ અભ્યંતર ઇન્દ્રિયોને જીતી શક્યા નથી. તેમ તમારાં આ વર્તનથી જણાય છે."

મહારાણીના શબ્દો સાંભળી ભર્તુહરિ બોલ્યા, "શત્રુ અથવા મિત્રમાં, તૃણ અથવા સ્ત્રી સમૂહમાં, સુવર્ણ અથવા

પથ્થરમાં, મણિ અથવા માટીમાં, મોક્ષ અથવા સંસારમાં હું સમાન બુધ્ધિવાળો કયારે થઇશ, તે હું મારા મનમાં વિચારી રહ્યો છું." આ પ્રમાણે કહી રાજર્ષિ ત્યાંથી ચાલ્યા ગયા. તે પછી અવંતી છોડી લોકોને ધર્મોપદેશ આપવા અન્યત્ર ગયા.

ભર્તુહરિ પોતાના ભાઇની સ્ત્રીના શબ્દો વિચારતા અભ્યંતરેન્દ્રિયને વશ કરવા જંગલોમાં દૂર વસવા લાગ્યા. તેમજ આત્મ-સાધનામાં વધુ તત્પર રહેવા લાગ્યા.

આ રાજર્ષિ ભર્તુહરિ માટે કેટલીય જુદી જુદી દંત-કથાઓ પ્રચલિત છે.

એક દિવસે તે કોઈ ગામના જળાશય પાસે ઝાડ નીચે પથ્થરનું ઓશીકું કરી સૂતા હતા, ત્યારે નગરની પાણી ભરવા આવેલી ચાર સ્ત્રીઓ અંદરોઅંદર વાતો કરતા કહી રહી હતી કે, "જોયું ને, આમણે અવંતીનું રાજ્ય તૃણ જેવું સમજી છોડયું, પણ ઓશીકાનો મોહ જતો નથી"

ભર્તુહરિએ આ સાંભળ્યું ને માથા નીચે રાખેલા પથ્થરને દૂર કર્યો. એ સ્ત્રીઓ જ્યારે પાણી ભરી પાછી જતી હતી, ત્યારે એકે કહ્યું, "જોયું ને, આપણી વાત યોગીને ન ગમી. પથ્થરનુ ઓશીકું દૂર કરી દીધું. સાધુ થવા છતાં રાગ-દ્વેષ ન ગયો !"

આ સાંભળી ભર્તુહરિ વિચારવા લાગ્યા અને બોલ્યા, "દોરંગી દુનિયાને જીતવી મુશ્કેલ છે."

પ્રથમ સર્ગ સંપૂર્ણ

## બીજો સર્ગ

### પ્રકરણ દશમું . ... .. ... નરદ્વેષિણી

એક દિવસ મહારાજા વિક્રમ દેવ, ગુરુનુ સ્મરણ કરી નિત્યકૃત્યથી પરવારી રાજસભામાં આવ્યા, સભાની મધ્યમાં આવેલ સુંદર સિંહાસન પર બિરાજ્યા. રાજ્યસભા રાજકર્મચારીઓ, શ્રેષ્ટીઓથી શોભી રહી હતી. ન્યાયકાર્ય ચાલી રહ્યુ હતું. રાજસંબંધી ચર્ચા થઈ રહી હતી, તેવામાં માણસના કદનો તેજસ્વી આયનો લઈ એક માણસ આવ્યો અને તે આયનો મહારાજના આખા શરીરનું પ્રતિબિંબ તેમાં જણાય તેમ મૂક્યો. એ આયનામા મહારાજ પોતાનું સુંદર પ્રતિબિંબ જોઇ આશ્ચર્ય પામ્યા ત્યારે નાવીએ કહ્યુ, "મહારાજ! તમે આયનામા તમારું સુંદર સ્વરૂપ જોઇ મનમા જે વિચાર કર્યો, તે તમારા બુધ્ધિશાળી મંત્રીઓ કહે, અથવા હું અજ્ઞાની તમારો વિચાર કહું."

મહારાજાએ મંત્રીઓને કહ્યું, ત્યારે તેમણે વિચાર્યું, "આ નાવી બોલવામા હોશિયાર છે" આમ મંત્રીઓએ અરસપરસ ચર્ચા કરી વિક્રમાદિત્યને કહ્યું, "મહારાજ!

આ ઘમંડીને જ પૂછવુ સારું છે." મંત્રીઓના શબ્દો સાભળી મ્હારાજે નાવી સામે જોયું, ત્યારે નાવીએ કહ્યું, "મહારાજ! મારા જેવો કોઈ સુંદર નથી તેવું તમે મનમાં વિચાર્યું, પરંતુ મહાન પુરુષો આવો ગર્વ કરતા નથી. બધા જ જીવો કર્માનુસાર ઓછોવત્તો ભાવ પ્રત્યક્ષ જુએ છે."

"અરે નાવી!" મહારાજા બોલ્યા, "તમે આ સંસારમા અદ્‌ભુત શુ જોયું? જે જોયું હોય તે નિર્ભયપણે કહો."

"મહારાજ!" નાવી બોલ્યો, "પ્રતિષ્ઠાનપુરમાં શાલિવાહન નામનો રાજા રાજ કરે છે, તેને સુકોમલા નામની એક કન્યા છે, તે અપૂર્વ સૌંદર્યવતી, કલાને જાણનારી છે. તેને જાતિ સ્મરણજ્ઞાનથી પોતાના પૂર્વભવોને જોઇ તે નરદ્વેષિણી થઈ છે. તે પોતાની દૃષ્ટિએ પડતા પુરુષનો નાશ કરે છે. પુરુષ નામ સાંભળી સ્નાન કરે છે. તે સુકોમલા ગામ બહાર આવેલા સુંદર બાગમા પોતાનો સમય વિતાવે છે. રાજન્! તેની સ્પર્ધા કરી શકે તેવી બીજી કોઈ નથી. તે અદ્વિતીય સૌંદર્યવતી અલૌકિક રૂપનો નમૂનો છે.

એને માટે જે સુદર નંદનવન જેવો મહેલ ગામ બહાર બનાવ્યો છે, તેમા એક સરોવર છે, તે દૂધ જેવા પાણીથી ભરપૂર છે. તે સરોવરનો ભૂમિભાગ અને તેના ઘાટ–તેના પગથિયાં સુવર્ણનાં છે, એ બાગની સ્વચ્છતા

જાળવવા માર્જારી (બિલાડી) નામની દેવી રહે છે.”

નાવીના મોઢેથી આ અદ્‌ભુત વૃત્તાંત સાંભળી વિક્રમાદિત્ય ગંભીરતાથી બોલ્યા, “હે મહાનુભાવ! તમે સાચું જ કહ્યું છે, માનવને તેના કર્માનુસાર રૂપનો ઓછોવત્તો ભાવ જણાય છે.” કહી મહારાજે રાજભંડારમાથી એક લક્ષ સોના મહોર મંત્રીને કહી મંગાવીને તે નાવીને આપવા લાગ્યા, ત્યારે તેણે સાત ક્રોડ સોના મહોરો પ્રગટ કરી, તે જોઇ મહારાજા મનમા વિચારવા લાગ્યા, “આની આગળ હું થોડા ધનવાળો તથા જ્ઞાનશૂન્ય છું.”

મહારાજા આમ વિચારે છે ત્યાં તો નાવીએ દિવ્ય-કુંડલાદિવાળું પોતાનું દેવસ્વરૂપ ધારણ કર્યું. તે જોઇ રાજા, મંત્રીઓ તથા સભામાં બેઠેલા બધા નવાઈ પામ્યા.

“તમે કોણ છો?” રાજાએ દિવ્ય સ્વરૂપમા જણાયલા દેવને પૂછ્યું, “અને તમે અહી કેમ આવ્યા છો?”

“હું સુંદર નામનો દેવ છું.” દેવે કહ્યું, “હું દેવદર્શન માટે મેરુ પર્વત પર ગયો હતો. ત્યા ભગવાન જિનેશ્વરનાં દર્શન કરી, અપ્સરાઓનાં નૃત્ય–ગાયનાદિ નાટારંભ જોઈ મનુષ્યલોક જોવા માટે હું પૃથ્વી પર આવ્યો. ને પ્રતિષ્ઠાનપુરમાં ફરી, મનોહર ઉદ્યાનમા સમય ગાળતી રાજકન્યા સુકોમલાને જોઈ અહીં આવ્યો. તમારા સાહસ અને પરાક્રમથી હું પ્રસન્ન થયો છું. તમે મારી પાસે મનગમતું વરદાન માગો.”

"હે દેવ !" મહારાજ બોલ્યા, "મારે કાંઈ જ જોઈતું નથી, વળી મને જે કાંઈ જોઈએ છે, તે મારા રાજમાંથી મને મળી રહે છે."

રાજાના આવા શબ્દો સાભળી દેવ પ્રસન્ન થઈ સ્વરૂપ બદલી શકાય તેવી ગોળીઓ આપીને અદૃશ્ય થઈ ગયો.

દેવમુખે રાજકન્યા સુકોમલાના સ્વરૂપનું વર્ણન સાભળી મહારાજાને તેનું આકર્ષણ થયું. તેને મેળવવા મનમાં વિચાર કરવા લાગ્યા, પણ શરમથી કોઈની આગળ તે વિચાર જણાવી શકયા નહિ.

જ્યાં સુધી મનમા ધારેલી વાત પૂરી થતી નથી, ત્યા સુધી માણસનું મુખ ઉદાસ રહે છે, તે માનવસ્વભાવ છે, તે સ્વભાવ મહારાજામા પણ હતો. ઉદાસ મુખવાળા મહારાજાને જોઈ ભટ્ટમાત્રે એક દિવસે પૂછ્યું : "હે રાજન્ ! તમારા મનમાં કઈ ચિંતા પેદા થઈ છે ? જેથી તમારુ મોઢું ઉદાસ દેખાય છે ?"

"હે અમાત્ય !" મહારાજા બોલ્યા, "દેવે વર્ણવેલી સુકોમલાને મેળવવા વિચારુ છુ. તેના વિના હુ જીવી શકું તેમ નથી."

મહારાજાના શબ્દો સાંભળી ભટ્ટમાત્ર બોલ્યો, "મહારાજ ! એ નરદ્વેષિણી રાજકન્યાને મેળવવા વિચાર કરવો એટલે સૂતેલા સાપને જગાડવા જેવું છે. તેથી તેને મેળવવા પ્રયત્ન કરવો તે મારી દૃષ્ટિએ ઉચિત નથી."

"ગમે તે હોય, હું તેનાં વગર જીવી શકું તેમ નથી. તો તેને મેળવવા તમે ઉચિત કરો."

"મહારાજ!" ભટ્ટમાત્રે કહ્યુ, "તેને મેળવવા આપણી નગરીમા રહેતી મદના અને કામકેલી વેશ્યાની સહાય લેવી જોઇશે, તે વેશ્યાઓ ઘણી ચતુર છે તે પહેલાં પ્રતિષ્ઠાનપુરમા રહેતી હતી, તેમની બહેન હજી પણ પ્રતિષ્ઠાનપુરમાં રહે છે. આપણે તે વેશ્યાઓની સહાયથી ત્યા રહેતી તેમની બહેનને મળીએ તો આપણું કામ થાય તેમ હું માનું છું આ સિવાય બીજો કોઈ ઉપાય મને સૂઝતો નથી."

ભટ્ટમાત્રના શબ્દોથી મહારાજાએ તે બે વેશ્યાઓને બોલાવીને પૂછ્યું, "પ્રતિષ્ઠાનપુરમા તમારું કોણ સગુ છે?"

"ત્યા રૂપના ભંડાર જેવી રૂપશ્રી નામની અમારી બહેન રહે છે તે રોજ રાજકન્યા સુકોમલા પાસે નૃત્ય અને ગાયન માટે જાય છે."

"મારો વિચાર ત્યા જવાનો છે. તમે મારી સાથે આવશો?" મહારાજે પૂછ્યું.

"જરૂર." બંને વેશ્યાઓએ કહ્યુ. તે પછી મહારાજે અગ્નિવેતાલને યાદ કર્યો એટલે તે આવ્યો. મહારાજાએ પોતાના બુદ્ધિસાગર મંત્રીને રાજ સોપ્યુ અને પછી પાચે જણ: ભટ્ટમાત્ર, વૈતાલ ને વેશ્યાઓ તેમજ પોતાના માટે પાંચ ઘોડા મંગાવ્યા. પાચે જણ ઘોડેસવાર થઈ પર્વત, જંગલ, નગરો વટાવતાં, વિવિધ દૃશ્યો જોતા, પ્રવાસનો અનુભવ કરતાં પ્રતિષ્ઠાનપુરમા

આવેલ ઉદ્યાન પાસે આવ્યાં, ત્યારે ઉદ્યાનરક્ષિકા–માર્જારી દેવીએ ત્રણવાર મોટેથી બૂમ પાડી.

એ બૂમો સાંભળી મહારાજે ભટ્ટમાત્રને બૂમો પાડવાનું કારણ પૂછ્યું, ત્યારે ભટ્ટમાત્રે કહ્યું, "નરદ્વેષિણી રાજકન્યા હમણાં આવશે અને મારી નાખશે." આ સાભળી વેશ્યા-ઓને મહારાજે પૂછ્યું, "આપણું રક્ષણ કેવી રીતે કરીશું ?"

"સ્ત્રીવેશ ધારણ કરી અમારી બહેનને ત્યાં પહોંચી જઇએ તો આપણું રક્ષણ થઈ શકે." વેશ્યાઓએ કહ્યું, એટલે દેવે આપેલી ગોળીથી પોતે, ભટ્ટમાત્રે અને અગ્નિવૈતાલે સ્ત્રીરૂપ ધારણ કર્યું. અને પાચે જણા રૂપશ્રીને ત્યાં પહોચી ગયાં.

રૂપશ્રીએ લાંબા સમયે આવેલ બહેનોને જોઈ હર્ષ–પ્રેમથી તેમનું સ્વાગત કર્યું અને સમાચાર પૂછ્યા.

રૂપશ્રીએ પાંચ જણાની સુશ્રુષા કરવામાં પાછું જોયું નહિ. તે રાજકન્યા સુકોમલા પાસે જવાનો સમય થઈ ગયો હતો; છતા તેણે આતિથ્યસત્કારને મહત્વ આપ્યું, પછી વસ્ત્રાભૂષણ ધારણ કરી રૂપશ્રીએ પાંચે જણની સેવા કરવા દાસીઓને કહ્યું, ત્યારે મહારાજે કહ્યુ, "કદાચ રાજકુમારી મોડા થવાનું કારણ પૂછે તો કહેજો, અવંતીથી પાચ નર્તકીઓ મારે ત્યાં આવી છે. તે ગાવા–બજાવામાં નિષ્ણાત છે. તેમનો સત્કાર કરતાં મોડું થયું."

○

## પ્રકરણ અગિયારમુ .. .. .. સુકોમલાનો પૂર્વભવ

રૂપશ્રીની રાહ જોતી રાજકન્યા તે હજી કેમ ન આવી, તેનો વિચાર કરતા કેટલાય સંકલ્પવિકલ્પ કરતી આકુળ–વ્યાકુળ થઈ મહેલમાં આમથી તેમ આંટા મારવા લાગી. તે એકાગ્ર દૃષ્ટિએ રૂપશ્રીના આવવાના રસ્તાને જોઈ રહી. એટલામાં રૂપશ્રી ઉતાવળી ઉતાવળી આવી નમન કરી ઊભી રહી. પછી નાચ–ગાન કરવા તૈયાર થઈ, ત્યાં તો રાજકુમારીએ પૂછ્યું, "આજ આટલું મોડું કેમ થયું?"

રૂપશ્રી મોડું થવાનું કારણ આપતા બોલી, "અવંતીપતિ વિક્રમાદિત્યના દરબારમાં નૃત્ય–ગાન કરનારી કુશળ નર્તિકાઓ મારે ત્યાં આવી છે. તેમનો સત્કાર કરવામાં મોડું થયું છે, તો તે અપરાધની હું ક્ષમા માગું છું."

રૂપશ્રીના શબ્દો સાંભળી રાજકુમારીને તે નર્તિકાઓનું નૃત્ય તેમજ સંગીત સાંભળવાની ઇચ્છા થઈ. તેણે રૂપશ્રીને કહ્યું, "તું એ આવેલી નર્તિકાઓને ઉતાવળે જઈ બોલાવી લાવ."

"જેવી આજ્ઞા." કહી રૂપશ્રી પોતાને ત્યા ગઈ રૂપશ્રીને

થોડી વારમાં પાછી આવેલી જોઈ વિક્રમ–વિક્રમા બોલી, "આટલા જલદી પાછા કેમ આવ્યાં ?"

"રાજપુત્રી સુકોમલા તમે આવ્યા છો તે સાંભળી અતિ આનંદિત થઈ અને તમને ત્યાં આવવા આમંત્રણ આપવા મને મોકલી છે, તમારું નૃત્ય જોવા–સંગીત સાંભળવા તે આતુર થઈ છે."

"અમે બે નૃત્ય કરીશુ." કામકેલી અને મદના બોલી, "પણ ત્યા સંગીત કોણ ગાશે ?"

"હું મધુર સ્વરે ગાઈશ," વિક્રમા બોલી, "ભદ્રમાત્રા વસંતાદિથી રાજકન્યાને ખુશ કરશે. અને અગ્નિવૈતાલા સારી રીતે વીણા વગાડશે."

આ પ્રમાણે કહી જવાની બધા તૈયારી કરવા લાગ્યાં. દિવ્ય વસ્ત્રાભૂષણ ધારણ કરી–દેવાગનાઓ જેવી દેખાતી એ રૂપશ્રી સાથે એ પાંચે રાજમહેલમા આવી.

પાચે નર્તકીઓમા વિક્રમાને જોતાં રાજકન્યાને વિચાર આવ્યો, "આ નર્તકી કોઈ પાતાળ–નાગકન્યા કે કિન્નરી જેવી લાગે છે. કેમ જાણે દેવાગના પૃથ્વી પર ઊતરી આવી ન હોય !" વિચાર કરતા તેના મનમા બોલી, "જેની સમક્ષ આ નર્તકીઓ નૃત્ય અને સંગીત રજૂ કરતી હશે તે મહારાજા કેવા અદ્ભુત હશે ?"

સંગીત નૃત્ય કરવા માંડયું, ત્યારે વિક્રમા, ભદ્રમાત્રા

અને અગ્નિવૈતાલિકાએ ગીત ગાતાં, વાદ્યો વગાડતા રસની જમાવટ કરી.




સ્ત્રીરૂપધારી વિક્રમ, ભટમાત્ર અને અગ્નિવૈતાલે સંગીત રસ જમાવ્યો

વિક્રમાએ દિવ્ય નાદ, મધુર ઝંકાર અને વિશિષ્ટ સ્વરાલંકાર ઉત્પન્ન કરી સુંદર પ્રભાવ ફેલાવ્યો.

વિક્રમાનું સુંદર–મનોહર–કર્ણમધુર ગાયન સાંભળી રાજકન્યા સુકોમલા બોલી, “શું તમારી કુશળતા!” બોલી તે વિક્રમા પર દૃષ્ટિ સ્થિર કરી બોલી, “શું તમે રાત્રે એકલા અહીં આવી સંગીત સંભળાવી શકશો?”

“એક લાખ સોના મહોરો આપો તો?” વિક્રમાએ કહ્યું.

"હું તમે માગો તેટલી રકમ આપવા તૈયાર છું." રાજકન્યાએ કહ્યું, ત્યારે વિક્રમા મનમાં બોલી, "રાજકન્યા ધૈર્ય, ઉદારતા, દક્ષતા, અને લજ્જાદિ ગુણોવાળી છે. તેની સાથે યુક્તિથી કામ લેવામાં આવે તો પુરુષજાત પ્રત્યેનો દ્વેષ દૂર થાય અને સદાચારિણી તેમજ સતી થઈ જાય."

વિક્રમા આમ વિચારે છે ત્યા તો રાજકુમારીએ પાંચેનો વસ્ત્રાદિથી સત્કાર કર્યો. ને પાંચે રૂપથી સાથે પોતાને સ્થાને ગઈ, ભોજનાદિ કરી આરામ કર્યો. પછી વિક્રમાએ પ્રસન્ન વદને ભટ્ટમાત્રા વગેરેને ઉદ્દેશી કહ્યુ, "ત્યાં જતા મનમાં ધારેલું કાર્ય પરિપૂર્ણ થશે."

રાત પડતાં વિક્રમા દિવ્ય વસ્ત્રાભૂષણ ધારણ કરી રાજકન્યા પાસે આવી. ત્યારે રાજકુમારી સ્નાનાગારમાં સ્નાન કરી રહી હતી. ત્યાં એક દાસીએ આવી સમાચાર આપ્યા, "સ્વામિની ! વિક્રમા આવેલ છે"

"તો તેને સ્નાન કરવા અહીં બોલાવી લાવો."

"આજ્ઞા." કહી દાસી જ્યાં વિક્રમા હતી ત્યા આવી રાજકન્યાનો સ દેશો આપ્યો. ત્યારે વિક્રમાએ કહ્યું, "હું મારી સ્વામિનીએ બાંધેલી કંચૂકી હું અહી ખોલી શકું નહિં. કંચૂકી ખોલું તો, મારી સ્વામીની મને પચાસ ચાબુક મારે, માટે હું તેમની સાથે સ્નાન કરી શકું તેમ નથી. તેમ રાજકુમારીને કહો." ને દાસીએ વિક્રમાના શબ્દો રાજકુમારીને કહ્યા.

રાજકુમારી સ્નાન કરી વિક્રમા હતી ત્યાં આવીને કહ્યું, "ચાલો, આપણે સાથે જમીએ.'

"બે સ્ત્રીઓ સાથે જમે તે સારું નહિ," વિક્રમાએ કહ્યું. "સ્ત્રી–પુરુષ સાથે જમે તે યોગ્ય ગણાય."

વિક્રમાના શબ્દે ખિન્ન થતાં રાજકુમારી બોલી, "હે વિક્રમે ! જો તું મારી હિતૈષિણી હોય તો મારી સામે પુરુષનું નામ ન લઈશ." કહી તે ભોજનગૃહમાં ગઇ ને જમી ચિત્ર-શાળામાં આવી સંગીત સાંભળવા ભદ્રાસન પર બેઠી. ત્યાં આજુબાજુ દાસીઓ પણ બેઠી.

વિક્રમા મનમોહક સ્વરાલાપ કરી અદ્ભુત સંગીત પીરસવા લાગી. આ....હા... હા શું મધુર સંગીત હતું ? જાણે અમૃતનું ઝરણું દાસીઓ 'વાહ વાહ' બોલી ઊઠી.

સંગીત સાંભળતાં સાંભળતા દાસીઓ ચિત્રવત્ બની ગઈ, ઊંઘી ગઈ. માત્ર રાજકુમારી એકલી સંગીત સાંભળતી રહી.

સંગીત પીરસતા પીરસતા વિક્રમા. પાર્વતી સાથે શંકર, લક્ષ્મી સાથે વિષ્ણુ, ઇન્દ્રાણી સાથે ઇન્દ્ર, રતિ સાથે કામદેવ, રોહિણી સાથે ચંદ્ર, રન્નાદેવી સાથે સૂર્ય વગેરે સ્ત્રી–પુરુષોનું વર્ણન કરવા લાગી.

આમ કરતા રાત ઘણી વીતી ગઈ. ત્યારે ઉપસંહાર કરતા વિક્રમા બોલી, "સમાધિ વખતે ભિન્ન ભિન્ન રસવાળા પાર્વતીપતિ શંકરના ત્રણ નેત્રો : જેમાનું એક ધ્યાનને કારણે પુષ્પકળીની જેમ શાંત રસયુક્ત વિકસિત હોય છે, બીજું પાર્વતીનો કટીપ્રદેશ દેખતા આનંદથી પ્રફુલ્લિત થાય છે. અને તે શૃંગાર રસથી પરિપૂર્ણ હોય છે, ત્રીજું કામદેવને

ભસ્મ કરવા ક્રોધરૂપી અગ્નિથી સળગતું હોઇ રૌદ્રરસથી યુક્ત છે. આ ત્રણે નેત્રો તમારું રક્ષણ કરો.

મેઘસમાન રૂપવાળા હે નેમિનાથ! વીજળી જેવા સ્વરૂપવાળી મને છોડીને તમે ગિરનારના શિખર પર જઇ શું શોભા પામવાના હતા? આમ ઉગ્રસેન રાજાની પુત્રી રાજમતીથી બોલાયલા હે નેમિનાથ તમે સદાય વિજય પામો."

રાજપુત્રી સુકોમલા વિક્રમાથી સ્ત્રી–પુરુષને સંબોધાતાં અનેક ગીતો સાંભળી શાંત રહી, પળ પછી સુકોમલા બોલી, "હે વિક્રમે! મેં પુરુષનું નામ લેવાનું ના પાડ્યું હતું, છતાં દુઃખદાયક પુરુષનું નામ લઈ મને કેમ બાળે છે?"

"હે સુંદરી!" વિક્રમા હાસ્ય કરતી બોલી, "મેં સંગીતમાં કોઈ મનુષ્યનું નામ લીધુ નથી. પરંતુ ક્યાંક ક્યાંક દેવોના નામનો ઉલ્લેખ કર્યો છે. શું તે પણ તમને ઉચિત લાગતુ નથી?"

"મારા ગત સાત જન્મોનું દુઃખ મને યાદ છે." સુકોમલા બોલી, "તેથી પુરુષચિહ્ન ધારણ કરનારા બધા જ જીવો માટે મને તિરસ્કાર છે કહેવાય છે, જેમને દેખતા જ મનમાં સંતોષ અથવા આનંદ થાય, દ્વેષનો નાશ થાય તેને પૂર્વજન્મનો ભાઈ અથવા સ્વજન જાણવો. જેને જોતાં મનમાં દ્વેષ ઉત્પન્ન થાય, આનંદનો નાશ થાય તેને હું મારા ગત જન્મનો શત્રુ માનુ."

"તમે મને તમારા પૂર્વ સાત જન્મનો વૃત્તાંત કહો.' વિક્રમાએ કહ્યું, "જેથી મને સમજણ પડે."

વિક્રમાની મધુર વાણી સાંભળી સુકોમલાએ પોતાના સાત ભવોની વાત કહેતાં કહ્યુ, "હે વિક્રમે! હું મારા સાત ભવની વાત કહું છું, તે તું સાંભળ.

આ ભવથી સાતમા ભવમાં લક્ષ્મીપુર નામના નગરમાં ધન નામના શ્રેષ્ટીની હું શ્રીમતી નામની પત્ની હતી. તેને સુસ્વપ્નથી એક પુત્ર થયો, ઉત્સવ કરી તેનું નામ કર્મણ પાડયું. એ ધન શ્રેષ્ટીએ વેપારાદિથી સારું એવું ધન ભેગું કર્યું હતું, પણ તે ઘણો કંજૂસ હતો. તે ધર્મ-પુણ્ય અને પોતાના માટે એક પૈસો પણ ખર્ચતો ન હતો. ક્યારે પણ સારું ખાવું નહિ, સારાં વસ્ત્ર પહેરવા કે બીજાને પણ પહેરવા દેવાં નહિ

કૃપણ માટે કહેવાય છે, કૃપણ અને કૃપાણમાં માત્ર એક કાનાનો જ ફેર છે. પણ ગુણમા બંને એક સરખાં છે જેમ તલવાર સ્યાનમા રહે છે તેમ કૃપણનું મન પૈસામાં જ ચોટેલું રહે છે તેનાથી દાન થતુ નથી

એક દિવસે મેં શ્રીમતીએ ધનને કહ્યુ, 'હે સ્વામીન્! તમારે લક્ષ્મીને ધર્મમા, ગરીબો માટે, અને તીર્થોદ્ધારમાં વાપરવી જોઈએ. આ લક્ષ્મી વાપરવાથી ઘટતી નથી, કૂવામાથી પાણી કાઢવાથી પાણી ઓછુ થતું નથી; ઝાડ-છોડ ઉપરથી ફૂલ ચૂંટવાથો ફરીથી આવે છે. તેમ ધન વાપરવાથી

ધન ઘટતું નથી. સમુદ્ર પાણીથી ભરેલો હોય પણ તેનું પાણી પીવામાં ન આવે તો તે પાણી કામનું શું ?'

પત્નીનાં વચન સાંભળી ધન ક્રોધિત થઈ ગયો. અને મારવા માટે દોડયો. શ્રીમતી આથી ગભરાઈ અને પોતાના બાપને ત્યાં આવી ગરીબાઈથી રહેવા લાગી.

આ સંસારમાં મૃત્યુ જેવો કોઈ ભય નથી. દારિદ્ર જેવો કોઈ શત્રુ નથી, ભૂખ જેવી કોઈ પીડા નથી અને ઘડપણ જેવું કોઈ દુઃખ નથી.

શ્રીમતી તેના બાપને ઘેર ગઈ તેથી ધન શ્રેષ્ઠિને રસોઇ કરવામાં ત્રાસ પડવા લાગ્યો. તેથી તે પોતાને સાસરે ગયો. શ્રીમતીને સમજાવી, પ્રેમથી પોતાને ઘેર લાવ્યો

એક દિવસે શ્રીમતી પોતાની સખીઓ સાથે જિનેશ્વર ભગવાનનાં દર્શન કરવા મંદિરે ગઇ, ત્યાં એક પૈસાનાં ફૂલ લીધાં ને ભગવાનને ચઢાવ્યા. ધન શ્રેષ્ઠિને આ વાતની ખબર પડતા તે બેભાન થઇ ગયો, તેને શીતોપચારથી સાવધ કરવામાં આવ્યો, જયારે તે સાવધ થયો, ત્યારે દાત પીસતો કઠોર શબ્દો બોલ્યો, 'ઓ પાપીણી ! તું મારા પૈસાને આ રીતે વાપરી મને પાયમાલ કરવા બેઠી છે, મને ભિખારી બનાવવા તૈયાર થઇ છે, આજ તો હું દયા લાવી તને જતી કરું છું. પરંતુ ભવિષ્યમાં આવી રીતે પૈસા વાપરીશ તો મરી ગઈજ સમજજે.'

એક દિવસે કર્મણે જિનેશ્વર ભગવાનના મંદિરે જઈ

પૂજામાં એક પૈસો વાપર્યો, આ વાત સાંભળતાં જ ધન મૂર્છિત થયો. તેને શીતોપચારથી શુધ્ધિમાં લાવવામાં આવ્યો, એટલે તે ક્રોધથી કહેવા લાગ્યો, 'અરે કુપુત્ર ! આવી રીતે તું પૈસા વાપરીશ તો થોડા દિવસોમાં સંપત્તિનો નાશ થશે."

કૃપણ પિતાનાં વચનો સાંભળી પુત્ર શાંત રહ્યો, પણ તેના પિતાથી ગુપ્ત રીતે ધર્મકાર્યમાં પૈસા વાપરતો રહ્યો

એક દિવસે એક સંઘ તીર્થાધિરાજ શ્રી શત્રુંજયની યાત્રા માટે જઈ રહ્યો હતો સંઘને જતો જોઈ શ્રીમતીને યાત્રા કરવાનું મન થયું, તેણે પોતાના પતિને કહ્યું, 'હે સ્વામિન્ ! ઘણા લોકો–સંઘ યાત્રા કરવા શત્રુંજય જાય છે, જો તમે મને રજા આપો તો હું પણ જાઉં'

પત્નીનાં વચન સાંભળી ધન બોલ્યો, 'તું મને ભુલાઈ ગયેલી વાત યાદ કરાવી કાટાની જેમ વીંધી રહી છે.'

પતિના શબ્દો પત્ની સાભળી રહી, પછી તે કોઈને કહ્યા સિવાય ચાલી ગઈ. સંઘ સાથે થઈ ગઇ, તેણે તીર્થાધિરાજ શ્રીશત્રુંજય અને ગિરનારજીની સારી રીતે યાત્રા કરી. શ્રી શત્રુંજય પર શ્રીગુરુદેવના મુખથી યાત્રાનુ ફળ· સાસારિક પાપ કાર્યોની યાત્રા કરવાથી નિવૃત્તિ થાય છે, દ્રવ્યનો સદુપયોગ થાય છે, શ્રી સંઘ અને સાધર્મિકોની ભક્તિ. સમ્યગ્દર્શનની શુદ્ધિ, સ્નેહીજનોનું હિત, જિર્ણ મંદિર વગેરેનો ઉધ્ધાર અને તીર્થની ઉન્નતિ, આ બધાથી પ્રભાવ વધે છે જિનેશ્વર ભગવાનનાં વચનોનું પાલન કરનાર

તીર્થંકર નામકર્મ બાંધે છે. આથી દેવજન્મ અને મનુષ્યજન્મ પામે છે, સાંભળ્યું.

શુભ ભાવનાથી તીર્થાધિરાજ શત્રુંજયનો સ્પર્શ, ગિરનારને નમસ્કાર, અને ગજપદ કુંડમાં સ્નાન કરવાથી આ સંસારમાં ફરીથી જન્મ લેવો પડતો નથી

શુભ ભાવથી શ્રીમતી યાત્રા કરી ઘેર પાછી આવી, ત્યારે કૃપણ ધને ક્રોધથી લાલ લાલ આંખો કરી કહ્યું, 'ઓ અધમ ! તેં ઘણો ખર્ચ કર્યો છે, તેનું ફળ હું તને હમણાં જ ચખાડું છું.' કહી ધને–શ્રીમતીને લાકડીથી ઘણો માર માર્યો, પરિણામે પ્રાણપંખેરુ દેહ છોડી ઊડી ગયું. તીર્થયાત્રાના શુભ ધ્યાનમાં મરવાથી ચંપાપુરીમા મધુરાજાને ત્યા પુત્રીરૂપે પદ્માવતી નામથી શ્રીમતી જન્મી

એ પુત્રી યોગ્ય વયની થતા મધુરાજાએ જિતશત્રુ નામના રાજા સાથે ઘણી ધામધૂમથી તેને પરણાવી મધુરાજાએ જમાઈને મદોન્મત્ત હાથી, સુંદર ઘોડા, મણિમુકતા ફળ, વિગેરે આપ્યાં.

જિતશત્રુ પદ્માવતી સાથે પોતાના નગરમાં આવ્યો, ત્યાં તેણે સાત માળનો મહેલ તેને રહેવા આપ્યો

દિવસો જતાં જિતશત્રુ, લક્ષ્મીપુર નગરના ધન નામના રાજાની પુત્રી કલાવતી સાથે પરણ્યો, અને તે તેની પાછળ ભાન ભૂલ્યો.

એક દિવસે લક્ષ્મીપુરના રાજાએ રત્નજડિત સુંદર

સુવર્ણ કુંડળ જિતશત્રુને ભેટ આપ્યાં, ત્યારે મેં નમ્રતાપૂર્વક તે કુંડલોની માગણી કરી, પરંતુ મારા પતિએ એ કુંડલો મને ન આપતા મારી શોકય કલાવતીને આપ્યાં.

એક વખતે મારા પતિ મારી શોકય સાથે અષ્ટાપદ મહાતીર્થની યાત્રા કરવા જવા તૈયાર થયા ત્યારે મેં તેમને એ યાત્રા કરવાની મારી ઇચ્છા બતાવી; પરંતુ તેમણે તો મારો તિરસ્કાર કર્યો, ને કલાવતી સાથે યાત્રા કરવા ગયા

યાત્રા કરીને આવ્યા પછી મારા પતિએ મારી શોકયને સુંદર આભૂષણો બનાવી આપ્યા, મેં પણ મને નવા દાગીના બનાવી આપવા કહ્યું, ત્યારે તેમણે ગુસ્સે થઈ મને કહ્યુ, 'જો તુ તારું હિત ઇચ્છતી હોય તો કયારે પણ આવી વાત કરીશ નહિ.'

કલાવતીમા આસકત રાજાએ મારી એક પણ ઇચ્છા તે ભવમા પૂર્ણ ન કરી

ખરેખર, વિષયતૃષ્ણા માનવને સ્ત્રીનો ગુલામ બનાવે છે. વિષ્ણુ, મહાદેવ, બ્રહ્મા, સૂર્ય-ચંદ્ર, કાર્તિકેય આદિ દેવતાઓ પણ સ્ત્રીનું દાસત્વ સ્વીકારી સેવા કરે છે એવી વિષયતૃષ્ણાને ધિક્કાર હો

અપૂર્ણ ઇચ્છાઓના કારણે આર્ત ધ્યાનમાં મરવાથી બીજા ભવમાં મલયાચલ પર્વત પર હું મૃગલી થઈ. તે વખતે એક દુષ્ટબુદ્ધિ મૃગ મારો પતિ થયો. તેને હું કાંઈ પણ કહું તો તે માનતો નહિ.

સંસારમાં પ્રાણી માત્રને પોતાના ભાગ્યાનુસા
સુખદુઃખ મળે છે. તેમ વિચારી દિવસો વીતાવતી.

એક દિવસ મેં જંગલમાં વિચરતા મહા તપસ્વી મુનિ
જોયા ત્યારે વિચાર કરતા કરતા મને પૂર્વભવ યાદ આવ્યે
તેથી હુ હંમેશાં તે તપસ્વીનાં દર્શન અને વદન કરવા જ
લાગી. એક દિવસ મેં મારા પતિને કહ્યું, 'આ ઉદ્યાનમા એ
શાત મુનિ મહાત્મા રહે છે, તેમનાં દર્શન કરવાથી પરભવ
પાપ નાશ પામે છે, કહેવાય છે, સાધુઓના દર્શન ઘણ
પુણ્યકારક છે સાધુ તીર્થ સમાન છે, કેમકે તીર્થયાત્રાનું ફ
વિલંબથી મળે છે. પણ સાધુ મહાત્માના દર્શન–સમાગમથ
તાત્કાલિક ફળ મળે છે, મારા શબ્દો સાભળી મારા પ
બોલ્યા, 'હે દુષ્ટા ! તુ તારી જાતને હોશિયાર સમજે
અને મને ઉપદેશ આપે છે, તને શરમ પણ આવતી નથી
આમ કહી મને બાણુ જેવા તીક્ષ્ણ શિંગડાથી વીંધી નાંખી.

હું તે મુનિરાજનુ ધ્યાન ધરતી, શુભ ભાવથી મર
પામી. ચોથા ભવમાં હુ દેવી થઇ. તે ભવમા પણ મા
મનને અનુકૂળ પતિ ન મળ્યો.

મને જે પતિ મળ્યો હતો, તે તેની પહેલાંની પત્ની
ચાહતો હતો, તેથી તે ક્યારે પણ મારુ કહેવું સાભળત
નહિ, તેનામા ઈર્ષ્યા, દ્વેષ, વિવાદ, અભિમાન ક્રોધ, લો
અને મમત્વ પણ હતુ.

આ બધું હોય ત્યા સાચું સુખ ક્યાથી મળે? એ
દિવસે મેં શાશ્વત જિનેશ્વર ભગવાનનાં દર્શન કરવા

વાત કહી, તે સાભળી તેમણે મને કહ્યુ, 'મારી આગળ તારે આવી વાત ક્યારે પણ કરવી નહિ.' મારા પતિના વચનો સાભળી હું મૌન રહી. ને હું મારા કર્મોને દોષ દેતી બધુ સહન કરતી, મારા દેવભવનું આયુષ્ય આમ ત્રાસમાં વીતાવવા લાગી, દિવસો જતાં હું ત્યાથી મરી પાંચમા ભવમા મુકુન્દ નામના બ્રાહ્મણને ત્યા તેની પ્રીતિમતી પત્નીના ગર્ભથી પુત્રી રૂપે જન્મી. મારો જન્મોત્સવ ઉજવી મારું નામ મનોરમા રાખ્યું. હુ દિનપ્રતિદિન ચંદ્રકળાની જેમ વયે વધવા લાગી, સાથે સાથે સર્વ કળા, વિદ્યા, ધર્મ વગેરે શાસ્ત્રોમા પારગત થઈ

યોગ્ય વયમાં આવતા શેષપુર નિવાસી દેવશર્મા નામના બ્રાહ્મણ સાથે ધામધૂમથી મારા લગ્ન કરવામા આવ્યા, હું સુખથી તેમની સાથે રહેતી હતી. મારા પતિ રાત્રીભોજન કરતા હતા, પાણીનો પણ ખૂબ દુર્વ્યય કરતા હતા, જેનાથી ગંદકી થતી હતી, આથી હુ તેમને સમજાવવા લાગી, 'રાત્રી ભોજનથી, કંદમૂળના ભક્ષણથી, જીવહિંસાથી મનુષ્યની દુર્ગતિ થાય છે કંદમૂળ અને રાત્રીભોજનના દોષ પુરાણાદિ ગ્રંથોમાં પણ કહ્યા છે. રાત્રીભોજન, પરસ્ત્રીગમન, શરાબનું પાન અને બટાકા વગેરે કંદમૂળનું ભક્ષણ કરવું તે નર્કના દ્વાર સમાન છે. માર્કંડેયમુનિએ કહ્યુ છે, 'સૂર્યાસ્ત પછી જળ લોહી જેવું અને ભોજન માંસ બરોબર ગણાય છે.'

આ પ્રમાણે કેટલાય દાખલા આપી મેં મારા પતિને

સમજાવ્યા, પણ તે ન માન્યા. તે તો જે કરતા હતા તે કરે જ ગયા

એક દિવસે કયાંકથી તે સુંદર સાડી લાવ્યા, વારંવાર માગવા છતાં તેમણે મને તે ન આપી, એ મારા દુરાત્મા પતિએ મારી એકપણ ઇચ્છા પૂર્ણ ન કરી હું દુઃખથી દિવસો પસાર કરવા લાગી, હું દુર્ધ્યાનમા મરવાથી છઠ્ઠા ભવમાં મલયાચલ વનમા પોપટી થઇ ત્યા હું મારા પતિ પોપટ સાથે મોટા, મોટાં જંગલોમાં ઊડી સારાં સારા ફળ ખાતી, સુખપૂર્વક દિવસો વિતાવતી હતી.

સમય જતા પ્રસવકાળનો સમય પાસે આવ્યો, ત્યારે મેં પોપટને કહ્યુ, 'કોઈ ઝાડ પર માળો બાધો જેથી બાળકોનું રક્ષણ થાય' મેં માળો બાંધવા વખતોવખત કહ્યુ પણ તેમણે સાંભળ્યું નહિ, મેં મહામુશીબતે શમીના ઝાડ પર માળો બાંધ્યો. પછી મેં બે બચ્ચાંનો જન્મ આપ્યો. એ બચ્ચા માટે ચારો-દાણા મારે જ લાવવા પડતા, પોપટ મને જરાય મદદ કરતો નહિ એક વખતે એ જંગલમા ઝાડોના એક-બીજા સાથે ઘસાવાથી આગ લાગી, એ આગ મારા માળા તરફ ધસી રહી હતી. ત્યારે મેં પોપટને કહ્યુ, 'આપણે એકએક બચ્ચાને લઈ ઊડી જઇએ' પણ તે દુષ્ટ-આળસુએ મારું કહ્યું સાભળ્યુ નહિ. આગ ઝડપે ત્યા આવી પ્હોંચી. તે દુષ્ટ તો ઊડી જતો રહ્યો, બન્ને બાળકો બળી ગયા, પછી મારું શુભ ધ્યાનથી મૃત્યુ થતા હું આ ભવમા મારા પિતા

શાલિવાહનને ત્યાં અવતરી, મારું નામ સુકોમલા પાડવામાં આવ્યું.

એક દિવસે આદિનાથ ભગવાનના મંદિરની દીવાલ પર પોપટનું ચિત્ર જોઈ મને જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વ ભવો યાદ આવ્યા, તેથી હે વિક્રમે! મને પુરુષો સાથે વેર થઇ ગયું છે, મેં મારા એ ભવોમા પુરુષોથો અત્યંત ત્રાસ ભોગવ્યો છે."

"હે સુંદરી!" વિક્રમા બોલી, "તમે જે કહો છો તે સાચું છે. જેને માટે જે દ્વેષ કરે છે, તેના તરફ તેને પણ દ્વેષ થાય છે." કહી વિક્રમાએ રાજકન્યાને સુંદર સંગીત સંભળાવ્યું. તે સાંભળી રાજકુમારીનું મન પ્રસન્ન થયું ને એક અમૂલ્ય મણિ આપી સૂર્યોદયના સમયે વિદાય કરી

卐

## પ્રકરણ બારમું ... . . ... . લગ્ન

રાજકુમારી સુકોમલાએ આપેલું રત્ન લઇ વિક્રમ રૂપશ્રીને ત્યા જઈ રહ્યા હતા ત્યારે મનમાં વિચાર આવ્યો, "આ પણ વિવાહની સાક્ષી છે." વિચારતા તે રૂપશ્રીને ત્યાં આવ્યા ને આરામ કર્યો.

આરામ કરી ઊઠયા પછી ભટ્ટમાત્ર, અગ્નિવૈતાલ વગેરેને રાત્રીની વાત કરી અને બધાંને પોતાની સાથે આવવા કહ્યુ.

ત્રણે જણાએ જમી ગામની બહાર આવેલા ઉદ્યાન તરફ ઘોડા દોડાવ્યા. બાગ પાસે આવતા વિક્રમે અગ્નિવૈતાલને કહ્યુ, "પાચ ઘોડા અને બે વેશ્યાઓને અવંતી લઈ જાવ. અને પટરાણી કમળાવતી પાસેથી ત્રણ દિવ્ય શૃંગાર લઈ આવો તેથી આપણું કાર્ય સિદ્ધ થશે, કેટલાંક કાર્યો આડબરથી પૂર્ણ થાય છે."

મહારાજા વિક્રમના શબ્દોનો અમલ થયો અગ્નિવૈતાલ પાચ ઘોડા અને વેશ્યાઓને લઈ અવંતી જઈ રાણી પાસેથી દિવ્ય શગાર લઈ જયાં મહારાજા વિક્રમ હતા ત્યાં આવ્યો ને તે વિક્રમને આપ્યા, ત્યારે મહારાજા બોલ્યા, 'ચાલાકી

અથવા માયા વગર કોઈ કાર્ય પૂર્ણ થતું નથી આ નગરનો રાજા શાલિવાહન જિનેશ્વરનો ભક્ત છે, તેણે જિનેશ્વરનુ મંદિર બનાવ્યું છે આપણે ત્યાં જઈ નૃત્ય કરીએ." કહી મહારાજા વિક્રમ, ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલ સાથે સાજના મદિરે ગયા ત્યા વિક્રમે કેટલાય ભવોનાં પાપનો નાશ કરનાર સ્તુતિ કરી ભક્તિ પ્રગટ કરી

રાતના નૃત્ય કરી ત્રણે જણા બાગમા સૂઇ ગયા. સવાર થતાં વિક્રમે પોતાના સાથીદારોને કહ્યુ, "ચાલો, આપણે મંદિરમા જઈ ભગવાન સમક્ષ નૃત્ય કરીએ." કહેતા વિક્રમે અગ્નિવૈતાલને કહ્યુ, "જ્યારે હું મારા હાથનો અંગૂઠો હલાવું ત્યારે અમને બે જણને ખભા પર ઉપાડી ઊડી જવું અને બીજી સજ્ઞા કરું એટલે પાછા નીચે લાવવા, એટલે અમે નૃત્ય કરીશું." કહી બંને સાથે વિક્રમ પ્રભુના મંદિરે આવ્યા અને ત્યા નૃત્ય ગાન કરવા લાગ્યા.

થોડા સમય પછી મંદિરનો પૂજારી પૂજા કરવા આવ્યો તે આ અદ્ભુત નૃત્ય જોઈ નવાઇ પામ્યો અને વિચારવા લાગ્યો, "આ કોણ હશે ? દેવ, દાનવ, અથવા કોઈ વિદ્યા-ધર કે પાતાલકુમાર હશે, જે જિનેશ્વર ભગવાનની સ્તુતિ કરવા આવ્યા હશે ?"

મહારાજ શાલિવાહનને પણ આ અદ્ભુત નૃત્યની જાણ થઈ રાજા શાલિવાહન અદ્ભુત નૃત્ય જોવા પરિવાર સાથે યુગાદિદેવ–જિનેશ્વરના મદિરે આવ્યા, તેને જોતા જ વિક્રમે અગ્નિવૈતાલને સજ્ઞા કરી એટલે અગ્નિવૈતાલ બનેને ખભા-

પર લઈ ઊડતો જણાયો, ત્યારે શાલિવાહને કહ્યુ, "હે દેવો! તમે મને નૃત્ય અને સંગીત સંભળાવ્યા વિના જતા રહેશો તો હું આત્મહત્યા કરીશ."

રાજાના વચનો સાંભળી વિક્રમે અગ્નિવેતાલને સંજ્ઞા કરી એટલે ત્રણે નીચે આવ્યા અને નૃત્ય ગાનથી બધાંને આકર્ષ્યાં.

રાજા તો આ નૃત્ય જોઈ ખૂબ ખુશ થયો ને તે દેવોને પ્રાર્થના કરવા લાગ્યો, "તમે મારી સભામાં નૃત્ય કરો જેથી તમારી કીર્તિ બધે ફેલાશે, કહેવાય છે: અધમ ધનને ઇચ્છે છે. મધ્યમ ધન અને માનને ઇચ્છે છે પણ ઉત્તમ મનુષ્ય તો કેવળ માનને જ ઇચ્છે છે. દેવતા, રાક્ષસ, ગંધર્વ, રાજા અને મનુષ્ય ત્રણે જગતમા ફેલાતી ઉજ્જવળ કીર્તિની જ ઇચ્છા કરે છે" કહેતા રાજાએ વિક્રમને પૂછ્યું, "તમે કોણ છો?"

"અમે આકાશમાં વિચરનારા વિદ્યાધર છીએ." વિક્રમે કહ્યું, "અમે ફક્ત ભગવાન જિનેશ્વર સમક્ષ ભક્તિભાવ-પૂર્વક નૃત્ય કરીએ છીએ, કેમ કે જેમણે રાગ, દ્વેષ વગેરે દોષોને જીત્યા છે, તે સર્વજ્ઞ છે, ત્રૈલોકના પૂજ્ય અને યથાસ્થિત સત્ય વસ્તુને કહેનારા અરિહંત દેવ છે. જો તમને, ચેતના અથવા જ્ઞાન હોય તો તમે પણ આ ભગવાનનું ધ્યાન–ઉપાસના કરો તેમજ તેમનાં શાસન અને શરણનો સ્વીકાર કરો"

વિદ્યાધરની આ વાત સાભળી રાજાએ કહ્યુ, "મનુષ્યો

સમક્ષ નૃત્ય કરવાથી તમને સહેજ પણ દોષ લાગવાનો નથી, જો દેવ બુદ્ધિથી તમે અમારી સમક્ષ નૃત્ય કરશો તો તમે દોષના ભાગી થશો."

રાજાના આ યુક્તિભર્યાં વચનો સાંભળી વિક્રમે કહ્યું, "સભામા સ્ત્રી જાતને જોતાં મારો પ્રાણ–જીવ ચાલ્યો જશે, તેથી મને આગ્રહ ન કરો. જો તમારી ઇચ્છા નૃત્ય જોવાની હોય તો કાલે સવારે અહીં મદિરે આવજો. અહીં અમે નૃત્ય કરીશું "

"રાજસભામા તમને કોઈ સ્ત્રી જણાય નહિ એવી વ્યવસ્થા કરવામા આવશે, તો તમે પ્રસન્નતાપૂર્વક મારો આગ્રહ માન્ય કરો, તમને વાંધો નહિ આવે"

વિક્રમે રાજાનો આગ્રહ માન્ય કર્યો એટલે રાજાએ ઢંઢેરો પિટાવ્યો "આજ રાજસભામાં નૃત્ય થવાનું છે, ત્યાં કોઈ પણ સ્ત્રી આવી શકશે નહિ. સ્ત્રીઓએ પોતાના ઘરમા જ રહેવું."

આ સમાચાર રાજકુમારી સુકોમલાએ જાણ્યા ત્યારે તેણે પોતાની સખીને પૂછ્યું, "બાપુજીએ કયા કારણે આવો ઢંઢેરો પિટાવ્યો હશે ?" જવાબમાં સખીએ કહ્યુ· "રાજસભામાં કોઈ દેવ કે વિદ્યાધર મનોહર નૃત્ય-કરનાર છે તેઓ કોઈ સ્ત્રીને જોવા ઇચ્છતા નથી તેઓ નારીદ્વેષી છે, તેથી મહારાજે આવો ઢંઢેરો પિટાવ્યો છે'

સખી પાસેથી વાત જાણી સુકોમલા પુરુષવેશ ધારણ કરી અદ્દ્ભુત-નૃત્ય જોવા રાજસભામા આવીને બેઠી, રાજ-

સભામા બધા આવી ગયા એટલે મંત્રીએ ત્રણે વિદ્યાધરોને બોલાવ્યા. તે આવ્યા એટલે રાજાએ નૃત્ય કરવા વિનંતી



રાજસભામા વિક્રમ ભટ્ટમાત્ર અને અગ્નિવેતાલ

કરી. એટલે ત્રણે વિદ્યાધરોએ નૃત્ય કરી સભામા આવેલાઓને મુગ્ધ કરી દીધા. લોકો શુધબુધ ભૂલી ગયા, જ્યારે બધા સ્વસ્થ થયા ત્યારે રાજાએ કહ્યું, "જો તમને દુખ ન થાય તો એક વાત પૂછુ."

"પૂછો" વિદ્યાધર–વિક્રમે કહ્યુ.

"બધા જ વિદ્યાધરો સ્ત્રીવાળા હોય છે, તો તમને સ્ત્રી પર દ્વેષ કેમ છે?"

"રાજન્!" વિક્રમ બોલ્યા, "સ્ત્રીઓ પુરુષના પવિત્ર હૃદયમા પ્રવેશ કરી તેનામાં રહેલા મદ, અહંકાર તેમજ કટુ વચનથી પુરુષને ઘાયલ કરે છે. ક્યારેક ક્યારેક તે મધુર વચનથી આનંદ પણ આપે છે. અર્થાત્ સ્ત્રી જાત પ્રપંચી હોય છે."

"આ તમે કઇ રીતે કહી શકો છો?" રાજાએ પૂછ્યું. જવાબમાં વિક્રમે સુકોમલાએ પુરુષ જાતિમા જે દોષો કહ્યા હતા, તે દોષો નારી જાતિમા રહેલા છે તે કહ્યુ, અને સુકોમલાએ પોતાના સાત ભવ કહ્યા હતા તેનાથી ઉલટા–વિરુધ્ધ પોતાના સાત ભવ કહ્યા, "આ ભવથી સાતમા ભવમાં હું લક્ષ્મીપુરમાં ધન નામનો શ્રેષ્ઠી હતો, ત્યારે શ્રીમતી નામની પત્ની અને કર્મણ નામનો પુત્ર હતો, હું તે ભવમા ઘણું ધન કમાયો હતો, તે ધન હું દુઃખીઆઓને સુખી કરવા અને ધર્મકાર્યોમા વાપરતો હતો. ધર્મદ્વેષી મારી પત્ની શ્રીમતી મારા ધર્મકાર્યમા અડચણ કરતી હતી, તે મારા કહ્યા પ્રમાણે પણ ચાલતી ન હતી, તે ક્યારે પણ પુણ્ય કાર્યમાં ધન અને વસ્ત્રનો સદુપયોગ કરતી ન હતી.

બીજા ભવમા હું જિતશત્રુ નામનો રાજા થયો. ત્યાં મને મારા આચાર–વિચારથી વિરુદ્ધ ચાલનારી પદ્મા નામની સ્ત્રી મળી, ત્રીજા ભવમા હુ મલયાચલ વનમાં મૃગ થયો ત્યાં પણ મને દુ.ખ દેનારી મૃગલી મળી, ચોથા ભવમાં હું દેવલોકમાં ઉત્પન્ન થયો, ત્યા પણ મને જે દેવાગના મળી તે મને દુઃખ દેનારી મળી, પાંચમા ભવમાં હું પદ્મપુરમાં

દેવશર્મા નામનો બ્રાહ્મણ થયો, તે જન્મમાં મને મનોરમા નામની પત્ની મળી. તેણે પણ મારા પૂર્વભવની પત્નીઓની જેમ દુઃખ આપ્યું, છઠ્ઠા ભવમાં મલયાચલ પર્વત પર હું પોપટ થયો, ત્યા મને જે પોપટી મળી તે મારાથી ઉલટા વિચારવાળી–આળસુ હતી, તે ગર્ભવતી હતી, પ્રસવકાળ પાસે આવી રહ્યો હતો, ત્યારે મેં કહ્યું, 'આપણે બંને મળી માળો બાંધીએ, પણ તેને મારી વાત સાભળી નહિ, મેં એકલાએ જેમતેમ કરી એક ઝાડ પર માળો બાંધ્યો. એ માળામાં તેણે બે બચ્ચાને જન્મ આપ્યો, હું તેને અને બે બચ્ચાંને ખાવાનું લાવી આપતો, કેટલાક દિવસો પછી મેં તેને તેના માટે તેમજ બાળકો માટે આહારની શોધ કરવા કહ્યુ, પણ તે આળસુ પોપટીએ સાભળ્યું જ નહિ. થોડા દિવસ પછી એ વનમાં આગ લાગી, ઝાડોને બાળતી તે આગ મારા માળા પાસે આવવા લાગી, ત્યારે મેં પોપટીને કહ્યું, 'ચાલ, આપણે એકએક બચ્ચું લઈ ઊડી જઈએ.' પણ તે કાંઈ બોલી નહિ, આગ અમારા માળા પાસે આવી ત્યારે તે ઊડી ગઈ, મેં બે બચ્ચા સાથે ઊડવા પ્રયત્ન કર્યો પણ ઊડી શકયો નહિ. હું આગમા બચ્ચા સાથે બળી મર્યો. હું પોપટના ભવમાં શુભધ્યાનથી મરવાથી અમે ત્રણ જણઃ હું પોપટ અને બચ્ચાં નર્તક વિદ્યાધર દેવ થયા, પણ એ દુષ્ટા પોપટીની શી ગતિ થઈ તે હું જાણતો નથી. મારા છએ ભવોમા મેં મારી શક્તિ પ્રમાણે મારી સ્રીઓની યાત્રા ભોજનાદિ ઇચ્છાઓ પૂર્ણ કરી પણ તે દુષ્ટાઓએ તેમનો સ્વભાવ છોડયો નહિ; કયારે પણ મારી આજ્ઞા-માની મને સંતોષ આપ્યો નહિ."

વિક્રમના કહેલા સાત ભવ સાંભળી પુરુષવેશમાં બેઠેલી સુકોમલા નવાઈ પામી, અને તે બોલી, "અરે દુષ્ટ! તું જ આગ લાગતાં મને અને બે બચ્ચાંને છોડી નાસી ગયો હતો, હું જ એ દાવાનળમા બચ્ચા સાથે બળી મરી હતી, ને અત્યારે હું આ રાજાને ત્યા જન્મી છુ."

રાજકુમારીના શબ્દો સાભળી વિક્રમ બોલ્યા, "હવે જૂઠું બોલવું રહેવા દો, જો તમે એ બચ્ચાં સાથે મર્યા હો તો તે બચ્ચા બતાવો, નહિ તો હું બતાવું"

"મને ખબર નથી, તમે જ બતાવો." રાજકુમારીએ કહ્યું

"જુઓ તે આ રહ્યા, ગયા ભવમા તે મારી સાથે હતા. અને આ ભવમાં પણ મારી સાથે છે." કહી ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલ તરફ આગળી કરી.

વિક્રમના વચનો સાભળી સુકોમલા મનમાં વિચાર કરવા લાગી, "કદાચ, મારા જ્ઞાનમા ન્યૂનતા હશે, અગર મને ભ્રમ થયો હશે."

બંનેની યુક્તિભરી વાતો સાભળી રાજા શાલિવાહન અને સભા વિચારમાં પડી, ત્યારે ત્રણે દેવો આકાશમાં ઊડવા લાગ્યા, તેમને ઊડતા જોઇ રાજકુમારી પોતાના પિતાને કહેવા લાગી, "બાપુ! એ વિદ્યાધર મારી સાથે લગ્ન નહિ કરે તો હું આત્મહત્યા કરીશ."

પુરુષ પ્રત્યેનો દ્વેષ પોતાની પુત્રીમાંથી જતો રહેલો જોઈ રાજા પ્રસન્ન થયા ને ઊડતા વિદ્યાધરને કહેવા લાગ્યા,

"હે વિદ્યાધર ! તમે મારી પુત્રી સાથે લગ્ન કરો, નહિ તો હું મારા આખા કુટુંબ સાથે આત્મહત્યા કરીશ. તેનું પાપ તમને લાગશે, માટે હે દેવ ! મને અભયદાન દઈ અને મારી પુત્રીને જીવવા દો."

રાજાના શબ્દોથી પોતાની મનેચ્છા પૂર્ણ થઈ છે તેમ જાણી આનંદનો અનુભવ કરતા વિક્રમ નીચે આવી રાજાને કહેવા લાગ્યા, "હે રાજન્ ! હું દેવ છું, તમે મનુષ્ય છો, તો પછી આ યોગ કેવી રીતે થઈ શકે ?"

વિક્રમના આ શબ્દો સાંભળી વિક્રમ તરફ જોતા—શાસ્ત્રવચન યાદ કરતા રાજાએ મનમાં વિચાર્યું, "આમના પગ જમીન પર સ્થિર છે, આંખો પણ દેવોની જેમ સ્થિર નથી. તેથી આ મનુષ્ય જ છે, મંત્રતંત્ર જાણનાર છે, તે ઉત્તમ પુરુષ હોવાથી મારી પુત્રી માટે યોગ્ય પાત્ર છે." આમ વિચારતા રાજાએ વિદ્યાધરને યુક્તિ—પ્રયુક્તિથી સમજાવ્યો, ને વિક્રમ હા—ના કરતા સમજી ગયા, એટલે રાજાએ ધામધૂમથી વિક્રમ સાથે સુકોમલાના લગ્ન કર્યાં, નગરજનો આ જોડી જોઈ આનંદ પામ્યા. પછી રાજાએ દાસ—દાસી, ધન વગેરે આપી પોતાની પુત્રીની જે ઇચ્છા હતી તે પૂરી કરી.

રાજાએ વિક્રમ—વિદ્યાધરને માન—પાનથી નવાજી પોતાને ત્યા રહેવા આગ્રહ કર્યો, અને રહેવા સાત માળનો મહેલ આપ્યો મહારાજા વિક્રમ સુકોમલા સાથે આનંદમા દિવસો પસાર કરવા લાગ્યા.

**સર્ગ બીજો સમાપ્ત**



## સર્ગ ત્રીજો



### પ્રકરણ તેરમું

### અવંતીમાં વિક્રમનું આવવું, કલાવતી સાથે લગ્ન

પોતાનું કાર્ય પૂર્ણ થઇ ગયા પછી વિક્રમાદિત્યે ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલને એકાંતમાં બોલાવી કહ્યું, "જે કામ દેવતાઓથી પણ ન થઇ શકે તે કાર્ય—મારા મનમા ચિંતવેલુ કાર્ય તમારી સહાયથી થયું છે. માનવને જેવી ઇચ્છા થાય તેવી જ મનમાં ભાવના થાય છે, અને સહાયક પણ તેવા જ મળે છે. તમારા જેવા શ્રેષ્ટ બુદ્ધિવાળાથી મંત્ર, બુધ્ધિ તથા પરાક્રમ બધું જ સાધ્ય થાય છે જે ધૈર્યવાન છે તે જ લક્ષ્મી અને શોભાને મેળવે છે. પરંતુ જે ડરે છે તેને કાંઈ જ મળતું નથી. મેં તમારી મદદથી આ કાર્ય પૂર્ણ કર્યું છે. પણ ત્યા અવંતીનગરીનું રક્ષણ કરનાર કોઇ નથી. અત્યારે જો કોઈ શત્રુ ત્યા આવે તો અવંતીનો નાશ કરી શકે, તેથી હે ભટ્ટમાત્ર ! તમે નગરની રક્ષા માટે ઉતાવળે જાવ, અને અગ્નિવૈતાલ, તમે અદૃશ્ય થઇ અહીં રહો, મારે માટે ભોજનની વ્યવસ્થા કરો. હું તેમનું આપેલું ખાઈશ

નહિ, તેથી તેઓ હું દેવ અથવા વિદ્યાધર છું. મનુષ્ય નથી, તેમ માનશે. જ્યારે મારી સ્ત્રી ગર્ભવતી થશે ત્યારે આપણે બે જણા અહીંથી ચાલ્યા જઈશું."

રાજાએ કહ્યું એટલે ભટ્ટમાત્ર ઉતાવળે અવંતીનગરી તરફ જવા લાગ્યો, વિક્રમ અને અગ્નિવૈતાલ ત્યાં જ રહ્યા. અગ્નિવૈતાલ રોજ એકાન્તમાં જમવાનું આપતો ને અદૃશ્ય થઈ જતો.

એક દિવસે શાલિવાહન રાજાએ વિક્રમને પૂછ્યું, "પેલા બે દેવ ક્યા ગયા?"

"તે બંને ક્રીડા કરવા ક્યાક ગયા હશે." વિક્રમે કહ્યું, પછી શાલિવાહને ભોજન માટે બોલાવ્યા, ત્યારે વિક્રમે કહ્યું, "હે રાજન્! હું ક્યારે પણ અન્ન ખાતો નથી. પરંતુ મનુષ્ય સારાં ફળફૂલ જે નૈવેદ્ય ધરાવે છે તે હું ગ્રહણ કરું છું."

વિક્રમના શબ્દો સાંભળી શાલિવાહન સારા સારાં ફળ, ફૂલ, વગેરેનું નૈવેદ્ય વિક્રમને ધરવા લાગ્યો, અને મનમાં વિચારવા લાગ્યો, "આ મારા જમાઈ પ્રત્યેકને માટે વંદનીય છે. આ વરથી મારી પુત્રી સુખી થશે. વરની યોગ્યતા માટે કુળ, શીલ, લોકોનો પ્રેમ, વિદ્યા, ધન, શરીર અને અવસ્થા આ સાત ગુણ જોવા જોઈએ. આ ગુણ જોઈ પુત્રીને પરણાવ્યા પછી તેના ભાગ્યમાં જે હોય તે થાય.

તે કોઈ કારણથી પોતાનું કુળ અને નામ જણાવતા નથી. પરંતુ આમનું સ્વરૂપ, વચન અને ગતિથી તે કોઈ

કુલીન રાજા અથવા વિદ્યાધર જણાય છે.” સુકોમલાએ જ્યારે વિક્રમને ભોજન માટે પૂછ્યું તો રાજાને જે કહ્યું હતું તે જ તેમણે કહ્યું. શાલિવાહનની રાણીએ જમાઈના ભોજન માટે સુકોમલાને પૂછ્યું, તો તેણીએ કહ્યું, “તે દેવ છે. તેથી માણસના હાથે બનાવેલું ખાતા નથી”

પુત્રીના આ શબ્દો સાંભળી માતા બોલી, “હે પુત્રી! તું ધન્ય છે. ધર્મથી જ તને આવો દિવ્ય સ્વામી મળ્યો છે. ધર્મ ધન ઇચ્છતા માનવને ધન આપે છે, કામના ઇચ્છુકને કામ અને મોક્ષ પણ ધર્મ જ આપે છે.”

છ મહિના જેટલો સમય પસાર થયો. વિક્રમાદિત્યે પોતાની પત્ની ગર્ભવતી થઈ છે તે જાણ્યું, એટલે તેમણે એકાંતમાં અગ્નિવૈતાલને કહ્યું, “પ્રપંચ કરી મેં લગ્ન કર્યું અને અત્યારે તે ગર્ભાવસ્થામા છે. વળી તે ઘણી અભિમાની છે. તેના અભિમાનને દૂર કરવા હું તેને અહીં જ રાખી જવા માંગુ છું. સંસારમાં જાતિ, કુળ, રૂપ, બળ, વિદ્યા, તપસ્યા, લાભ, ધન વગેરેનું અભિમાન માનવનું પતન કરે છે.”

“એમ હો.” અગ્નિવૈતાલે કહ્યું. તે પછી વિક્રમ જે મહેલમાં રહેતા હતા, તેના દ્વાર પર તેમણે લખ્યું, “કમળ-સમૂહમાં ક્રીડા કરવાવાળા વીર ધર્મરાજ, પૃથ્વીનું રક્ષણ કરવા દંડ ધારણ કરનારા, પુરુષનો દ્વેષ કરનારી કાષ્ટ ભક્ષણ કરતી તથા ચિતામાં બળનારી રાજકન્યા સાથે વિવાહ કરી હું અત્યારે અવંતી જાઉં છું” આમ લખી ગામ બહાર

બાગમાં આવેલ શ્રી આદિજિનને નમસ્કાર કરી અગ્નિવૈતાલ સાથે તે ઉજ્જયની તરફ ચાલ્યા.

તે જયારે ઉજ્જયનીમાં આવ્યા, ત્યારે ભટ્ટમાત્ર તેમને મળી બે હાથ જોડી બોલ્યો, "હે રાજન્! હું તમારી આજ્ઞા પ્રમાણે અવંતીમાં આવ્યો ને પ્રજાનું ન્યાયનીતિથી પાલન કરવા લાગ્યો. પણ એક ચોર નગરમાં પ્રપંચથી ચોરી કરે છે, તે મોટા શેઠોની ચાર કન્યાઓને લઈ ગયો છે, તેની ઘણીય શોધ કરવા છતાં પત્તો લાગતો નથી. તેથી મને ઘણું દુઃખ થાય છે."

"હે મંત્રી!" ભટ્ટમાત્રના આવા શબ્દો સાંભળી મહારાજા બોલ્યા, "હું તેને યુક્તિથી પકડી તેનો નાશ કરીશ, કેટલાંક કામ બળથી નહિ પણ કળાથી થાય છે જેમ કાગડીએ સોનાના હારથી સાપનો નાશ કરાવ્યો અને પોતાના બચ્ચાંની રક્ષા કરી"

"તે કેવી રીતે?" મંત્રીએ પૂછ્યુ.

"હે ભટ્ટમાત્ર!" રાજા બોલ્યા, "કોઈ એક જંગલમાં એક ઝાડ પર કાગડો અને કાગડી રહેતા હતા. તે જે ઇંડા મૂકતાં તે ત્યા રહેતો સાપ ખાઈ જતો. આ દુઃખ કાગડીને અસહ્ય થઈ પડયું. તે સાપનો નાશ કરવા વિચાર કરવા લાગી. વિચાર કરતાં તેને ઉપાય જડી આવ્યો.

એક દિવસે એક ધનાઢ્ય શેઠની પુત્રી તળાવ પર સ્નાન કરવા સખીઓ અને રક્ષકો સાથે આવી. સ્નાન કરવા જતાં

પહેલાં પોતાનો કીમતી હાર તળાવ કાંઠે મૂકયો ને સખીઓ સાથે તળાવમા નાવા ઊતરી તે વખતે કાગડીએ ત્યા મૂકેલો હાર ઊઠાવી લઈ ઊડવા માડયું. એટલે શેઠની પુત્રીએ રક્ષકોને કાગડી પાછળ જઈ હાર લઈ આવવા જણાવ્યું. રક્ષકો પાછળ દોડયા. એટલે કાગડી ઊડતી ઊડતી તે જે ઝાડ પર રહેતી હતી ત્યા આવી. ને સાપના દરમા હાર નાખી દીધો, રક્ષકોએ તે હાર લેવા દર ખોદ્યું ને હાર લેવા જતાં ત્યા સાપને મારી નાખ્યો. તે પછી હાર લઇને તેઓ ગયા. કાગડી સુખી થઈ. આવી રીતે ઉપાય કરવાથી કાર્ય સિધ્ધ થાય છે. તમે ચિંતા ન કરો" આમ આશ્વાસન આપી રાજા પોતાના મહેલમા શયન માટે ગયા.

રાજા નિદ્રાનું સુખ લઈ રહ્યા હતા, સવાર થવામા થોડી વાર હતી તેવામા કોઈ એક માણસે જોરજોરથી બૂમો પાડી તેમની ઊંઘ ઊડાડી દીધી. રાજા જાગ્યા. રાજા ગુસ્સે થઈ બોલ્યા, "અરે દુષ્ટ ! હું કેટલું સુંદર સ્વપ્ન જોઈ રહ્યો હતો, તેં વગર વિચારે મને જગાડયો, હું તને શિક્ષા કરીશ"

સવાર થતાં ભટ્ટમાત્ર વગેરે રાજા પાસે આવ્યા ને બનેલો બનાવ જાણી શિક્ષા માફ કરવા રાજાને કહ્યુ, ત્યારે વિક્રમાદિત્યે કહ્યું, "હું સુંદર સ્વપ્ન જોઈ રહ્યો હતો પરંતુ આ દુષ્ટે મને જગાડયો."

"તમે શું સ્વપ્ન જોઇ રહ્યા હતા ?" ભટ્ટમાત્રે પૂછ્યું.

"ભટ્ટમાત્ર !" રાજા બોલ્યા, "પૂર્વ દિશામાં જંગલમાં એક પાણીથી ભરેલો કૂવો છે, તેની વચમા એક સાપ છે તે સાપના મોઢામાં એક સુંદર કન્યા છે, હું ત્યાં ફરતો ફરતો ગયો, ત્યારે સાપે કહ્યું, 'તમે મારા મોઢામાંથી કન્યા લઈ લ્યો, જો તમે કાયર હો તો અહીંથી ચાલ્યા જાવ.' હું તેના શબ્દો સાભળી કન્યા લેવા તૈયાર થયો. તે જ વખતે આ દુષ્ટે મને જગાડયો."

"હે મહારાજ !" ભટ્ટમાત્ર બોલ્યો, "આ સ્વપ્ન સાચું જ છે. સ્વપ્નશાસ્ત્રમાં કહ્યું છે, સંપૂર્ણ શરીરે શ્વેત ચંદન લગાવેલ, શ્વેત વસ્ત્ર ધારણ કરેલ સ્ત્રી સ્વપ્નમાં જેને આલિંગે તેને દરેક પ્રકારની સંપત્તિ મળે છે, તેમજ દેવ, ગુરુ, ગાય, બળદ, વડીલ, સાધુ જન તેઓ બધા તેને જે કાંઈ કહે તેવું થાય છે. મહારાજ ! આ સ્વપ્નથી કોઈ વિદ્યાધર, દેવ, કિન્નર, પિશાચ પ્રસન્ન થઈ તમને કન્યા આપશે, તો અહીંથી ત્યા ઉતાવળે જઈ કન્યા પ્રાપ્ત કરો. કેમ કે માનવીને આવું સ્વપ્ન ક્યારેક જ આવે છે."

ભટ્ટમાત્રના શબ્દે મહારાજા પેલા જગાડનારને માફ કરી મંત્રીઓ સાથે તે સ્થાને પહોંચ્યા, તો તેમણે જે સ્વપ્નમાં જોયું હતું તે પ્રત્યક્ષ જણાયું. આ લોકોને જોઇને કૂવામાં રહેલો સાપ બોલ્યો, "જેનામા ઘણું સાહસ હોય તે મારા મોઢામાંથી કન્યા લઈ લે. પણ ભય જણાતો હોય તો અહીંથી ચાલતો થાય."

આ સાભળી મહારાજા કૂવાના વચમા જ નિર્ભયતાથી

દિવ્ય રૂપવાળી, મનહરણી કન્યાને સાપના મોઢામાંથી છોડાવી એટલે સાપે દિવ્યરૂપ ધારણ કર્યું ને કહેવા લાગ્યો, "વૈતાઢ્ય પર્વતના શિખર પર શ્રીપુર નામનું નગર છે, ત્યાં હું રહું છું. મારું નામ ધીર વિદ્યાધર છે. આ દિવ્ય સ્વરૂપવાળી કલાવતી કન્યા છે, તે સર્વ વિદ્યામાં પારંગત છે, હું તેને લાયક વરને શોધતો હતો પણ મને યોગ્ય વર મળ્યો નહિ. હે રાજન્! તમને રૂપ, વિદ્યા, યશ અને બુધ્ધિથી શ્રેષ્ઠ જાણી આ કન્યા આપવા અહીં આવ્યો. મેં તમારી પરીક્ષા કરી, હવે તમે આ કન્યાને ગ્રહણ કરો."

વિદ્યાધરના કહેવાથી વિક્રમાદિત્યે તે કન્યા સાથે લગ્ન કર્યું. પછી વિદ્યાધર પોતાને સ્થાને ગયો અને મહારાજા કન્યા તેમ જ મંત્રીગણ સાથે અવંતીમાં આવ્યા.



અવન્તીનગરે ગોપઃ પરિણીય નૃપાંગજામ્
ગાં પાતું દ ડભૃત્ પદ્મોત્કરક્રીડાપરોડનઘઃ
દષ્ટે ચ પુરુષે દ્વેષ્ટા કુર્વંતી કાષ્ટભક્ષણમ્
અહમેકોડધુના વીરઃ પરિણીય સ્યાદ્દગામ્

## પ્રકરણ ચૌદમું .. .. ... ... ... .. ખપ્પર ચોર

એક દિવસ કલાવતી સાથે રાજા સૂતા હતા, ત્યાં કોઈ ચોર આવી કલાવતીને ઊઠાવી ગયો. રાજા જ્યારે જાગ્યા ત્યારે ત્યાં કલાવતી ન હતી. રાજાએ મહેલમાં ચોતરફ શોધ કરી, પણ મળી નહિ ત્યારે કલાવતીને ચોર લઈ ગયો છે તેમ માન્યું ને ઉદાસ થયા.

સવાર થતા મંત્રીગણ વગેરે આવ્યા ને રાજાને ઉદાસ જોઈ પૂછવા લાગ્યા, "હે રાજન્! કયા કારણે તમે ઉદાસ થયા છો?"

"મારી પ્રાણપ્રિયાનું કોઈ હરણ કરી ગયું છે." વિક્રમે કહ્યું, "તેની મેં બધે શોધ કરી પણ તે જડી નહિ, તેથી હું ઉદાસ છું."

"હે રાજન્!" મંત્રીઓએ કહ્યું, "જે ચોર નગરમાં રોજ ચોરી કરે છે, તેણે જ મહારાણીનું હરણ કર્યું છે એમ લાગે છે."

"એમ હશે." કહી મંત્રીઓ સાથે મંત્રણા કરી

ચોતરફ શોધ માટે માણસો દોડાવ્યા પણ પત્તો ન મળ્યો. રાજા ખૂબ ગુસ્સે થયા, પછી પોતે જ રોજ રાતના હાથમાં તલવાર લઈ નગર વિગેરે સ્થાનોમાં ફરવા લાગ્યા.

દુષ્ટને દંડ આપવો, સજ્જનોનુ અને પોતાના કુટુંબીઓનું સન્માન કરવું, ન્યાયથી રાજ કરતાં ભંડારમા વૃધ્ધિ કરવી, શ્રીમંત તરફ પક્ષપાત ન રાખવો, આ પાંચ કાર્ય રાજા માટે પાચ મહાયજ્ઞ જેવા છે. તેથી રાજા વિક્રમાદિત્ય ગુપ્ત રૂપથી ફરતા.



દેવના મંદિરે વિક્રમ

ફરતા ફરતા વિક્રમ પોતાના ઈષ્ટ દેવના મંદિરે ગયા, ત્યા જઈ દેવીનું ધ્યાન ધરતા સારા સારા સ્તોત્રોથી સ્તુતિ કરવા લાગ્યા. રાજાની સ્તુતિથી શ્રીચક્રેશ્વરી દેવી પ્રસન્ન થઈ પ્રગટ થઈ બોલી, "હે રાજન્! તમારી ભક્તિથી હું પ્રસન્ન થઈ

છું. તમારી ઇચ્છામાં આવે તે માગો જેથી દેવદર્શન સફળ થાય."

"હે દેવી!" વિક્રમ બોલ્યા, "જે ચોર મારી સ્ત્રીને હરી ગયો છે તે કોણ છે? ક્યાં રહે છે? તે કહો."

"હે રાજન્!" દેવીએ કહ્યું, "હું તે ચોરની ઉત્પત્તિ કહું છું તે સાંભળો, આ નગરમાં પહેલા ધનેશ્વર નામનો શેઠ રહેતો હતો તેને પ્રેમવતી નામની પ્રેમાળ પત્ની હતી. ગુણસાર નામનો ગુણનો ભંડાર પુત્ર હતો દેવતાઓની સ્ત્રીઓને રૂપમાં હરાવે તેવી રૂપવતી નામની ગુણસારની પત્ની હતી. શેઠ આ રીતે પુણ્યપ્રભાવે બધી રીતે સુખી હતો. અને સુખમાં પોતાના દિવસો વીતાવતો હતો

ગુણસારને એક દિવસે વિદેશ જઈ ધનોપાર્જન કરવાનો વિચાર આવ્યો. એટલે તે તેના બાપ પાસે જઈ કહેવા લાગ્યો, 'પિતાજી! હું વેપાર કરવાની ઇચ્છાથી કેટલીક વસ્તુઓ લઈ વિદેશ જવા ચાહું છું.'

ગુણસારનું કથન સાભળી શેઠ બોલ્યા, 'હે પુત્ર!' 'તારે પરદેશ જવાનુ નથી. આપણે ત્યા પુષ્કળ ધન છે. વળી જે મનુષ્યમા કષ્ટ સહન કરવાની શક્તિ હોય તે જ વિદેશ ખેડી શકે છે. તું સુકોમળ છે, તારાથી કષ્ટ સહન થશે નહિ, માટે જવાનો વિચાર માંડી વાળ, તું મારી આંખોને આનદ આપનારો પુત્ર છે તારા વિયોગથી મને ઘણું દુખ થશે'

શેઠે ગુણસારને આમ સમજાવ્યો. પણ તેણે નિર્ણય

બદલ્યો નહિ. ત્યારે બાપે લાચાર થઈ વિદેશ જવા રજા આપી. એટલે ગુણસાર ઘણું દ્રવ્ય અને કેટલીક વસ્તુઓ લઇ સારો દિવસ જોઈ પોતાના બાપને પ્રણામ કરી દેશાવર જવા નીકળ્યો. ગુણસારના ગયા પછી તેના ઘર પાસે એક મોટું ઝાડ હતું તે ઝાડ પર એક પિશાચ રહેતો હતો. તે ગુણસારની પત્નીને જોઈ મોહિત થયો હતો, કેટલાક દિવસો પછી તેણે ગુણસારનું સ્વરૂપ ધારણ કર્યું ને ઘણું ધન લઈ ધનેશ્વર પાસે આવ્યો ને ધનેશ્વરને 'બાપુ' કહી પ્રણામ કર્યા. તે પિશાચને ગુણસાર સમજી ધનેશ્વર બોલ્યો, 'તું બધી વસ્તુઓ કોની પાસે મૂકી અહીંયાં આવ્યો ?'

'બાપુ.' કપટી ગુણસાર બોલ્યો, 'માર્ગમાં એક સિધ્ધ જ્ઞાની મળ્યા તેણે કહ્યું, 'તું જો બહારગામ જઇશ, તો મરી જઈશ. માટે પાછો ઘેર જા.' આ સાંભળી મારી પાસેની વસ્તુઓ વેચી તેના પૈસા લઈ હું પાછો આવ્યો છું.'

'હે પુત્ર ! ધનેશ્વર બોલ્યો, 'તું પાછો આવ્યો તે ઘણું સારું કર્યું. મારો વંશવેલો વધારનાર તું એકનો એક પુત્ર છે.'

તે કપટી ગુણસારની જેમ જ વર્તતો. ધનેશ્વરને પ્રસન્ન રાખતો, રૂપવતી સાથે ભોગવિલાસ કરતો ઘરમાં રહેવા લાગ્યો. ત્યારે ગુણસાર વિદેશમાં વેપાર કરવા ગયો હતો, તે ઘણું દ્રવ્ય કમાઈ લાબા ગાળે પાછો પોતાને ત્યા આવ્યો, ને પોતાના બાપ પાસે જઈ 'બાપુ' કહી પ્રણામ કર્યા.

'બાપુ' શબ્દ સાંભળી ધનેશ્વર વિચારમાં પડી ગયો. 'પહેલાં આવેલો તે મારો પુત્ર કે આ આવ્યો તે મારો પુત્ર?' આમ વિચાર કરતાં તેણે ગુણસારને પૂછ્યું, 'તમે કોના મહેમાન છો?'

'હું મહેમાન નથી. હુ વિદેશમાં ધન કમાવા ગયેલો તમારો પુત્ર ગુણસાર છું.'

બાપ દીકરો આમ વાત કરે છે ત્યાં તો કપટી ગુણસાર આવી બોલ્યો, 'રે પાપિષ્ટ ધૂર્ત! તું કપટી છે. મારી સાથે કપટ કરી મારું સર્વસ્વ લૂંટવા અહીં આવ્યો છે. હવે તું આવું બોલીશ તો યાદ રાખજે, પરિણામ ભયંકર આવશે. તને શું મારી શક્તિની ખબર નથી?'

ગુણસારને કપટી ગુણસાર દબડાવવા લાગ્યો તે વખતે લોકો ત્યાં ભેગા થઈ ગયા. બંનેને એક સરખા જોઈ વિચારમાં પડી ગયા ત્યારે ધનેશ્વરે કહ્યું, 'તમારા બેમાં કોણ સાચો ગુણસાર છે તે ઓળખાતું નથી, તો તમે બન્ને રાજદરબારમાં જાવ એટલે નિર્ણય થશે'

ધનેશ્વરના શબ્દો સાંભળી બંને જણ 'ધનેશ્વર મારા બાપ છે, આ ઘર મારું છે. સર્વગુણસંપન્ન રૂપવતી મારી સ્ત્રી છે, સોનું, ચાંદી, વસ્ત્રો, વૈભવ મારાં છે. તું કપટ કરી તે લઈ લેવા માગે છે' આમ બોલતા તેઓ બંને રાજા પાસે આવ્યા ને વાત કહી.

એ બનેની વાત સાંભળી રાજા વિચારમાં પડી ગયો.

પછી મંત્રીઓને પાસે બોલાવી કહ્યું: 'તમારી બુદ્ધિનો ઉપયોગ કરી આનો નિર્ણય કરો. તમારા જેવા બુદ્ધિશાળી મંત્રીઓ હોવા છતા મારા રાજ્યમા અન્યાય થવો ન જોઇએ.'

'આજ્ઞા.' કહી મંત્રીઓએ તેમની વાત પૂછી અનેક પ્રશ્નો પૂછ્યા. પ્રશ્નોના જવાબ બંને એકસરખા આપતા. તેથી મંત્રીઓ કાંઇ નિર્ણય કરી શકયા નહિ.

સાચે જ ઠગો બહુ ચાલાક હોય છે. તેઓ ભલભલાને પણ ઠગે છે એવા ઠગોએ એક બ્રાહ્મણને ઠગ્યો પણ હતો

## ઠગની કથા

એક બ્રાહ્મણ યજમાન પાસેથી યાચના કરી એક બકરો લાવ્યો, તેને પોતાના ખભા પર રાખી જઈ રહ્યો હતો, ત્યારે ત્રણ ઠગોએ તેને જોયો ને બકરાને પડાવી લેવા વિચાર્યું.

આ ઠગો થોડે થોડે અંતરે જુદા જુદા ઊભા રહ્યા બ્રાહ્મણ એક ઠગ પાસે આવ્યો ત્યારે ઠગે કહ્યુ: 'અરે! તું કૂતરાને ખભે બેસાડી લઈ જાય છે'



ઠગ અને બ્રાહ્મણ

બ્રાહ્મણ આ સાભળ્યું ન સાંભળ્યુ કરી આગળ

ચાલ્યો, ત્યાં તો બીજો ઠગ મળ્યો, તેણે કહ્યું, 'અરે બ્રાહ્મણ! તું સસલાને ખાંધે લઇને ક્યાં જાય છે?'

બ્રાહ્મણે તેને જવાબ ન આપ્યો ને આગળ વધ્યો, ત્યારે ત્રીજા ઠગે કહ્યુ, 'અરે બ્રાહ્મણ! તું તો રાક્ષસને તારા પર બેસાડી લઇ જાય છે, તેથી તારો નાશ થશે'

બ્રાહ્મણ આ શબ્દોથી વિચારમાં પડી ગયો. તેને લાગ્યું, 'હું જેને લઈ જઉ છું તે બકરો તો નથી. કોઇએ તેને બકરો કહ્યો નહિ.' આમ વિચારીને તે બકરાને ત્યાં જ છોડી ચાલ્યો ગયો. ને ત્રણે ઠગો ત્યાં આવી તે બકરાને લઈ ગયા.

મંત્રીઓ જ્યારે છેલ્લો નિર્ણય કરવા યત્ન કરતા હતા, પણ નિર્ણય કરી શકતા ન હતા તે વખતે ત્યાં એક વેશ્યા આવી. વેશ્યાને જોઇ મંત્રીઓ બોલ્યા, 'અમાત્યો સિવાય કોઇ સ્ત્રી અથવા પુરુષ આ બંનેમાંથી સાચો અને કપટી કોણ છે તે શોધી આપશે તેને રાજા બહુ ધન આપશે, તેનો સત્કાર કરશે.'

'બરાબર.' રાજાએ કહ્યું, 'સંસારમાં બુદ્ધિ કોઇના બાપની નથી. સંસારમાં ઉત્તમ, મધ્યમ અને અધમ આ ત્રણ પ્રકારની માણસની બુધ્ધિ હોય છે તેથી કોઇ સ્ત્રી અથવા પુરુષ આ ઝઘડાનો તોડ કાઢે.'

'તમે બધા જોજો.' વેશ્યા બોલી, 'હું હમણાં જ આનો ફેંસલો કરી આપું છું.' કહી તે વેશ્યા માત્ર એક જ બારણાંવાળા ઘરમાં બંનેને લઈ જઈ ઘરનું બારણું બંધ

કરી દીધું ને બોલી, 'હવે તમારા બંનેમાંથી જે કોઇ બહાર નીકળી મારા હાથને અડકશે, તે શેઠના ઘરનો માલિક થશે અને જે નહિ નીકળે તે સજાને પાત્ર થશે.'

વેશ્યાના આવા વચનો સાભળી પિશાચ–કપટી ગુણસાર દેવમાયાથી એ ઘરમાથી નીકળી પ્રસન્ન ચિત્તે તે વેશ્યા પાસે આવ્યો ને વેશ્યાના હાથને અડકયો, ત્યારે વેશ્યાએ તેને ઓળખવા માટે નિશાન કરી લીધું. સાચો ગુણસાર બંધ ઘરમાંથી બહાર ન આવ્યો, એટલે વેશ્યાએ મનમા નક્કી કર્યું, 'ઘરમાંથી જે બહાર આવ્યો છે તે કપટી છે. મનુષ્ય હોય તે બંધ ઘરમાથી બહાર આવી શકે નહિ. માટે એ જ કપટી છે.' પછી સાચા ગુણસારને ઘરમાંથી બહાર કાઢી રાજા પાસે આવી, સાચા ગુણસારને ઓળખાવ્યો, રાજાએ સાચા ગુણસારને ઘેર મોકલ્યો ને કપટીને કાઢી મૂકયો.

પિશાચથી રૂપવતીને ગર્ભ રહ્યો હતો, પણ તે ગર્ભ ભયંકર હોવાથી પૃથ્વી ઉપર પડી ગયો. આથી 'મારી મશ્કરી થશે.' તેવું વિચારી તે પડેલા ગર્ભને રૂપવતીએ ખપ્પરમાં મૂકી, ગુપ્ત રીતે નગર બહાર બાગમાં મૂકી આવી, તે વખતે ચામુંડાદેવી વિમાનમા બેસી ત્યાંથી જઇ રહી હતી, તેનું વિમાન એકાએક આગળ વધતું અટકી ગયું. દેવી ચામુંડા આથી વિચારમાં પડી ગઇ, ને બોલી, 'મારા વિમાનને કોણ અટકાવી રહ્યું છે ? મારું વિમાન એકાએક કેમ અટકી ગયુ ?' બોલતી દેવી ચોતરફ જોવા લાગી, જોતા જોતા તેની દૃષ્ટિએ ખપ્પરમાં રહેલો ગર્ભ જણાયો. એટલે દેવીને લાગ્યું, 'આ ગર્ભના પ્રભાવે

મારું વિમાન આગળ વધતું અટક્યું છે. આ ગર્ભરૂપી બાળક ખચીત બળવાન થશે.' બોલતી દેવીએ નીચે આવી, પ્રેમપૂર્વક એ ગર્ભરૂપી બાળકને ઊઠાવી લીધો. ને વિમાનમાં લઈ ગુફામા આવી, ને તે ખપ્પરમા રહેલા ગર્ભરૂપી બાળકનું નામ પણ ખપ્પર રાખ્યું. ને તે બાળકનું પોતાના બાળકની જેમ લાલનપાલન કરવા લાગી.

ખપ્પર જ્યારે આઠ વર્ષનો થયો, ત્યારે દેવીએ તેને મહાત્માઓને પણ દુર્લભ એવા વરદાન આપતા કહ્યુ, 'તારું મોત આ ગુફામા જ થશે આ ગુફા બહાર કોઈ દેવતા પણ તારો નાશ કરી શકશે નહિ, આ તલવારના પ્રભાવે તને કોઇ જીતી શકશે પણ નહિ, તું જ્યારે ગુફા બહાર જઈશ ત્યારે અદૃશ્ય રહી શકીશ, ગુફામા આવ્યા પછી જ તારુ શરીર કોઈને દેખાશે.'

ચામુંડા પાસેથી આ વરદાન તેમજ તલવાર મેળવ્યા પછી તે નિર્ભય રીતે જ્યાત્યા ઘૂમવા લાગ્યો, હવે તે દ્રવ્ય અને સ્ત્રીઓનું હરણ કરતા ડરતો નથી. તારી સ્ત્રી કલાવતીનું તેને જ હરણ કર્યું છે ને તે ગુફામાં છે. તેનું શિયળ હજી સુધી અખંડ છે. એ ચોરે દેવીનાં વરદાનો પામ્યા પછી જમીનમાં કેટલીય સુરંગો બનાવી છે. તે જુદા જુદા રૂપ ધારણ કરી તારો નોકર થઇને રહે છે ને નગરમા ચોરી કરે છે. તે ચોર તને ઓળખી જાય તો ઘણું કષ્ટ આપશે. તે દેવ–દાનવથી પણ પકડાય તેમ નથી, જેના હાથમાં ક્ષમા રૂપી તલવાર છે તેનું દુષ્ટ ક્રોધે થાય છતા કાંઈજ બગાડી શક્તો નથી.'

વિક્રમે દેવી પાસેથી આ જાણી દેવીના ચરણોમાં પ્રણામ કરી સમુદ્ર જેમ પૂર્ણ ચંદ્રને જોઇ આનંદ પામે તેમ આનંદ પામતા મહેલે આવ્યા.

સવાર થતાં રાજાએ મંત્રીઓને બોલાવી કહ્યું, "મારી ઇચ્છા પૂર્ણ થઈ ગઇ છે હું મારા શત્રુની સ્થિતિ જાણી ગયો છું."

## પ્રકરણ પંદરમું .. ... વિક્રમનુ નગરમાં ભ્રમણ અને ખપ્પરની મુલાકાત

રાજા વિક્રમ રોજ તલવાર સાથે અવનવાં રૂપ લઇ નગરમાં ભ્રમણ કરતા, એક દિવસ જૂનાં–પુરાણાં કપડાં પહેરી નિર્ભયતાથી દેવીના મંદિરે ગયા. ત્યાં ચક્રેશ્વરી દેવીને પ્રણામ કરી સ્તુતિઓ કરી. પંચ નમસ્કારનો જપ કરતા બેઠા, ત્યારે ખપ્પર ચોર જે કન્યાઓને ઊઠાવી લાવ્યો હતો તેમને તે કહી રહ્યો હતો, "હું પ્રપંચથી અવંતીના રાજા વિક્રમાદિત્યનો નાશ કરી રાજ્ય મેળવીશ, પછી હું ધામ-ધૂમથી તમારી સાથે લગ્ન કરીશ, આ મારી પ્રતિજ્ઞા છે." કહી ખપ્પર નગરમા ચોરી કરવા નીકળ્યો. રસ્તામાં તેને એક સાધુ મળ્યો. એટલે તેને પ્રણામ કરી પૂછ્યું, "હે સાધુ ! આજ મને વિક્રમ રાજા મળશે કે નહિ ?"

"આજ તમને વિક્રમ જરૂર મળશે." ખપ્પરના પૂછ-વાથી સાધુએ કહ્યુ, તે સાંભળી ખપ્પર આગળ વધ્યો. મંદિરે આવ્યો ત્યા ફાટેલા કપડા પહેરેલા માણસને જોઇ પૂછવા લાગ્યો, "તું કોણુ છે ? તારું શું નામ છે ? અને શા કારણે અહીં આવ્યો છે ? એ બધું મને કહે '

વિક્રમ તેનો આકાર, બોલવાની રીત, સમય વગેરે વિચારી 'આ ચોર છે, તે સમજી ગયા.' દેખાવ પરથી માણસનું કુળ જણાઇ આવે છે, બોલીથી ક્યાનો છે તે જણાય છે.

"હું તેલંગ છું, ઘણું દુઃખ પડવાથી ભટકતો ભટકતો અહીં આવ્યો છુ. ભૂખનું દુઃખ સતાવી રહ્યું છે, હું વિશ્રામ કરવા અહીં પડયો છું." ચોરને સારી રીતે ઓળખવા વિક્રમે કહ્યું.

"આ પરદેશીને મારો મિત્ર બનાવી મારી મહેચ્છા પૂર્ણ કરૂં." વિક્રમના શબ્દો સાભળી ખપ્પરે મનમા વિચાર્યું અને પછી કહ્યું, "હે પરદેશી! તું મારી સાથે ચાલ, હુ જ્યારે ગામમા જઈશ, ત્યારે તારી ખાવાની વ્યવસ્થા થઈ જશે ગામમા એક ભાડભુંજાની સ્ત્રીને મે મારી બહેન કહી છે, ત્યા આપણુ બ નેને ખાવા મળશે."

"ચાલો." વિક્રમે કહ્યું, ને બંને જણા નગરમાં ભાડભુંજાને ત્યા આવ્યા ને પરદેશીને ખવડાવ્યું, પછી કોઈ શેઠને ત્યાં ચોરી કરી કલાલને ત્યા આવ્યા, ત્યાંથી શરાબના ભરેલા બે ઘડા લઇને કાવડમા બે બાજુ રાખી પરદેશીના ખભે તે કાવડ મૂકીને ત્યાથી ચાલવા માંડયું. તે વખતે વિક્રમાદિત્યે અગ્નિવૈતાલને પોતાની સાથે રહેવા યાદ કર્યો. યાદ કરતાં અગ્નિવૈતાલ આવ્યો ને રાજાની સાથે ચાલવા લાગ્યો, ચાલતાં ચાલતાં અગ્નિવૈતાલે કહ્યું, "મને મદ્ય પીવાની ઇચ્છા થઈ

છે." ત્યારે વિક્રમે કહ્યું, "થોડી રાહ જુઓ, તમારી ઇચ્છા પૂરી કરવામાં આવશે" કહી થોડું આગળ વધી વિક્રમે ચોરને કહ્યુ, "મારી ઇચ્છા મદ્યપાન કરવાની થઈ છે." આ સાભળી ચોર બોલ્યો, "અરે ખાઉધરા ! આટલું ખાધું, તોય ધરાયો નહિ ?"

ચોરના આ શબ્દો સાભળી વિક્રમાદિત્યે એક ઘડો પોતાના હાથમા લીધો તે સાથે જ બીજો ઘડો જમીન પર પડયો. ચોરે આ જોયું એટલે તે મારવા દોડયો. વિક્રમ ચાલાકીથી ત્યાથી નાઠા, ચોર તેમની પાછળ પડયો.

વિક્રમાદિત્યે ચોર પોતાની પાછળ પડયો છે તે જોયું. એટલે એક કૃષ્ણ નામના બ્રાહ્મણના ઘરમા પેઠા, તે જ વખતે ગાયને પ્રસવ થયો ને તે બીમાર થઇ ગઇ. તે કદાચ મરી ન જાય તે ડરથી રાજા પીપળાના ઝાડ પર ચઢી ગયા, ત્યા તો તેમની તરફ કાળો નાગ આવી રહ્યો હતો. ચોર પરદેશીને મારવા ઘર આગળ ઊભો હતો. તેવામા બ્રાહ્મણ જાગ્યો ઘરની બહાર આવ્યો ત્યારે આકાશમા મૃગશિર નક્ષત્રથી જમણી બાજુએ મંગળને જોઇ પોતાની પત્નીને કહ્યું, "ઊઠો, ઊઠો, ઉતાવળે દીવો કરો. રાજા અત્યારે મૃત્યુ જેવા સંકટમાં પડયા છે, તેની શાતિ માટે હોમ, મંત્રતંત્ર વગેરે કરીશ જેથી રાજાનુ કલ્યાણ થશે. કેમ કે પંચતારા ગ્રહની દક્ષિણ બાજુએ ચંદ્રમા હોય તો ઘણો ઉપદ્રવ થાય છે. મંગળ હોય તો મૃત્યુ,

શુક્ર હોય તો લોકોનો ક્ષય થાય છે બુધ હોય તો રસનો ક્ષય થાય છે. બૃહસ્પતિ હોય તો જળનો ક્ષય થાય છે, શનિ હોય તો તે વર્ષમાં અનેક ઉપદ્રવ થાય છે, રોહિણીના રથને મધ્યમાંથી ચીરતો ચંદ્રમા જાય તો ઘણો જ કલેશ થાય છે, તેમાંય ચંદ્ર જો ક્રૂર ગ્રહની સાથે હોય તો ઘણો જ અનર્થ થાય છે" આમ બોલતા બ્રાહ્મણે પોતાની જાતે જ દીવો સળગાવ્યો. હોમાદિ ક્રિયા કરી પછી બ્રાહ્મણે ગાયને બાંધી, તેટલામાં ચોર ક્યાક ચાલ્યો ગયો, બ્રાહ્મણ સૂઇ ગયો, નાગ પણ ચાલ્યો ગયો.

વિક્રમાદિત્ય ઝાડ પરથી ઊતરી વિચાર કરતા રાજમાર્ગ પર ચાલવા લાગ્યા, ચાલતાં ચાલતાં તે બોલ્યા, "જ્યા સુધી હું તેના તરફથી થતું કષ્ટ ચૂપચાપ સહન નહિ કરું ત્યાં સુધી તે ચોરને પકડી શકું તેમ નથી, કાંઈ કરી શકું તેમ નથી મારે નમ્રતા ધારણ કરવી જોઈશે. જેથી ચોર હાથમાં આવી જાય"

રાજા આમ વિચારે છે, ત્યારે ચોર વિચારે છે, "શું સાધુ મહારાજ જૂઠું બોલ્યા? મને આજ વિક્રમ ન મળ્યા." તેવામા વિક્રમ ત્યા આવ્યા ને બોલ્યા, "હે મામા! તમારી બહેનનો હું દીકરો છું માએ મારું અપમાન કર્યું, તેથી ગુસ્સે થઈ હુ ઘર છોડી આ ગામમા ભટકું છું, મારું નામ વિક્રમ છે."

"હે ભાણેજ!" ચોર બોલ્યો, "અત્યારે તું મારી સાથે ચાલ, હું તને ખવડાવી પીવડાવી સુખી કરીશ. માબાપ

બાળકો તેમનું માને ત્યાં સુધી પ્રેમ કરે છે. જો માબાપની ઇચ્છા સંતાન પૂરી ના કરે તો તેમને ત્રાસ આપે છે અને દરેકને પોતાના ભાગ્ય પ્રમાણે ફળ મળે છે માટે તું જરાય ચિંતા ના કરીશ."

"ઠીક" કહી રાજા વિચારવા લાગ્યા, "જ્યાં સુધી તેને માટે પ્રતિકૂળ સમય ન આવે ત્યાં સુધી તેનું અહિત થાય તેમ નથી." આમ વિચારતા રાજા ચોર સાથે ચાલવા લાગ્યા. રસ્તે જતા ચોરે પેલા સાધુને જોયો એટલે ચોરે પૂછ્યુ, "મહાત્માજી! તમે વિક્રમ મળશે તેમ કહ્યું હતું, પણ તે ન મળ્યા"

સાધુએ ચોર અને વિક્રમ સામે જોઇ વિચાર કર્યો. "જો સાચું કહીશ તો ઘણું અનિષ્ટ થશે તેથી સ્પષ્ટ કહેવું નહિ." વિચારી કહ્યુ, "મેં વિક્રમ મળશે તેમ કહ્યું હતું, તેથી તે નામની વ્યક્તિ તમને મળી ગઈ" સાભળી ચોર પોતાની ગુફા તરફ ચાલ્યો; ગુફામાં જતાં વિક્રમને ચોરે કહ્યું, "ભોજન તૈયાર થઇ રહ્યું છે, ત્યાં સુધી તું આ મંડપમાં બેસ." કહી તે અંદર ગયો ને કન્યાઓને કહ્યું, "હું વિક્રમને મારા ભાણેજની સહાયથી મારી તમને પરણીશ, મારી પાસે સવા લાખ રૂપિયાના રત્ન છે લાખો રૂપિયાના રેશમી વસ્ત્રો છે મુક્તાથી ભરેલા બે પટારા છે અને ચૌદ કરોડ નગદ દ્રવ્ય છે આ સાથે રાજલક્ષ્મી મળવાથી આનંદનો પાર રહેશે નહિ."

ચોરના શબ્દો સાભળી ગુફામાં છુપાયેલા વિક્રમે ખુલ્લી

તલવાર સાથે ખપ્પર પાસે આવી કહ્યુ, ''ઓ પાપી! તું જલદીથી તારા હાથમાં તલવાર લે. તેં ચોરી, સ્ત્રીહરણ વગેરે અધમ કૃત્યો કર્યાં છે તેની શિક્ષા ભોગવ, આ તલવારથી તારું માથું કાપવામાં આવશે.''

વિક્રમના શબ્દો સાંભળી ચોર દિગ્મૂઢ થઈ ગયો ને મનમાં બોલ્યો, ''હું વગર વિચારે આને લઈ આવ્યો, તે અત્યારે શું કરશે ને શું નહિ કરે? મેં ક્રોધે થયેલા વાઘને પકડયો છે, મેં સુખી થવા કૌવચને હાથ લગાડયો છે.'' ત્યારે રાજા વિચારે છે, ''દેવીએ આ બળવાન ચોરનું મૃત્યુ કરવા માટે જે સૂચના કરી હતી તેનો અમલ કરવો રહ્યો, તેને મારવાની આ તક છે. જો તે ગુફા બહાર નીકળી જશે તો તેને કોઈ મારી શકનાર નથી, તેથી અત્યારે જ તેનો નાશ કરવો જોઇશે.''

વિક્રમ અને ચોર વિચાર કરી તલવારથી લઢવા તૈયાર થયા. લઢતાં લઢતાં વિક્રમે ચોરની તલવારના પોતાની તલવારથી ટુકડા કર્યા એટલે દેવીએ આપેલ તલવાર લઈ ચોર આવતો હતો, ત્યારે વિક્રમે અગ્નિવૈતાલને યાદ કર્યો તે સાથે જ અગ્નિવૈતાલ ત્યા આવ્યો, વિક્રમને ખપ્પર જ્યારે મારવા આવતો હતો ત્યારે અગ્નિવૈતાલે તેના હાથમાથી તલવાર પડાવી લઇ રાજાને આપી, એટલે ચોરે વાકી ભ્રકુટી કરી પગપ્રહારે ધરતી કંપાવી. યમરાજ જેવા ચોરનું વર્તન જોઇ રાજા બોલ્યા, ''રે દુષ્ટ! તું આ તલવારથી અવંતી લેવાની ઇચ્છા કરતો હતો કેમ?''

રાજાનાં વચનો સાંભળી ચોર ત્યાંથી નાસી ગુફામાં સંતાઈ ગયો ને વિચારવા લાગ્યો, " અરે હાય ! મેં મારી જાતે જ મારા પગ પર કુહાડો માર્યો છે, મારો નાશ કરવા જ હું તેને અહીં લાવ્યો છું. એ દુરાત્માને કોઈ દેવ-દાનવે મારા નાશનો ઉપાય બતાવ્યો છે."

ચોર આમ વિચારી રહ્યો હતો, ત્યારે વિક્રમે અગ્નિ-વૈતાલને કહ્યું, " એ ચોરને ગુફામાંથી શોધી મારી આગળ લાવો, જેથી હું આ તલવારથી તેનાં કર્મનાં ફળ ચખાડું."

રાજાના શબ્દે અગ્નિવૈતાલ ગુફામા ચોરને શોધતો તે જ્યાં સંતાયો હતો ત્યા આવ્યો ને તેને પકડી રાજા પાસે લઈ આવ્યો. રાજા તેને જોતાં મનમાં વિચારવા લાગ્યા, "આ ચોરે ઘણું જ નુકશાન કર્યું છે, તેનાથી લૂંટાયેલા દ્રવ્યથી કેટલાય લોકો નવાનવા ધંધા કરી શકતા." આમ વિચારી ચોરને કહ્યુ, "તું લડવા તૈયાર થા." રાજાના પડકારના શબ્દો સાંભળી ખપ્પર લડવા તૈયાર થઈ ગયો.

વિક્રમના શબ્દે છંછેડાયેલો ચોર ત્યાં એક પડેલા ઝાડને ઉપાડી વિક્રમને મારવા દોડયો. તે ઝાડનો વિક્રમ પર પ્રહાર કરે તે પહેલાં વિક્રમે તલવારનો ઉપયોગ કર્યો, ચોર જમીન પર પડયો, તે પોતાનો નાશ થતો જોઈ ખિન્ન થયો, ત્યારે વિક્રમે કહ્યુ, " હું પોતે અવંતીનગરીનો રાજા વિક્રમાદિત્ય છું, મારી સાથે યુદ્ધ કરવાથી ખિન્ન થવું ન

જોઇએ. મારી સાથે યુદ્ધ કરી તું રણમેદાનમાં મરે છે, એથી તારે ખેદ કરવો ન જોઇએ"



ખપ્પર અને મહારાજા વિક્રમ

રાજાના આવા વચનો સાભળતા ખપ્પરે પોતાના દેહનો ત્યાગ કર્યો.

માનવનું પૂણ્ય તપે છે ત્યા સુધી બધું અનુકૂળ રહે છે પણ જ્યારે પૂણ્ય પરવારી જાય છે. ત્યારે બધું જ પ્રતિકૂળ થાય છે. એક મૃગ એક વખતે શિકારીને સપાટે ચઢયો. શિકારીએ તેનો વધ કરવા કપટજાળ બિછાવી. એ જાળમા તે મૃગ ફસાયો પણ તેના પૂણ્યે ત્યા આગ લાગી, મૃગ બચી ગયો ને નાઠો. શિકારીએ તેની તરફ બાણો ફેંકયા પણ તેને ઇજા ન થઈ તે આગળ જતાં કૂવામા પડી ગયો, ભાગ્ય અનુકૂળ હોય તો જ બધી અનુકૂળતા મળે છે. એક માછલું માછીમારના હાથે ચઢયું. તેના હાથમાંથી નીકળી

ગયું ને તે જાળમાં સપડાયું. તેમાથી ગમે તેમ કરી તે નીકળી ગયુ પણ અંતે તે બગલાથી ખવાઈ ગયુ.

ચોરના મર્યા પછી વિક્રમાદિત્યે જેનું ધન, કન્યાઓ ચોરથી હરણ થઈ હતી તેમને બોલાવ્યા અને તેમનું ધન તેમને પાછું આપ્યું, જેમની કન્યાઓ હતી તેમને તેમની કન્યાઓ સોપી.

વિક્રમે પેલા કૃષ્ણ બ્રાહ્મણને ઘણું સુવર્ણ આપ્યુ ને પોતાની રાણી કલાવતીને લઈ મંત્રીઓએ આણેલા હાથી પર બેસી પોતાના મહેલે ગયા ને સુખપૂર્વક રહેવા લાગ્યા

કહેવાય છે, 'યથા રાજા તથા પ્રજા' રાજા ધર્મમા પ્રેમવાળો હોય તો પ્રજા ધર્મપ્રેમી હોય જ. પ્રજા રાજાનું અનુકરણ કરે છે

ત્રીજો સર્ગ સંપૂર્ણ

છિત્વા પાશમપાસ્ય કૂટરચનાં, ભક્ત્વાબલાદ્ વાગુરામ્
પર્યન્તાગ્નિશિખાકલાપજટિલાદ્ નિર્ગત્ય દૂરં વનાદ્
વ્યાધાના શરગોચરાદતિજવેનોત્પ્લુત્ય ધાવન્ મૃગઃ
કૂપાન્તઃ પતિતઃ કરોતિ વિધુરે કિં વાં વિધૌ પૌરુષમ્
(સ ૩-૨૫૭)

## ચોથો સર્ગ





### પ્રકરણ સોળમું .. ... ... .. . દેવકુમાર

વિક્રમાદિત્ય સુકોમલાને પિતાને ઘેર રાખી ચાલ્યા ગયા ત્યારે સુકોમલા કરુણ અવાજે રડવા લાગી. તેને રડતી જોઈ તેની માતાએ રડવાનું કારણ પૂછ્યું, તો તે બોલી, "મારા સ્વામી જે દેવ હતા તે મને છોડીને ચાલ્યા ગયા."

"બેટા!" માતા બોલી, "દેવ ક્રીડા કરવા ક્યાંક ગયા હશે, કારણ કે દેવ તો સરોવર, કૂવા, બાગ વગેરે સ્થાનોમાં ક્રીડા કરતા જ હોય છે." માતાએ કહ્યું, ત્યારે રાજા શાલિવાહને પોતાની દીકરીને રડવાનું કારણ પૂછ્યું. સુકોમલાએ માતાને જે જવાબ આપ્યો હતો, તે જવાબ પિતાને આપ્યો. એટલે માતા-પિતા બોલ્યાં, "તે દૂર ગયા હશે, તોપણ તે જલદીથી પાછા આવશે. કદાચ, તે ન આવે તો તું અહીં ધર્મ-ધ્યાન કરજે, જિનેશ્વરની ભક્તિ તથા પૂજાથી ગમે તેવા ઉપદ્રવ દૂર થાય છે. મનદુઃખ અને વિઘ્ન નાશ પામે છે. મન પ્રસન્ન રહે છે.

'જેનો પિતા યોગાભ્યાસ છે, જેની માતા વિષયવાસનાનો ત્યાગ છે, જેનો ભાઈ વિવેક છે, જેની બહેન અનિચ્છા છે જેનો પુત્ર વિનય છે, જેનો મિત્ર ઉપકાર કરવો તે છે, જેનો સહાયક વૈરાગ્ય છે, ઉપશમ–શાંતિ જેનું ઘર છે તે જ સુખી છે.' તું એ પ્રમાણે સમજી અહીં રહે, તને ગર્ભરૂપ સહાયક આપી તે ગયા છે. માટે શોક ન કર. પૂણ્યપ્રભાવે પુત્રનો જન્મ થશે તો હું સમૃધ્ધ રાજ તેને આપીશ. કદાચ પુત્રીનો જન્મ થશે તો કોઈ યોગ્ય રાજા સાથે તેનાં લગ્ન કરીશ."

પોતાના બાપનાં વચન સાંભળી સુકોમલાનું મન શાંત થયું ને તેણે ધર્મ–ધ્યાનમા મન ચોંટાડયું તે વિધિપૂર્વક ગર્ભનું પાલન કરવા લાગી. તેણે વાયુકારક, પિત્તકારક, વસ્તુઓનો ત્યાગ કર્યો, જેથી સંતાન રોગવાળુ ન થાય

સમય પૂર્ણ થતાં જેમ પૂર્વ દિશા સૂર્યને જન્મ આપે છે તેમ શુભ દિવસે સુકોમલાએ પુત્રરત્નને જન્મ આપ્યો. દૌહિત્રના જન્મની વાત સાભળી રાજા શાલિવાહને સજ્જનોને અન્નપાન આપી સત્કાર કર્યો અને તેનું નામ દેવકુમાર રાખ્યું.

એ દેવકુમારનું પાલન પોષણ કરવાનું કાર્ય પાચ ધાત્રીઓને સોંપ્યું. એ પાચ ધાત્રીઓથી પાલન થતા પોતાના પુત્રને જોઈ સુકોમલા આનંદમા રહેતી.

દેવકુમાર જ્યારે મોટો થયો ત્યારે રાજા શાલિવાહને

વિચાર કર્યો, "જે માતાપિતા પુત્રને ભણાવતા નથી, તે પુત્રના શત્રુ છે. જેમ બગલો હંસની સભામાં શોભતો નથી તેમ મૂર્ખ વિદ્વાનોની સભામાં શોભતો નથી." તેથી રાજાએ ઉત્સવ કરી પંડિતને ત્યાં દેવકુમારને મોકલ્યો, પંડિત ભણાવતા તે દેવકુમાર શ્રમ કરી ભણતો. પરિણામે સર્વ શાસ્ત્ર, શસ્ત્ર-વિદ્યા તેમજ રાજ્યની સર્વ કલામાં પારંગત થયો.

એક દિવસ પાઠશાળાનો કોઈ વિદ્યાર્થી દેવકુમાર સાથે લઢતા કઠોર શબ્દ બોલ્યો, "અરે નબાપા! મેં અત્યાર સુધી તને ક્ષમા કરી, કેમ કે તું રાજા શાલિવાહનનો દૌહિત્ર છે. પુત્રીનો પુત્ર છે, પણ હવે હુ તારો અપરાધ ક્ષમા કરીશ નહિ."

આ સાભળી દેવકુમાર પોતાના મનમા વિચાર કરવા લાગ્યો, "આ સાચું જ કહે છે, હું જ્યારે સભામાં જાઉં છુ ત્યારે બધા 'હે રાજાના દૌહિત્ર, હે સુકોમલાના પુત્ર, આવો આવો.' કહે છે પરંતુ કોઈ મારા બાપનું નામ લઈ બોલાવતુ નથી." આમ મનમા વિચાર કરતો દેવકુમાર ઉદાસ મને પોતાની માતા પાસે આવ્યો, બોલ્યો, "હે મા! તેં મારા પિતા વિના આ ચૂડિયો, સુંદર આભૂષણ કેમ પહેર્યાં છે? જેનો પતિ નથી હોતો તે સ્ત્રી આવા વસ્ત્રાભૂષણ પહેરતી નથી તો તુ આનુ કારણ મને કહે"

"તારા પિતા દેવ હતા." સુકોમલા પુત્રને કહેવા લાગી. "તે અહીંથી આકાશમા ક્રીડા કરવા ક્યાંક ચાલ્યા ગયા છે, તેથી

તારા બાપુ જીવતા છે તેમ માનું છું અને તેથી જ હું ચૂડિયો તથા સુંદર વસ્ત્રાભૂષણો ધારણ કરું છું."

માતાએ આમ કહ્યું. પણ દેવકુમારના મનની ઉદાસીનતા ન ગઈ, તેમજ તેના મનને શાંતિ પણ ન મળી.

પુત્રને ઉદાસ જોઇ માતાએ કહ્યું, "બેટા, ચિન્તા છોડ, ને ખાવા બેસ."

મા જ્યારે આમ કહી રહી હતી ત્યારે દેવકુમાર પોતાની નજર ચોતરફ ફેરવી રહ્યો હતો. નજર ફેરવતાં તેની દૃષ્ટિ બારણાના પાટડા પર લખેલું તેની દૃષ્ટિએ પડ્યું. તે ત્યાં જઈ વાંચવા લાગ્યો, "કમળ સમૂહમાં ક્રીડા કરનાર રાજા પુરુષને જોઇ દ્વેષ કરનારી અને દ્વેષથી કાષ્ટ ભક્ષણ કરવાની ઇચ્છા કરનારી રાજકુમારી સાથે લગ્ન કરી એક વીર આ સમયે પૃથ્વીની રક્ષા કરવા માટે દંડ ધારણ કરવાવાળો હું અવંતી તરફ ઉતાવળો જઈ રહ્યો છું."

આ વાચી દેવકુમાર ઘણો રાજી થયો, પુત્રને રાજી થયેલો જોઇ સુકોમલા પૂછવા લાગી, "હે પુત્ર ! શું તને તારો બાપ કયા છે તે જાણવામા આવી ગયું ? શું તારા બાપુ આવી ગયા ?"

"બા." દેવકુમાર બોલ્યો, "તારા આશીર્વાદથી મને મારા બાપુનો પત્તો મળી ગયો."

"તારા બાપુ કયા છે ?" સુકોમલાએ પૂછ્યું, "મને બતાવ."

"બા," દેવકુમાર બોલ્યો, "જ્યાં મારા બાપુ છે ત્યાં પહેલાં હું જઈશ. ત્યાં ગયા પછી તરત જ તને તે સ્થાન બતાવીશ."

"પણ બેટા!" સુકોમલા બોલી, "જ્યાં દેવલોકો રહે છે, ત્યાં તું કેવી રીતે જઇશ?"

"મા." દેવકુમાર માનો પ્રશ્ન સાંભળી બોલ્યો, "હું દેવનો પુત્ર છું તેથી તેમના જેવો જ હું પણ પરાક્રમી છું, તેથી મને ત્યાં જવામાં કોઈ મુશ્કેલી પડવાની નથી."

આ સાંભળી સુકોમલા નવાઈ પામતી બોલી. "તે દેવ ત્યાં જઈ દેવી, તળાવ, વન વગેરેથી મોહિત થઈ ત્યાં



મા દીકરો વાત કરી રહ્યા છે

રહી ગયા હશે, તે ક્યારે પણ અહીં આવશે નહિ, કેમ કે દેવલોકના જેવા અહીં દિવ્ય અલંકાર, ઉત્તમ વસ્ત્ર, મણિરત્ન વગેરેથી પ્રકાશિત ભવન, સૌંદર્ય, ભોગવિલાસ વગેરે સાહિત્ય નથી, વળી દેવોને દેવલોકમાં જે સુખ મળે છે, તેનું વર્ણન જીભથી થઇ શકે તેમ નથી, તેથી બેટા!

તું પણ ત્યાં જઈ તારા બાપુની જેમ ત્યાં રહી જઈશ. પછી મારી શું દશા થશે? સિંહણ એક જ સુપુત્રથી નિર્ભયતાથી ઊંઘે છે; પરંતુ ગધેડી દસ દસ પુત્રો હોવા છતાં તે પુત્રો સાથે તે ભાર ઉચકે છે, તેથી તારા જેવો સુપુત્ર મારી પાસે નહિ હોવાથી મારી દશા કરુણાજનક થશે."

પોતાની માની વાત સાભળી–પ્રણામ કરી દેવકુમાર બોલ્યો, "જો હું જીવતો રહીશ, તો અહીં આવી તને તરતજ મારા બાપુ પાસે લઈ જઇશ."

"બેટા," સુકોમલા બોલી, "તું જે કહે છે તે સાચું છે. સુપુત્ર તો માતાપિતાનુ હિત કરનારને જ કહેવાય, બેટા! પશુઓ પણ પોતાના સંતાનોને ઘણો પ્રેમ કરે છે, તો માનવો કેટલો પ્રેમ કરે? હું તને વધારે શું કહું?" કહેતી સુકોમલા આગળ કહેવા લાગી, "હે નિર્મળ હૃદયવાળા સુપુત્ર! ખુશીથી તુ જા, ને જયા જાય ત્યાં મને યાદ કરજે, પુત્ર માટે માતાપિતા જેવું કોઈ તીર્થ નથી."

"બા." પોતાની માતાથી કહેવાયલા શબ્દો સાંભળી દેવકુમાર બોલ્યો. "તું જરાય દુઃખી ન થઇશ હું તને યાદ કરતો મારું કાર્ય પુરું કરી અહીં આવીશ."

આ પ્રમાણે માતાને કહી તેની આજ્ઞા લઈ, પ્રણામ કરી દેવકુમાર પોતાના પિતાને મળવા રવાના થયો. માતાના વિયોગનું અસહ્ય દુંખ તેનાથી સહન ન થયું આખમાં આસુ આવી ગયા. પણ મન કઠણ કરી તે અવંતી તરફ ચાલ્યો.

## પ્રકરણ સત્તરમુ .. .. ...દેવકુમાર અવંતીમાં

દેવકુમાર પ્રતિષ્ઠાનપુરથી નીકળી નગર, ગામ, નદી, પર્વતો વગેરેને જોતો જોતો અવંતી લગભગ પહોંચતાં તે મનમાં વિચાર કરવા લાગ્યો, "જેમણે મારી નિરપરાધ માતાનો ત્યાગ કરી અહીં આવી રાજ કરવા માંડ્યું છે, તેમને મારું પરાક્રમ બતાવ્યા વિના કઈ રીતે મળું ? જે પુત્ર પોતાના ઉચ્ચ ચરિત્રથી પિતાને પ્રસન્ન કરતો નથી, તેનો જન્મ વૃથા છે, માટે મારે મારો પ્રભાવ મારા બાપુને બતાવવો રહ્યો. અને તે માટે મારે કોઈ એક વેશ્યાને ત્યાં આશ્રય લેવો રહ્યો વેશ્યાને ત્યા આશ્રય લીધા સિવાય આ કાર્ય સિધ્ધ થાય તેમ નથી. જે કામ બળથી ન થાય તે કામ કળથી થાય."

આમ વિચારતો દેવકુમાર અવંતીમાં આવી મુખ્ય વેશ્યાને ત્યાં ગયો. દેવકુમારને જોતા વેશ્યાએ પૂછ્યું. "તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? શું કામ છે ?"

"મારું નામ સર્વહર છે." દેવકુમારે કહ્યું, "હું ચોર છું, રાજાઓ અને ધનવાનોનાં ધનનું હરણ કરું છું, હું તમારે ત્યાં રહેવા ચાહું છું."

"હું તમને મારા ઘરમાં આશ્રય આપી શકતી નથી." વેશ્યાએ કહ્યું, "તમે તેમનું ધન હરણ કરશો તે વાત રાજા જાણે તો મને બરબાદ કરે, કેમ કે ચોરી કરનાર, કરાવનાર, સલાહ આપનાર, ભેદ બતાવનાર, ચોરેલા ધનને લેનાર–વેચનાર, આશ્રય આપનાર આ સાતે જણા ચોર કહેવાય છે. વણિક, વેશ્યા, ચોર, મરેલી વ્યક્તિનું ધન લેવું, પરસ્ત્રીનું સેવન કરવું, જુગાર રમવો એ બધા દુષ્કર્મનાં સ્થાન છે. ચોરી કરનાર પોતાનો સંબંધી હોય તો પણ રાજાઓ તેને શિક્ષા કરે છે. ચોર જો ચોરીનો ધંધો છોડી દે તો રોહિણેય ચોરની જેમ સ્વર્ગ મેળવી શકે છે, તેથી હું તમને મારે ત્યાં રાખી શકતી નથી."

વેશ્યાના શબ્દો સાંભળી દેવકુમાર બીજી વેશ્યાને ત્યાં ગયો, ને આશ્રય માટે કહ્યું ત્યારે વેશ્યાએ કહ્યું, "સ્ત્રી અને પુરુષની વિષમ વાતો શોભાસ્પદ હોતી નથી, કેમ કે અવસર વગરનાં કામ, વિષમ વાત, કુમિત્રની સેવા આ કયારે-પણ કરવા જોઈએ નહિ."

આ શબ્દો સાંભળી દેવકુમાર ત્યાંથી આગળ વધ્યો. કેટલીય વેશ્યાઓને ત્યાં ગયો, પરંતુ કોઈએ આશ્રય આપ્યો નહિ.

દેવકુમાર આશ્રય શોધતો કાલી નામની વેશ્યાને ત્યાં ગયો. તેના પૂછવાથી દેવકુમારે બીજી વેશ્યાઓને કહ્યું હતું, તે કહ્યું. સાંભળી વેશ્યા વિચારવા લાગી. "મારે ત્યા કોઇ શ્રીમંત

આવતું નથી, તેથી આને ઘરમાં રાખવાથી કોઈ મુસ્કેલી ઊભી થવાની નથી." આમ વિચારી કાલી વેશ્યાએ દેવકુમારને પોતાને ત્યા રાખ્યો, ત્યાં રહે બે દિવસ થયા, પણ દેવકુમાર કાંઇ ધન લાવ્યો નહિ, ત્યારે તેણે કહ્યું, "દ્રવ્ય નહિ લાવનાર અહીં રહી શકતો નથી, તો ક્યાંકથી ધન લાવો, નહિ તો રસ્તો પકડો. જેમ મોક્ષની ઇચ્છા કરનાર મુનિ અહિંસા, સત્ય, વગેરેનો સંગ્રહ કરતા પરલોક–મોક્ષ માટે દૃષ્ટિ રાખે છે તેમ ધનિકોને જ વેશ્યા સંગ્રહે છે, સુખ આપે છે"

"ઠીક, એમ કરીશું." કહેતા દેવકુમારે પૂછ્યું. "આ સુંદર મહેલ દેખાય છે, તે કોનો છે?"

"આ ગગનચુંબી મહેલ રાજા વિક્રમાદિત્યનો છે." વેશ્યાએ કહ્યું, "એના સાતમા માળે મહારાજા સૂએ છે. તે રાજાનો ભટ્ટમાત્ર જે મંત્રી છે, તેનો મહેલ તેમની જમણી બાજુએ છે."

"ઠીક." દેવકુમારે બોલ્યો. "આજ રાતના નગર જોવા હું જાઇશ. પાછા આવી હું બારણું ખખડાવુ એટલે તમે ધીરેથી ઊઘાડજો."

"સારું." વેશ્યાએ કહ્યુ, ને રાતના દેવકુમાર વેશ્યાને ત્યાથી નીકળ્યો. સિંહ શિકાર કરવા જતા ક્યારે શુકન જુએ છે? તે ન ચંદ્રબલ કે ધનસંપત્તિ જુએ છે. તે એકલો જ શિકારને જોઈ સામનો કરે છે. સાહસમા જ સિદ્ધિ રહેલી છે.

દેવકુમાર વેશ્યાને ત્યાંથી નીકળ્યો. તે વખતે અગ્નિ-

વૈતાલ વિક્રમને કહી રહ્યો હતો, "હે રાજન્! દેવદ્વીપમાં દેવતાઓ સુંદર નૃત્ય કરવાના છે, તેથી હું ત્યાં જવાનો છું તો મને રજા આપો. નૃત્ય જોવા હું ત્યાં બે મહિના રહીશ તેટલા સમયમાં તમારે કોઈ પણ કામ હોય તો પણ મને યાદ કરવો નહિ."

"સારું જાવ." રાજા વિક્રમે કહ્યું, "તમારી ઇચ્છા પ્રમાણે કરો."

રજા મળતાં જ અગ્નિવૈતાલ દેવદ્વીપમાં અદ્ભુત નૃત્ય જોવા ત્યાંથી અદૃશ્ય થયો.

દેવકુમાર વેશ્યાને ત્યાંથી નીકળી ચંડિકા દેવીના મંદિરે પહોંચ્યો ને ચંડિકા દેવીને પ્રણામ કરી બોલ્યો, "હે દેવી! તું બધાના મનોરથ પૂરા કરે છે, તો મારા પર પ્રસન્ન થઈ વિજય અને અદૃશ્યકરણની વિદ્યા મને આપ. જો તું મારું માગ્યું નહિ આપે તો મારું માથું કાપી તને અર્પણ કરીશ."

આ પ્રમાણે પ્રાર્થના કરવા છતાં દેવી કાંઈ બોલી નહિ ત્યારે દેવકુમાર તલવારથી માથું કાપવા તૈયાર થયો.

દેવકુમારનું સાહસ જોઈ ચંડિકા દેવીએ પ્રસન્ન થઈ પ્રગટ થઈને તલવારવાળો હાથ પકડયો. બોલી, "હે સાહસિક વીર! હું તારું માગેલું આપવા તૈયાર છું, તને વિદ્યાઓ આપીશ, માથું કાપવાની વાત જવા દે, ને તારા સ્થાને જા."

દેવી પાસેથી વરદાન મેળવી દેવકુમાર વેશ્યાને ત્યાં આવ્યો. તે દિવસથી તે પરભવના પૂણ્ય ઉદયથી જે કાર્ય કરવાની ઇચ્છા કરતો તે થઇને રહેતું.

એક દિવસ દેવીથી વરદાન પામેલો દેવકુમાર અદૃશ્ય વિદ્યાના પ્રતાપે મહેલનું રક્ષણ કરતા સૈનિકોની વચ્ચે થઈ મહેલમાં ગયો ને વિચારવા લાગ્યો, "કોઈ પણ ચમત્કાર બતાવ્યા વિના હું મારા બાપુને મળીશ નહિ. પ્રભાવ વિના માનવ પૂજાતો નથી માટે ચમત્કાર તો બતાવવો જોઈએ જ. એવું વિચારતો તે મહારાજા સૂતા હતા ત્યાં આવ્યો, પોતાના પિતાનું મોઢું જોઇ તે પ્રસન્ન થયો ને પ્રણામ કર્યા, પછી શય્યા નીચે રહેલા અઠાવીશ કરોડ



દેવકુમાર પેટી ઉઠાવે છે

સુવર્ણના મૂલ્યનાં વસ્ત્રાભૂષણોની ભરેલી પેટી ચૂપચાપ ઊઠાવી ત્યાથી અદૃશ્ય થઈ ગયો ને વેશ્યાને ત્યાં પહોંચ્યો ત્યા જઇ તેણે બારણું ખખડાવ્યું. વેશ્યાએ તેને આવેલો જાણી બારણાં ઉઘાડયાં. ઘરમાં જઈ દેવકુમારે વેશ્યાને વસ્ત્રાભૂષણ બતાવ્યાં, વેશ્યા તો આ જોઈ આશ્ચર્ય પામીને પૂછવા લાગી, "આ કોનાં વસ્ત્રાભૂષણો છે ?" જવાબમાં ચોરે–દેવકુમારે કહ્યું, "આ વસ્ત્રાભૂષણ હું રાજમહેલમાંથી લાવ્યો છું."

આ સાભળી વેશ્યા વિચારવા લાગી, "આ નજર સામેની વસ્તુ ચોરનાર ચાલાક–સાહસિક ચોર છે. તેણે રાજા અને રાણીનાં વસ્ત્રાભૂષણો ચોર્યાં, તેને બીજાની વસ્તુ ચોરવામાં શું મુશ્કેલી નડવાની હતી ?" વેશ્યા આમ વિચાર કરતી હતી ત્યારે ચોરે કહ્યું, "વસ્ત્રાભૂષણોથી ભરેલી આ પેટી અત્યારે તમે પ્રાણની જેમ યત્નપૂર્વક સંભાળજો ફરીથી બીજીવાર આ નગરમાંથી જે ચોરી કરી લાવીશ તે તમને આપી દઇશ." આ વાત સાંભળીને વેશ્યા બહુ રાજી થઈ. કેમ કે જેટલો લાભ થાય છે તેટલો લોભ વધે છે. કોટી સુવર્ણથી પણ અસંતોષી રહે છે. બધા દોષોનું સ્થાન લોભ છે. મનુષ્ય તૃષ્ણાનો ત્યાગ કરી શકતો નથી. તેથી વેશ્યાએ ઘણું ધન મળશે તે આશાથી ખુશ થઈ ચોરને મદિરા વગેરે આપી પ્રસન્ન કર્યો. પછી ચોર ઘરની અંદર જઈ ધર્મધ્યાન કરવા લાગ્યો.

સવાર થયું. મહારાજ વિક્રમાદિત્ય ઊઠયા તેમણે શય્યા

નીચે વસ્ત્રાભૂષણોથી ભરેલી પેટી જોઈ નહિ એટલે રાણીને પૂછ્યું, "આભૂષણોથી ભરેલી પેટી ક્યાં છે?"

"મેં તો તે પેટી શય્યાની નીચે મૂકી હતી." રાણીએ કહ્યુ.

"ક્યાંક બીજે તો નથી મૂકી ને?" રાજાએ પૂછ્યું, "શય્યા નીચે પેટી નથી."

"રાતે સૂતી વખતે મેં પેટી અહીં મૂકી હતી." રાણીએ કહ્યું.

"આમ આવા સ્થાને રાતના કોઈ ચોર આવી પેટી લઈ ગયો છે." રાજાએ રાણીને કહ્યુ. "જયારે આવા સ્થાને કોઈ ચૂપચાપ આવી શકે છે, તો મને કદાચ મારી નાખે તો શું થાય?"

"ક્ષુદ્ર જંતુથી તે ઇંદ્ર સુધી બધાને જીવવાની આશા એક સરખી હોય છે. મરણનો ભય બધાને એક સરખો હોય છે. કોઈ નિર્દય વ્યક્તિ કોઈ જીવને મારે છે ત્યારે તે જીવનને છોડી વિશાળ રાજ્યની ઇચ્છા કરતો નથી, માટે સંભાળપૂર્વક રહેવું જોઇએ." કહી રાજાએ પગલાં ઓળખનારને બોલાવ્યા અને પગેરું શોધવા કહ્યું. તેમણે પ્રયત્નપૂર્વક પગેરું શોધવા માંડ્યું, પણ પરિણામ શૂન્યમાં આવ્યું. તે પછી કોટવાળને બોલાવ્યો, ને પૂછ્યું, "રાતના તમે ક્યાં ગયા હતા? અથવા તમે રાજમહેલની રક્ષા કાળજીપૂર્વક કરતા નથી" ત્યારે કોટવાળે

કહ્યું, "મહારાજ ! અમે આખી રાત જાગી કાળજીપૂર્વક ચોતરફ ફરી મહેલની રક્ષા કરતા હતા."

મહારાજ વિક્રમ વિચાર કરતા સભાગૃહમાં ગયા, ત્યાં ભટ્ટમાત્ર તેમજ મંત્રીઓને બોલાવી રાતની વાત કહેતાં કહ્યું, "આમ આવા સુરક્ષિત સ્થળે વસ્ત્રાભૂષણની પેટી ચોરનાર ચોર કેટલો હિંમતવાન–બહાદુર હશે ?" બોલતા વિક્રમાદિત્યે સોનાના થાળમાં પાનનું બીડું રાખી સભામાં ફેરવ્યું. અને કહ્યું, "આ બીડું લઈ જે ચોરને પકડી લાવશે તેનો ધન આપી રાજા સત્કાર કરશે."

રાજાનાં વચનો સાંભળી બધા વિચારવા લાગ્યા, "ચોર ઘણો બળવાન છે, તે રાજાના રક્ષિત મહેલમાં ગયો." આમ વિચારતા ભયથી ગભરાતા કોઇએ પાનનું બીડું ઊઠાવ્યું નહિ. ત્યારે મતિસાર નામના વિક્રમાદિત્યના મંત્રીએ વીર યોધ્ધાઓને કહ્યુ, "જે કોઈ રાજાનું કાર્ય પૂર્ણ કરશે તે જ રાજાનો સાચો સેવક છે. જે કોઈ યુધ્ધના સમયે આગળ રહે, નગરમાં રાજાની પાછળ રહે અને મહેલમા તેમના રક્ષણ માટે જાગૃત રહે તે રાજાનો પ્રીતિભાજન થાય છે. રાજા રાજી થવાથી તેને પુષ્કળ ધન આપી સત્કાર કરે છે. સત્કારની આશાએ સેવક પોતાનો પ્રાણ આપીને પણ ઉપકાર કરે છે."

મંત્રીના શબ્દો સાંભળી સિંહ નામનો કોટવાળ રાજાની સામે આવ્યો અને પાનનું બીડું ઊઠાવી બોલ્યો, "હું ત્રણ દિવસમાં એ ચોરને આપની સમક્ષ જરૂર લાવીશ. જો તેમ ન કરી શકું તો ચોરને જે શિક્ષા કરવાની હોય, તે

શિક્ષા મને કરજો.” આવું બોલી કોટવાલ ચાલ્યો ગયો. તેણે ચાર રસ્તે, ત્રણ રસ્તે, બે રસ્તે, સારા સારા સૈનિકો ગોઠવી



કોટવાળ નગરમા ઘૂમી રહ્યો છે

દીધા. પોતે તલવાર લઇ ગલીઓમા ઘૂમવા લાગ્યો. આમ ઘૂમતા તે ત્રીજે દિવસે નગરના પૂર્વદ્વારે આવ્યો.

વેશ્યાને ત્યાં રહેતા ચોરે કાલી વેશ્યાને સમાચાર પૂછ્યા ત્યારે તે કહેવા લાગી, “ચોરને પકડવા કોટવાળે પ્રતિજ્ઞા કરી છે. તે ફરતો ફરતો અહીં આવશે. શરૂઆતમાં રાજાના મહેલમા તમે ચોરી કરી તે તમે ઠીક ન કર્યું. રાજા કોઈ પણ રીતે વશમાં આવી શકતા નથી. વળી વગર વિચારે કાર્ય કરવાથી પસ્તાવાનો સમય આવે છે તે માટે કોઈ ઉપાય હોતો નથી તેથી તમે અત્યારે જ અહીંથી બીજે કયાક ચાલ્યા

જાવ. કોટવાળની પ્રતિજ્ઞાનો સમય પૂર્ણ થઈ જાય ત્યારે અહીં આવજો; તેમ કરવાથી તમારું કલ્યાણ થશે. મારું હૃદય તો ભયથી ધજાના કપડાની જેમ કંપી રહ્યું છે."

વેશ્યાના શબ્દો સાંભળી ચોર બોલ્યો, "તમે જરાય ગભરાશો નહિ. હું તમને જોતજોતામાં પૈસાદાર બનાવી દઈશ."

"તમે ધન્ય છો." વેશ્યાએ કહ્યું, "ભય સામે હોવા છતાં ન ડરતા તમે શાંત રહી શકો છો."



## પ્રકરણ અઠારમું . ... કોટવાળ અને મંત્રીને બનાવ્યા

"કોટવાળના ઘરમા કોણ કોણ છે?" દેવકુમારે વેશ્યાને પૂછ્યું. "કોટવાળની પત્ની, બહેન અને શ્યામલ નામનો ભાણેજ તેના ઘરમાં છે." વેશ્યાએ કહ્યું. "એ ભાણેજ સાત વર્ષથી ગંગા, ગોદાવરી વગેરે તીર્થોની યાત્રા કરવા ગયો છે, તે હજુ સુધી આવ્યો નથી તે બિલકુલ તમારા જેવો છે. તે બે ત્રણ દિવસમા આવનાર છે."

"હું હવે નગરમાં જઈશ." દેવકુમારે કહ્યું. "રાતના જ્યારે પાછો આવું ને બારણું ખખડાવું ત્યારે ચૂપચાપ ઉતાવળે બારણું ઉઘાડવું"

"હે ચોર!" વેશ્યા બોલી "એ વાતે નિશ્ચિંત રહેજો. તમારા કહેવા પ્રમાણે બારણુ ઉઘાડવામા આવશે."

વેશ્યાના શબ્દો સાંભળી ચોર ત્યાથી નીકળ્યો. તેણે કોટવાળને ફસાવવા માટે તીર્થયાત્રા માટેનો સામાન વેચનારને ત્યાં ગયો. અને કાવડ વગેરે લીધાં યાત્રિકનાં કપડાં પહેરી તે પૂર્વ તરફના દરવાજે ગયો જ્યાં ભૂખ્યો


દેવકુમાર કાવડ લઈ આવ્યો.

તરસ્યો કોટવાળ હતો. ત્યાં "મામા." કહી તેની સામે ઊભો ને પ્રણામ કર્યા

પોતાના ભાણેજના રૂપ-રંગ-આકૃતિમાં મળતા ચોરને પોતાનો ભાણેજ સમજી કોટવાળ પૂછવા લાગ્યો, "તમે કયા કયા તીર્થની યાત્રા કરી તે કહો જોઈએ"

"તમારી દયાથી ગંગા, ગોદાવરી વગેરે મુખ્ય મુખ્ય તીર્થોની મેં યાત્રા કરી છે." ચોર બોલ્યો, આ સાંભળી કોટવાળે કહ્યું, "ગંગાજળ, ગંગાની ધૂળ અને ગોદાવરીનું જળ આપો. જે પીને શરીર પર છાંટીને મારા શરીરને પવિત્ર કરું"

ચોરે કોટવાળને માગેલું જળ, ધૂળ વગેરે આપ્યું, કોટવાળે તે લઇ પોતાના શરીરને પવિત્ર બનાવ્યું.

"મામા! તમારું મોઢું ઉદાસ કેમ છે?" કોટવાળને જોતા દેવકુમારે પૂછ્યું. ત્યારે કોટવાળે કરેલી પ્રતિજ્ઞા કહી. આ સાંભળી કપટી શ્યામલ બોલ્યો, "તમે રાજા સમક્ષ આ પ્રતિજ્ઞા કરી તે સારું કર્યું નથી હવે જે થઇ ગયું તે થઈ ગયું પણ હવે ચૂપચાપ ધન અને ઘરનાં માણસોને કોઈક ગુપ્ત સ્થાનમાં છુપાવી દો. કદાચ પ્રતિજ્ઞા પૂરી ન થઇ તો રાજા બધું પડાવી લેશે."

કોટવાળને કપટી શ્યામલના શબ્દો યોગ્ય લાગ્યા. તેણે કહ્યું, “તમે સાચું કહો છો, પણ હું શું કરું? હું આ સ્થળ છોડી ઘેર જઈ શકતો નથી, તેમ પ્રતિજ્ઞાભંગની રાજા શું શિક્ષા કરશે તે પણ હું કહી શકતો નથી. તો તમે ઘેર જાઓ, અને બધાંને મળી ઉતાવળે ઘરની સંપત્તિ અને ઘરનાં માણુસોને ક્યાંક છુપાવી દો ને તમે પણ છુપાઈ જાવ.”

“બરાબર, પણ હું તમને મળીને આવ્યો છું, તે ઘરનાં કેમ માનશે?” શ્યામલે કહ્યું, “તમે બધાંને તેમજ સંપત્તિને સંતાડવાનું કહ્યું છે તે તેઓ કેમ માનશે? માટે મામા! મારી સાથે આ કહેવા કોઈ સેવકને મોકલો.”

“તારું કહેવું ઠીક છે” કહેતાં કોટવાળે આ સમાચાર કહેવા એક સેવકને શ્યામલ સાથે મોકલ્યો. રસ્તે જતાં શ્યામલે સેવકને કહ્યું, “ઘેર જઈ કોટવાળે જે કહ્યુ છે તે કહેજે, હું ઘણા વર્ષો પછી તીર્થયાત્રા કરીને આવું છું, વર્ષોથી દૂર રહેલો હોઈ વખતે મને કોઈ ઓળખે પણ નહિ.” કહેતો શ્યામલ સેવક સાથે કોટવાળને ત્યા પહોંચ્યો. ત્યા જઈ સેવકે કોટવાળની સ્ત્રીને કહ્યું, “તમારો ભાણેજ શ્યામલ તીર્થ કરીને આવેલ છે.” અને તેની માને કહ્યું, “તમારો દીકરો યાત્રા કરીને આવ્યો છે તેનો સત્કાર કરો.”

કપટી શ્યામલે સેવકની વાતો સાંભળી બધાનો પરિચય મેળવી લીધો, અને “મામી, માતા” વગેરે બોલી બધાંને પ્રણામ કર્યા-યોગ્ય વિનય કર્યો.

ઘણા દિવસે શ્યામલ ઘેર આવ્યો તેથી બધા ખુશ થયા, કપટી શ્યામલે બધાને ગંગાજળ વગેરે આપ્યું પછી કોટવાળની સ્ત્રીને સેવકે કહ્યું, "કોટવાળે ધન બધું સંતાડવા કહ્યું છે તેથી ગુપ્ત સ્થાનમાં જલદીથી સંતાડવું કારણ કે તપાસ કરતાં ચોર હજી પકડાયો નથી તેથી રાજા ગુસ્સે થઈ શુંનું શું કરશે." કહી સેવક ચાલ્યો ગયો.

સેવકના ગયા પછી કપટી શ્યામલને બોલાવી ભયથી ધ્રૂજતી કોટવાળની સ્ત્રી કહેવા લાગી. "તમે બધી સંપત્તિ ક્યાંક ઉતાવળે સંતાડી દો. જેથી તે ક્યાં છે તે જાણી ન જાય." કહેતી કોટવાળની સ્ત્રીએ કપટી શ્યામલને બધી સંપત્તિ બતાવી એટલે શ્યામલે કહ્યું, "મામી ! તમે આ કોઠીમાં સંતાઈ જાવ. તમારી પહેરેલી સાડી કીમતી હોઈ તે મને આપી દો, જેથી રાજા લઈ ન લે."

"બરાબર." કહી કોટવાળની સ્ત્રી કોઠીમાં પેઠી અને પહેરેલી સાડી શ્યામલને આપી. પછી શ્યામલે કોટવાળની બહેનને અનાજ ભરવાના કોથળામાં પેસાડી તેને એક ખૂણામા રાખી કહ્યું, "ઘરમા આવી કોઇ તમને બોલાવે તો પણ તમે બોલશો નહિ." કહી જમીનમા દાટેલું, પેટીમાં રાખેલું જેટલું ધન હતું તે લઈ કાવડમાં ભરી ચૂપચાપ ચાલતો થયો. ને વેશ્યાને ત્યા પહોંચ્યો. બારણુ ખખડાવ્યું. વેશ્યાએ ઊતાવળે આવી બારણું ખોલ્યું, એટલે ઘરમાં જઈ વેશ્યાને બધું બતાવવા લાગ્યો. વેશ્યાએ બધું જોઈ પૂછ્યું. "આ કયાથી લાવ્યા ?"

"આ બધું કોટવાળનું છે." દેવકુમારે કહ્યું, "તેના ઘેરથી છેતરીને લાવ્યો છું."

આ સાભળી વેશ્યા વિચારમાં પડી, વિચાર કરતી વેશ્યાને દેવકુમારે કહ્યું, "આ બધું તમને આપ્યું."

વેશ્યાએ તે સાંભળ્યું અને વિચારવા લાગી. "આવો ચોર તો ક્યાંય જોયો નહિ."

સવાર થતાં કોટવાળ રાજા પાસે ગયો, અને બોલ્યો, "ત્રણત્રણ દિવસ ભૂખતરસ વેઠી ચોરને શોધતો રહ્યો પણ ચોર હાથમાં આવ્યો નહિ, હવે આપને યોગ્ય લાગે તે શિક્ષા કરો."

કોટવાળના ભક્તિગર્ભિત વચનો સાંભળી રાજા બોલ્યા, "હે કોટવાળ! તમે તમારે ઘેર જાઓ, આમાં તમારો દોષ નથી. ચોર ઘણો ચાલાક ને સુરક્ષિત છે. તે મારા રક્ષિત મહેલમાંથી પેટી લઇ જઈ શકે છે, તેને તમે કઈ રીતે પકડવાના હતા? તમે મારી આજ્ઞાનું પાલન કર્યું છે. અને તેથી તમે નિર્દોષ છો."

રાજાના શબ્દોથી કોટવાળ પ્રસન્ન થયો, ને પ્રણામ કરી પોતાના ઘેર ગયો, ઘેર જઈ પોતાની સ્ત્રીને કહ્યું, "હાથપગ ધોવા પાણી લાવો." કેટલીય વાર કહેવા છતાં કોઈ બોલ્યું નહિ, એટલે કોટવાળે પોતાની બહેન સોમાને કહ્યું, "તમે મારી સાથે બોલતાં કેમ નથી?" આમ વારંવાર પૂછ્યું ત્યારે સોમાએ કહ્યું, "હું અત્યારે વસ્ત્ર વગર કોથળામાં છું."

"શ્યામલ ભાણો ક્યાં છે?" કોટવાળે પૂછ્યું, ત્યારે કહેવામાં આવ્યું કે, "તે બધું ધન લઇ સંતાડવા ગયો છે તે પણ ક્યાંક છૂપાયો હશે, પહેલા તમે શ્યામલની શોધ કરો, અમને વસ્ત્ર આપો. જે પહેરી અમે બહાર નીકળીએ."

ઘરની સ્ત્રીઓની વાત સાભળી કોટવાળે તેમને પહેરવાનાં વસ્ત્ર આપ્યા ને પછી બીજા મકાનમા ભાણેજની તપાસ કરવા કોટવાળ ગયો, ત્યારે શ્યામલ અને સંપત્તિ બધું જ જતું રહ્યું હતું, ત્યારે મનથી ગભરાતો કોટવાળ વિચારવા લાગ્યો, "એ ધૂતારો મારી સંપત્તિ ધૂતી ગયો છે અને ધર્મના બહાનાથી મને છેતરી ગયો છે." આમ વિચારનો તે જમીન પર પડયો ને બેશુધ્ધ થઈ ગયો. તેને બેશુધ્ધ થયેલો જોતા ઘરના બધાં દોડી આવ્યા ને બોલવા લાગ્યા, "ચોર કપટથી બધું લઈને ચાલ્યો ગયો છે." આવા શબ્દો ઘર બહાર ઊભેલા સેવકોએ સાંભળ્યા ને સમજ્યા વગર 'ચોર, ચોર'ની બૂમો પાડવા લાગ્યા. બૂમો પાડતાં તે રાજા પાસે પહોચ્યા ને કહ્યું, "ઘરમાં પેઠેલા ચોરને કોટવાળે પકડયો છે. ને એ અધમ ચોર કોટવાળનો સામનો કરી રહ્યો છે તો તે ચોરને પકડવા જલદીથી પધારો."

સેવકોના શબ્દો સાભળી રાજા ઉતાવળે કોટવાળને ત્યાં ગયા ને કોટવાળને બેશુધ્ધ થયેલો જોયો એટલે શીતોપચારથી તેને સાવધ કરવામાં આવ્યો. શુદ્ધિમાં આવતાં કોટવાળ બોલ્યો. "ચોર મારી બધી સંપતિ લઈ ગયો, તેથી હું બેભાન થઈ ગયો હતો. મારવામાં આવતાં પ્રાણીને ક્ષણુ માટે દુઃખ

થાય છે, પણ જેની સંપત્તિ લૂંટાઈ ગઇ હોય તેના પુત્ર-પૌત્ર બધાંને દુઃખ થાય છે. મારું અભિમાન અત્યારે ધૂળમાં મળી ગયું છે, તેથી હે રાજન્! હું બીજે ક્યાય ચાલ્યો જઈશ."

"આ માટે તમે મનમા દુઃખી ન થાવ" રાજાએ કહ્યુ, "એ ચોર મારા વસ્ત્રાભૂષણ ચૂપચાપ લઈ ગયો છે, તેને ન પકડી શકવા માટે શોક ન કરો. લક્ષ્મી ચંચળ છે, તે એક સ્થાને ક્યારે પણ રહેતી નથી.

ધનની ત્રણ સ્થિતિ છે દાન કરવું. ઉપભોગ કરવો અને નષ્ટ થવું. જે દાન કરતો નથી, ઉપભોગ કરતો નથી તેવું ધન નાશ પામે છે. કૃપણના ધનને કુટુંબીઓ લઈ લેવા વિચારે છે. રાજા કોઈ રીતે લઇ લે છે. અને અગ્નિ ક્ષણમા નાશ કરે છે."

રાજા આમ આશ્વાસન આપી, બહુ ધન આપી પોતાની સભામાં આવી મંત્રીવર્ગ વચ્ચે બેઠા ને ફરીથી પાનનું બીડું બનાવી હાથમા લઇ કહ્યું, "આ સભામા એવો કોઈ વીર છે, જે ચોરને પકડી મારી સામે લાવે. જો તેવો કોઈ વીર હોય તે આ બીડુ લે."

રાજાના શબ્દો સાંભળી મંત્રી ભટ્ટમાત્ર ઊભો થયો. અને બીડું લઇ બોલ્યો, "હું ત્રણ દિવસમા ચોરને પકડી તમારી સામે ઊભો ન કરું તો ચોરને કરવાની સજા મને કરવામા આવે." આમ કહી રાજાને પ્રણામ કરી નીચુ જોતો તલવાર લઈ એકલો સભામાંથી બહાર આવ્યો. ને બે રસ્તા,

ત્રણ રસ્તા, ચાર રસ્તા વગેરે સ્થાને, ચારે બાજુ, ગલી ગલીમાં ચોરને પકડવા પોતાના દૂતોને મૂક્યા અને પોતે પણ ચૂપચાપ ચોરને પકડવા રાત દિવસ અવંતીમાં ઘૂમવા લાગ્યો. ચોરે વેશ્યાને સમાચાર પૂછ્યા, ત્યારે વેશ્યાએ કહ્યું, "હે ચોર! ભટ્ટમાત્રે ચોરને પકડવા ગઈ કાલે પ્રતિજ્ઞા કરી છે તેણે ત્રણ દિવસમાં ચોરને પકડી રાજા સમક્ષ લાવવા કહ્યું છે, તે પકડી ન લાવે તો શિક્ષા સહન કરવા તૈયાર છે કહીને તે એકલો રાજાને પ્રણામ કરી તલવાર લઇ ચાલ્યો ગયો છે. તપાસ કરતો ભટ્ટમાત્ર અહીં આવ્યો તો મારી શું દશા થશે? કેમકે વેશ્યાનું ઘર, રાજા, ચોર, જળ, બિલાડો, વાંદરો અને દારૂ પીનારનો કોઇ વિશ્વાસ કરતું નથી. ચોરી રૂપી પાપ આ લોકમાં બંધનરૂપ જ ફળ આપે છે. અને પરલોકમાં નરકનું દુઃખ આપે છે."

વેશ્યાના શબ્દોથી દેવકુમાર બોલ્યો, "તમારે ડરવાનું જરાય કારણ નથી હું હવે એવી ચોરી કરીશ જેથી આપણા બેનું કલ્યાણ થાય. તમે ડરો છો શા માટે? શાસ્ત્રકારોએ વેશ્યાને છલ-કપટમાં નિષ્ણાત કહી છે. એક બાજુ વેશ્યા રડે છે, ને બીજી બાજુ તે હસે છે, મનમા જેવું રૂપ ધારણ કરવા ઇચ્છે છે તેવું રૂપ ધારણ કરે છે, હવે હું કોઈની પાસે રહી ચોરી કરીશ, તેથી રાજા તેનો સત્કાર કરી તેને ધન આપશે."

વેશ્યાએ દેવકુમારના શબ્દો સાંભળી તેને ધન્યવાદ આપ્યો. એટલે ચોર બોલ્યો, "હવે હુ નગરમાં જઇશ. રાતના આવું,

બારણું ખખડાવું એટલે તરત જ બારણાં ઉઘાડજે. ધન મળે અથવા ન મળે, પણ ચોર તો રાતના ઘેર આવી જાય છે."

વેશ્યાએ તેની વાત માન્ય કરી એટલે દેવકુમાર નિર્ભયપણે નગરમાં અદ્રશ્ય થઇ ચાલ્યો. ને તે ભટ્ટમાત્ર હતો ત્યાં આવ્યો. જોયું તો ભટ્ટમાત્ર ઉદાસ થઇ ગયો છે તે જોયું. ભટ્ટમાત્રને ચોર પકડવા ભ્રમણ કરતાં આજે ત્રીજા દિવસનો સંધ્યાકાળ થયો હતો.

રાત ઢળી રહી હતી. લોકો સૂઈ ગયા હતા ત્યારે દેવકુમાર ગામ બહાર પગને હેડમાં બંધ કરી નિર્ભયપણે બેઠો હતો.

ચોરની શોધમા ફરતો ભટ્ટમાત્ર ત્યા આવ્યો એટલે દેવકુમાર બોલ્યો, "હે મહાબુદ્ધિવાન્! નમસ્તે! ભટ્ટમાત્ર! આટલા ઉતાવળે ક્યાં જાવ છો? શું કામ છે?"

પાછળથી આવતો અવાજ સાભળી નવાઈ પામતો ભટ્ટમાત્ર દેવકુમાર હતો ત્યા આવ્યો ને હેડમા બંધ થયેલાને જોઇ પૂછ્યુ "તમે કોણ છો? આ હેડમા તમને કોણે પૂર્યા?"

"શું કહુ?" દેવકુમાર બોલ્યો. "મને નિરપરાધીને રાજાએ હેડમાં ઘાલ્યો છે. હું કેટલું કષ્ટ સહન કરી રહ્યો છું તે તમે જોઇ શકો છો"

"મેં મહારાજા સમક્ષ ચોરને પકડીશ તેવી પ્રતિજ્ઞા કરી છે." ભટ્ટમાત્ર બોલ્યો. "પરંતુ અત્યાર સુધી તેનો પત્તો નથી. તે ક્યાં રહે છે તેની પણ ખબર નથી તેથી હું

અત્યારે દુઃખ ચિંતાથી ઘેરાઈ ગયો છું, વળી રાજા કોઇનો હિતચિંતક હોતા નથી."

"સાચું કહો છો" ચોરે કહ્યુ, "પણ જો તમે મને ધન અપાવો તો એ ચોરને પકડવાનો ઉપાય હું બતાવું"

"જો ઉપાય બતાવશો તો હું તમને રાજાને કહી કેટલાય ગામ ઇનામમાં અપાવીશ."

"અપાવશો ?" હેડમા ફસાયલો ચોર બોલ્યો, "હું કુંભારનો દીકરો છું, મારું નામ ભીમ છે, હું સંજોગવશાત્ ચોરને ભેગો થઈ ગયો, તે ચોર મને કહેવા લાગ્યો, 'જો તમે મારી સાથે નગરમાં આવશો, તો હું ચોરી કરીને તમને ખૂબ ધન આપીશ.' હું લોભને વશ થઈ તેની સાથે થઈ ગયો. પણ ચોરે મને કાંઇ પણ આપ્યું નહિ, ખરેખર લોભ બધુ નાશ કરનાર છે મેં ચોરની સોબત કરી તેથી રાજાએ મને ચોર સમજી હેડમા પૂર્યો. દુર્જનની સોબતથી હું વિપત્તિમા ફસાઇ ગયો છુ. ગઈ કાલે ચોર અહીં આવ્યો હતો તેને મે કહ્યુ, 'તમારી સોબતથી મારી આ દશા થઈ હવે મને આ દુઃખમાંથી છોડાવો સાચા મિત્રની મિત્રતા ક્યારે પણ નાશ પામતી નથી. સૂર્ય અને દિવસની મિત્રતા અખંડ છે સૂર્ય વગર દિવસ થતો નથી ને દિવસ વગર સૂર્ય હોતો નથી. ચંદ્રમા ઉપર રહે છે, કુમુદિની નીચે રહે છે; છતા ચંદ્રને જોઈ કુમુદિની હસે છે. મારી આ પ્રમાણેની વાત સાભળી તે ચોર બોલ્યો, 'મારા હાથમાં

બહુ મોટું ગુમડું થયું છે તેથી હું તને હેડ બેડીમાથી અત્યારે છૂટો કરી શકું તેમ નથી.' ત્યારે મેં કહ્યુ, 'જ્યારે તમારો હાથ સારો થાય ત્યાં સુધી મને રોજ ખાવાનું આપી જજો.' તેણે તે કબૂલ કર્યું છે, ને મને રાત્રે ખાવાનું આપી જાય છે દિવસ થતા તે ગુપ્ત રીતે પોતાને ઘેર ચાલ્યો જાય છે, તે ચોરે મને તેનુ ઘર બતાવ્યું નથી, તે નગરમાં ક્યારેક દેખાય છે, અને ક્યારેક અદૃશ્ય રીતે ફરે છે. તે ધનિકો ને રાજાના ઘરમા ચોરી કરે છે તે ચોર હમણા આવશે, માટે તમે કોઈની નજરે ન પડો તેમ ચૂપચાપ બેસી તેની રાહ જુઓ."

ચોરની વાત સાભળી ચોરની રાહ જોતો એકાત સ્થાનમા ભદ્રમાત્ર બેસી ગયો. કેટલોક સમય પસાર થઈ ગયો પણ ચોર આવ્યો નહિ ત્યારે બેડીમાં રહેલા ચોરને પૂછ્યું 'તમારો મિત્ર હજી સુધી કેમ ન આવ્યો?"

"ચોર તમને ઓળખી ગયો છે." બેડીમાં રહેલા ચોરે કહ્યુ, "તેથી તે આવે છે ને પાછો જાય છે, તમે તેને યુક્તિથી જ પકડી શકશો. તમે આ બેડીમા પગ ફસાવી બેસી જાવ, અને હું વેગળો જતો રહું પછી ચોર અહીં આવી તમને ખાવાનું આપે ત્યારે જોરથી તેનો હાથ પકડી લેજો, જેથી તે ચોર નાસી જઈ શકે નહિ, જો તમે તેનો હાથ પકડશો નહિ તો તે અદૃશ્ય થઈ જશે."

બેડીમા રહેલા ચોરની વાત સાંભળી ભદ્રમાત્ર બોલ્યો, "હે મિત્ર! જો આમ જ ચોર પકડાય તેમ હોય તો મને

આ બેડીમા નાંખી દે” કહી ભટ્ટમાત્રે તેને બેડીમાથી છૂટો



ભટ્ટમાત્રને હેડ–બેડીમા નાખ્યો

કર્યો. એટલે ભટ્ટમાત્રને ચોર બેડી–હેડમાં નાંખી દૂર ગયો. ને પછી ચૂપચાપ વેશ્યાને ત્યા પહોચી ગયો.

ભટ્ટમાત્ર આખી રાત ચોરની રાહ જોતો બેડીમાં ફસા-યલો રહ્યો. સવાર થયું, તે નિરાશ–દુઃખી થતો બોલ્યો, “હે નરોત્તમ ! આવો અને મને આ બેડીમાથી છોડાવો.” આમ વારંવાર બોલતો ભટ્ટમાત્ર ઘણો શરમાયો ને મનમાં બોલ્યો, “એ પ્રપંચીએ પ્રપચ કરી મને અહીં ફસાવ્યો ને તે ચાલ્યો ગયો. હું હવે લોકોને મોઢું શું બતાવીશ ?” આમ બોલતા ભટ્ટમાત્રે કપડામા પોતાનુ મોઢું સતાડ્યું પણ પહેરેલા વસ્ત્રોથી લોકો ભટ્ટમાત્રને ઓળખી ગયા. ને બોલ્યા, “તેને

તેના કર્મનાં ફળ મળી રહ્યાં છે. માણસ જે કર્મ કરે છે તે કોટી કલ્પ થઇ જવા છતા નાશ પામતાં નથી. કર્મનાં ફળ તો ભોગવવાં જ પડે છે. રાજાના મંત્રીઓનું કયારે પણ સારું થતું નથી. જો તે રાજાનું ભલું કરવા જાય તો પ્રજાનું ભૂંડુ કરે છે. જો તે પ્રજાનું ભલું કરવા જાય તો રાજા તેનો ત્યાગ કરે છે, રાજા અને પ્રજાનુ એકી સાથે હિત કરનાર મંત્રી ભાગ્યે જ મળે છે"

લોકોના મોઢેથી બોલાતા શબ્દો હર નામના મંત્રીના કાને પડયા એટલે તે વહેલી સવારે રાજા પાસે જઇ બોલ્યો, "હે રાજન્! હું આપને પ્રણામ કરું છું ને કહું છું કે આપની દૃષ્ટિમાં સર્વે સમાન છે. કદાચ આપને કોઇ નારાજ કરે તો તેને ઘરમા દંડ દેવો જોઈએ."

હરના શબ્દો સાંભળી મહારાજા બોલ્યા, "બતાવો, મેં કોને અનુચિત શિક્ષા કરી છે?"

"મહારાજ! શું આપે ભદ્રમાત્રને બેડી–હેડમા પૂર્યા નથી? બાળક કદાચ કોઈ અપરાધ કરે તો પણ બાપ તેના તરફ વાત્સલ્યથી જુએ છે, તેને અનુચિત દંડ આપતો નથી."

હરના શબ્દે મહારાજા જ્યા ભદ્રમાત્ર હતો ત્યા ગયા ને હેડ–બેડીમાથી છૂટો કરી પૂછવા લાગ્યા, "તમારી આ સ્થિતિ શાથી થઇ?"

"મહારાજ! મારી આ દશા થવાનું કારણ બધાની આગળ કહી શકું તેમ નથી."

"ના, ના, તમે કહો." મહારાજાએ કહેવા આગ્રહ કર્યો. એટલે ભટ્ટમાત્રે પોતાની વિતક કથા કહી ને મનદુઃખ અનુભવવા લાગ્યો.

વિધિની લીલાથી બુદ્ધિમાન ભટ્ટમાત્ર ચોરથી ઠગાયો.

ભટ્ટમાત્રનું કથન સાંભળી મહારાજાએ પુછ્યું, "ચોર કેવો છે? તેનુ રૂપ કેવું છે? કેટલી ઉંમરનો છે?"

રાજાના પ્રશ્નના જવાબમા ભટ્ટમાત્રે કહ્યું, "હે રાજન્! તેનું રૂપ અને તેનો દેહ ઘણો જ સુંદર છે. તે મધુર ભાષી છે, તે નાની ઉમરનો છે."

આ સાભળી રાજા બોલ્યા, "ધૂતારા અને ચોર આવા જ હોય છે. મીઠી વાણી બોલી લોકોને ફસાવે છે, ધૂતારાનું મોઢું કમળ જેવું સુંદર અને કોમળ હોય છે. તેમની બોલી ચંદન જેવી શીતળ હોય છે. પણ તેમનું હૃદય કાતર જેવું હોય છે. તેઓ બીજાના દુંખને ક્યારે પણ જાણતા નથી ભટ્ટમાત્ર! આમા તમારો દોષ નથી એ ચોરે મને અને કોટવાળને પણ દુઃખ આપ્યુ છે. તમે મારી આજ્ઞાનું પાલન સારી રીતે કર્યું છે. તમારાથી કાર્ય પૂરું ન થયું, તે માટે શોક ન કરો." આમ રાજાએ ભટ્ટમાત્રને કહ્યુ, ને ચોરનો વિચાર કરતા તેઓ સ્વસ્થાને ગયા.



## પ્રકરણ ઓગણીસમુ

## બુદ્ધિનો પરિચય

વેશ્યાને ત્યાં રહેતા દેવકુમારે એક દહાડો વેશ્યાને પૂછ્યું, "નગરમા હમણા કઇ ચર્ચા ચાલે છે? રાજા શું કરે છે?"

જવાબમા વેશ્યાએ કહ્યું, "મહારાજાએ ભટ્ટમાત્ર તેમજ બીજા મંત્રીઓને બોલાવી પૂછ્યું. 'તમે બધા કહો, આ ચોર કેવી રીતે પકડાશે?'

'હે રાજન્! આ નગર ઘણું મોટું છે, ભટ્ટમાત્રે કહ્યું, 'તે ચોર કોઇના ઘરમા રહ્યો છે. ને પ્રપંચથી–યુક્તિથી નગરમા ચોરી કરે છે. જો તેને પકડવો જ હોય તો આઠ લાખ દ્રવ્ય જેટલી ઉત્પન્ન આપતુ ગામ ચોરને પકડનારને આપવામા આવશે, તેનું જાહેર કરો.'

ભટ્ટમાત્રના કહેવા પ્રમાણે કરવા રાજાએ કહ્યુ.

નગરમાં મંત્રીઓએ ઢંઢેરો પીટાવ્યો, ઢંઢેરો પીટનાર વેશ્યાઓના મહોલ્લામા કહી રહ્યો હતો ત્યારે નગરની અગ્રણી વેશ્યાઓએ વિચાર કર્યો. 'આપણે ત્યા રોજ કેટલાય આવે છે તેમાંથી કોઇ એકને પકડી 'આ ચોર છે.' કહી

રાજા સમક્ષ ઊભો કરી દઇશું. તેથી રાજા આપણા પર પ્રસન્ન થઇને ધન આપશે અને આપણે સુખી થઈશું.' આમ વિચારી આ વેશ્યાઓએ ચોરને પકડવાનું જાહેર કર્યું. આ સમાચાર સાભળી રાજા અને મંત્રી ઘણા પ્રસન્ન થયા. વેશ્યાઓએ રાજા સમક્ષ આવી કહ્યું, 'અમે આઠ દિવસમાં ચોરને પકડી લાવીશું. જો અમે ચોરને પકડી ન શકીએ તો ચોરને કરવાની સજા અમને કરજો.'

'વેશ્યાઓ બહુ હોંશિયાર હોય છે.' વેશ્યાઓના શબ્દો સાંભળી મંત્રીઓ બોલ્યા, 'તે અસાધ્ય કાર્યને સાધ્ય કરી શકે છે. તે જરૂર ચોરને પકડી શકશે'

મંત્રીઓના શબ્દો સાંભળતી વેશ્યાઓ પોતાને મુકામે ગઈને ચોરને કેવી રીતે પકડવો તેના વિચારો કરવા લાગી.

'વેશ્યાઓ ચોરને પકડવાની છે' તે સમાચાર નગરમાં ફેલાઈ ગયા. એટલે જે લોકો અને જેના છોકરાઓ વેશ્યાને ત્યાં જતા હતા તેઓને કહેવામા આવતું 'એ વેશ્યાઓનો ભરોસો નહિ કોઇને છેતરી 'આ ચોર છે' કહી રાજા આગળ ધરી દે તો દશા શુ થાય? માટે ચેતતા રહેવું, કારણ કે વેશ્યાઓ પ્રપંચી–છેતરનારી હોય છે તેમના મનમાં શું હોય છે, તે કોઇ જાણતું નથી તે બોલે છે શું? અને કરે છે શું?' આવી વાતો નગરમાં જ્યાં ત્યાં થાય છે વેશ્યાએ કહ્યું, "હવે તમે અહીં રહી શકશો નહિ, તમે અહીં રહો છો એ વેશ્યાઓને કદાચ ખબર પડે તો મારી શું દશા થાય?"

"તમારે ડરવાનું કોઇ જ કારણ નથી. આપણે સુખી થઈએ તેવી યુક્તિ હું કરીશ." દેવકુમારે કહ્યું, એટલે વેશ્યાએ કહ્યું, "કાલે આઠમો દિવસ થશે?"

આ સાભળી દેવકુમાર ત્યાથી નીકળ્યો અને શેઠનું રૂપ ધારણ કરી નગરમાં ગયો.

નગરથી દૂર જઇ કોઈ એક જગાએથી દેવકુમારે વીસ ગુણો ખરીદી. તેમાં ગુપ્ત રીતે છાણ, રાખ, ધૂળ વગેરે ભરી ગાડાવાળા પાસે ગાડું ભાડે માગ્યું.

"તમે કેટલું ભાડું આપશો?" ગાડાવાળાએ પૂછ્યું

"હું અવ તી પહોચી ગુણ દીઠ દસદસ રૂપિયા આપીશ"

ગાડાવાળાએ એ કબૂલ કર્યું ને ગુણોને ગાડામા નાખી તેનો તે માલિક થઈ રાતના અવંતીના રાજમાર્ગ પર પહોચ્યો. ગાડાના ચાલવાથી, બળદોના ગળામા બાંધેલા ઘુઘરાનો અવાજ સાંભળી લોકો કહેવા લાગ્યા, "નગરમાં કોઈ ધનવાન શેઠ આવ્યો લાગે છે"

વેપારી રૂપી ચોરે ગામ બહાર વેશ્યાઓમા અગ્રણી વેશ્યાના ઘરથી થોડે દૂર ગાડામાંથી ગુણો ઊતારી, મદ્ય ખરીદી વૈદને ત્યાં જઈ એશુધ્ધ કરનાર તથા મધુરો અવાજ કરનાર ચૂર્ણની બે પડીકીઓ ખરીદી, પછી સુંદર વસ્ત્રો ખરીદી માળીને ત્યા જઈ સુગંધવાળા ઘણાં ફૂલો ખરીદ્યા ને જ્યાં ગુણો રાખી હતી ત્યાં આવી એક માણસને મુખ્ય વેશ્યાને ત્યાં મોકલ્યો. તે માણસ વેશ્યાને ત્યા જઈ કહેવા લાગ્યો,–

"અહી એક શ્રીમત શેઠ આવ્યા છે, તે ઘણું દાન આપે છે. જો તમે તેની પાસે જઇ નૃત્ય કરશો, ગાશો તો શેઠ તમને સારાં સારાં વસ્ત્રો ને દ્રવ્ય વગેરે આપશે"

માણસના શબ્દો સાંભળી વેશ્યાએ બીજી વેશ્યાઓને બોલાવી, એકાતમાં બેસીને વિચાર કરવા લાગી. "અત્યારે આપણે ત્યા જઈએ, પહેલાં તેની પાસેથી ધન લઇશું પછી 'તમે ચોર છો.' એમ કહી તેના ધન સાથે રાજા પાસે લઈ જઈશું, એટલે રાજા આપણાને આઠ લાખ દ્રવ્ય ઉત્પન્ન થતું ગામ ઇનામમાં આપશે." આમ વિચારી તે વેશ્યાઓએ પેલા માણસને કહ્યુ, "અમે તૈયાર થઇ હમણા જ નૃત્ય માટે આવીએ છીએ, તમે જાવ."

પેલા માણસે વેશ્યાના શબ્દો ચોરને કહ્યા, એટલે ચોરે તે માણસને દ્રવ્ય આપ્યું અને બીજાઓને વેગળા કરી પોતે ગુણો પર બેઠો.

વેશ્યાઓ દીવો વગરે સાહિત્ય સાથે જ્યાં ચોર શેઠ થઇ બેઠો હતો ત્યાં પહોંચી ને પૂછવા લાગી, "શેઠ કયાં છે ? તેમના માણસો કયાં છે ?"

"માણસો કામ માટે નગરમાં ગયા છે, હું પોતે જ શેઠ છું, તમે મારી આગળ સુદર નૃત્ય કરો, તમને ઇનામમાં પુષ્કળ ધન આપીશ"

વેશ્યાઓએ શેઠના કહેવા પ્રમાણે સુંદર નૃત્ય કર્યું. એટલે ચોરે વેશ્યાઓને સારાં સારાં વસ્ત્રો ઇનામમા આપ્યાં,



વેશ્યાઓ ચોર આગળ નૃત્ય કરવા લાગી

તે લઇ પ્રસન્ન થયેલી વેશ્યાઓએ અનેક પ્રકારનું નૃત્ય કર્યું, સંગીત સંભળાવ્યું

બીજીવાર નૃત્ય કરી રહી હતી ત્યારે વેપારીએ કહ્યું, "જો તમને મદ્ય પીવાની ઈચ્છા હોય તો હું તમને મદ્યપાન કરાવું."

"અમને મદ્ય કરતાં બીજી કોઈ વસ્તુ સારી લાગતી નથી, તેથી અમારા જેવા માટે મદ્ય આવશ્યકની વસ્તુ છે."

"એમ છે." કહી એ ચોર–વેપારીએ તેજ મદ્ય તેમને પીવા આપ્યું, જેમા મધુર અવાજ કરનાર ચૂર્ણ ભેળવેલું હતું. તે મદ્ય પી વેશ્યાઓ મધુરા અવાજે ગાવા લાગી. તેમનું કર્ણપ્રિય સંગીત સાભળી, નૃત્ય જોઇ તે ચોર પ્રસન્ન થયો.

અને પાન વગેરે ઈનામમાં આપ્યું. આવું ઈનામ આપનાર વેપારીને જોઈ વેશ્યાઓ ખુશ થઈ ગઈ અને ફરીથી નૃત્ય કરવા લાગી. થોડા સમય પછી વેપારીએ કહ્યું, "ફરીથી મદ્યપાન કરવા ઇચ્છા થાય છે?"

"અમને આ પ્રકારનું મદ્ય ઘણું પ્રિય છે." વેશ્યાઓએ કહ્યું, એટલે વેપારીએ બેશુધ્ધ બનાવનાર ચૂર્ણ મદ્યમા ભેળવી વેશ્યાઓને પીવા આપ્યું. ઇચ્છાનુસાર મદ્ય પી ફરીથી એ વેશ્યાઓએ નૃત્ય કરવા માડયું.

આ પ્રમાણે નૃત્ય કરતી વેશ્યાઓ થોડા સમય પછી બેશુધ્ધ થઈ જમીન પર પડી. મદિરા પીવાથી માનવ ચેતના રહિત થઈ જાય છે, તે અવસ્થામાં કયારેક પોતાની જાતને નોકર તો કયારેક પોતાની જાતને શેઠ સમજે છે. તે અવસ્થામાં પોતાનું કે પારકાનું કાંઈ સમજતો નથી.

બેશુધ્ધ થયેલી વેશ્યાઓના બધાં કપડા અને પોતે ઈનામમા આપેલી વસ્તુઓ તેણે લઇ લીધી અને કૂવા પર રહેલા કોશના દોરડાથી તે નગ્ન વેશ્યાઓને બાધી કૂવામા ઉતારી દીધી, પછી તે પોતાને મુકામે ગયો ને લાવેલી વસ્તુઓ કાલી વેશ્યાને આપતાં બધી વાત કહી.

સવાર થતા કૂવા પાસે આવેલા મહાદેવની પૂજા કરવા આવેલો પૂજારી કૂવામાંથી પાણી લેવા ગયો. કૂવામાં લટકતું દોરડું ખેંચવા તેણે પ્રયત્ન કર્યો પણ ખેંચાયું નહિ તેથી તેણે કૂવામાં જોયું તો નગ્ન સ્રીઓ દેખાઈ, તે

સાથે તેને વિચાર આવ્યો, " આ બધી શાકિની, પિશાચની, શક્તિ કે શિકોતરી હોવી જોઈએ. અથવા મહામારી, વ્યંતરી કે રાક્ષસની સ્ત્રીઓ હોવી જોઈએ" આમ વિચારતો ભયથી કંપતો પૂજારી દોડતો દોડતો મહારાજ પાસે ગયો ને કહેવા લાગ્યો, " મહારાજ, કૂવો શક્તિઓથી ભરાઈ ગયો છે, તો ત્યાં જલદીથી ચાલો ને શાંતિ કર્મ કરો. અત્યારે તે નિદ્રામાં છે. જ્યારે જાગશે ત્યારે ભયંકર ઉપદ્રવ કરશે."

પૂજારીનું કથન સાંભળી રાજા નવાઈ પામ્યો ને મંત્રીઓ સાથે પૂજારીને લઈ તે સ્થળે આવ્યો. કૂવામા જોયું તો નગ્ન સ્રીઓ દેખાઈ તેથી તેમણે મોઢું ફેરવી લીધું.

ઉત્તમ પ્રકૃતિનો માનવ પરાયી સ્ત્રીને નગ્ન જોઈ મોઢું ફેરવી દે છે.

મંત્રીઓએ કૂવામાં જોઈ રાજાને કહ્યું, " મહારાજ! આ કોઈ શક્તિઓ નથી. પરંતુ ચોરને પકડી લાવવાનું કહેનાર વેશ્યાઓ હોય તેમ જણાય છે. તે પ્રપંચીએ તેમને કૂવામાં લટકાવી છે. તેમની આવી દુર્દશા કરી છે."

આ સાંભળી રાજાએ નગરમાથી સ્ત્રીઓને બોલાવી તેમને કૂવામાં ઊતારી નગ્ન વેશ્યાઓને વસ્ત્રો પહેરાવી બહાર લાવી ખાંડવાળું દૂધ પિવડાવ્યું. થોડીવારે વેશ્યાઓ શુધ્ધિમા આવી, એટલે રાજાએ તેમની આવી દશા થવાનું કારણ પૂછ્યું, ત્યારે વેશ્યાઓએ રાત્રે બનેલો બનાવ કહ્યો, આ સાભળી રાજાએ કહ્યું. " એ જ ચોર છે. જેણે તમારી આ દશા કરી રાતના ક્યાક ચાલ્યો ગયો છે. તમને હું શિક્ષા કરવાનો નથી"

આમ કહી રાજા પોતાને મહેલે ગયો. મંત્રીઓ, વેશ્યાઓ અને લોકો ચોરની ચર્ચા કરતા સૌ સૌને સ્થાને ગયાં.

પછી એક દિવસ વેશ્યાના ઘરમાં બેઠેલા દેવકુમારે કાલી વેશ્યાને પૂછ્યું, "હમણાં નગરમા શું ચાલી રહ્યુ છે? ભટ્ટમાત્ર વગેરે મંત્રીઓ સાથે રાજા શું વિચારે છે?"

"મંત્રીઓને રાજાએ કહ્યું, 'જે ચોરે વેશ્યાઓની દુર્દશા કરી તેવા પરાક્રમી ચોરને કઈ રીતે પકડવો?' ત્યારે ભટ્ટમાત્ર વગેરે મંત્રીઓએ રાજાને કહ્યુ, 'તે આ નગરમા ક્યાક રહ્યો છે, ને રૂપ બદલી તે ચોરીઓ કરે છે.'

મંત્રીઓના શબ્દો સાભળી કૌટિક જુગારી બોલ્યો, 'એ ચોરને પકડવા મને હુકમ કરવામાં આવે અને આપના સેવકો જુદા જુદા સ્થાને રહે તો હું એ ચોરને અનાયાસે પકડી પાડીશ.'

કૌટિકના શબ્દો સાભળી મહારાજ બોલ્યા, 'કૌટિક, આવી વાત ન કરો. એ ચોર દેવતાઓથી પણ પકડાવો મુશ્કેલ છે'

'હે રાજન! હુ આપનો સેવક જુગારી છું' રાજાના શબ્દો સાભળી કૌટિક બોલ્યો. 'આપની દયાથી એ ચોર મારા હાથમા આવી જશે. ને હું એ ચોરને ન પકડું તો મારુ મોઢું કાળું કરી મને ગધેડા પર બેસાડી નગરમા ફેરવજો'

કૌટિકનો આગ્રહ જોઈ રાજાએ ચોરને પકડવા આજ્ઞા આપી, એટલે સેવકો સાથે કૌટિક ચોરને પકડવા ચાલ્યો."

વેશ્યાના શબ્દો સાભળી ચોર કહેવા લાગ્યો, "હું હવે જઈશ. ને રાત્રે આવીશ. ચોર લોકો ચોરી કરી ધન લઈ અથવા ખાલી હાથે રાગે ઘેર પાછા આવે છે. હું જાતે જ કૌટિકને મળીશ અને તેને મળ્યાની કોઈ નિશાની લેતો આવીશ." કહી તે કૌટિકને મળવા વેશ્યાને ઘેરથી નીકળ્યો ને નગરમાં ફરતો ફરતો તે ચાર રસ્તે જયા કૌટિક હતો ત્યા આવ્યો ને કૌટિકને જોઈ લાંબી લાબી જટાવાળો બની ચંડિકાના મંદિરમા તે જઈ બેઠો. કૌટિક પણ નગરમા ફરતો ફરતો ચંડિકાના મંદિર આગળ આવ્યો, તેણે મંદિરમાં સંન્યાસીનું રૂપ ધારણ કરેલ ચોરને જોયો. એટલે તેની પાસે જઈ પ્રણામ કર્યા ને બોલ્યો, "હે યોગી, આવી લાંબી અને સુંદર જટા તમારા માથા પર કેવી રીતે થઈ? નગરમા ચોરી કરનાર ચોરનું સ્થાન ક્યાં છે તે તમે જાણો છો ? રોગીઓનો મિત્ર વૈદ્ય હોય છે, ખુશામત કરનાર રાજાઓનો મિત્ર હોય છે, દુઃખથી તપેલાનો મુનિ મિત્ર હોય છે, નિર્ધનોનો જોષી મિત્ર હોય છે."

"હે ભદ્ર !" કૌટિકના શબ્દ સાભળી સંન્યાસી બોલ્યો, "જો તમે માથું મુંડાવી આ હું આપું તે ચૂર્ણનો લેપ માથા પર કરી મારા આપેલા મંત્રનો જપ ગળા સુધી પાણીમા ઊભા રહી બે ઘડી દિવસ ચઢી જાય ત્યા સુધી કરો, ને હું અહી ધ્યાન કરું તો તમે ચોરનું સ્થાન જરૂર જાણી શકશો, વળી તમારે માથે મારા જેવી લાબી જટા પણ થઈ જશે. આ બધુ બે ઘડી દિવસ વીતતા થઈ જશે. તેમાં જરાય શકા નથી."

કૌટિકે સંન્યાસીના કહ્યા પ્રમાણે કરી સેવક સાથે પાણીમાં જઈ ઊભો.

કૌટિક અને તેના સેવકના ગયા પછી પેલા ચોરે તેમનાં કપડાં, હથિયાર વગેરે જે વસ્તુઓ તેઓ ત્યાં મૂકતા ગયા હતા તે લઈ, વેશ્યાને ત્યા જઈ બધી વસ્તુઓ મૂકી તેણે બનેલો બનાવ કહ્યો. ચોરની વાત સાંભળી વેશ્યા બોલી, " તમે ચોરોના શિરોમણિ છો. તમે કૌટિકને અત્યારે બરાબર ફસાવ્યો છે."

સવાર થતાં પનિહારીઓ સરોવરે ગઈ. તેમણે કૌટિકને જોયો એટલે કહેવા લાગી, "અરે, આ તો કૌટિક છે, જેણે ચોરને પકડવા કહ્યું હતું, તેથી ચોરે તેની આ દશા કરી છે. તેણે લોકોને ઘણા છેતર્યા છે, તેથી તેને અહીયાં જ તેનાં કર્મનાં ફળ મળી રહ્યાં છે, પરલોકમાં તો તની કોણ જાણે શુંય દશા થશે."

લોકોના મોઢેથી કૌટિકની થયેલી દશાની વાત મંત્રીઓએ સાંભળી ને રાજા પાસે ગયા ને કહ્યું, " મહારાજ! ચોરને પકડવા માટે બે દિવસ બાકી છે ને તમે કૌટિકને સજા કરી ?"

" જુગારી કૌટિકને મેં સજા કરી નથી." મહારાજે કહ્યું એટલે મંત્રીઓએ કહ્યું, " તો અમારી સાથે તમે સરોવરે ચાલો ને તેની થયેલી વિચિત્ર દશાને જુઓ."

રાજા મંત્રીઓ સાથે સરોવરે ગયા ને કૌટિકની થયેલી દશા જોઈ બોલ્યા, "કૌટિક! તમે પાણીમાંથી બહાર આવો."

"મહારાજ! થોડીવાર રાહ જુઓ." કૌટિકે કહ્યું, "હું ચોરનું સ્થાન જાણી તમને કહું છું." આમ વારંવાર કહેતો કૌટિક બે ઘડી દિવસ વીતતાં પાણીમાંથી બહાર આવ્યો, ત્યારે તે ચોરનું સ્થાન જાણી શક્યો ન હતો.

તે પાણીમાંથી બહાર આવ્યો, ત્યારે રાજાએ પૂછ્યું. "તમારી આ દશા કોણે કરી?"

"મહારાજ! ચંડિકાના મંદિરમાં એક સંન્યાસી છે, તેના કહેવા પ્રમાણે મેં આ બધું કર્યું છે." કૌટિકે કહ્યું, પછી બધા ચંડિકાના મંદિરે ગયા, તો સંન્યાસી કે કોઈ ત્યાં ન હતું. એટલે કૌટિકને કહેવામાં આવ્યું, "તમારી આ દશા ચોરે કરી છે. માટે તમે મનમાં દુઃખી ન થશો. એ ચોરે મારા જેવા ઘણાને મુશીબતમાં નાંખી દીધા છે તો તમારો શો હિસાબ?"

"એ પ્રપંચી ચોર તમારી દુર્દશા કરી રાતના ક્યાંક ચાલ્યો ગયો." ત્યા ભેગા થયેલા બોલ્યા.

"હે કૌટિક!" રાજાએ કહ્યું, "હું તમને કાંઇ સજા કરવાનો નથી, જરાય ડરશો નહિ." કહી રાજા ત્યાંથી ગયા. મંત્રીઓ પણ ચોરે કૌટિકની કરેલી દુર્દશાનો વિચાર કરતા કરતા ગયા. ને કૌટિક પણ પોતાને ત્યાં ગયો.

## પ્રકરણ વીસમું .. .. .. ... ... પિતાપુત્રનું મિલન

બીજે દિવસે વેશ્યાના ઘરમાં બેઠેલા દેવકુમારે પૂછ્યું, "શું નવાજૂની છે? મંત્રીઓ શું કરી રહ્યા છે?"

ચોરના પ્રશ્નના જવાબમાં વેશ્યા કહેવા લાગી, "રાજાએ બધા મંત્રીઓને બોલાવી કહ્યું, 'હું જ ત્રણ દિવસમાં ચોરને પકડીશ.'

'હે રાજન્!' મંત્રીઓ રાજાને કહેવા લાગ્યા 'આ ચોર પૂરેપૂરો પ્રપંચી છે તે પકડાય તેમ નથી. તેથી આવી પ્રતિજ્ઞા ન કરો.'

રાજાએ કહ્યું, 'જે કોઈ તેને પકડવા જાય છે, તેની તે ચોર દુર્દશા કરે છે. આવી પરિસ્થિતિમાં હું બીજા કોઇને પકડવા કેવી રીતે કહું? એ ચોરને પકડવા હું જ નગરમાં ઘૂમીશ જો તે પ્રપંચી ચોર મારાથી ન પકડાય તો મને તમે સજા કરજો'

'એ શકય નથી. શાસ્ત્રમાં કયાંય આવી રીતે રાજાને સજા કરવાનું લખાયું નથી. મહારાજ! આપને ચોરને

પકડવાની ઇચ્છા છે, તો ભલે પ્રયત્ન કરો. પણ આપની સાથે સાત–આઠ સેવકો રાખો.'

'ના, હું એકલો જ ચોરને પકડવા જઇશ. જો ત્રણ દિવસમા હું ચોરને ન પકડી શકું તો આઠ કોટી દ્રવ્ય ધર્મકાર્યમા વાપરીશ."

આ પ્રમાણે કહી રાજા તલવાર લઈ ગુપ્ત વેશ ધારણ કરી ગુપ્ત રૂપે ચોરને પકડવા નગરમાં ઘૂમવા લાગ્યા" કહેતી વેશ્યાએ કહ્યું, "હવે તમે અહીં રહો તે ઠીક નથી. જો મહારાજ વિક્રમાદિત્ય તમે અહીં છો તે જાણે તો મારી દુર્દશા કરે. રાજાઓ દુષ્ટોનું દમન અને સજ્જનોનુ રક્ષણ પોતાની પૂરેપૂરી શક્તિથી કરે છે."

"તમે જરાય ગભરાશો નહિ." ચોરે કહ્યુ "હું આપણું કલ્યાણ થાય તેમ બુદ્ધિપૂર્વક કામ કરીશ. હું વિક્રમાદિત્યને મળવા જઇશ. તેમનો દુશાલો–ખેસ વગેરે લઈ હું પાછો આવીશ."

ત્રીજે દિવસે ચોર વેશ્યાને ત્યાથી નીકળ્યો. ને અદૃશ્ય રીતે નગરમા ફરવા લાગ્યો. ફરતો ફરતો તે એક ધોબીના ઘર પાસે આવ્યો. ને ત્યા થતી વાતચિત સાભળવા લાગ્યો.

"હે પ્રિય!" ધોબી કહી રહ્યો હતો, "હું રાજાના કપડા ધોવા માટે લાવ્યો છું એ વસ્ત્રો મારા ઓશીકા નીચે મૂકયા છે મારે તે કપડાં ધોવા જવાનું છે, તો વહેલી સવારે મને જગાડજે, નહિ તો રાજા ગુસ્સે થશે."

ધોબીની વાત સાંભળી, અદૃશ્ય રૂપે ચોર ઘરમાં ગયો અને ધોબીના માથા નીચે મૂકેલા કપડાં ચાલાકીથી ઊઠાવી લીધાં, પછી ગધેડાની પીઠ પર બધાં કપડાં મૂકી ધીરે ધીરે દ્વાર પાસે પહોચ્યો ને દ્વારપાળને કહેવા લાગ્યો, "જલદીથી બારણાં ઊઘાડો. મારે અત્યારે રાજાનાં કપડાં ધોવાં ઉતાવળે કૂવા પર જવું છે."

"પણ રાજાએ મને સવારે જ દ્વાર ખોલવા આજ્ઞા કરી છે." દ્વારપાળે કહ્યું. "તેથી હે ધોબી, હું અત્યારે નગરના દ્વાર ઊઘાડી શકતો નથી."

દ્વારપાળે કહેલા શબ્દો સાંભળી કપટી ધોબી કહેવા લાગ્યો, "હું અહીં રાજાનાં બધાં કપડા નાંખી જાઉં છું. સવારે રાજા અથવા રાજપુરુષોનાં કપડા અહીં પડેલાં જોઈ તને શિક્ષા કરશે, મારે શું ?"

ધોબીના શબ્દે દ્વારપાળ ગભરાયો. ને દ્વાર ખોલી નાંખ્યાં, એટલે કપટી ધોબી ગધેડા સાથે કૂવા પાસે પહોંચ્યો. ત્યા પહોચી ગધેડા પરના બધાં કપડાં ઉતારી નીચે મૂકયાં, પછી ચોતરફ જોવા લાગ્યો

નગરમા જ્યારે ધોબીની ઊંઘ ઊડી ગઈ, જાગ્યો ને માથા નીચે મૂકેલા કપડા જોવા લાગ્યો પણ ત્યાં કપડા ન હતા તે જોઇ તે મોટેથી બોલવા લાગ્યો, "રાજાનાં કપડાં લઈ ચોર અહીંથી હમણા ગયો છે."

ધોબીના મોટે અવાજે બોલાતા શબ્દો, ત્યાંથી જતા

રાજાના કાને પડયા એટલે ધોબીની પાસે જઈ પૂછવા લાગ્યા, "શું ચોરાયું છે?"

ધોબી રાજાને ઓળખી કહેવા લાગ્યો, "હે રાજન્! હું આપના વસ્ત્રો માથા નીચે મૂકી સૂઈ રહ્યો હતો, તે વસ્ત્રોને હું સવારમા ધોવા જવાનો હતો. પણ, કોઇ ચોર છાનોમાનો આવી તે વસ્ત્રો ચોરી ગયો."

"ઠીક, પણ હવે તું મોટે અવાજે ન બોલીશ. હું એ ચોરને વસ્ત્રો સાથે પકડી પાડીશ" કહી રાજા ઘોડા પર બેઠા અને ઉતાવળે ચોરનાં પગલા જોતા જોતા નગરના દ્વાર પાસે આવ્યા. દ્વારપાળને પૂછ્યું, "અહીંથી કોઈ નગર બહાર ગયું છે?'

દ્વારપાળે રાજાના પ્રશ્નથી કહ્યું, "હા મહાગજ! અહીંથી ધોબી ગયો છે."

"ધોબી ગયો છે?" મહારાજે પૂછ્યું, "જરૂર તે ચોર જ અહીથી ગયો હોવો જોઇએ. દ્વાર ઉઘાડો હુ તેની પાછળ પાછળ જઇશ" રાજાએ આ પ્રમાણે કહી કહ્યું, "હુ હમણા ચોરને પકડી આવું છું ત્યા સુધી દ્વાર બંધ કરી અહીં સાવધાનીથી જાગતા રહો."

"જેવી આજ્ઞા." દ્વારપાળે કહ્યુ. એટલે રાજા ચારે તરફ જોતા કૂવા તરફ જવા લાગ્યા

ચોરે જ્યારે રાજાને આવતા જોયા એટલે તેણે એક

મોટો પથ્થર લાવી કૂવામાં નાખ્યો. અને એક ઝાડની ઓઠે છુપાઇ ગયો. રાજા કૂવા લગભગ ગયા ત્યાં તો કૂવામાં કોઈ વસ્તુ પડવાનો અવાજ સાંભળ્યો. એટલે તે કૂવા આગળ આવ્યા. તો ત્યા વસ્ત્રોની ગાંસડી જોઈ રાજા મનમાં વિચારવા લાગ્યા, "જરૂર એ ચોર ભયથી કૂવામાં કૂદી પડયો હોવો જોઇએ. તેણે કૂવામાં પડી પોતાના પ્રાણ બચાવવા યુક્તિ કરી છે પણ હું તેને કૂવામાં પડી પકડયા સિવાય રહેવાનો નથી. હવે ચોર કાંઈ જ કરી શકે તેમ નથી. આજ ચોર મારા હાથથી બચી શકે તેમ નથી." આમ વિચારતા રાજા પહેરેલા વસ્ત્રાભૂષણ ઊતારી ઉપવસ્ત્ર અને તલવાર કાઠે મૂકી ઘોડાને ઝાડ સાથે બાધી ચોરને પકડવા કૂવામા કૂદી પડયા



રાજા ચોરને પકડવા કૂવામા કૂદી પડયા

રાજા કૂવામાં પડયા એટલે ચોર ઉતાવળે રાજાના વસ્ત્ર, તલવાર વગેરે લઇ ઘોડા પર બેસી નગરના દ્વાર પાસે આવ્યો ને દ્વારપાળને કહ્યુ, "દ્વારપાળ! હું વિક્રમાદિત્ય આવ્યો છું દ્વાર ખોલો"

દ્વારપાળે ઘોડાનો હણહણાટ સાંભળી 'મહારાજા વિક્રમાદિત્ય આવ્યા છે.' એવું સમજી ઉતાવળે દ્વાર ખોલ્યાં ત્યારે રાજાનો વેશ ધારણ કરેલા ચોરે દ્વારપાળને કહ્યું, "ઘણી શોધ કરવા છતા ચોર હાથમા આવ્યો નહિ, તેથી હું પાછો આવ્યો, હું હવે મહેલે જાઉ છું. તમે સાવધાનીથી રહેજો. કદાચ એ ચોર અહી આવે અને બનાવટ કરતો કહેશે, 'દ્વારપાળ! હું વિક્રમાદિત્ય છું. દ્વાર ઉઘાડો. પણ તમારે દ્વાર ખોલવાં જ નહિ. એ ચોર રોજ રાત્રે નગરમા ચોરી કરે છે અને સવાર થતા એકાતમાં ગુપ્ત રીતે સતાઈ જાય છે, તેથી તમે સાવધ રહેજો. દ્વાર ઉઘાડશો જ નહિ" કહી ચોર બજારમા આનદપૂર્વક આવ્યો અને ઘોડાને છોડી મૂક્યો. ને પોતે કાલી વેશ્યાને ત્યાં જઈ કહ્યું, "રાજા વિક્રમાદિત્યના વસ્ત્રાભૂષણ ઊઠાવી લાવ્યો છું"

"કેવી રીતે?" વેશ્યાએ પૂછ્યું ત્યારે દેવકુમારે બધી બનેલી વાત કહી આ સાભળી વેશ્યા બોલી. "તમે ચોરોના સરદાર છો તમે રાજાના વસ્ત્રાભૂષણ લઇ આવ્યા છો, પણ તમે મારે ત્યા રહો છો તે રાજાજી જાણે તો મને ઘાણીમા ઘાલે. ગુસ્સે થયેલા રાજાને કોણ શાંત કરી શકે? ક્રોધે થયેલો રાજા મર્યાદા મૂકેલા સાગર જેવો હોય છે."

ગભરાતી વેશ્યાને આશ્વાસન આપતા ચોરે કહ્યું, "ડરવાની કોઈ જરૂર નથી. હું એવી રીતે કામ કરીશ જેથી તમારું અને મારું કલ્યાણ થાય. તમારે આવા વિચારો કરવા ન જોઈએ. જે થવાનું છે તે થઇને જ રહે છે. દેવો પણ તેમા ફેરફાર કરી શકતા નથી."

કૂવામા પડેલા રાજાએ ચારે તરફ બરાબર જોયું. પણ પથ્થર સિવાય કાંઈ જ મળ્યું નહિ. ત્યારે નવાઈ પામતા રાજા મનમાં વિચારવા લાગ્યા. "એ ચોરે કૂવામાં પથ્થર નાખી મને કૂવામાં ઉતરવા ફરજ પાડી, હવે મારે શું કરવું ? દરેક પ્રાણી પોતના કર્માનુસાર સુખ દુઃખ ભોગવે છે, આમ વિચારી દુઃખી થવું ન જોઈએ તેથી બુધ્ધિશાળી માનવો દુઃખના સમયે ભાન ભૂલતા નથી." આમ વિચારતા રાજા કેટલીયે મુશ્કેલીથી કૂવામાથી બહાર આવ્યા તો તેમને પોતાના વસ્ત્રો અને ઘોડાને જોયો નહિ, તેથી મનમા બોલ્યા, "એ કૂવામાં પથ્થર ફેંકી પ્રપંચ કરી મારાં વસ્ત્રાભૂષણ લઇ ચાલ્યો ગયો." બોલતા રાજા ઠંડીથી ત્રાસ પામતા જેમ તેમ કરી પગે ચાલતા નગરદ્વાર પાસે આવ્યા ને દ્વારપાળને દ્વાર ઉઘાડવા કહ્યું, "દ્વાર ઊઘાડો, હું વિક્રમાદિત્ય છું."

રાજા આ પ્રમાણે ફરી ફરીને કહેવા લાગ્યા ત્યારે દ્વારપાળ ગુસ્સે થઈ બોલ્યો, "હે દુષ્ટ! દુરાચારી! તું તારી જાતને રાજા કહી મને છેતરવા માગે છે. નગરમા જવા માગે છે. તે ક્યારે પણ બનશે નહિ."

"હે દ્વારપાળ!" રાજા બોલ્યા, "હું ચોર નથી.

પણ અવંતીપતિ વિક્રમાદિત્ય છું. ચોરે પ્રપંચથી મારી આ દશા કરી છે."

આ શબ્દોથી દ્વારપાળ ગુસ્સે થયો, બોલ્યો, " એ દુષ્ટ ! તું આવું વધારે વાર ન બોલ, નહિ તો હું તારું માથું પથ્થરથી ફોડી નાંખીશ, રાજા વિક્રમાદિત્ય તો ક્યારનાય નગરમાં આવી ગયા "

દ્વારપાળે કહ્યું તે સાંભળી મહારાજા મનમા વિચારવા લાગ્યા, " ચોરે દ્વારપાળને આ પ્રમાણે કહ્યું હશે." આમ વિચારી ભીના કપડે રાજા બહાર બેસી રહ્યા સૂર્યોદય થતા ઘોડો આવ્યો તેને જોતા લોકો વિચારવા લાગ્યા. " શું ચોરે રાજાને મારી નાખ્યા હશે ? શું ઘોડો રાજાને ક્યાંક પાડી આવ્યો હશે ? શું કોઈ શત્રુએ રાજાનો નાશ કર્યો હશે ? શું રાજા કોઈ કારણથી નીચે પડી ગયા હશે ?"

મંત્રીઓએ આ વાત જાણી એટલે રાજાની નગરમાં શોધ કરાવી પણ પત્તો લાગ્યો નહિ ત્યારે મંત્રીવર્ગ વગેરે રાજાની શોધ કરતા કરતા નગરદ્વાર આગળ આવ્યા, ને દ્વારપાળને પૂછ્યું, "હે દ્વારપાળ ! રાજાજી અહી આવ્યા હતા ? રાજાજીને રાતના ક્યાય જતા જોયા હતા ? અથવા રાજાજી ક્યા છે, તે તું જાણે છે ? અત્યારે રાજાજી અહી નહિ હોવાથી પ્રજા અત્યંત દુખી થઈ રહી છે. અમે રાજાજીની નગરમા ઘણી શોધ કરી પણ પત્તો લાગતો નથી. રાજા વગર રાજ નધણિયાતુ થઈ જશે."

દ્વારપાળે મંત્રીઓનાં વચનો સાંભળી કહ્યુ, "રાજાજી ચોર પકડવા નગર બહાર ગયા હતા, પણ ચોર મળ્યો નહિ, તેથી તે પાછા આવ્યા ને મહેલે ગયા."

આ સાંભળી મંત્રીઓએ કહ્યુ, "રાજાજી આવ્યા નથી. ઘોડો એકલો જ આવ્યો છે. તેથી કોઇએ રાજાનો નાશ કર્યો એવું જણાય છે."

આ સાભળી દ્વારપાળ બોલ્યો, "રાતના કોઈ અહીં આવ્યું હતું. અને બહારથી કહેતું હતું. 'હું વિક્રમાદિત્ય છું જલદી દ્વાર ઉઘાડો.' ત્યારે મેં કહ્યું, 'તું રાજા નહિ. પણ દુષ્ટ બુદ્ધિવાળો ચોર છે. જો ફરીથી આવુ બોલીશ તો પથ્થરથી માથું ફોડી નાખીશ.' મારા આ શબ્દોથી મનમાં સમજી તે ક્યાક ચાલ્યો ગયો હોવો જોઇએ અથવા બહાર બેસી રહ્યો હશે શું કર્યું હશે તે હું જાણતો નથી."

"ચાલ, દ્વાર ઉઘાડ." મત્રીવર્ગે કહ્યુ ને દ્વારપાળે દ્વાર ઉઘાડયા. ને જોયું તો ટાઢથી ટુટિયુ વાળી મહારાજા બેઠા હતા, તે જોતા જ વસ્ત્ર વગેરે મંગાવી તેમને આપ્યા પછી રાજાને પૂછવા લાગ્યા, "રાજન્! આપની આ દશા કેવી રીતે થઈ?"

રાજાએ જવાબ આપતા પહેલા વસ્ત્રો હાથમા લઈ રાતે બનેલો બનાવ કહ્યો. આ સાંભળી દ્વારપાળ રાજાના પગમાં પડયો ને કહેવા લાગ્યો, "રાતના મારાથી આપનો ભયંકર અપરાધ થયો છે, તો મારા પર દયા કરી ક્ષમા

કરો. માતાપિતા બાળકનો તેમજ સેવકનો ગમે તેવો અપરાધ થયો હોય તો પણ તે ક્ષમા કરે છે."

દ્વારપાળની દયા માટેની પ્રાર્થના સાંભળી વિક્રમાદિત્ય બોલ્યા, "હે દ્વારપાળ! આમા તારો જરાય દોષ નથી. મને જે દુ:ખ થયું છે, તે મારા ભાગ્યથી થયું છે અને તે માટે હું કોઇને દોષ દેતો નથી. ઉત્તમ વ્યક્તિ પોતાના ભાગ્યને જ દોષ દે છે. બીજાઓને નહિ." કહી રાજા વસ્ત્રો પહેરી અને ઘોડાપર બેસી મંત્રીવર્ગ સાથે ઉદયાચળ પર્વત પર સૂર્ય જણાય તેમ નગરમા–મહેલે આવ્યા તે પછી વિક્રમાદિત્યે મંત્રીઓને કહ્યુ. "આ ચોર ઘણો બળવાળો છે. અને તે મહાન વિદ્યાઓનો જાણકાર છે. તે મારું રાજ્ય પડાવી લેવાની ઇચ્છાથી આપણા મંત્રીઓ વગેરેની દુર્દશા કરે છે"

રાજા આ કહી રહ્યા હતા, તેવામા દેવદ્વીપથી નૃત્ય વગેરે જોઈ અગ્નિવૈતાલ મહારાજા પાસે આવ્યો અગ્નિવૈતાલને આવેલો જોઈ રાજા ખુશ થયા ને તેને કહેવા લાગ્યા, "તમે યોગ્ય સમયે આવી પહોચ્યા છો અત્યારે મારા પર મહાન આફત આવી પડી છે. કોઇ ચોરે ભટ્ટમાત્ર વગેરે મંત્રીઓને સંકટમા નાખી દીધા છે. તે ચોર અત્યાર સુધી દેખાયો નથી. અને પકડાયો પણ નથી."

"હું પ્રતિજ્ઞા કરું છું." વિક્રમાદિત્યનાં વચનો સાભળી અગ્નિવૈતાલ બોલ્યો, "ત્રણ દિવસમાં એ ચોરને હું જરૂર પકડીશ" કહી અગ્નિવૈતાલ ત્યાંથી ચાલ્યો ગયો. ને નગરમાં

ઘૂમવા લાગ્યો. બીજે દિવસે ચોરે વેશ્યાને પૂછ્યું, "શું નવાજૂની છે?" ત્યારે વેશ્યા કહેવા લાગી, "કાલે અગ્નિવૈતાલ આવ્યો, તેણે કહ્યું; 'ચોર ગમે તેવો હશે પણ હું તેને પકડયા સિવાય રહેવાનો નથી તે અગ્નિવૈતાલ નગરમાં ઘૂમી રહ્યો છે. તમે મારા ઘરમા છો તે પોતાના જ્ઞાનથી જાણી જાય તો મારું અને તમારું અનિષ્ટ થયા સિવાય રહેવાનું નથી"

"તમે જરાય ગભરાશો નહિ." ચોરે કહ્યું. "હું એવી યુક્તિથી કામ કરીશ, જેથી તે મને જાણી શકશે નહિ."

ચોરના નીડરતાભર્યાં શબ્દો સાંભળી વેશ્યા મનમાં વિચારવા લાગી, "આ કોઈ વિદ્યાધર, દેવ કે દાનવ છે, તેમનાં સિવાય આવું સાહસ બીજામાં હોઈ ન શકે."

દેવકુમાર વેશ્યાને આશ્વાસન આપી નગરમાં ઘૂમવા નીકળ્યો. તે અદૃશ્ય રૂપે ઘૂમતો ઘૂમતો જ્યાં અગ્નિવૈતાલ હતો ત્યાં પહોંચી ગયો. અને અગ્નિવૈતાલના હાથમાં રહેલી તલવાર તેણે લઈ લીધી. ને નગરમા ઘૂમતો ઘૂમતો તે વેશ્યાને ત્યાં પહોંચી ગયો. બારણું ઠોકયું તે સાથે જ વેશ્યાએ બારણું ઉઘાડયું, એટલે વેશ્યાએ પૂછયું, "શું કર્યું ?" જવાબમાં ચોરે બધી વાત કહી. તે સાંભળી વેશ્યા મનમાં બોલી, "જરૂર આ



ચોરે બારણુ ઠોકયું.

દેવ કે વિદ્યાધર છે. તેની સિવાય આવો ચમત્કાર બીજાથી થઈ શકે નહિ."

ત્રણ દિવસ સુધી અગ્નિવૈતાલ નગરમાં ફર્યો. પણ તેનાથી ચોર પકડાયો નહિ. પણ તેનું શરીર કૃશ થઈ ગયું તે રાજા પાસે આવ્યો ને કહ્યું, "રાજન્ ! જે ચોર ચોરી કરે છે, તે કોઈ વિદ્યાધર અથવા અસુર છે. તે કોઈના હાથમાં આવશે નહિ તેમ હું માનું છું."

"આ ચોર કોઈ પ્રપંચીઓનો સરદાર છે." વિક્રમાદિત્ય બોલ્યા, "તે મનુષ્ય અથવા દેવ પોતાનું રૂપ કોઈને જણાવતો નથી. તે જો મળશે તો તે સરળ ભાવથી મળશે. માટે આજે નગરમા ઢંઢેરો પીટાવી જાહેર કરો, જે કોઈ ચોરને પકડી લાવશે તેને અર્ધું રાજ આપવામા આવશે ને તેના મનોરથ પૂર્ણ કરવામા આવશે."

રાજાના વચનો સાંભળી મંત્રીઓએ કહ્યું, "અત્યારે તો તે જ કરવા જેવું છે. આવો ઢંઢેરો પિટાવ્યા સિવાય ચોર પકડાવાનો નથી."

સર્વાનુમતે આ નિર્ણય થતાં મંત્રીઓએ ઢોલ પીટાવી સ્પષ્ટ શબ્દોમાં ઘોષણા કરાવી, "જે કોઈ ઢોલને અડકશે અને ચોરને પકડશે, તેને રાજા અર્ધું રાજ આપી સન્માનશે"

ઢોલ વગાડતો વગાડતો ઢંઢેરો પીટનાર વેશ્યાઓના મહોલ્લામાં આવ્યો. ત્યારે દેવકુમારે પૂછ્યું, "શાની ઘોષણા થઈ રહી છે?" જવાબમાં વેશ્યાએ થઈ રહેલી ઘોષણા

અંગે કહ્યું. તે સાંભળી દેવકુમારે વેશ્યાને કહ્યું, "ઉતાવળે જઈ તમે ઢોલને અડકો; તેમ કરવાથી તમારા ઘરમાં લક્ષ્મી આવશે."

આ સાભળી વેશ્યાએ કહ્યું, "રાજાનો વ્યવહાર વિચિત્ર હોય છે. જો તે આ ઢંઢેરાના શબ્દો પાછા ખેંચી લે, ને મારા પર દોષ મૂકી ઘણા દિવસોથી ભેગું કરેલું દ્રવ્ય પડાવી લે તો મારી શી દશા થાય ?"

"ગભરાવાની જરાય જરૂર નથી. જાવ, તમે ઢોલને અડકો, તમારું ભલું થશે."

"ઠીક." કહી વેશ્યા ઢોલવાળો હતો ત્યાં આવી ઢોલને અડકી એટલે સેવકોએ જઈ રાજાને વાત કરી "કાલી વેશ્યા ઢોલને અડકી છે."

આ સાભળી રાજાએ મંત્રીઓ વગેરે સાથે મંત્રણા કરીને કહ્યુ, "વેશ્યાને અડધું રાજ કઈ રીતે અપાય ?"

"આમા મનદુઃખ કરવાનું કાંઈ જ કારણ નથી." મંત્રીઓએ કહ્યુ. "જ્યારે આપણા હાથમાં વસ્ત્રાભૂષણ વગેરે આવી જાય, ચોર આપણા હાથમા આવી જાય, પછી ચોરને પકડી પ્રજાને સુખ આપવું ને વેશ્યા સાથે લગ્ન કરવા. આમ કરતા વેશ્યાને અડધું રાજ જે આપવાનું છે તે આપણા ઘરમાં જ આવશે."

"નીચ જાતની વેશ્યા સાથે લગ્ન કેમ થાય ?" મંત્રીઓના

શબ્દો સાંભળી રાજા બોલ્યા, ત્યારે મંત્રીઓએ કહ્યું, "નીચ જાતની સ્ત્રીઓ સાથે લગ્ન કરવાથી રાજાઓને દોષ લાગતો નથી. શાસ્ત્રમાં કહ્યું છે, વિષમાંથી અમૃત લેવું જોઇએ, અપવિત્ર વસ્તુઓમાંથી સુવર્ણ લેવું જોઈએ, અધમ મનુષ્ય પાસેથી ઉત્તમ વિદ્યા લેવી જોઇએ. અને નીચ જાતિમાથી સ્ત્રીરત્ન લેવું જોઈએ."

મંત્રીઓના શબ્દોમાં રહેલો સત્યાંશ રાજાએ જોયો. ને મંત્રીઓના શબ્દો માન્ય કર્યા, એટલે વેશ્યાને બોલાવી લાવવા મંત્રીઓએ સેવકોને કહ્યુ સેવકો વેશ્યાને ત્યા ગયા ને કહ્યું, "રાજા પાસે ચાલો ને ચોરને હાજર કરો."

વેશ્યાએ સેવકોના શબ્દો સાભળ્યા ને અંદર સૂતેલા ચોરને જગાડી કહ્યુ, "હે ચોર શિરોમણિ ! જાગો, આપણા ને બોલાવવા સેવકો આવ્યા છે." આ સાંભળી ચોરે કહ્યું, "મને હમણાં સુખે સુવા દો. એક પહોર પછી થઈ રહેશે."

આ સાંભળી વેશ્યા ખીજાઈ અને બોલી, "તમે જબરા છો. પહેલાં મને ઢોલને અડકવા કહ્યું ને હવે સુખે સૂઈ રહેવાની વાત કરો છો. તમને રાજાની બીક લાગતી નથી ?'

વેશ્યાએ આ શબ્દો ફરીને ફરી કહ્યા એટલે તે ઊઠયો, નાહીધોઈ મધ્યાહ્ન થતાં તૈયાર થયો ને વેશ્યાને કહ્યુ, "મારી સાથે ચાલો."

"તમે એકલા જ જાવને" વેશ્યાએ કહ્યું, "મને સંકટમાં કયાં ફસાવો છો ? તમારા જેવા માણસો આશ્રયદાતાને પણ

મુશીબતમાં મૂકી દે છે. બ્રહ્માએ વીંછીના પુચ્છમાં, સાપના મોઢામાં અને દુર્જનના હૃદયમાં ઝેર રાખ્યું છે, તેથી જ દુર્જન ગમે તેટલો વિદ્વાન હોય છતાં પણ તેનો ત્યાગ કરવો જોઈએ. શું મણિથી શોભતો સર્પ ભયંકર નથી ? હાથી જે વૃક્ષ નીચે આશ્રય લે છે તેનો જ તે નાશ કરે છે, તેમ દુર્જન પોતાના આશ્રયદાતાનો જ નાશ કરે છે."

"અરે તમે મારી સાથે ચાલો." વેશ્યાને હિંમત આપતો ચોર બોલ્યો, "મનમાં જરાય ગભરાશો નહિ. તમારું ભલું થશે." આ સાંભળી વેશ્યા હિંમત રાખી તેની સાથે જતાં બોલી, "તમારામા અદ્‌ભુત સાહસ ભર્યું છે." કહી બંને જણા રાજમહેલ તરફ જવા લાગ્યાં.



વેશ્યા અને ચોર રાજસભા તરફ જવા લાગ્યા.

દેવકુમાર વેશ્યા સાથે નીકળ્યો, ત્યારે તેને જોવા લોકો પોતાનો કામધંધો છોડી બહાર આવ્યા ને સુંદર શરીરવાળા ચોરને જોઈ અંદરો અંદર કહેવા લાગ્યા. "આનું અકાળે મોત થશે."

"રાજાજી તેનું સન્માન કરશે." બીજાએ કહ્યું.

કોઈ કહે, "અરે આ ચોર સાથે વેશ્યા પણ મુશીબતમાં મૂકાશે."

લોકોના શબ્દો સાંભળતો ચોર નીડરતાથી, રાજા હતા ત્યાં આવ્યો ને વસ્ત્રાભૂષણ વગેરે તેમના પગ પાસે મૂકી તેણે પ્રણામ કર્યા.

ચોરને જોતાં રાજાના હૃદયમાં પ્રેમનો સ્રોત વહેવા લાગ્યો. તેમણે પૂછ્યું "હે ચોર! તમે કોણ છો? ક્યાથી અહીં આવ્યા છો? શા માટે આવ્યા છો? અને તમે કોના પુત્ર છો?"

રાજાના પ્રશ્નો સાંભળી ચોર બોલ્યો, "હે રાજન્! તમે તમારો સાત જન્મની વાત જાણો છો, તો વિદેશમાં આવેલા મને કેમ જાણતા નથી? હું શ્રીમાન શાલિવાહન રાજાની પુત્રીનો પુત્ર છું અને પ્રતિષ્ઠાનપુરથી મારા બાપુને પ્રણામ કરવા આવ્યો છું"

ચોરના શબ્દથી રાજાને વિચાર આવ્યો, "પ્રતિષ્ઠાન-પુરમા હું મારી સ્ત્રીને ગર્ભાવસ્થામાં મૂકી અહીં આવ્યો

હતો. ખચીત આ પુત્ર તેનો છે.” આમ વિચારી રાજાએ તેને પૂછ્યું, “તમારા પિતા કોણ છે, તે તમે કઈરીતે જાણ્યું ?”

રાજાના પ્રશ્ને દેવકુમારે અથેતિ કહેતાં કહ્યું, “ તમારા લખેલા શ્લોકથી જ હું તમને ઓળખી શક્યો. ”

આ સાંભળી વિક્રમાદિત્ય સિંહાસન પરથી ઊઠયા, આનંદ સાથે પોતાના પુત્રને ભેટયા ને પોતાની સાથે અર્ધા સિંહાસન પર બેસાડીને કહ્યુ, “ આ મારો પુત્ર છે. તે મારી પત્ની સુકોમલાના ગર્ભથી ઉત્પન્ન થયેલો સાહસિકોમાં અગ્રણી છે.” કહી વિક્રમાદિત્યે તેણે કરેલાં અનેક ચરિત્રોથી તેનું નામ ‘ વિક્રમચરિત્ર ’ રાખ્યું.

પુત્રના આવ્યાથી હર્ષ પામી રાજાએ કાલી વેશ્યાને આઠ ગામ ઈનામમા આપી તેને સન્માન સાથે વિદાય કરી; તે પછી રાજાએ વિક્રમચરિત્રને પૂછ્યું; “ હે પુત્ર ! તેં આ નગરમા ચોરીઓ કેમ કરી ? પ્રતિષ્ઠાનપુરથી આવી મને કેમ ન મળ્યો ? ”

“ તમે કપટ કરી મારી માતાને પરણ્યા. ” રાજાના પ્રશ્નોનો જવાબ આપતા વિક્રમચરિત્રે કહ્યું, “ તમે તેને કપટથી ત્યા છોડી અહીં ચાલ્યા આવ્યા, તેથી જ મેં યુક્તિથી રાજમહેલમાં આવી વસ્ત્રાભૂષણ ઊઠાવી લીધા ને કોટવાળ વગેરેને યુક્તિથી હેરાન કર્યા.

ચંડિકા દેવીએ મને પ્રસન્ન થઇ વરદાન આપી મને વિદ્યા આપી, તે વિદ્યા હજી આગળ અમુક મર્યાદા સુધી રહેશે.

વિદ્યાઓ અનેક છે. જો વિદ્યાનો વિધિપૂર્વક ઉપયોગ કરવામા આવે તો બધે જ ઉપયોગી થઇ પડે છે.

મને દેવીએ આપેલ વિદ્યાના બળથી, બુદ્ધિથી અને પુણ્યના ઉદયથી આ અદ્દ્ભુત કામો કર્યાં છે. તમારા કરતાં તમારો પુત્ર સવાયો થાય તેથી તમે રાજી થાવ એ સિદ્ધ કરવા હું સીધો તમારી પાસે આવ્યો ન હતો ”

જે પુણ્માત્મા છે, જેણે દેવીને પ્રસન્ન કરી છે, અને પોતે બુધ્ધિશાળી છે તેમજ શુધ્ધ બુધ્ધિથી કપટરહિત કાર્ય કરેલ છે. તેને માટે કોઈ કાર્ય અસાધ્ય નથી ”

ચોથો સર્ગ સંપૂર્ણ





## સર્ગ પાંચમો



### પ્રકરણ એકવીસમું .. ... સુવર્ણ પુરુષની પ્રાપ્તિ

પિતા-પુત્રે પેટ ભરીને વાતો કરી પછી વિક્રમાદિત્યે પોતાના પુત્રને કહ્યું, "હવે પુત્ર! તું ઊઠ. જમી લે"

"મેં મારી માતા સમક્ષ પ્રતિજ્ઞા કરી છે." વિક્રમચરિત્ર વિક્રમાદિત્યના શબ્દો સાંભળી બોલ્યો, "હું મારા પિતાને મળી તને પ્રણામ કરવા જલદીથી પ્રતિષ્ઠાનપુરના રસ્તે પડીશ ત્યારે જળપાન કરીશ, તેથી હું હમણા જમી શકું તેમ નથી."

વિક્રમચરિત્રના શબ્દો મહારાજાના હૃદયને સ્પર્શી ગયા. તે મનમાં બોલ્યા, "આની નમ્રતા પ્રશંસનીય છે. આ પુત્ર માતાપિતાની ભક્તિવાળો છે. જે પુત્ર માતાપિતાને ઉત્તમ આચરણથી પ્રસન્ન કરે છે તે જ પુત્ર કહેવાય છે. પોતાના હિત કરતા પોતાના પતિનું વધુ હિત ચાહનાર જ પત્ની ગણાય છે. વળી સંપત્તિ-વિપત્તિમા એક સરખો સંબંધ રાખે તે જ મિત્ર ગણાય છે. આ ત્રણ વસ્તુઓ માણસ પુન્યશાળી હોય તો જ મળે છે. દીવો તો પાસેની વસ્તુઓને

પ્રકાશિત કરે છે. પણ સુપુત્ર તો પોતાના પૂર્વજોને પોતાના ગુણોની શ્રેષ્ઠતાથી પ્રકાશિત કરે છે. રાત્રિને પ્રકાશિત કરનાર ચંદ્ર છે, દિવસને પ્રકાશિત કરનાર સૂર્ય છે. ત્રણ લોકને પ્રકાશિત કરનાર ધર્મ છે. અને કુળને પ્રકાશિત કરનાર સુપુત્ર છે."

રાજા આમ વિચારના હતા ત્યારે વિક્રમચરિત્રે કહ્યું, "બાપુ! મારી માતા સુકોમલા સાથે લગ્ન કરી કપટથી અહીં આવ્યા તેનો બદલો લેવા મેં સામંત, મંત્રી, વેશ્યા વગેરેને છેતરી શરમજનક સ્થિતિમા આપ સર્વને મૂકયા"

"હું ખરેખર ધિક્કારને પાત્ર છું." વિક્રમચરિત્રના શબ્દે મહારાજા બોલ્યા, "મેં સુકોમલા જેવી સ્રીને પરણી કપટથી તજી દીધી તે મેં સારું તો નથી જ કર્યું."

રાજાને મનથી દુઃખી થતા જોઈ વિક્રમચરિત્રે કહ્યુ, "બાપુ! આમાં તમારો જરાય દોષ નથી એ બધા કર્મના ફળ છે પ્રત્યેક પ્રાણી પોતે કરેલા કર્મના જ ફળ ભોગવે છે." કહી પોતાના પિતાના ચરણોમા ભક્તિપૂર્વક પ્રણામ કરી તેણે પ્રતિષ્ઠાનપુર તરફ ચાલવા માંડયું. પ્રતિષ્ઠાનપુર પહોંચી પોતાની માતાને મળી તેને હર્ષિત કરી માતા તેમ જ શાલિવાહન રાજાના ચરણોમા પ્રણામ કર્યા ને અવંતીમાં તેણે જે કાંઈ કર્યું હતું તે બધું કહ્યું. પછી પોતાની માતાને લઈ વિક્રમચરિત્ર અવંતી તરફ જવા નીકળ્યો

વિક્રમચરિત્ર માતા સાથે અવંતી લગભગ આવી પહોચ્યો, તે સમાચાર વિક્રમને મળતાં તે પત્ની અને પુત્રને

મળવા નગર બહાર આવ્યા મળ્યા, ને નગરમા અતિ ધામધૂમ-પૂર્વક લઇ આવ્યા, તેમને રહેવા સાત માળનો મહેલ આપ્યો સ્ત્રી પુત્ર સાથે રાજા આનંદથી રહેતા ન્યાયપૂર્વક રાજ્ય કરે છે.

એક દિવસે શુભ મુહૂર્તમાં રાજાએ કારીગરો—સિધ્ધ વિદ્યાવાળા લુહારોને બોલાવી એક સુંદર સિંહાસન બનાવવાની આજ્ઞા આપી.

મહારાજાની આજ્ઞા પ્રમાણે કારીગરોએ સુંદર લાકડામાંથી રત્નજડિત બત્રીસ પૂતળીઓવાળું સિંહાસન બનાવ્યું.

બત્રીસ પૂતળીઓવાળું સિંહાસન સુંદર લાકડામાથી શુભ મુહુર્તમા બનાવેલું હોવાથી અત્યંત તેજસ્વી જણાતું હતું.

"વિક્રમાદિત્યના સાહસથી પ્રસન્ન થઈ આ બત્રીસ પૂતળીઓવાળું શ્રેષ્ટ સિંહાસન ઇંદ્રે જાણે આપ્યું છે." આમ વિદ્વાનો—પંડિતોએ સિંહાસન જોઇ પ્રશંસા કરવા માંડી.

એક સમયે એક યોગીરાજ દ્વાર પર આવ્યા. દ્વારપાળે મહારાજાને ખબર આપી. ખબર સાભળી રાજાએ તે યોગીને રાજસભામા આવવા દેવા જણાવ્યું. દ્વારપાળ ગયો ને યોગી અંદર આવ્યો. તેણે રાજાને બીજોરું ભેટ આપ્યું. તે પછી દરરોજ યોગીએ સવારમાં બીજોરું રાજાને ભેટ આપવા માંડયું.

એક દિવસે રાજાના હાથમાં રહેલું બીજોરું વાંદરાએ ઝપટ મારી લીધું અને ખાવા માંડયું તો તેમાંથી એક રત્ન

નીકળી નીચે પડ્યું, રાજાએ અમૂલ્ય રત્ન જોયું ને જ્યારે ચોગી આવ્યો. ત્યારે રાજાએ પૂછ્યું, "આ પ્રમાણે બીજોરામા ગુપ્ત રીતે રત્ન રાખી ભેટ શા કારણથી આપો છો?"

"રાજા, દેવતા, ગુરુ, ઉપાધ્યાય, શિક્ષક અને વૈદ્ય આ બધા પાસે ખાલી હાથે જવું ન જોઈએ" ચોગીએ કહ્યુ, "ફળથી જ ફળની આશા રાખવી જોઈએ. મનુષ્યોથી થતા ઉપકાર કલ્યાણકારી હોય છે, પરંતુ, સજ્જન વ્યક્તિ સાત્વિક પ્રાર્થનાની અવગણના કરતો નથી. આજ સંસારમા પોતાનું, પોતાના પરિવારનુ ભરણપોષણ કરનાર હજારો ક્ષુદ્ર વ્યક્તિઓ છે, પરંતુ પરોપકાર એ જ પોતાનો સ્વાર્થ છે એવા સજ્જનોમા અગ્રણી પુરુષ જ–ઉત્તમ પુરુષ કહેવાય છે. વડવાનલ કે જેની તૃષા કયારે પણ તૃપ્ત થતી નથી, તે તૃષા શાંત કરવા સમુદ્રના પાણીને પીએ છે, પરંતુ મેઘ તપેલા સંસારના સંતાપને નાશ કરવા સમુદ્રનું જળ પીએ છે, લક્ષ્મી સ્વભાવથી ચંચળ છે, તો પરોપકાર કરવામાં ઢીલ શાને?"

ચોગીના શબ્દો સાભળી વિક્રમાદિત્યે પૂછ્યું, "તમારી ઇચ્છા શું છે તે મને કહો"

"હે રાજન્!" ચોગી બોલ્યો, "જગતમા સાહસથી અસંભવિત કાર્ય સંભવિત થાય છે અને તેનાથી સુખ પ્રાપ્ત થાય છે."

રામચંદ્રને લંકા પર વિજય મેળવવો હતો, તે વિજય મેળવવાના કાર્યમા વાંદરાઓની સેના હતી અને એ સેનાના

બળથી અસુરોનો નાશ કર્યો. માટે હે રાજન્! આત્મબળના પ્રભાવથી જ મહાન પુરુષોનાં કાર્ય સિધ્ધ થાય છે. નહિ કે સામગ્રીથી.

રાજન્! હું એક મંત્ર સિધ્ધ કરવા અનુષ્ટાન કરી રહ્યો છું તે કાર્યમા સાત્વિકોમા અગ્રણી એવા આપ મને ઉત્તરસાધક થઈ સહાય કરો"

વિક્રમાદિત્યે તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. અને રાતના હાથમાં તલવાર લઈ નિર્ભયતાથી તે યોગી સાથે જંગલના મધ્ય ભાગમા પહોંચ્યા. પછી દુષ્ટબુધ્ધિવાળા



રાજા ઝાડ પાસે આવ્યા.

યોગીએ રાજાને ઝાડની ડાળી સાથે બાંધેલા મડદાને લાવવા માટે કહીને તે યોગી યજ્ઞકુંડમા અગ્નિ પ્રજ્વલિત કરવા લાગ્યો.

રાજા ઝાડ પાસે ગયો. તેના પર ચઢી મડદાને છૂટું કરવા બંધન કાપવા લાગ્યો બંધન કપાતાં મડદું નીચે પડ્યું એટલે રાજા ઝાડ પરથી નીચે ઊતર્યા, ત્યા તો પેલું મડદું પાછું ઝાડની ડાળી સાથે બંધાઈ ગયું. આથી રાજાએ ફરી ફરીને મડદાને ડાળીથી છૂટું કરવા યત્ન કર્યા: પણ તે યત્નો નિષ્ફળ ગયા. મડદું ડાળીથી છૂટુ થયુ નહિ. ફરી તે ડાળીએ બંધાઈ રહ્યું, રાજાને કષ્ટ વેઠતા જોઈ અગ્નિવેતાલ મડદામાં પ્રવેશ કરી બોલ્યો, "હે રાજન! બુધ્ધિમાનોનો સમય કાવ્ય, ગીત અને શાસ્ત્રશ્રવણ કરવામા—વિનોદ કરવામાં વ્યતિત થાય છે, ત્યારે મૂર્ખનો સમય વ્યસન, નિદ્રા અને કકાસમાં વ્યતિત થાય છે. આ સંબધની એક જૂની વાત તમને કહું છું, તે સાંભળો"

રાજાને એ મડદામા રહેલા અગ્નિવેતાલે રાત પૂરી થતાં સુધીમાં પચીસ વાતો કહી અને કહ્યું, "એ યોગી પ્રપંચથી તમારા જેવા શ્રેષ્ટ પુરુષનું યજ્ઞકુંડમા બળિદાન આપી સુવર્ણ પુરુષ બનાવવા ચાહે છે, તેથી તમે એ યોગીનો વિશ્વાસ કરશો નહિ તે દુરાત્મા ઘણો પ્રપંચી છે. પાપીઓનો સરદાર છે આવી વ્યક્તિઓ પોતાના સ્વરૂપને પ્રગટ થવા દેતા નથી દુર્જનોને ગમે તેટલો ઉપદેશ આપો; છતા તે અનિષ્ટ કર્યા વિના રહેતા નથી. હું તે મત્ર જપતા દુરાત્મા પાસે જઈ શકતો નથી. તેથી તમે જ તેની પાસે જાવ"

મડદાથી બોલાયેલા શબ્દો સાભળી મહારાજા નવાઈ પામ્યા ને મનમા વિચારવા લાગ્યા, "દુષ્ટબુદ્ધિ દુર્જનો

પોતાનો જન્મ વૃથા ગુમાવે છે. એક જન્મના સુખ માટે તેઓ નિત્ય છળ-કપટનો આશ્રય લે છે અને તેમ કરી અનેક જન્મો વૃથા ગુમાવે છે. સજ્જન પુરુષો શાંતિથી વશ થાય છે, જ્યારે દુરાત્માઓ બળાત્કારે વશ થાય છે. સાપ દૂધ પીને ઝેર જ ઓકે છે. પણ ઔષધીનો પ્રયોગ કરવાથી તે શાંત થઈ જાય છે. તે યોગી મારું શું અનિષ્ટ કરી શકે તેમ છે?" એમ વિચારતા મહારાજા મડદાને પોતાની પીઠ પર રાખી તે દુરાત્મા પાસે આવ્યા. મડદા સાથે મહારાજાને જોતાં યોગી આનંદમા આવી ગયો ને રાજાને કહ્યું, "હું



રાજાને યોગીએ એની રક્ષા માટે કહ્યુ

તમારું શિખાબંધન કરું છું, જેથી યજ્ઞ કરતા કાંઈ વિઘ્ન આવે નહિ, રાક્ષસ, વ્યંતર, ભૂત-પ્રેત, દૈત્ય વગેરેમાથી

કોઈ તમને વિઘ્ન કરે નહિ. વિદ્યાનો સાધક, અંગરક્ષા કરવાનું ઉત્તમ સમજે છે. અંગરક્ષા કરવાથી બધાં કાર્ય સિદ્ધ થાય છે."

રાજાને આ પ્રમાણે કહી યોગી શિખાબંધન કરવાને તૈયાર થયો ત્યારે વિક્રમાદિત્યે વિચાર્યું, "આ યોગી ઘણો પાખંડી છે. તેથી મારે મારું રક્ષણ કરવા કાંઈક કરવું જોઈશે."

એક બાજુ યોગી રાજાનુ બલિદાન આપવા વિચારે છે, ત્યારે રાજા અગ્નિવૈતાલના શબ્દોનો વિચાર કરતા મનમાં બોલ્યા, "આ દુષ્ટ યોગી પેટપોષણ માટે કેટલો પ્રપંચ કરી રહ્યો છે?"

રાજા મનમા આમ વિચારે છે, ત્યા તો યોગી યજ્ઞ-કુંડની પ્રદક્ષિણા કરતો રાજાનું બલિદાન આપવા તૈયાર થયો પણ રાજાએ યુક્તિપૂર્વક એ યોગીને કુંડમા નાખી દીધો, તે સાથે જ રાજાની દૃષ્ટિએ યજ્ઞકુંડમાં સુવર્ણ પુરુષ દેખાયો. એ સુવર્ણ પુરુષના અધિષ્ટાયક દેવે ત્યા પ્રગટ થઈ સુવર્ણ પુરુષનો પ્રભાવ કહ્યો ને અંતર્ધ્યાન થઈ ગયો.

સવાર થયું, રાજાને મહેલમા નહિ જોવાથી બધા બૂમે-બૂમ કરવા લાગ્યા અને તેમની શોધ કરવા લાગ્યા.

મંત્રીઓ, સામંતો મહારાજાને શોધતા નગર બહાર આવ્યા. તેઓ વિક્રમાદિત્ય હતા ત્યા ગયા. રાજાને જોતા મંત્રી બોલ્યો, "ક્યા કારણે તમે આ અઘોર વનમા આવ્યા હતા? તમે તમારી જાતે આવ્યા કે કોઈ તમને અહીં લાવ્યું? આ સુવર્ણ પુરુષ તમને કેવી રીતે મળ્યો?"

આ પ્રશ્નોના જવાબમાં રાજાએ બધી વાત કહીને કુંડમાંથી સુવર્ણ પુરુષને લઈ ધામધૂમથી નગરમાં આવ્યા.

જે કોઈ બીજાનું અશુભ ચિંતવે છે, તેનું જ અશુભ થાય છે. માટે કોઇએ પારકાનુ અશુભ ચિંતવવું નહિ. એક વૃદ્ધ સાસુનું અહિત વિચારનાર વહુને જ સહન કરવું પડ્યું.

ચંદનપુર નામનું એક નગર હતું. તે નગરમાં વીર નામનો એક શેઠ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ વીરમતી હતું. ને તેની વિધવા માતાનું નામ જયા હતું.

એ જયાની સેવા પુત્ર કે વહુ કરતાં ન હતાં. તેથી તે વૃધ્ધા મનમાં દુઃખી થતી હતી.

વીરમતીને તો સાસુના દુઃખની પરવા ન હતી. તે તો તેને મારવા વિચારતી હતી.

એક તહેવારને દિવસે સાસુએ વહુને કહ્યું, “આજ તહેવાર છે, તેથી પકવાન કરીશું, માટે બજારથી જોઇતી સામગ્રી લઈ આવો”

વીરમતી ઘેરથી નીકળી પોતાનો પતિ હતો ત્યાં આવી ગદ્‌ગદ્ અવાજે બોલી, “તમારી બા વૃધ્ધાવસ્થા અને રોગથી ત્રાસ પામી આત્મહત્યા કરવા વિચારે છે.”

પત્નીના શબ્દો સાભળી પતિ તરત જ ઘેર આવ્યો. ને માતાને કહેવા લાગ્યો, “હે બા ! શું કરવા તારે આત્મહત્યા કરવી પડે છે? તારા વગર હું શી રીતે રહીશ?”

પુત્રના શબ્દો સાંભળી વૃધ્ધા મનમાં વિચારવા લાગી,

"વહુએ મારા દીકરાને ખોટું સમજાવ્યું છે, નહિ તો આવું તે બોલતો નહિ. આ વહુ કોઈ પણ રીતે મને મારવા ચાહે છે, તો હું મારી જાતે જ શા માટે ન મરું ?" આમ વિચારતી વૃધ્ધા બોલી, "હે દીકરા ! મને ચિતામાં નાંખી સળગાવી દો, મારે હવે જીવવું નથી." કહી પોતાના દીકરાને પોતાની ઈચ્છા પ્રમાણે કરવા આગ્રહ કરવા લાગી. એ આગ્રહને વશ થઈ પુત્ર અને વહુએ નગર બહાર નદીકિનારે ચિતા ખડકી એટલે વૃધ્ધાએ અંતિમ ક્રિયાઓ કરી, રાતના નદીકિનારે આવી, ને ચિતાને પ્રદક્ષિણા કરી તેમાં બેઠી. ને પોતાના પુત્રને ચિતા સળગાવવા કહ્યું, પણ દેવતા ઓલવાઈ ગયેલો હોવાથી પોતાની પત્નીને કહ્યું, "હું દેવતા લેવા જાઉં છું." કહી તે ત્યાથી ગયો.

છોકરો ત્યાથી ગયો એટલે વીરમતી મનથી ગભરાતી ત્યાંથી દૂર ગઇ, ત્યારે વૃધ્ધા બોલી, "એવો તે કોણ મૂર્ખ હશે, જે આમ નકામો બળી મરવા તૈયાર થાય."

આમ બોલતી વૃધ્ધા ચિતામાંથી બહાર આવી પાસેના ઝાડ પર ચઢી ગઈ.

વીર દેવતા લઈ આવ્યો, ચિતા સળગાવી, પછી બંને ધણી–ધણિયાણી ગામમા ગયા. ધણી–ધણિયાણીના ગયા પછી કેટલાક ચોરો કોઈ શેઠને ત્યાંથી વસ્ત્રાભૂષણાદિ ચોરી કરીને જ્યા વૃધ્ધા હતી ત્યાં આવ્યા ને ચોરીના માલનો ભાગ પાડવા લાગ્યા, તે જોઈ બુધ્ધિશાળી વૃધ્ધા "ખાઉં, ખાઉં" બોલતી

ઝાડ પરથી નીચે ઊતરી. તેને જોતાં જ ચોરો તેને પિશાચિની માની બધું ત્યાં ને ત્યાં મૂકી નાસી ગયા

ચોરોના ગયા પછી તે વૃધ્ધાએ ત્યા પડેલા વસ્ત્રાભૂષણો પહેરી પોતાને ઘેર આવી. વૃધ્ધાને જોતા ધણી–ધણિયાણી નવાઈ પામ્યાં ને પૂછવા લાગ્યા, “ તમે આટલી બધી સંપત્તિ કેવા રીતે મેળવી ?”

“ હું આત્મબળથી સ્વર્ગમા ગઇ” વૃધ્ધા બોલી, “ મારુ સાહસ જોઇ ઇન્દ્રદેવ મારા પર પ્રસન્ન થયા ને આ બધું આપી મને પાછી અહીં મોકલી.”

આ સાંભળી વીરમતીએ પૂછ્યું, “ જો કોઈ યુવતી આ પ્રમાણે કાષ્ટ ભક્ષણ કરે તો ઇન્દ્રદેવ તેનું કેવું સન્માન કરે ?”

“ જો કોઈ યુવતી કાષ્ટ ભક્ષણ કરે,” વૃધ્ધા બોલી, “ તો ઇન્દ્ર પ્રસન્ન થઈ આથી આઠગણી સંપત્તિ આપી સન્માન કરે ”

“ જો એમ છે તો હું પણ કાષ્ટ ભક્ષણ કરીશ ” વીરમતી એમ બોલી મરવા તૈયાર થઇ

રાતના સાસુએ જાતે જઈ લાકડા લાવી ચિતા તૈયાર કરી એ ચિતામા વીરમતી બેઠી એટલે સાસુએ ચિતા સળગાવી, ચિતા સળગી અને વહુ બળી રાખોડી થઈ ગઈ.

સવાર થયું પોતાની પત્ની પાછી આવી નહિ તેથી પુત્રે પૂછ્યું, “ બા, હજી સુધી તે કેમ ન આવી ? ’ જવાબમા વૃધ્ધાએ કહ્યુ, “ મરેલા તો વળી પાછા આવતા હશે ?” કહી વૃધ્ધાએ બધું કહ્યુ ને પોતે જે ધન લાવી હતી તેનાથી દિવસો જતાં પોતાના પુત્રને ફરીથી પરણાવ્યો

## પ્રકરણ આવાસમુ ... ... ... સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી

જૈનાચાર્ય શ્રી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી મહારાજ જૈન શાસનની પ્રભાવના કરવાની ઇચ્છાથી વૃદ્ધવાદિ ગુરુના શિષ્ય સર્વજ્ઞપત્રનું બિરુદ ધારણ કરી પૃથ્વી પર ભ્રમણ કરતા હતા. આ. શ્રી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી મહારાજે વિહાર કરતા કેટલાય ભવ્ય જીવોને જિનેશ્વરે કહેલા ધર્મનું જ્ઞાન કરાવ્યું. અને પ્રાણીઓના મિથ્યાત્વ રૂપી વિષનો સર્વજ્ઞ કથિત આગમ રૂપી અમૃત રસથી નાશ કર્યો

શ્રી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી મહારાજ વિહાર કરતા કરતા અવંતીની બહાર આવેલા ઉદ્યાનમા પધાર્યા. તે વખતે ક્રીડા કરવા નીકળેલા મહારાજા વિક્રમાદિત્યે તેમને જોયા એટલે તેમની પરીક્ષા કરવા હાથી પર બેઠા બેઠા મનસા ને મનમાં સૂરીજીને ભાવ નમસ્કાર કર્યા, ત્યારે સિદ્ધસેન-સૂરીશ્વરજી મહારાજે હાથ ઊંચો કરી મહારાજને ધર્મલાભ રૂપી આશીર્વાદ આપ્યો

"આપે મને ધર્મલાભ કેમ આપ્યો?" રાજા વિક્રમાદિત્યે પૂછ્યું, "મેં તો તમને વંદન કર્યું ન હતું.

શું સમર્થ–શક્તિશાળી વ્યક્તિ આમ જ ધર્મલાભ ફોગટમાં મેળવી શકે છે ?”

વિક્રમાદિત્યના શબ્દો સાભળી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરજીએ કહ્યું, “જે વંદન કરે છે તેને જ ધર્મલાભ આપવામાં આવે છે. તમે શરીરથી વંદન કર્યું નથી, પરંતુ મનથી તમે વંદન કરેલ છે”

શ્રી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરજીની વાત સાભળી રાજા વિક્રમાદિત્ય આશ્ચર્ય પામ્યા, હાથીપરથી નીચે ઊતરી પ્રસન્ન થઈ ફરી કાયાથી વંદન કર્યું ને તેમને કોટી સુવર્ણ આપવા મંત્રીને આજ્ઞા કરી આજ્ઞાનો અમલ તાત્કાલિક થયો કોટી સુવર્ણ સૂરીજીના ચરણોમાં અર્પણ કરવામા આવ્યું આચાર્યશ્રી નિર્લોભી હતા, તેથી તેમણે મહારાજાએ આપેલ દ્રવ્યનો સ્વીકાર ન કર્યો પણ મહારાજાએ તો તે દ્રવ્ય દાનમા આપ્યુ જ હતું, તેથી તેને પાછું ન લીધું. પણ તે દ્રવ્યનો ઉપયોગ સૂરીજીના ઉપદેશથી જીર્ણોધ્ધારમા કરવામા આવ્યો

એક વખતે આ શ્રી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી ભ્રમણ કરતા કરતા ઓંકારનગરમા પધાર્યા ત્યા શ્રાવક લોકોએ તેઓશ્રી દ્વારા જિનેશ્વરદેવે કહેલા ધર્મને સાંભળી કહ્યુ, “હે મહારાજ ! શ્રાવકોની વસતી પ્રમાણે અહીં વિશાળ–ભવ્ય જિનમંદિરની ઘણી જ જરૂર છે, પણ બ્રાહ્મણ વગેરે અહીં મહાદેવના મંદિર કરતાં ઊંચું મંદિર બાધવા દેતા નથી: આપ કાઇ પ્રયત્ન કરો જેથી અમારી ઇચ્છા પૂર્ણ થાય,”

"તમારી ઇચ્છા પૂર્ણ થશે" કહી શ્રી સિધસેનદિવાકર-સૂરીશ્વરજી મહારાજ ઓકારનગરથી વિહાર કરતા કરતા અનેક ગામોના લોકોને ઉપદેશ આપતા, ભવ્ય આત્માઓને સન્માર્ગે દોરતા અનુક્રમે અવંતીમા આવ્યા ને મહારાજા વિક્રમાદિત્યને મળવા રાજદરબારે ગયા

પ્રવેશદ્વાર પર જઇ દ્વારપાળને એક શ્લોક લખી આપી કહ્યુ, "આ શ્લોક રાજાને આપી આવો."

દ્વારપાળે સૂરીશ્વરજીના કહેવા પ્રમાણે તે શ્લોક મહારાજાને આપ્યો મહારાજાએ તે શ્લોક વાંચ્યો. તેમા લખ્યું હતું, "તમને મળવા એક ભિક્ષુક દ્વાર પર આવેલ છે, તે આવે કે જાય ?૧

રાજાને સૂરીશ્વરજી મળવા આવ્યા છે, તેમના હાથમા બીજા ચાર શ્લોક છે, જે રાજાને સંભળાવવા ઇચ્છે છે તેમણે દ્વારે ઊભા રહી એક શ્લોક દ્વારપાળ સાથે રાજા વિક્રમાદિત્યને મોકલ્યો છે"

રાજાએ શ્લોક વાંચી તેમાં રહેલ ભાવ જાણ્યો. સાધુને અપૂર્વ વિદ્વાન જાણી એ શ્લોકના પ્રત્યુત્તરમા મહારાજાએ એક શ્લોક લખી દ્વારપાળને આપ્યો. જેનો ભાવ હતો, "આ વિદ્વાનને દસ લાખ રૂપિયા અને ચૌદ ગામ બક્ષીસ આપો. તે પછી તેમની ઇચ્છા હોય તો રાજસભામાં તે

૧ ભિક્ષુર્દિદક્ષુરાયાતસ્તિષ્ઠતિ દ્વારિ વારિતઃ
હસ્તન્યસ્તચતુ.શ્લોક. કિં વાડગચ્છતુ ગચ્છતુ

મળવા આવે. અને જો પાછા જવાની ઇચ્છા હોય તો પાછા જાય" ૧

રાજાનો શ્લોક વાંચી દ્રવ્યનો સ્વીકાર કર્યા વિના સૂરીશ્વરજી રાજસભામાં આવ્યા અને રાજા સમક્ષ આવી અદ્વિતીય શ્લોક બોલ્યા, "આપે એક વિલક્ષણ ધનુર્વિદ્યા પ્રાપ્ત કરી છે, તેમાંથી છૂટેલું બાણ આપની પાસે જ આવે છે. અને ગુણદોરી દૂર દૂર જાય છે, અર્થાત્ યાચકો આપની પાસે રહે છે, અને આપની કીર્તિ દૂર દૂર સુધી ફેલાઇ છે."૨

ભાવવાહી શ્લોકને સાંભળી મહારાજા દક્ષિણ દિશા તરફ મો ફેરવીને બેઠા. આ વર્તનમા સૂરીશ્વરજીને પૂર્વ દિશાનું રાજ આપવાનો ભાવ હતો.

સૂરીશ્વરજી રાજા સામે આવી બીજો શ્લોક બોલ્યા, "આપ બધાને બધી જ વસ્તુઓ આપો છો એવું વર્ણન કવિઓ જે કરે છે, તે ખોટું છે. શત્રુઓ આપની પીઠ જોઈ શકતા નથી. હારેલા રાજાની પીઠ શત્રુઓ જોઈ શકે છે, પરસ્ત્રી આપની છાતી પ્રાપ્ત કરી શકતી નથી. અર્થાત્ આપે ક્યારે પણ પરસ્ત્રીનો સ્પર્શ કર્યો નથી. આથી તમે બધી જ વસ્તુઓ આપો છો તે કેમ કહેવાય?"૩

૧ દીયન્તાં દશ લક્ષાણિ શાસનાનિ ચતુર્દિશ:
હસ્તન્યસ્તચતુ.શ્લોકો યદ્વાઽગચ્છતુ ગચ્છતુ.

૨ અપૂર્વેયં ધનુર્વિદ્યા ભવતા શિક્ષિતા પુન
માર્ગણૌઘ સમભ્યેતિ ગુણો યાતિ દિગન્તરમ્

૩ સર્વદા સર્વદોઽસીતિ મિથ્યા સંસ્તૂયસે બુધૈ:
નાઽરયો લેભિરે પૃષ્ટં ન વક્ષઃ પરયોષિતઃ

આ શ્લોક સાંભળી દક્ષિણ દિશાનું રાજ્ય આપવાનો ભાવ બતાવ્યો ને પશ્ચિમ તરફ જોયું, એટલે સૂરીશ્વરજી રાજા સામે આવી ફરી શ્લોક બોલ્યા, "આપની કીર્તિ ચારે સમુદ્રમાં સ્નાન કરી શીતળતાને પામી છે, તે શીતળતા દૂર કરવા આપની કીર્તિ સૂર્યમંડળમાં ગઈ છે. અર્થાત તે સ્વર્ગ સુધી પહોચી છે." ૧

આ સાંભળી રાજા ઉત્તર દિશા તરફ ફર્યા. સૂરીશ્વરજી રાજા સમક્ષ આવી ચોથો શ્લોક બોલ્યા, "હે રાજન્! યુદ્ધમાં આપની ગર્જના સાભળી શત્રુના હૃદયરૂપી ઘડા ફૂટી જાય છે અને તેમની સ્ત્રીઓની આખમાંથી આંસુ પડે છે, તે આશ્ચર્ય જેવુ છે." ૨

આ પછી સૂરીશ્વરજી પાંચમો શ્લોક બોલ્યા, "હે રાજન્! સરસ્વતી તો આપના મુખમાં છે. અને લક્ષ્મી હાથમાં છે. કયા કારણે આપની કીર્તિ ગુસ્સે થઈ વિદેશમાં ચાલી ગઈ?" ૩

મહારાજા આ શ્લોકમા રહેલા દ્વિઅર્થી ભાવોને સમજી નવાઈ પામ્યા અને આસન પરથી ઉતાવળે ઊતરી ભક્તિ-

---

૧ ત્વત્કીર્તિર્જાત જાડયેવ ચતુરમ્ભોધિમજ્જનાત્
આતપાય મહીનાથ! ગતા માર્ત્તણ્ડમણ્ડલમ્

૨ આહતે નવ નિઃસ્વાને સ્ફુટિત્ રિપુહૃદઘટૈઃ
ગલિતે તત્પ્રિયાનેત્રે રાજન્ ચિત્રમિદ મહત્

૩ સરસ્વતી સ્થિતા વક્ત્રે લક્ષ્મી કરસરોરુહે
કીર્તિ કિ કુપિતા રાજન્! યેન દેશાન્તર ગતા

પૂર્વક સૂરીશ્વરજીને પ્રણામ કરતા બોલ્યા, "હાથી, ઘોડા, રત્નાદિથી ભરપૂર આ સમૃધ્ધિવાન રાજ્યનો મારા પર કૃપા કરી સ્વીકાર કરો."

"મેં મારા માતાપિતાના ધનનો ત્યાગ કર્યો છે." સૂરીશ્વરજીએ કહ્યું, "તેથી મારું મન ધૂળ અને સોનાને એક સરખુ માને છે. અમારા જેવા સાધુઓના મનથી શત્રુ, મિત્ર, ઘાસ, સ્ત્રીઓનો સમૂહ, સુવર્ણ, મણિ, પથ્થર, માટી, મોક્ષ અને સંસારમા એક સરખાં છે. હું હંમેશા ભિક્ષાથી મળતા આહાર ઉપર જીવન નિર્વાહ કરનાર છું સાદા વસ્ત્રો પહેરું છું પૃથ્વી પર સૂઈ જાઉં છું. આ સ્થિતિમાં હું રાજને લઈ શું કરવાનો હતો ?"

રાજાએ શ્રી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરજીને નિર્લોભી અને સર્વજ્ઞ જાણી તેમની પ્રશંસા કરી તે પછી સૂરીશ્વરજીએ ઓંકારપુરના શ્રાવકોની ઇચ્છા પ્રમાણે વિક્રમાદિત્ય દ્વારા મોટું ભવ્ય જૈનમંદિર બનાવડાવ્યું.

o o o o o

એક વખતે તે જૈન મંદિરમા શ્રીસિધ્ધસેનદિવાકર-સૂરીશ્વરજી પ્રસન્ન હૃદયથી પોતાના ઇષ્ટદેવને વંદન કરવા ગયા, તે દિવસે સૂરીશ્વરજીને વંદન કરવા અનેક સંસારીજનો આવ્યા હતા.

મંદિરમા સૂરીશ્વરજીએ હર્ષપૂર્વક જુદી જુદી જાતની શ્રી ઋષભદેવ ભગવાનની સ્તુતિ દ્વારા ગુણગાન ગાયા. ચૈત્ય-વંદન કર્યું અને 'નમુત્થુણં' આદિ સ્તોત્ર વડે શ્રી વર્ધમાન

જિનેશ્વરને નમસ્કાર કર્યાં ‘નમુત્થણં’ ઇત્યાદિ પ્રાકૃત સ્તોત્રથી નમસ્કાર કરતા આવા મહાન્ વિદ્વાન સૂરીશ્વરજીને જોઈ સંસારીઓ હસ્યા, અને બોલ્યા, “કેટલાય દિવસોથી કેટલાય શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, છતાં પ્રાકૃત સ્તોત્રોથી આપણી જેમ જ અરિહંત ભગવાનની પ્રાર્થના કેમ કરે છે?”

લોકોના આ શબ્દો સાભળી સૂરીશ્વરજી શરમાયા, ને તે નગરથી વિહાર કરી પ્રતિષ્ઠાનપુરમા આવ્યા. ત્યાં પોતાના ગુરુ જૈનાચાર્ય શ્રી વૃધ્ધવાદિસૂરીશ્વરજીને વિનય નમસ્કાર કરી બે હાથ જોડી પૂછ્યું, “હે ગુરુ દેવ! પ્રાકૃત ભાષામા વંદનાદિક સૂત્ર છે, તે વિદ્વાનોની આગળ શોભાસ્પદ નથી. તો આપશ્રી આજ્ઞા આપો તો તે સૂત્રોને હું સંસ્કૃતમાં રચું.”

“હે મહાભાગ!” પરમ કૃપાળુ ગુરુદેવે ફરમાવ્યું. “ગૌતમાદિ ગણધર ભગવંતો જે ચૌદ પૂર્વાદિ બધા શાસ્ત્રોમાં પારંગત હતા, તેઓ શું વંદનાદિ સૂત્રોને સંસ્કૃતમા રચી શકતા ન હતા? તેમણે બધાના ભલા માટે પ્રાકૃતમાં સૂત્રો રચ્યા છે, તેથી તમે આ પ્રમાણે બોલીને પ્રાચીન જ્ઞાની પુરુષની આશાતના કરી મહાપાપ બાંધ્યું છે, અશુભ કર્મ ઉપાર્જન કર્યું છે, તે પાપથી તમારી દુર્ગતિ થશે. તમે આ વખતે સિધ્ધાન્તની આશાતના કરી છે, તેથી તમારે સંસારમાં ઘણું જ ભ્રમણ કરવું પડશે.”

પોતાના ગુરુદેવના મુખમાંથી નીકળેલા શબ્દો સાભળી શ્રી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરજીએ કહ્યુ, “અજ્ઞાનને વશ થઈ

અનેક પ્રકારના દુઃખો આપનારા હું જે વાક્યો બોલ્યો છું, એ પાપના કારણે મારે નર્કમાં જવું પડશે, તો આપ મને આ પાપનું યોગ્ય પ્રાયશ્ચિત્ત બતાવો અને મારો ઉધ્ધાર કરો."

"બાળક, સ્ત્રી, મૂર્ખ એ બધા પર ઉપકાર કરવા જ શ્રી ગૌતમાદિ ગણધર ભગવંતોએ આગમ વિગેરેની પ્રાકૃતમાં રચના કરી છે." પૂજ્ય ગુરુદેવે કહ્યું, "તેથી તમારા જેવી વ્યક્તિએ ઘણું મોટું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. બાર વર્ષ અવધૂતનો વેશ ધારણ કરી, ગુપ્ત રહી, ઘણું તપ કરો, પછી કોઈ રાજાને જૈન ધર્મનો ઉપદેશ કરો, તો જ તમારો પાપથી છૂટકારો થશે."

શ્રી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરજીએ ગુરુએ બતાવેલું પ્રાયશ્ચિત્ત હૃદયથી ગ્રહણ કરી ત્યાંથી દૂર જઈને અવધૂત વેશ ધારણ કરી ગુપ્ત રીતે પૃથ્વી પર ભ્રમણ કરવા લાગ્યા.



## પ્રકરણ તેવીસમું .. .. .. ... કન્યાની શોધ

એક દિવસે મહારાજા વિક્રમાદિત્ય સભામા બેઠા હતા, તેઓ જેમ ચંદ્રમા સમુદ્રને જોઇ પ્રસન્ન થાય તેમ હાથી, ઘોડા, અને સૈન્યવાળું સમૃધ્ધિથી પૂર્ણ પોતાનુ રાજ્ય જોઈ પ્રસન્ન થતા હતા.

તે ભટ્ટમાત્રાદિ મંત્રીઓને કહેવા લાગ્યા, "હે મંત્રીશ્વર! સૂર્ય વિના આકાશ શોભતું નથી, તેમ મારું અંતઃપુર યોગ્ય પુત્રવધૂ વગર શોભતું નથી. હુ મારા પુત્રના વિવાહ કર્યા પછી જ બેવાર જમીશ તેવી પ્રતિજ્ઞા કરું છું."

રાજાની પ્રતિજ્ઞા સાંભળી મંત્રીઓએ કન્યાની શોધ માટે ચોતરફ રાજસેવકોને મોકલ્યા રાજસેવકો ચોતરફ તપાસ કરી મહારાજા પાસે આવી કહેવા લાગ્યા, 'વિક્રમચરિત્રને યોગ્ય સુંદર કન્યા અમને કયાય દેખાઈ નહિ. કોઇપણ રાજ્યકન્યા તેમને યોગ્ય નથી."

રાજસેવકોના શબ્દો સાભળી મહારાજા પોતે જ પુત્ર માટે કન્યાની શોધ કરવા તૈયાર થયા. ભટ્ટમાત્રે રાજાને કન્યાની શોધ કરવા તૈયાર થયેલા જોઈ કહ્યું, "સામાન્ય

માણસોની જેમ રાજાએ પુત્રને માટે કન્યા જોવા જવું તે ઉચિત નથી. તો તમે અહીંયાં જ રહો ને મને આજ્ઞા આપો હું દૂર દૂર કન્યાની શોધમાં જઇશ."

રાજાની આજ્ઞા મેળવી ભટ્ટમાત્ર સૈન્ય લઇ જવા તૈયાર થયો, ત્યારે રાજાએ સેનાને કહ્યું, "હે સુભટો ! તમે માહામંત્રી ભટ્ટમાત્રની આજ્ઞાનું પાલન આદરપૂર્વક કરજો."

"હે રાજન્ !" સુભટો બોલ્યા, "આપની આજ્ઞા પ્રમાણે જ થશે, કારણ કે રાજાની આજ્ઞાનું પાલન સુખકર હોય છે." કહી સૈન્ય ભટ્ટમાત્ર સાથે આગળ વધ્યું. અવંતીથી કેટલેય દૂર જઇ પડાવ નાખ્યો. ત્યા એક 'ભટ્ટ' આવ્યો. તેણે સેનાને જોઈ પૂછ્યું, "આ આવી મોટી સેના કોની છે ?" ત્યારે કોઈએ કહ્યું," આ તો મહારાજા વિક્રમાદિત્યના મંત્રી ભટ્ટમાત્રની સેના છે."

આ સાભળો તે ભટ્ટે ફરીથી પૂછ્યુ. "મંત્રીની સેના આટલી બધી છે તો રાજાની સેના કેટલી હશે ?"

"રાજાની સેના અગણિત છે." જવાબ મળ્યો.

"આ સેના કેમ ભેગી થઈ છે ?" ભટ્ટે ફરીથી પૂછ્યું.

"રાજા વિક્રમાદિત્યના પુત્ર વિવાહને યોગ્ય થયા છે; તેથી રાજાની આજ્ઞાથી કન્યાની શોધ કરવા મંત્રી નીકળેલ છે."

"રાજાનો પુત્ર રૂપ ગુણમાં કેવો છે ?" ભટ્ટે ફરીથી પૂછ્યું

અમે રાજકુમારના રૂપનું વર્ણન અમારે મોઢેથી કરી

શકીએ તેમ નથી ” જવાબ મળ્યો, “ રાજકુમારના રૂપ-આગળ કામદેવ હારી ગયો છે, તે ઘણો પરાક્રમવાળો છે, અને તેનું નામ વિક્રમચરિત્ર છે, પહેલા તેને રાજા, કોટવાળ, ભટ્ટમાત્ર, વેશ્યા, જુગારી કૌટિક અને અગ્નિવૈતાલને બળથી અને ચાલાકીથી જિત્યા હતા વિક્રમાદિત્યના પુત્રશ્રી વિક્રમ-ચરિત્રનું રૂપ અને પરાક્રમ સંસારમાં સહુથી અધિક છે. વધારે શું કહેવું ? ”

આ સાભળી તે ભટ્ટ–બ્રાહ્મણ મંત્રી ભટ્ટમાત્ર પાસે આવ્યો, અને બોલ્યો ” તમે શા માટે આટલું બધું સૈન્ય લઈ નીકળ્યા છો? કયા જાવ છો ? ”

જવાબમા ભટ્ટમાત્રે બહાર નીકળવાનું કારણ બતાવ્યું, તે સાભળી પેલા બ્રાહ્મણે કહ્યુ, “ રાજકુમારના લાયક એક સૌંદર્યસંપન્ન કન્યા મારી ધ્યાનમા છે.”

“ તે કન્યા કોની છે ? ” ભટ્ટમાત્રે પૂછ્યું.

“ મંત્રીજી ! સૌરાષ્ટ્ર દેશમા ‘વલ્લભીપુર’ નામનું એક સુંદર શહેર છે ત્યા મહા બળ નામનો પરાક્રમી રાજા છે. તેની સ્ત્રીનુ નામ વીરમતી છે. તેને દિવ્ય રૂપવાળી તથા શોભા દેનાર શુભમતી નામની કન્યા છે તે બધી વિદ્યાઓમાં પારગત થયેલી છે અને અત્યારે તે યુવાવસ્થામા પગલાં પાડી રહી છે, તેને જોતાં જ યુવાનો આકર્ષાય છે. એ બધી કળાઓમાં કુશળ, ધર્મમાં વૃત્તિવાળી છે, શુભમતીમા ધર્મ અને વિદ્યા બંને એક સરખાં છે, તે કન્યા માટે ચોતરફ તપાસ કરવા છતા, તેને યોગ્ય સુંદર વર મળ્યો નથી.”

ભટ્ટમાત્ર અને બ્રાહ્મણ વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલે છે; તેવામાં રાજકુમાર વિક્રમચરિત્ર એકાએક ત્યાં આવ્યો. શબ્દો બ્રાહ્મણના તેને જોતા જ "એ કન્યા માટે આ વર યોગ્ય છે." તેવા મોઢામાંથી નીકળી પડયા.

ભટ્ટમાત્ર અવંતીમાં આવી મહારાજાને મળ્યો ને પેલા બ્રાહ્મણે કહેલી બધી વાત કહી તે સાંભળી મહારાજાએ ભટ્ટમાત્રને કહ્યું, "હે ભટ્ટમાત્ર ! તમે ઉતાવળે વલ્લભીપુર જાવ અને વિવાહનું કાર્ય પતાવી આવો."

ભટ્ટમાત્ર વલ્લભીપુર જવા તૈયાર થયા, ત્યારે વિક્રમચરિત્રે પોતાના અંગત માણસને મંત્રીની સાથે મોકલતાં કહ્યું, "તમે બધા કન્યાને જોવા જાવ છો, પણ જો તે મારે લાયક હોય તો જ વિવાહનું નક્કી કરજો, નહિ તો તે કાર્ય કરશો નહિ."

"ઠીક" કહી તેઓ સૈન્ય સાથે થઈ ગયા ને ભટ્ટમાત્ર વિશાળ સેના લઈ રાતદિવસ જોયા વિના આગળ વધતો વલ્લભીપુર પાસે આવી પહોચ્યો.

વલ્લભીપુરના રાજાએ આ સૈન્ય જોયું ત્યારે નવાઈ પામ્યા ને પોતાના એક દૂતને ત્યા મોકલ્યો. દૂત ભટ્ટમાત્રને મળી બધું જાણી રાજા પાસે આવ્યો ને કહ્યુ, "વિક્રમાદિત્યનો મંત્રી રાજકુમારનો વિવાહ કરવા આવેલ છે."

દૂતથી કહેવાયેલા શબ્દો સાંભળી રાજાએ નગરની બહારના ભાગમાં સૈન્યને મુકામ કરવા બધી વ્યવસ્થા કરી,

પછી ભટ્ટમાત્રને રાજા મળવા આવ્યા બંનેએ કુશળ વર્તમાન પૂછ્યા પછી રાજાએ હર્ષ પામી પૂછ્યું, "હે ભટ્ટમાત્ર ! કહો તો ખરા, રાજકુમાર કેવો છે ?"

રાજાના પૂછવાથી ભટ્ટમાત્ર રાજા મહાબળને રાજકુમારનો પરિચય આપતા કહેવા લાગ્યો." તે મહારાજા વિક્રમાદિત્યનો સુપુત્ર છે અને તે શાલિવાહન રાજાની પુત્રી સુકોમલાથી જન્મેલ છે. તેના રૂપે કામદેવના રૂપને જિત્યું છે. તેમનાં ચરિત્રોનું વર્ણન કોઈ કરી શકે તેમ નથી. એ રાજકુમારને તમારા ભટ્ટ બ્રાહ્મણે જોએલ છે. તેને બોલાવી તમે પૂછી શકો છો"

રાજા મહાબળે તે બ્રાહ્મણને બોલાવ્યો ને રાજકુમાર વિષે પૂછ્યું.

"રાજકુમારના રૂપનું વર્ણન કોઈ જ કરી શકે તેમ નથી" બ્રાહ્મણે કહ્યુ, "વરની પસંદગી માટે શાસ્ત્રમા જે જે ગુણો હોવા જોઈએ કહ્યુ છે, તે બધા જ ગુણો રાજકુમારમાં છે કુલ, શીલ, સહાયક વિદ્યા, ધર્મ, શરીર ને અવસ્થા આ સાત ગુણ વરમા જોવા જોઈએ, આ બધું જોયા છતા કાંઈ બને તો તે માટે કન્યાનું નશીબ. મૂર્ખ, દરિદ્ર, સદાય પરદેશ રહેનાર, મોક્ષાભિલાષી, અને કન્યા કરતા ઉમરમા ત્રણ ગણો મોટો હોય તેને કન્યા આપવી જોઈએ નહિ "

આ વાત થઇ રહ્યા પછી ભટ્ટમાત્રે રાજાને કહ્યુ,"માંરે એ રાજકુમારી જોવી છે."

"ચાલો મહેલે અને કુંવરીને જુઓ." રાજાએ કહ્યું.

"તો ચાલો" ભટ્ટમાત્રે કહ્યું ને તે રાજા સાથે રાજ-મહેલે ગયો. ત્યાં જઈ કન્યાને જોઇ પ્રસન્ન થઈ કહ્યું, 'વિવાહ નક્કી કરી, વેળાસર લગ્ન કરી નાંખો."

"ઠીક" કહી રાજાએ સારા જ્યોતિષ જાણનારાઓને બોલાવ્યા અને શુભ દિવસ જોવા કહ્યું

રાજા મહાબળ અને ભટ્ટમાત્ર લગ્ન માટેનો દિવસ નક્કી કરી રહ્યા હતા તેવામા કન્યાને યોગ્ય વર શોધવા ગયેલો તે મહાબળનો મંત્રી જે પૂર્વમા ગયો હતો, તે ત્યા આવ્યો. પૂર્વમા ગયેલા મંત્રીને જોતા રાજા અટકી ગયો. રાજાને અટકેલો જોઇ ભટ્ટમાત્ર કહ્યુ, "સમય જઈ રહ્યો છે, ઉતાવળ કરો"

"ભટ્ટમાત્ર !" રાજા બોલ્યો " જરા થોભી જાવ. મારો મત્રી લાંબા સમય પછી આવેલ છે, તેની જોડે વાત કરી લઉં." કહી મહાબળ રાજા પોતાના મંત્રી સાથે વાત કરવા લાગ્યો, ત્યારે મંત્રીએ કહ્યું, "સપાદલક્ષ દેશમા પૃથ્વીના શણગાર રૂપ શ્રીપુર નામનું નગર છે, ત્યાના રાજા ગજવાહનને ધર્મરાજ નામનો પુત્ર છે, તે ઘણો જ સુંદર છે, તેની સાથે શુભ મુહૂર્તમા રાજકુમારીનો વિવાહ નક્કી કર્યો છે. અને આવતી દશમને દિવસે લગ્નતિથિ નક્કી કરી છે. તે થોડા જ સમયમા લગ્ન માટે જાન લઈને આવશે."

મંત્રીનો વાત સાંભળી રાજા મુંઝાયો અને મનમાં વિચારવા લાગ્યો, "પોતાના ઘરને શોષણ કરનારી, બીજાના ઘરને

ઉજાળનારી પુત્રીનો જેના ઘરમાં જન્મ ન થાય તે જ ખરો આ લોકમા સુખી છે

કન્યાનો જન્મ થતા શોક થાય છે. જેમ કન્યા ઉંમરે વધે છે, તેમ ચિંતા પણ વધે છે. તેનો વિવાહ કરતાં ઘણો જ ખર્ચ કરવો પડે છે. તેથી કન્યાના બાપ થવું તે કષ્ટદાયી છે."

આમ રાજા મહાબળ સંકલ્પવિકલ્પ કરતા ભટ્ટમાત્રને માનપૂર્વક કહેવા લાગ્યા, "મારો મંત્રી વિવાહનું નક્કી કરીને આવ્યો છે જાન થોડા સમયમાં અહીં આવશે. જેની સાથે કન્યાનો પહેલો વિવાહ કર્યો હોય તેને કન્યા પરણાવવી જોઈએ તેવો લોકાચાર છે. તે તમે બુધ્ધિમાન હોઇ જાણો છો હું તમને આ વિષયમાં વધારે શું કહું ? બુદ્ધિમાન હંમેશાં વિચારીને કામ કરે છે, ઉતાવળે કોઈ કામ કરવું ન જોઈએ, ઉતાવળે કામ કરતા મુશીબત આવી પડે છે, જેઓ વિચારીને કામ કરે છે, તેને ત્યા ગુણથી લોભાઈ લક્ષ્મી પોતાની જાતે જ આવે છે

આ પોતાનું છે અને આ પારકું છે તે હલકી બુધ્ધિવાળા વિચારે છે ઉદાર ચિત્તવાળા માટે આખી પૃથ્વી કુટુંબ રૂપ છે."

રાજાના નમ્રતાપૂર્વકના ભક્તિભાવવાળા વચનો સાભળી ભટ્ટમાત્ર બોલ્યો, "હે રાજન્ ! જેની સાથે વિવાહ કરવાનું નક્કી થઈ ગયું છે તેની સાથે ભલે તમે તમારી કન્યા પરણાવો."

ભટ્ટમાત્રનાં વચન સાંભળી રાજા મહાબળ મનમાં

વિચારવા લાગ્યો, "મહારાજા વિક્રમાદિત્યનો આ મંત્રી મહાબુદ્ધિશાળી છે, મહાન વ્યક્તિ છે. ખોળામા રહેલાં પુષ્પો બંને હાથને સુવાસિત કરે છે, તેમ ઉદાર વ્યક્તિ અનુકૂળ, પ્રતિકૂળ સંજોગોમા એક સરખું જ વર્તન રાખે છે ઉપકાર કરવો, સાચો સ્નેહ કરવો એ સજ્જન માણસનો સ્વભાવ છે ચંદ્રને કોઈએ ઠંડો કર્યો નથી પણ તે સ્વભાવથી શીતળ છે."

ભટ્ટમાત્ર મહાબળ સાથે વાત કરી જ્યારે પાછો ફર્યો, ત્યારે વિક્રમચરિત્ર સાથે મોકલેલા માણસે કહ્યું, "આવી સૌંદર્યસંપન્ન રાજકુમારી સાથે વિક્રમચરિત્ર સિવાય કોણ વિવાહ કરી શકે? અમે ક્યારે પણ આ પ્રમાણે થવા દઇશું નહિ"

આ સાંભળી ભટ્ટમાત્ર બોલ્યો, "રાજા મહાબળના મંત્રીએ એ કન્યાનો બીજે વિવાહ નક્કી કરી દીધો છે, તો પછી આપણે એ કન્યાનો વિચાર પણ કેમ કરી શકીએ."

વિક્રમચરિત્રના માણસોએ ભટ્ટમાત્રના શબ્દો સાંભળી કહ્યું, "અમે એ કન્યાને અહીથી લઇને જ જઇશું અને આપણા મહારાજાના પુત્ર સાથે વિવાહ કરાવીશું. શ્રી વિક્રમચરિત્રને લાયક એ કન્યા બીજાને પરણાવવામા આવે તો આપણે મોઢું શું બતાવીશું? આપણે તો જીવતા મુવા જેવા ગણાઈશું. જે વ્યક્તિ પોતાની શક્તિની મર્યાદામા રહી પોતાના સ્વામી-માલિકની સેવા નથી કરી શકતી તેના જીવવાથી શો લાભ? આ તો આપણા માટે માનહાનીની વાત છે."

આ સાભળી ભટ્ટમાત્ર કહેવા લાગ્યો, "આ કન્યા

સાથે આપણે શું લેવાદેવા ? શ્રી વિક્રમચરિત્ર માટે બીજી ઘણી સુંદર કન્યાઓ મળશે. આપણે એક કન્યા માટે રાજા મહાબળ સાથે અહીં યુદ્ધ કરીશું તો કેટલાયનો નાશ થશે. પુષ્પથી પણ યુદ્ધ નહિ કરવું જોઇએ એ નીતિવચન છે. તો શસ્ત્રથી યુદ્ધ શાને કરવું ? યુધ્ધમાં વિજય જ મળશે તેમ માની પણ કેમ લેવાય ? વળી યુધ્ધ કરતા ઉત્તમ પુરુષોનો પણ નાશ થાય છે."

ભટ્ટમાત્રના ન્યાયવાળા શબ્દો સાંભળી વિક્રમચરિત્રે સાથે મોકલેલ માણસ શાંત થઈ ગયો. આ જોઈ ભટ્ટમાત્ર આનંદ પામ્યો તે પછી ભટ્ટમાત્રે સૈન્ય સાથે અવંતી તરફ પ્રયાણ કર્યું. અવંતીમા આવી મહારાજા વિક્રમાદિત્યને મળી બધી વાત કહી તે સાંભળી વિક્રમાદિત્યે રાજકુમાર માટે કન્યા શોધવા ભટ્ટમાત્રને બીજે મોકલ્યો, ત્યારે વિક્રમચરિત્રે મોકલેલ સેવક વિક્રમચરિત્રને મળ્યો. ને તેણે બધા સમાચાર કહ્યા.

"રાજા મહાબળની કન્યા જેવી સ્વરૂપવતી કન્યા સંસારમાં બીજી મળવી અશક્ય છે."

સેવકના શબ્દો વિક્રમચરિત્રના હૃદયમાં અંકિત થઇ ગયા. તેમનું મન એ કન્યા તરફ આકર્ષાયું. પણ પોતાના મનના ભાવ જણાવા ન દેતા તે હસીને બોલ્યા, "અંગ, વંગ, કલિંગ વગેરે દેશોમા ઘણી સ્વરૂપવાન કન્યાઓ છે. જે કન્યા બીજાને અપાઈ ગઇ છે તેના માટે મારે શાને ઇચ્છા કરવી ? હું કોઈ બીજા રાજાની સ્વરૂપવતી કન્યા સાથે લગ્ન કરીશ."

વિક્રમચરિત્રના શબ્દ સાંભળી સેવક ત્યાંથી ચાલ્યો ગયો.

સાંજનો સમય થયો ત્યારે વિક્રમચરિત્ર ઘોડારમાં ગયો ને ઘોડારના અધ્યક્ષને પૂછ્યું, "અશ્વપાળ! અહીં કયા કયા ઘોડા કઇ કઈ જાતના છે તે મને કહો."

અશ્વપાળ વિક્રમચરિત્રના પૂછવાથી ઘોડાઓ વિષે કહેવા લાગ્યો, "આ ઘોડાઓ સિંધુ દેશના છે આ ઘોડાએ પંચભદ્ર નામના છે. કોકાહ, ખુગાહ. કિયાહ, નીલક, બોલ્લાહ, ખાગાહ, સુરુહક, હલીહક, હાલક, પાટલ વગેરે જુદા જુદા દેશોના તથા અનેક જાતિના ઉત્તમ ઘોડાથી આ રાજ્યની અશ્વશાળા શોભાયમાન છે. આ ઘોડાથી પણ આ ઘોડા ઘણા વેગવાળા છે વળી તે મનોહર પણ છે તેમનાથી આ ઘોડા ઘણાજ ઉત્કૃષ્ટ છે"

અશ્વપાળના શબ્દો સાભળી વિક્રમચરિત્ર ફરીથી પૂછવા લાગ્યો "આ સિવાય બીજા ઘોડાઓ છે ખરા?"

'ત્યા બે ઘોડા છે' અશ્વપાળે કહ્યુ, "તેમના નામ વાયુવેગ અને મનોવેગ છે. તે બધાથી સારા લક્ષણવાળા છે."

એ બે ઘોડાઓને જોઈ પોતાના મનમા આશ્ચર્ય પામતો વિક્રમચરિત્ર વિચારવા લાગ્યો, "મારે પાચ જ દિવસમા સો યોજન જવું છે, તેથી મનોવેગ ઘોડા સિવાય કાર્ય સિધ્ધ થશે નહિ" આ પ્રમાણે વિચારી બધા ઘોડાઓને જોઇ વિક્રમચરિત્ર પોતાને સ્થાને આવ્યો. ને રાતના અદૃશ્ય શરીરે તે ઘોડારમા આવ્યો ને મનોવેગ ઘોડા પર સવાર થઇ

બધા આભૂષણોથી શોભતો હાથમાં તલવાર લઈ અવંતીનગરીથી બહાર નીકળ્યો ને મનોવેગ ઘોડાને કહ્યું, "તું જ્ઞાનવાન છે, વળી કુશળ પણ છે, બધાં સારાં લક્ષણોવાળો છે, તારી ગતિમાં અત્યંત વેગ છે તેથી હે અશ્વ ! વલ્લભીપુર જ્યાં છે ત્યા જલ્દીથી મને પહોંચાડી દે."

વિક્રમચરિત્રનું કહેલું સાંભળી ઘોડાએ ઉતાવળે વલ્લભીપુર તરફ જવા માંડયું.

એ ઘોડો ઘણા વેગથી ગામ, નગર, નદી તથા પર્વતો વટાવતો વિક્રમચરિત્રને વલ્લભીપુર પાસે લઇ આવ્યો. વિક્રમચરિત્ર નગર બહાર મુકામ કરીને વિચારવા લાગ્યો, "જે સ્થાનમાં કાર્ય કરવાનું છે, તે સ્થાનના સહાયક માણસ વિના થઈ શકતું નથી" આમ વિચારી વિક્રમચરિત્ર નગરની જ્યા ત્યા શોભા જોતો ફરવા લાગ્યો. નગરની શોભા જોઈ તે મનમા આનંદ પામ્યો

આમથી તેમ ફરતોફરતો તે શ્રીદત્ત નામના શેઠના ઘર આગળ પહોંચી ગયો તે શેઠની પુત્રીએ બારીમાથી વિક્રમચરિત્રને જોયો. વિક્રમચરિત્રને જોતાં, તેના રૂપથી મોહિત થઈ અને પોતાની સખીને કહેવા લાગી, "આ સુંદર રૂપવાળા યુવાનને અહીં જલ્દીથી બોલાવી લાવ."

શેઠની પુત્રી–લક્ષ્મીના કહેવાથી એ સખીએ વિક્રમચરિત્રને મધુર વચનો કહી બોલાવી લાવી.



વિક્રમચરિત્રને બોલાવવા સખી આવી

શેઠકન્યાને જોતા જ વિક્રમચરિત્રે કહ્યું "હે બહેન! નમસ્કાર. તેં મને કેમ બોલાવ્યો?"

વિક્રમચરિત્રના શબ્દો સાંભળી લક્ષ્મી બેભાન થઇ ગઇ. તેથી તેની સખીએ શીતલોપચાર કર્યો, ને તે શુધ્ધિમાં આવી. શુધ્ધિમા આવ્યા પછી શૂન્ય ચિત્તે જમીન પર દૃષ્ટિ રાખી ઉદાસ મોઢે બેસી રહી; તેની સખીએ ઘણું ઘણું પૂછ્યું પણ તે કાઈ બોલી નહિ ત્યારે દાસીઓ તેને પૂછવા લાગી. "તમને શું થાય છે? તમને કયુ દુઃખ સતાવે છે?"

દાસીઓ પૂછી રહી હતી ત્યાર વિક્રમચરિત્ર મનમાં વિચારવા લાગ્યો, "મારા અહીં આવવાથી જ દુઃખ થયું, તેથી મારી જાતને ધિક્કાર હો."

દાસીઓ દુઃખનું કારણ લક્ષ્મીને વારંવાર પૂછી રહી હતી. ત્યારે લક્ષ્મીએ કહ્યું. "મેં આ પુરુષને મારા મનથી પતિ બનાવવા વિચાર્યું હતું. પણ તેણે તો મને બહેન કહી બોલાવી તે મને સારું નહિ લાગ્યું. તેથી મારા મનમાં દુઃખ થયું ને હું બેભાન થઈ."

"આ વાતનો તમે મનમા જરાય શોક ન કરો" સખી કહેવા લાગી." "આવો સ્વરૂપવાન ભાઈ તો તમને મળ્યોને! દેવ, દાનવ, ગંધર્વ, રાજા, દ્રરિદ્રી, અથવા ધનિક કોઈ પણ પોતાનાં પૂર્વજન્મમાં કરેલા પાપોથી મુક્ત પામતો નથી. જેનાં જેવા કર્મ હોય છે, તેવાં તેને ફળ મળે છે. તેમાં કોઇ પણ ફેરફાર કરી શકતું નથી."

પોતાની સખી અને દાસીઓના શબ્દોથી લક્ષ્મીએ શોક કરવો છોડી દીધો. તેણે વિક્રમચરિત્રને પોતાનો ભાઇ માની સન્માનપૂર્વક પોતાના ઘરમા રાખી, તેને માટે ભોજન વગેરેની વ્યવસ્થા કરી.

વિક્રમચરિત્રે ભોજન કરી આરામ કર્યો થોડી વાર પછી રાજમાર્ગ પર વાજિંત્રનો થતો અવાજ સાભળી તે જાગ્યો. લક્ષ્મીને પૂછવા લાગ્યો, "નગરમા અત્યારે શુ થઇ રહ્યું છે? આ વાજિંત્ર કેમ વાગી રહેલ છે?"

"આજ રાતના રાજાની કન્યાના લગ્ન ધર્મધ્વજ નામના રાજપુત્ર સાથે થવાના છે" લક્ષ્મીએ કહ્યું, "તેથી નગરમાં ચારે તરફ અને જગાએ જગાએ ધજા–તોરણ વગેરે બાંધવામાં

આવ્યા છે અને જગાએ જગાએ સારા સારા નર્તકો જુદી જુદી જાતના નૃત્ય કરે છે. અને અત્યારે તે માટેના વાજિંત્ર વાગે છે.”

વિક્રમચરિત્રે લક્ષ્મીને કહ્યું, “હે બહેન! તે રાજકન્યા સાથે મારો મેળાપ આજ કરાવી દે. નહિ તો હું મરી જઈશ.”

વિક્રમચરિત્રનું કહેવું સાંભળી લક્ષ્મી કહેવા લાગી, “એ તો રાજકન્યા છે. હું તમને કેવી રીતે ભેગાં કરી શકું? કેમકે રાજા મહાબળે રાજપુત્ર ધર્મધ્વજને તે કન્યા આપી દીધી છે. જ્યારે પાણી વહી જાય ત્યારે પાળ બાધવાથી કયો લાભ? માણસ જ્યારે મરી જાય ત્યારે ઔષધ આપવાથી શું લાભ? માથું મુંડાવી સંન્યાસી થઈ ગયા પછી મુહૂર્ત પૂછવું તે નકામું છે. જે વસ્તુ હાથથી ચાલી ગઈ તેને માટે શોક કરવો વૃથા છે જાન આવી ગઈ છે. આજ લગ્નનો દિવસ છે તેથી તમારી આશા પૂર્ણ થઈ શકે તેમ નથી.”

લક્ષ્મીના આ શબ્દો સાભળી વિક્રમચરિત્ર એકાએક તલવાર કાઢી પોતાની છાતીમાં ઘોંચવા તૈયાર થયો, ત્યાં તો લક્ષ્મીએ તેનો હાથ પકડી લીધો ને કહ્યું, “હું તમારી ઇચ્છા પૂર્ણ કરવા યત્ન કરીશ. તમે શાંત થાવ શોક ન કરો.”

લક્ષ્મીએ વિક્રમચરિત્રને આમ આશ્વાસન આપી કાંઈક વિચાર કરી તે રાજકન્યાની માતા પાસે ગઈ અને

કહેવા લાગી, " રાજમાતા ! આપની પુત્રીને નગરના શ્રેષ્ટિ- ઓએ પોતાને ત્યાં જમાડી છે તો આજ મારે ત્યાં જમવા મોકલો."

આમ યુક્તિપૂર્વક કેટલીક વાતો કરી રાણીને ખુશ કરી દીધી અને પોતાના ઘરનું ગૌરવ વધારવા રાજકન્યાને પોતાની સાથે લઈ આવી.



રાજકુમારી અને વિક્રમચરિત્રનુ મિલન

લક્ષ્મી સાથે રાજકન્યા તેને ઘેર આવી ને વિક્રમચરિત્રને જોયો. બંને જણાંએ એકબીજાનું રૂપ જોયું ને બેભાન થઈ ગયાં. બંનેને મૂર્છિત થયેલાં જોઇ લક્ષ્મી વારંવાર મનમાં વિચારવા લાગી, " હું મહારાણીને શું જવાબ આપીશ ? "

મનમાં વિચારતી લક્ષ્મીએ શીતોપચાર કરી બંનેને સાવધ કર્યા પછી બંને લક્ષ્મીને કહેવા લાગ્યાં, 'અમારાં લગ્ન કરી આપો નહિ તો અમે બંને આત્મહત્યા કરીશું."

બંને જણાની વાત સાંભળી શેઠની પુત્રી લક્ષ્મી ચિંતા કરતી વિચારવા લાગી, "હવે શું કરવું ? એક તરફ વાઘ છે, બીજી તરફ નદી છે, તે જોઈ માણસ સંકટમાં પડી જાય છે. જો માણસ વાઘથી બચવા જાય છે તો તે નદીમા પડી જાય છે. અને નદીથી બચવા જાય છે તો વાઘ ખાઈ જાય છે, તેવું જ ધર્મસંકટ અત્યારે મારે માટે છે"

આમ વિચારતી લક્ષ્મીએ રાજકન્યાને કહ્યુ, "અત્યારે તો હુ તમને ધામધૂમથી તમને રાજમહેલે પહોંચાડી દઉં છું. જ્યારે ધર્મધ્વજ તમારી સાથે લગ્ન કરવા મંડપમાં આવે ત્યારે તમે રાજમહેલના પાછલા બારણે વસ્રાભૂષણ વગેરે લઇ જરૂરથી આવી પહોચજો. તે વખતે આ રાજપુત્ર ઘોડેસવાર થયેલા ત્યા હાજર હશે તે તમને લઇ પોતાના સ્થાને પહોચી જશે. પછી તમે લગ્ન કરી લેજો."

રાજકન્યાએ આ વાત માન્ય કરી એટલે લક્ષ્મીએ તેને જમાડી સાંજના ધૂમધામથી રાજમહેલે લઈ ગઈ ને તે રાજકન્યાને રાજમાતાને સોપીને પાછી પોતાના ઘરે આવી.

## પ્રકરણ ચોવીસમું ... ... .. .. ... .. .. શુભમતી

ધર્મધ્વજ સમય થતા શુભમતી સાથે લગ્ન કરવા ઉત્સાહપૂર્વક ચાલ્યો.

વિક્રમચરિત્ર પણ લક્ષ્મીને મળી અશ્વ પર બેસી નિશ્ચિત કરેલા સ્થાન પર જઈ પહોંચ્યો.

રાજકુમારી શુભમતી પણ બહાર જવાની તક શોધી રહી હતી. તેને કોઈ ઉપાય જડતો ન હતો. તેથી તે વિચાર કરવા લાગી, "અત્યારે મારાં પૂર્વજન્મના પાપ ઉદય થઇ ચૂકયા છે, જરૂર તે રાજકુમાર નિશ્ચિત કરેલા સ્થાન પર આવી ગયા હશે, તેથી હું છળપ્રપંચનો આશ્રય લઈ અહીંથી નીકળી જાઉં." આમ વિચારી રાજકન્યાએ પોતાની સખીને કહ્યુ, "મને અત્યારે શૌચ જવાની ઇચ્છા થઈ છે તેથી હું જાઉં છું."

"તમારા પતિ દ્વાર પર આવી ગયા છે." સખીએ કહ્યુ, "ત્યારે તમને શૌચ જવાની ઇચ્છા થઇ ? હવે શું થશે ?"

"શૌચ ક્રિયા માટે કોઈ પણ માણસ શાંત રહી

શકતો નથી" રાજકુમારીએ સખીને કહ્યું ને પછી ત્યાંથી બહાર નીકળી ગઇ.

રાજકુમારીને આવવામાં વિલંબ થવાથી વિક્રમચરિત્ર ચિંતા કરતો આમતેમ જોવા લાગ્યો. તેવામા ત્યા એક ખેડૂત આવ્યો તેને જોઈ વિક્રમચરિત્ર બોલ્યો, "હું વરરાજા-ધર્મધ્વજને જોઇ હમણા જ પાછો આવું છું. તેથી તમે અશ્વ વસ્ત્ર વગેરે લઇ અહીં ઊભા રહો."

ખેડૂતે વિક્રમચરિત્રની વાત માન્ય કરી; એટલે વિક્રમ-ચરિત્રે પોતાનો વેશ બદલી કન્યાને શોધવા તે રાજમહેલમાં ગયો. 'ઘુવડ દિવસે દેખતો નથી' તેમ કહેવાય છે. પણ કામાંધ તો સંપૂર્ણ આંધળો છે, તે તો દિવસે કે રાત્રિએ પણ દેખતો નથી, કામાંધ મનુષ્ય ધંતુરો ખાધેલા માણસની જેમ કર્તવ્ય, અકર્તવ્ય, હિત—અહિત કાંઇ સમજતો નથી.

પેલો ખેડૂત ઊભો હતો, ત્યા શુભમતી આવી ને તે રાજકુમાર સમજી બોલી, "હવે તમે મારી સાથે લગ્ન કરવા તમારા સ્થાને મને લઈ જાવ."

તે વખતે પૃથ્વીપટ પર અંધકાર છવાઈ ગયો હતો.

રાજકુમારીની વાત સાભળી ખેડૂત વિચારવા લાગ્યો, "તે માણસે આ કન્યાને અહીં આવવા સંકેત કર્યો હશે તેમાં કાંઈ શંકા નથી." આમ વિચારતો સિંહ નામનો ખેડૂત બોલ્યા ચાલ્યા વિના કન્યાને લઇને પોતાના ગામ તરફ ચાલતો થયો.

ઘણે દૂર નીકળી ગયા પછી શુભમતી હર્ષ પામતી બોલી, "હવે કેટલું આગળ જવાનું છે, તે તો કહો. ચાલતાં ચાલતા તમારા કોઈ જીવનપ્રસંગને કહી મારા કાનને પવિત્ર કરો."

આ પ્રમાણે રાજકન્યા ફરીફરીને કહેવા લાગી. પણ તે સિંહ ખેડૂત અક્ષરે બોલતો નહિ. ત્યારે રાજકુમારી મનમાં વિચારવા લાગી, "શરમને લઈ તે કાઈ બોલતા નથી. ઉત્તમ પ્રકૃતિના માનવો જરૂર સિવાય બોલતા નથી. કામ પ્રસંગે થોડા શબ્દોમાં કહેવાનું હોય તે કહી દે છે.

યુવાવસ્થામા તે ઘણા શાત ચિત્તવાળા હોય છે. જે કરગરવાથી પ્રસન્ન થાય છે. અને પ્રશંસા કરવાથી શરમાય છે. તે જ મહાન વ્યક્તિ સંસારમા સર્વથી ઉત્તમ મનાય છે.

શરદઋતુમાં મેઘ ગર્જના કરે છે. પણ વરસતો નથી. પણ તે મેઘ વર્ષા ઋતુમાં ગરજ્યા વિના જ વરસે છે. તેમ નીચ પ્રકૃતિના માણસો બોલે છે વધારે, પણ કરતા કાઈ નથી. પણ સજ્જન પુરુષો બોલતા નથી પણ કામ વધારે કરે છે."

આ પ્રમાણે રાજકન્યા પોતાના મનમા વિચારી રહી હતી. ત્યારે સવાર થયું. સવારના આછા પ્રકાશમા શુભમતીએ ખેડૂતનુ મોઢું જોયું મોઢું જોતા જ તે મૂર્ચ્છિત થઈ જમીન પર પડી.

સિંહ ખેડૂતે શીતોપચાર કરી રાજ્યકન્યાને સાવધ કરી. સાવધ થતા શુભમતી મનમા વિચારવા લાગી. "તે દિવ્ય-

રૂપવાળા રાજકુમાર ક્યાં ગયા? અને જેનું મુખારવિંદ જોતા તિરસ્કાર ઉપજે તેવો આ માણસ ક્યાથી આવ્યો? સાચે જ મારા દુર્ભાગ્યે આ બનાવ બનવા પામ્યો છે.”

થોડો સમય મૌનમાં વિતાવ્યા પછી સિંહ બોલ્યો, “હે ભામિની! તું અત્યારે આનંદ કરવાને બદલે શોક શા માટે કરે છે? હું ઘણા ખેડૂતો વાળા વિદ્યાપુર નામના ગામમાં રહુ છું. ત્યાંના લોકો પોતાની ઇચ્છા પ્રમાણે જુગાર રમે છે. હું પણ ત્યાં જુગાર રમું છું. મારું નામ સિંહ છે.

હું સાત પ્રકારનાં વ્યસનો કરનાર લોકો સાથે રહું છું. મેં અત્યારે પાંચ ખેતરોમાં બી વાવ્યા છે. મારા ઘરમાં ચાર મોટા બળદ છે. એક ઘણો સુંદર રથ છે. બે ગાય છે, એક ગધેડી છે. એ ગધેડી પાણી લાવવાના ઉપયોગમાં આવે છે. મારું ઘર ઘાસ લાકડાનું બનાવેલું છે. જેમાં ક્યાંય કાંણા-બાકોરા નથી. મારી એક વૈરી છે. હવે તું બીજી વૈરી થઇ. તારા જેવી જુવાન સ્ત્રીને ઘરમા રાખતાં પરણેલી જૂની સ્ત્રીને ઘરમાથી કાઢી મૂકીશ અને તને સર્વસ્વ બનાવી તારી સાથે સુખથી રહીશ. આવી તક ભાગ્યથી જ માણસને મળે છે.

એક સ્ત્રી, ત્રણ બાળક, બે હળ, દસ ગાયો, નગરની પાસે આવેલા ગામમાં રહેવાનું હોય તો તો સ્વર્ગથી પણ વધારે માની લેવાય. નવા સરસવનું શાક, નવા ચોખાના ભાત, દહીં, આ બધી વસ્તુઓ ગામડાના લોકો થોડા ખર્ચમાં ઉમંગથી ખાય છે.”

સિંહના આવા શબ્દો સાંભળી રાજકુમારી વિચાર કરવા લાગી "હું હવે મોટા સંકટમાં આવી પડી છું. તેથી બુદ્ધિથી કામ લીધા સિવાય આ સંકષ્ટથી બચી શકાય તેમ નથી. જેની પાસે બુધ્ધિ છે તેની પાસે બળ છે. બુધ્ધિ વગરનો માણુસ બળવાન હોય છતાં તે કોઈ કાર્યમાં ફતેહ મેળવી શકતો નથી. બુદ્ધિના પ્રતાપે સસલાએ સિંહને મારી નાંખ્યો હતો," આમ મનમાં વિચાર કરી રાજકુમારી બોલી, "તમે ઘણું સારું બોલો છો. પરંતુ તમને એક મોટી આપત્તિ આવનારી છે. તમે મારી સાથે લગ્ન કર્યા વિના મને તમારે ઘેર લઈ જશો તો ત્યાંનો રાજા મારું રૂપ જોઈ તમને મારી નાંખશે અને મને તેને ઘેર લઈ જશે તેથી મને તમારા ખેતરમા રાખી તમે તમારે ઘેર જાવ અને ઉતાવળે વિવાહ માટેની વસ્તુઓ લાવી મારી સાથે લગ્ન કરી મને તમારે ઘેર લઈ જાવ. આમ કરવાથી તમારી ઇચ્છા પૂર્ણ થશે."

રાજકન્યાના શબ્દો સાંભળી સિંહ ઘણો ખુશ થયો. અને તેને ખેતર તરફ લઈ ગયો. રાજકન્યાને પોતાનું ખેતર બતાવતા કહેવા લાગ્યો, "આ યુગન્ધરી ખેતર છે, આ સંસારને જીવન આપનાર છે. આ વનક ખેતર છે. જેનાથી બધી જાતના કપડા થાય છે. આ બીજું ચણકનું ખેતર છે. જે બધા માણુસોને સંતોષ આપનાર છે."

આ પ્રમાણે કહી દિવ્ય મનોવેગ ઘોડો, રાજકુમારનાં વસ્ત્રો ને રાજકુમારીને ખેતરમાં મૂકી પોતે ફાટેલાં વસ્ત્રો પહેરી પોતાના ઘર તરફ ગયો

ઘેર જઈ સિંહ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો, "તેં મારું કહેલું ફલાણું કામ મારા કહ્યા પ્રમાણે ન કર્યું, તેથી તેં સારું કર્યું નથી. તેં મારા ઘરને અત્યારે બરબાદ કરી નાખ્યું છે." આમ બોલતો તે આગળ કહેવા લાગ્યો, "હું લગ્ન કરવા માટે એક અદ્‌ભુત અને સુંદર કન્યા લાવ્યો છું."

સિંહે પોતાની સ્ત્રીને કઠોર વાણી કહેતાં ઘરમાથી તિરસ્કાર કરી કાઢી મૂકી. એટલે તે સ્ત્રી પોતાના બાપને ત્યાં ચાલી ગઈ.

સ્ત્રીના ગયા પછી તેણે એક બ્રાહ્મણને બોલાવ્યો, તેને લગ્ન માટે જોઈતી સામગ્રી આપી પોતાની સાથે લઇ તે ખેતર તરફ પરણવા ચાલ્યો

આ બાજુ-રાજકુમારી શુભમતીએ પોતાના ધર્મનું અને શિયળનું રક્ષણ કરવા ઘોડાપર સવાર થઈ આગળ જવા માંડયું. જતાં જતા તે વિચાર કરવા લાગી. "હું મારા બાપુને ત્યા પાછી જઉં. તો મારે શું જવાબ આપવો? દૈવયોગે હું બે પતિઓને ગુમાવી બેઠી છું હું ખરેખર મુશીબતમા આવી પડી છું હવે શું કરુ!"

આ પ્રમાણે-ચિંતા કરતી રાજકન્યા એક ઝાડ પાસે આવી. તેની નીચે બેઠી.

શુભમતી અત્યારે અશાંત થઇ ગઈ હોવાથી, ઝાડ નીચે બેઠી હોવા છતા ચિંતાથી તેને ઊંઘ ન આવી.

તે ઝાડ ઉપર એક વૃદ્ધ ભારંડ પક્ષી બેઠું હતું, તે

પક્ષીનાં બાળકો ચારે દિશાઓ તરફથી આવી ત્યાં ભેગાં થયાં. એટલે તે વૃદ્ધ પક્ષી બોલ્યું, "તમે જે જે નવાઈ જેવું જોયું અથવા સાંભળ્યું હોય તે મને કહો." વૃધ્ધભારંડ પક્ષીના પૂછવાથી એક બચ્ચાએ કહ્યું, "હું વલ્લભીપુર નગરના બહારના વનમાં ગયો હતો, તે વખતે મેં નગરમાં કોલાહલ થતો સાંભળી જોવા માટે ગયો. ત્યા લોકો અંદરોઅંદર કહેતા હતા, 'ધર્મધ્વજ નામનો વર રાજકન્યા શુભમતી સાથે લગ્ન કરવા આવ્યો, ત્યારે રાજાની કન્યાને કોઈ ઉપાડી ગયું, રાજાએ તેની ચોતરફ શોધ કરાવી પરંતુ ક્યાય ન મળી તેથી રાજકન્યાના માબાપ ઘણા દુઃખી થઈ ગયાં. પરણવા આવેલો વર પણ શરમનો માર્યો મરવા તૈયાર થયો છે પણ મંત્રીઓએ આશ્વાસન આપી શાંત કર્યો છે ત્યારે રાજા કહેવા લાગ્યા, 'જો એક મહિનામા રાજકુમારી શુભમતી નહિ મળે તો ગિરનાર જઈ અનશન કરી મારો દેહ પાડીશ.'

રાજાની આ વાત સાંભળી સેવકો દશે દિશાઓમા રાજકન્યાની શોધ કરવા નીકળી ગયા. પરંતુ કન્યાનો પત્તો લાગ્યો નહિ, તેથી બધા ગિરનાર તરફ જશે."

આ સાંભળી વૃધ્ધ ભારંડ બોલ્યો, "હે પુત્ર! તેં સાચે જ મોટું આશ્ચર્ય જોયું છે."

તે પક્ષીનો બીજો પુત્ર આગળ આવી કહેવા લાગ્યો, "હું વામનસ્થળી ગયો હતો. ત્યાના રાજા કુંભની રૂપશ્રી નામની

કન્યા છે, તે ભાગ્યયોગે આંધળી થઈ ગઈ છે, તેથી તે કન્યા કંટાળી પોતાના પિતાને ચિતા પર ચઢી મરવા કહી રહી છે પરંતુ રાજાએ તેને આઠ દિવસ રાહ જોવાનું કહ્યું છે, રાજાએ નિષ્ણાત કેટલાય વૈદ્યોને બોલાવ્યા પરંતુ હજી સુધી કાંઈ ફાયદો થયો નથી તેથી રાજા રોજ ઢંઢેરો પીટાવે છે ને કહેવડાવે છે, 'જે કોઈ કન્યાની આંખો સારી કરશે તેને રાજા મોં માગ્યું ઈનામ આપશે,."

પુત્રની વાત સાંભળી વૃધ્ધ ભારંડ બોલ્યો, "એ રાજ-કન્યા આપણી હગારને ગજેન્દ્રકુંડના પાણીથી અમાવાસ્યાને દહાડે ઘસી આંખોમાં આંજે તો તે દેખતી થઇ શકે. વળી આપણી હગારના ચૂર્ણને અમૃતવલ્લીના (ગડુચીના) રસમા મેળવી આંખોમા આંજે તો રૂપમાં ફેરફાર થઈ જાય અને એ હગારના ચૂર્ણને ચંદ્રવલ્લી–માધવી લતાના રસમાં મેળવી આંખોમાં આજે તો તેનું રૂપ પહેલા જેવું હતું તેવું પાછું થઈ જાય.

મંત્ર વિનાનો કોઈ અક્ષર નથી, કોઈ વનસ્પતિ એવી નથી જેનું મૂળ ઔષધ–દવા ન હોય, પૃથ્વી અનાથ નથી પણ તેની વિધિ બતાવનાર જ દુર્લભ છે."

ત્રીજો પુત્ર વૃધ્ધ ભારંડને કહેવા લાગ્યો, "વિદ્યાપુર નામના ગામમા સિંહ નામનો ખેડૂત પોતાના ખેતરમાં એક કન્યાને મૂકી લગ્નનો સામાન લેવાને ઘેર ગયો. ઘેર જઈને પોતાની સ્રીને ઘણા કઠોર વચનો કહી તિરસ્કાર કરી ઘરમાથી

કાઢી મૂકી તે સ્ત્રી ક્રોધે ભરાઇ પોતાના બાપને ઘેર ગઇ. પછી તે ખેડૂતે બ્રાહ્મણને બોલાવ્યો, ને લગ્ન માટે જોઇતી વસ્તુઓ લઇ બ્રાહ્મણને સાથે લઇ ખેતર તરફ જવા નીકળ્યો. તે જ્યારે ખેતરે આવ્યો ત્યારે ત્યા કન્યાને નહિ જોતાં બેબાકળો થઈ ચોતરફ જોવા લાગ્યો.

કન્યાનો ક્યાય પત્તો ન લાગ્યો ત્યારે તે ગાડા જેવો થઈ આમ બોલવા લાગ્યો, 'હે બ્રાહ્મણ હુ લગ્ન કરવા અત્યારે એક કન્યા લાવ્યો છું તેની સાથે મારા લગ્ન કરાવો. હું મારું ઘર ઉઘાડું મૂકી અહીં આવ્યો છું. તેથી મારે ઉતાવળે ઘેર જવુ જોઇએ, નહિ તો ઉઘાડા ઘરમા લોકો પેસી વસ્તુઓ ચોરી જશે' આમ બોલતો તે સિંહ ખેતરમાં બ્રાહ્મણને લઇ આમથી તેમ ઘુમવા લાગ્યો.

જે આધળો છે તે સંસારમા સામે રાખેલી વસ્તુઓને જોઈ શકતો નથી, પરંતુ કામી પુરુષ પોતાની આજુબાજુ રહેલી વસ્તુને પણ જોતો નથી

બ્રાહ્મણ ખેડૂતને ગાડો માની ત્યાંથી ચાલ્યો ગયો. પેલો ખેડુત પણ ખેતરમા આમથી તેમ ભટકી પોતાની સ્ત્રી પાસે ગયો ત્યા જઇ કહેવા લાગ્યો 'હે પ્રિયે! તું ઘેર ચાલ.'

સિંહના શબ્દો સાભળી તે સ્ત્રી કહેવા લાગી, 'તમે જે નવી સ્ત્રી લાવ્યા છો, તે જ ઘરનું બધું કામ સુંદરતાથી કરશે. હવે મારે તમારે શું લાગેવળગે?'

સ્ત્રીનાં આવા વચનો સાભળી તિરસ્કાર પામી સિંહ

ઘણો દુઃખી થવા લાગ્યો, કેમકે ધન, ધાન્ય, સ્ત્રી, વગેરે જવાથી માણસ ઘણો દુઃખી થાય છે'

ત્રીજા પુત્રની વાત પૂરી થયા પછી ચોથો પુત્ર બોલ્યો, "બાપુ! હું સુંદર વનમા ફરતો ફરતો એક ઝાડ પર બેઠો, તેવામા બે મુસાફરો ક્યાંકથી આવી તે ઝાડ નીચે બેઠા.

તે બેમાંથી એક કહેવા લાગ્યો, 'તમે પૃથ્વીમાં કાંઈ નવાઈ જેવું જોયું છે? કે સાંભળ્યું છે? અત્યારે તમે ઉદાસ કેમ છો! શું કોઇ તમારું ધન કે સ્ત્રીને ઉપાડી ગયું છે? જે હોય તે મને સાચેસાચું કહો.'

'હું તમારી આગળ મારું દુઃખ કહી શકતો નથી.' બીજા મુસાફરે કહ્યું, 'દુનિયામાં કોઈનું દુઃખ કોઈ લઈ શકતું નથી. કારણ કે મનુષ્ય પોતાનાં પહેલાના કરેલા કર્મનાં જ ફળ ભોગવે છે.

કોઇ પ્રાણીનાં સુખ અથવા દુઃખને હરનાર બીજો કોઇ નથી, તેવું સદ્‌બુદ્ધિથી વિચારવું જોઈએ. પૂર્વજન્મમા કરેલા સારા અથવા ખોટાં કર્મોના પ્રભાવથી સંપત્તિ અને વિપત્તિ આવે છે, તેથી કોઈના પર ક્રોધ કરવાથી અથવા પ્રસન્ન થવાથી શો લાભ?'

'તમારું કહેવું સાચું છે.' બીજો બોલ્યો, 'છતાં તમારું દુઃખ મને કહો, કારણ કે કોઈની આગળ દુઃખ કહેવાથી માણસ કાંઈક શાંતિ મેળવી શકે છે.'

'હું અવંતીપુરના રાજાનો પુત્ર છું.' પહેલો માણસ બોલ્યો,

તે ભારંડ પક્ષીએ વિક્રમચરિત્રે પોતાના વલ્લભીપુરમાં આવ્યા સુધીનો, કન્યાનો અને ઘોડો ચોરાયો સુધીનો વૃત્તાંત કહી સંભળાવ્યો ત્યારે બીજો માણસ કહેવા લાગ્યો, 'તમે શા માટે હૃદયથી દુખી થાવ છો ?'

'રાજા વિક્રમાદિત્ય પોતાના-પુત્રના તમારા ચાલ્યા જવાથી દુઃખી થતા હશે' પેલો સમજાવવા લાગ્યો 'તેથી તમારે તમારા રાજ્યમા જવું જોઈએ.'

પેલાના શબ્દો સાભળી વિક્રમચરિત્ર કહેવા લાગ્યો, "હવે મારા પિતા પાસે જવાથી લાભ શો ? જે માનવ કર્તવ્ય પૂર્ણ કરી શકતો નથી તે કયારે પણ શોભાને પાત્ર થતો નથી. મેં મનોવેગ જેવા શ્રેષ્ટ ઘોડાને ગુમાવ્યો તેથી હું ગિરનાર જઇ જીવ ત્યાગીશ."

પક્ષીઓની આ વાત સાભળી રાજકુમારી શુભમતી ઘણો આનંદ પામી સવાર થતાં તે ઝાડની આસપાસ પડેલી ભારંડ પક્ષીની હગાર એકઠી કરવા લાગી, પછી પુરુષનો વેશ ધારણ કરી ઘોડા પર બેસી તે ઝાડ આગળથી વધી ને પોતાનું નામ તેણે આનંદ રાખ્યું.

તે વામનસ્થલી પહોંચી એક માળીને ત્યા ગઈ ને કહેવા લાગી, "તમે તો મારાં મામી છો." કહી પ્રણામ કર્યા. અને ઘણુા સુંદર મૂલ્યવાન રત્નો માળીની સ્ત્રીના હાથમાં આપ્યાં.

માળણે પોતાને ત્યા આવેલા સુંદર કુમારને સારો સત્કાર કરી ભોજનાદિ કરાવ્યું. ત્યારે ઢોલ વગાડતો માણસ

ત્યાં આવ્યો, ત્યારે પુરુષ વેર ધારી શુભમતીએ માળણને પૂછ્યું, "આ ઢોલ કેમ વગાડવામા આવે છે?"

માળણે ઢોલ વગાડવાનું કારણ કહ્યું.

"હે માળણ!" આનંદકુમાર બોલ્યો, "તમે ત્યાં જઇ ઢોલને અટકો." ત્યારે માળણ બોલી, "તમારામાં રાજકુમારીને દેખતી કરવાની શકિત છે?"

"તમે હમણાં જઇ ઢોલને અટકો," આનંદકુમારે કહ્યું, "આગળ આગળ થઇ પડશે"



## પ્રકરણ પચીસમું ... ... .. શુભ મિલન

આનંદકુમારના આગ્રહથી માળણે ઢોલને સ્પર્શ કર્યો, ત્યારે સેવકોએ રાજાને જઈ કહ્યું, "માળણ ઢોલને અટકી છે."

રાજા આ સમાચાર સાંભળી પોતાના મનમાં આનંદ પામ્યો. પછી સેવકોને માળણને ત્યાં જઇ બોલાવી લાવવા આજ્ઞા આપી.

સેવકો માળણને ત્યાં આવ્યા ને કહ્યું, "હે માળણ! તમે રાજમહેલે ચાલો અને રાજકન્યાને દેખતી કરો."

સેવકોનુ કહેવું સાભળી માળણ જ્યા આનંદકુમાર હતો ત્યા આવીને કહ્યું, "હવે તમે રાજકન્યાનું દુઃખ દૂર કરવા સેવકો સાથે જાવ."

"થોડીવાર થોભો." માળણનું કહેવું સાભળી આનંદ કુમાર બોલ્યો, "મને હમણા જરા આરામ કરવા દો."

માળણ વારંવાર આગ્રહ કરી કહેવા લાગી, ત્યારે આનંદકુમાર જવા માટે તૈયાર થયો ને રાજાના સેવકો

સાથે રાજમહેલે આવ્યો. રાજાએ તેને જોયો, એટલે પ્રસન્ન થઈ આવકાર આપી કહ્યું, "હે કુમાર! તમે મારી પુત્રીને નીરોગી કરો. તેમ કરતાં હું તમારૂં મોંમાગ્યું ઈનામ આપીશ."

રાજાની વાત સાંભળી આનંદકુમાર બોલ્યો, "હે રાજન્! તમારી કન્યા સાથે આઠ ગામ જેને હું અપાવું તેને તમે આપશો? અને સાત યોજન સુધી પૃથ્વી એક માસ માટે મને આપો તો હું તમારી કન્યાને દેખતી કરું."

આ સાત યોજન પૃથ્વીમાં ગિરનાર પણ આવી જતો હતો. જ્યાં લોકો અન્નદાનને માટે આવતા હતા.

રાજા આનંદકુમારની વાત સાંભળી પોતાની પુત્રી પાસે ગયા. ને બોલ્યા, "આનંદકુમાર ઢોલને અટકયા છે. ને અત્યારે અહીંયા છે, તે કહે છે, હું જેને સ્વીકારવા કન્યાને કહું તેને મારી આજ્ઞાથી સ્વીકારે તો હું કન્યાને દેખતી કરું."

રાજાની વાત સાંભળી કન્યા બોલી, "બાપુ! તમારી આજ્ઞા પ્રમાણે થશે. કેમકે બાપથી સોપાયલ વર કન્યા હર્ષપૂર્વક સ્વીકાર કરે છે. આ ઉચ્ચ આદર્શ કન્યાઓ માટે આદરને પાત્ર રહ્યો છે."

પોતાની પુત્રીની વાત સાંભળી રાજા જ્યાં આનંદકુમાર હતો ત્યા આવ્યા ને કહ્યું, "તમે કન્યાને બને તેટલી ઉતાવળે દેખતી કરો. તમે જે માંગ્યું છે તે આપવામા આવશે."

રાજાના કહેવાથી આનંદકુમારે ગજેન્દ્રકુંડથી પાણી લાવી સારા દિવસે મંત્ર તંત્ર વગેરેથી સાધવાનો આડંબર

કર્યો ને પેલી ઔષધીને પાણીમા ઘસીને રાજકુમારીની આખોમાં આજી, તેથી તે રાજકન્યા દેખતી થઈ ગઈ.

પોતાની પુત્રીની આંખો સારી થઈ જવાથી રાજાએ ખુશ થઈ નગર ધજાપતાકાથી શણગારાવ્યું. જગાએ જગાએ નાચગાન થવા લાગ્યાં.

ઉત્સવ પૂરો થયા પછી રાજાએ આનંદકુમારને પૂછ્યું, "તમે કોને આ કન્યા અપાવવા ઇચ્છો છો?"

આનંદકુમારે રાજાના પ્રશ્નના જવાબમા કહ્યું, "હું તે કહીશ, ઉતાવળ ન કરો પછી પોતે માગેલી પૃથ્વીમાં રહી આનંદમા દિવસો વીતાવવા લાગ્યો.

કેટલાય દિવસો પછી મનથી દુઃખી થતો ધર્મધ્વજ પોતાનો પ્રાણ ત્યાગ કરવા ગિરનાર આવ્યો. આ સમાચાર



ધર્મધ્વજ પ્રાણ ત્યાગ કરવા આવ્યો

આનંદકુમારને મળતાં પોતાના સેવકો દ્વારા કહેવડાવ્યું,

"એક મહિના અંદર હું કોઈને અહીં મરવા દઇશ નહિ, કારણ કે આ ધરતી મારી છે."

આ સંદેશો સાંભળી ધર્મધ્વજ એક મહિનો પસાર કરવા ત્યા રહ્યો.

આ પ્રમાણે થોડા થોડા દિવસોના આંતરે વલ્લભીપુરનો રાજા મહાબળ પોતાની સ્ત્રી સાથે આવ્યો. મહારાજા વિક્રમાદિત્યનો પુત્ર વિક્રમચરિત્ર આવ્યો, સિંહ નામનો ખેડૂત આવ્યો. આ બધા પ્રાણત્યાગ કરવા માટે જ આવ્યા હતા, પણ આનંદકુમાર કોઇને ત્યા પ્રાણત્યાગ કરવા દેતો ન હતો કે કોઇને ગિરનાર પર ચઢવા દેતો ન હતો જે લોકો ત્યાં અનશન કરવા આવતા હતા તેમને પણ રોકવામા આવતા હતા.

ધર્મધ્વજ પ્રાણત્યાગ કરવા ઉતાવળ કરતો હતો, તેને આનંદકુમાર સામે લાવી ઊભો કર્યો આનંદકુમારે તેને જોઈ પૂછ્યું, "હે શ્રેષ્ઠ પુરુષ! તમે અહીંયાં શા માટે પ્રાણત્યાગ કરવા આવ્યા છો?"

જવાબમા ધર્મધ્વજ કહેવા લાગ્યો, "સપાદલક્ષ નામના દેશના આભૂષણ રૂપ શ્રીપુર નામનું નગર છે, હુ ત્યાંના રાજા ગજવાહનનો પુત્ર ધર્મધ્વજ છું. હું જ્યારે વલ્લભીપુરના રાજા મહાબળની પુત્રી શુભમતી સાથે લગ્ન કરવા ગયો, ત્યારે એ કન્યાનું કોઈ દેવ, દાનવે હરણ કર્યું, તેનો અત્યાર સુધી પત્તો નથી. તેથી જ હું અહી પ્રાણત્યાગ કરવા આવ્યો છું.

એ કન્યા વિના હું પાછો મારા નગર તરફ જાઉં તો સજ્જન અને દુર્જન પુરુષો મને જોઇ હસશે.”

“ઠીક.” ધર્મધ્વજનું વૃત્તાંત સાંભળી આનંદકુમાર બોલ્યો, “દુનિયામાં એવો કોણ મૂર્ખ છે, જે સ્ત્રી માટે પોતાનો પ્રાણત્યાગ કરે? સ્ત્રી તો એક નહિ પણ અનેક મળી શકે છે, પરંતુ એક વખત ગયેલો પ્રાણ પાછો મળી શકતો નથી. મરવાથી પણ એ કન્યા ક્યાંથી મળવાની? પતિના મરતાં કયારેક ક્યારેક સ્ત્રીઓ ચિતા પર ચઢે છે; પરંતુ સ્ત્રીના માટે પતિ ક્યારે પણ પ્રાણત્યાગ કરતો નથી. હે નરશ્રેષ્ઠ ધર્મધ્વજ! સ્ત્રીઓ કુટિલ ચિત્તવાળી હોય છે. તેથી તમે તમારા મનમાં નાહકનો શોક ન કરો. સાંભળો.

અમર નામનો એક બ્રાહ્મણ હતો તેની સ્ત્રી કંકાશીયણ હતી. બ્રાહ્મણ તેને સમજાવી સગજાવીને થાકયો, પણ તે સ્ત્રીનો સ્વભાવ બદલાયો નહિ.

એક દિવસ બ્રાહ્મણ તેની સ્ત્રીના કંકાશથી ત્રાસી ઘર છોડી બીજે ચાલ્યો ગયો. તે એક દિવસ કોઈ એક ઘેર ભિક્ષાપાત્ર લઈને ઊભો હતો, ત્યાં કયાકથી એકાએક તેની સ્ત્રી આવી પહોચી, તેને જોતાં કંકાશના ભયથી ભિક્ષાપાત્ર ત્યાં જ રહેવા દઈ ને તે નાઠો. આ પ્રકારની દુષ્ટ સ્ત્રી માટે પ્રાણત્યાગ કરવો તે ઠીક નહિ.

માનવજન્મ દુર્લભ છે. અને તેમાય ઉત્તમ જાતિ, કુળ મળવુ પણ દુર્લભ છે, અને સદ્ધર્મવાળું જીવન તો

તેનાથી ય દુર્લભ છે. સંસારમાં ગયેલા પ્રાણની ક્યારે પણ પ્રાપ્તિ થઈ શકતી નથી. સ્ત્રીના મરણથી જડબુધ્ધિવાળો પ્રાણનો ત્યાગ કરે છે. પણ ઉત્તમ પુરુષો તો, મારો એક કાંટો ગયો, એમ સમજે છે. કારણ સ્ત્રી માનવહૃદયમાં પ્રવેશ કરી તેને મોહ પમાડે છે, પાગલ બનાવે છે, અને દુઃખી પણ કરે છે.

સ્ત્રી પુરુષને રમણ કરાવે, તિરસ્કાર કરાવે, તેની ધૃણા પણ કરાવે છે સ્ત્રી શુ નથી કરતી? તેના સ્વભાવમા જ, અસત્ય, સાહસ, માયા, મૂર્ખતા, અતિ લોભ, સ્નેહ ન હોવો, નિર્દયતા વગેરે રહેલાં હોય છે."

આનંદકુમારની આવી વાતો સાભળી ધર્મધ્વજ બોલ્યો, " હું માનભંગ થવાથી શરમાઉં છું, તેથી જ હે નરોત્તમ ! હું મારા નગર તરફ જઈ શકતો નથી "

" હે ધર્મધ્વજ !" આનંદકુમાર બોલ્યો, " હું તમને સુંદર કન્યા સાથે પરણાવી તમારી ઇચ્છા પૂરી કરીશ. માટે તમે શોક દૂર કરી અહીંયાં રહો '

ધર્મધ્વજને આ પ્રમાણે સમજાવી તે પોતાના સ્થાને ગયો.

બીજે દિવસે સિંહ નામનો ખેડૂત પર્વત પર મરવા તૈયાર થયો. એટલે આનંદકુમારના સેવકો તેને આનંદકુમાર પાસે લઇ ગયા. સિંહને આવેલો જોતા તેણે તેને પૂછ્યું, " હે ખેડૂ ! તું અહીં પ્રાણત્યાગ કરવા કેમ આવ્યો છે?"

સિંહ ત્યારે કહેવા લાગ્યો, " મેં એક દિવસે

વલ્લભીપુરથી એક ઉત્તમ—સુંદર કન્યાને લાવીને વિદ્યાપુરમાં મારા ખેતરમાં રાખીને હું ગામમા જઈ પાછો આવ્યો. ત્યારે એ કન્યાને કોઈ દેવ કે દાનવ ઉપાડી ગયો. મારી પહેલી સ્ત્રી પણ ગુસ્સે થઈ પોતાના બાપને ત્યા જતી રહી, બંને સ્ત્રીઓના જવાથી હું ઘણો દુઃખી થઈ આ પર્વત પર પ્રાણત્યાગ કરવા આવ્યો છું. તમે મને અત્યારે મરવા દો. એટલી જ મારી ઇચ્છા છે."

"તે ઇચ્છા અસ્થાને છે, મૂર્ખ પણ સ્ત્રીને માટે જીવ આપતો નથી." આનંદકુમારે કહ્યુ, "સ્ત્રી એક નહિ તો બીજી પણ મળે, પરંતુ ગયેલો પ્રાણ ફરી ફરીને મળતો નથી. મનુષ્યનો જન્મ દુર્લભ છે અને તેમાંય ઉત્તમ કુળમાં જન્મ થવો મુશ્કેલ છે. સ્ત્રી પુરુષના હૃદયને વશ કરી તેનો બધી રીતે તિરસ્કાર કરે છે. સમુદ્રનો પાર પામી શકે પણ દુશ્ચરિત્ર સ્વભાવની સ્ત્રીનો તો કોઇ પાર પામી શકતું નથી. તેથી ભાઈ, તારે તારા મનમા જરાય શોક કરવો નહિ. હું તને થોડા સમયમાં સારી સ્ત્રી સાથે પરણાવીશ."

આનંદકુમારથી આશ્વાસન પામેલો સિંહ ત્યાં રહ્યો.

બીજે દિવસે વલ્લભીપુરના રાજા મહાબળને આત્મહત્યા કરવા તૈયાર થયેલો જોઈ સેવકો તેમને આનંદકુમાર પાસે લાવ્યા

આનંદકુમારે મહાબળને જોઈ પૂછ્યું.' "તમે શા માટે આત્મહત્યા કરો છો ?"

મહાબળે પોતાની કન્યાના ગૂમ થયાની બધી વાત કહી,.

તે સાંભળી આનંદકુમારે કહ્યું, "તમે મનથી દુઃખી ન થાવ, અહીં રહેતા તમને તમારી કન્યા મળી જશે."

તે પછી બીજે દિવસે મહારાજા વિક્રમાદિત્યનો પુત્ર વિક્રમચરિત્રને આત્મહત્યા કરતો જોઈ સેવકો તેને આનંદકુમાર પાસે લઇ ગયા.

આનંદકુમાર પાસે વિક્રમચરિત્ર આવ્યો, ત્યારે આનંદકુમારે પૂછયું, "તમે શા માટે આત્મહત્યા કરો છો?"

જવાબમાં વિક્રમચરિત્રે કહ્યું, "શુભમતી કન્યાના અપહરણથી હું શરમનો માર્યો અવંતી જઈ શકતો નથી. હું ત્યાં જાઉં તો મને માનભંગ થયેલો જોઈ બધા હસશે"

આનંદકુમારે ધર્મધ્વજને સમજાવ્યો હતો તેમ વિક્રમચરિત્રને સમજાવ્યો ને પછી કહ્યું, "તમે જરાય દુ.ખી ન થશો. તમને અહીંયા જ એ રાજકન્યા મળી જશે"

આનંદકુમાર વિક્રમચરિત્રને સમજાવી મનથી આનંદ પામતો પોતાને સ્થાને ગયો.

બીજે દિવસે બધાને ભેગા કરી—તેમને લઈ આનંદકુમાર રાજા પાસે ગયો ને મધુર વાણીથી બોલ્યો, "હે રાજન્! તમે તમારું બોલેલું પાળો, જેઓ ધર્મવાળા વચનો બોલે છે તે પહેલા પૂરેપૂરો વિચાર કરી બોલે છે" કહી ધર્મધ્વજ સાથે તેની પુત્રી પરણાવવા કહ્યું. રાજાએ આનંદકુમારના કહેવા પ્રમાણે પોતાની પુત્રી ધર્મધ્વજ સાથે પરણાવી તે પછી

આનંદકુમારે સારા કુળમાં ઉત્પન્ન થયેલી કન્યા સાથે સિંહના-
લગ્ન કર્યાં અને આઠ ગામ અપાવ્યા.

રાજાએ પોતાનું વચન પાળ્યું શ્રેષ્ઠ પુરુષો રાજ જાય, લક્ષ્મી જાય, પરંતુ પોતાના બોલેલા વચન વૃથા કરતા નથી. સજ્જન પુરુષોના મોઢામાંથી નીકળેલાં વચનો કોતરાઇ ગયેલા જેવા હોય છે. તે ક્યારે પણ ભૂસાતા નથી.

આનંદકુમાર દ્વારા થતાં કાર્ય જોતા નગરજનો કહેવા લાગ્યા, "આ માણસ કેટલો નિષ્કપટ, પરોપકારી છે. સજ્જન માણસો પોતાનુ કાર્ય છોડી પારકાના ભલા માટે પ્રયત્નશીલ રહે છે ચંદ્રમા પૃથ્વીને પ્રકાશિત કરે છે, પણ પોતાના કલંકને ધે તો નથી. વિરલ વ્યક્તિ જ ગુણોને-જાણનાર હોય છે કોઈક જ પોતાના દોષને જુએ છે."

પોતાનું વચન પાળવા આનંદકુમાર મહાબળ પાસે આવ્યો ત્યારે મહાબળે કહ્યું, "હે કુલોત્તમ! તમે મને-શા માટે ગિરનાર પર અનશન વ્રત કરવા નથી દેતા?"

મહાબળ રાજાની વાત સાંભળી આનંદકુમાર ચૂપચાપ-ઘરમાં ચાલ્યો ગયો અને દવાનો પ્રયોગ કરી પોતાનું મૂળ સ્રીનું સ્વરૂપ ધારણ કરી રાજા મહાબળ પાસે આવી ઊભો.

મહાબળ પોતાની કન્યાને જોઈ ઘણો આનંદ પામી-પૂછવા લાગ્યો, "બેટા! તને કોણ ઉપાડી ગયું હતું, તે મને કહે"

શુભમતીએ બનેલી બધી વાત પોતાના પિતા આગળ કહેતા કહ્યું, "મારા શિયળની રક્ષા માટે મેં સ્વરૂપ બદલી નાખ્યું હતું: રાજકન્યા, સિંહ અને ધર્મધ્વજનું કામ મેં આનંદકુમારના વેશમા કર્યું."

દીકરીની વાત સાંભળી મહાબળે પૂછ્યું, "હવે તું કોની સાથે પરણવા ઇચ્છે છે?"

"હું મહારાજા વિક્રમાદિત્યના પુત્ર વિક્રમચરિત્ર સાથે પરણવાની છુ." શુભમતીએ બાપના પ્રશ્નના જવાબમાં કહ્યું.

"બેટા!" મહાબળ બોલ્યો, "તે અહીયા અત્યારે કયાથી આવશે?"

"બાપુ!" શુભમતી બોલી, "તેઓ અત્યારે આ નગરમા છે મેં ધર્મધ્વજ પહેલા જ વિક્રમચરિત્રને પસંદ કર્યા હતા અને મારું મન પણ તેમને જ વરવાનુ છે."

"વિક્રમચરિત્ર કયા છે?" મહાબળે પૂછ્યું.

"બાપુ." કહેતી શુભમતીએ વિક્રમચરિત્ર જ્યા હતો તે સ્થાન બતાવ્યુ.

મહાબળ વિક્રમચરિત્રનું સ્થાન જાણી ત્યા જઈ બધું કહી આનંદ ઉત્સવ સાથે શુભમતીનાં લગ્ન વિક્રમચરિત્ર સાથે કર્યાં પછી શુભમતીએ વિક્રમચરિત્રને પોતે સિંહ ખેડૂત સાથે કેવા સંજોગોમાં ગઈ હતી તે બધું કહ્યું અને પોતાની સાથે રાખેલ મનોવેગ ઘોડો જે માળણને ત્યાં રાખ્યો હતો તે ત્યાથી લાવી આપ્યો.

માળણને સવા લાખની કીમતનાં મોતી રત્નાદિક વિક્રમચરિત્રે શુભમતીના કહેવાથી આપ્યાં.

બધું નિર્વિઘ્ને પૂરું થઇ ગયા પછી વિક્રમચરિત્ર ગિરનાર પર શ્રી અર્હન્તોનાં દર્શન કરવા ગયા. તેમણે શુદ્ધ હૃદયથી શ્રી નેમિનાથનું પૂજન કર્યું, સુંદર સ્તોત્રોથી પ્રાર્થના કરી, તે પછી ગિરનાર પર્વત પરથી નીચે ઊતર્યા. નીચે ઊતર્યા પછી વિક્રમચરિત્ર પણ પોતાની પત્ની, ઘણા ઘોડા અને હાથીઓ સાથે ત્યાંથી અવંતી તરફ જવા લાગ્યો, રસ્તામા અવંતીથી આવતો એક મુસાફર મળ્યો : તેને વિક્રમચરિત્રે અવંતીની નવાજૂની પૂછી. મુસાફર કહેવા લાગ્યો, "ભદ્રમાત્ર ભીમ નામના રાજાની અત્યંત સૌંદર્યસંપન્ન રૂપસુંદરી નામની કન્યાને વિક્રમચરિત્ર સાથે પરણાવવા લઈ આવ્યા, ત્યારે વિક્રમચરિત્ર ક્યાંક ચાલ્યા ગયા હતા. આ સમાચાર મહારાજાએ જાણ્યા એટલે ચોતરફ સેવકો મોકલી તેમની શોધ કરાવી. પરંતુ અત્યાર સુધી તેમનો પત્તો નથી. તેથી રૂપસુંદરીએ કહ્યુ, 'પોતે ચિતા પર ચઢી બળી મરશે.' એટલે મહારાજા અને મંત્રીઓએ રૂપસુંદરીને કહ્યું, 'તમે મહિનો રાહ જુઓ (તે સમયમા વિક્રમચરિત્ર ન આવે તો ખુશીથી ચિતા પર ચઢજો.' આમ રૂપસુંદરીને બધાએ બહુ મુશ્કેલીએ સમજાવી છે. કાલે મહિનો પૂરો થાય છે તેથી રાજકન્યા રૂપસુંદરી ચિતા પર ચઢશે.

મહારાજા વિક્રમાદિત્ય અને મહારાણી સુકોમલા પુત્રના વિયોગે ઘણા દુઃખી છે : મહારાણીએ નિદ્રાનો ત્યાગ

કર્યો છે, ખેવાર જમતાં પણ નથી મંત્રીઓ વગેરે ચિંતા કરતા વિક્રમચરિત્રના આવવાની રાહ જુએ છે." આમ કહી મુસાફર ચાલ્યો ગયો.

મુસાફરના મોઢેથી અવંતીના સમાચાર જાણી વિક્રમચરિત્ર મનોવેગ ઘોડા પર બેસી આગળ વધ્યો ને બીજે દિવસે સવારે અવંતી લગભગ આવી ગયો, ત્યારે રૂપસુંદરી કન્યા ચિતા પર ચઢવા વિક્રમાદિત્ય તથા બીજાઓ સાથે નગર બહાર આવી, ત્યાં ચિતા તૈયાર રાખવામા આવી હતી, તેની પ્રદક્ષિણા કરી તે ચિતા પર ચઢવા જાય છે, ત્યા તો વિક્રમચરિત્ર આવી પહોચ્યો.

વિક્રમચરિત્રને અચાનક આવેલો જોતા ત્યા હાજર રહેલા બધા આનંદમા આવી ગયા.

વિક્રમચરિત્રે ભક્તિભાવથી પોતાના માતાપિતાના ચરણોમાં પ્રણામ કર્યા પછી મહારાજાએ ઘણી ધામધૂમથી રૂપસુંદરી અને શુભમતીને નગરમાં પ્રવેશ કરાવ્યો અને શુભ મુહૂર્તમા રૂપસુંદરી સાથે વિક્રમચરિત્રના લગ્ન કરાવ્યા.

બંને વહુઓને રહેવા માટે મહારાજાએ સાત માળવાળા-મહેલ આપ્યા, પછી વિક્રમચરિત્રે પોતાના પિતાને આદિથી અંત સુધી બનેલો બધો વૃત્તાત કહ્યો.

દીપક પોતાના તેજથી પ્રત્યક્ષ વસ્તુઓને પ્રકાશિત કરે છે, પરંતુ નિષ્કલંક પુત્ર તો પોતાનાં પૂર્વજોને પણ પોતાના ગુણોથી પ્રકાશિત કરે છે

પાંચમો સર્ગ સંપૂર્ણ.

સર્ગ છઠ્ઠો





પ્રકરણ છવ્વીસમુ . ... વિક્રમાદિત્યનો ગર્વ

એક દિવસે મહારાજા વિક્રમાદિત્યે પોતાની માતા પાસે જઈ પૂછયું, "હે માતા ! આ દુનિયામા મારા જેવો કોઈ પરાક્રમી પુરુષ હશે ખરો ?"

"હે પુત્ર !" માતાએ કહ્યું "તું આવું ના બોલીશ. દુનિયામાં શેરને માથે સવાશેર હોય છે. આ પૃથ્વી અનેક રત્નોવાળી છે. ડગલે ને પગલે દ્રવ્યોની ખાણુ છે અને યોજને યોજને રસકુપિકા છે. પણ જેને પુણ્ય કર્યાં નથી તે તેને જોઇ શકતો નથી. સંસારમા એકએકથી ચઢીઆતા અનેક હોય છે."

માતાની આ વાત સાભળીને મહારાજા વિક્રમાદિત્ય એક રાતના હાથમા તલવાર લઈ બળનો સાક્ષાત્કાર કરવા નીકળી પડયા.

રસ્તે જતા અનેક આશ્ચર્યો જોતાં એક ગામની પાસે આવી પહોંચ્યા. ત્યા એક કમલ નામના ખેડૂતે બળદને

બદલે ભયંકર અને મોટા મોટા સિંહ અને ચિત્તાને સાપથી બાંધી હળે જોડયા હતા આ જોઈ વિક્રમાદિત્ય મનમાં આશ્ચર્ય પામ્યા.



સિહ અને ચિત્તાને સાપથી બાંધેલા જોયા.

ખેડૂતે ઘણા સમય સુધી ખેડયા પછી ખેડવું બંધ કર્યું, ત્યારે રાજાએ પૂછ્યું, "ભાઈ, આ સંસારમાં તારા કરતાં વધારે બળવાન પુરુષ હશે ખરો?"

જવાબમાં તે બોલ્યો, "રાતના એક દુર્બુધ્ધિ માણસ મારે ત્યાં આવી મારી સ્ત્રી સાથે ક્રીડા કરે છે, તે મારાથી પણ વધારે બળવાન છે. અને તેથી જ હું તેને મારે ત્યાં આવતો રોકી શકતો નથી."

ખેડૂતના શબ્દો સાંભળી મહારાજા વિક્રમાદિત્ય બોલ્યા,

"હું તમારે ત્યાં આવું છું, રાતના આપણે બંને જણ મળી તેના બળની પરીક્ષા કરીશું."

આ નિર્ણય કરી મહારાજા વિક્રમાદિત્ય તે ખેડૂત સાથે તેને ઘેર આવ્યા અને પેલા વ્યભિચારીને જોવા એકાંત સ્થળે શાંતિથી બેસી ગયા.

રાતના જ્યારે એ વ્યભિચારી ખેડૂતને ત્યાં આવી તેની સ્ત્રીની સાથે વાતો કરવા લાગ્યો ત્યારે રાજા અને ખેડૂત તેને તીક્ષ્ણ બાણો મારવા લાગ્યા. બાણ વાગતા તે વ્યભિચારી બોલ્યો, "આજ મને મચ્છરો કરડતાં હોય તેમ લાગે છે."

એ દુરાચારીના શબ્દો સાંભળી મહારાજા વિક્રમાદિત્ય ઘણા નવાઈ પામ્યા અને મનમા વિચારવા લાગ્યા. "આ તો બાણના ઘાને મચ્છરના કરડવા જેવું માને છે, તો તે કેટલો બળવાન હશે?"

તેનાથી ડરતા મહારાજા તેમજ ખેડૂત ઘરની બહાર આવ્યા એટલે પેલો માણસ અને ખેડૂતની સ્ત્રી તેમની પાછળ જવા લાગ્યાં.

એકાએક મહારાજા વિક્રમે ખેડૂતને કાઇક ખાતા રોકયો તેથી ગુસ્સે થયેલા ખેડૂતે વિક્રમાદિત્ય અને પોતાની સ્ત્રીને પોતાના મોઢામાં એકબાજુ રાખ્યા ને પહેલાંની જેમ ખાવા લાગ્યો. તેવામાં પેલા વ્યભિચારીને પોતાની સામે આવતો દેખ્યો એટલે સિંહ જેમ મૃગને પકડવા દોડે તેમ તે ખેડૂત તેની સામે દોડયો.

ખેડૂતે પેલા વ્યભિચારીને મારી નાખ્યો ને મોઢામાં રાખેલાં પેલાં બે જણાંને બહાર કાઢયાં.

મહારાજા વિક્રમાદિત્ય પોતાના મનમાં વિચારવા લાગ્યા, "આની શક્તિ ખરેખર આશ્ચર્યજનક છે. આવો શક્તિશાળી પુરુષ તો મેં આ પૃથ્વી પર બીજો જોયો નથી."

વિક્રમાદિત્ય મનમાં આમ વિચારી રહ્યા હતા, તેવામાં એક તેજસ્વી સ્વરૂપવાળો દેવ તેમની સામે આવી બોલ્યો, "હે વિક્રમાદિત્ય, હું સ્વર્ણપ્રભ નામનો દેવ છું. તમારા ગર્વનું ખંડન કરવા માટે ખેડૂત વગેરેની આશ્ચર્યકારક ઘટના બતાવી હતી.

સજ્જન મનુષ્ય બળ, લક્ષ્મી, શાસ્ત્ર, કુળ વગેરેનો ગર્વ કરતો નથી. હે રાજન્! આ પૃથ્વીમાં એક બીજાથી ચડિયાતા માણસો હોય છે." કહી તે દેવ અદૃશ્ય થઈ ગયો.

વિક્રમાદિત્ય અવંતીમાં પાછા આવ્યા અને પોતાની માતાના ચરણોમાં પ્રણામ કરી બોલ્યા, "હે માતા! તમે જે મને કહ્યું હતું તે સાચું છે."

o o o o

એક દિવસે કોઈએ મહારાજા વિક્રમને સુંદર લક્ષણ-વાળા બે ઘોડા ભેટ આપ્યા, એ ઘોડાના વેગની પરીક્ષા કરવા રાજા, અમાત્ય, મંત્રી, વગેરે બાગમાં ગયા.

રાજાએ એક ઘોડા પર ચઢી એડી મારી. એ ઘોડો જુદી જ

રીતે શીખવેલો હતો. તેથી તે રાજા ને લઇ દોડયો ને સિંહ વાઘવાળા જંગલમાં લઇ એક ઝાડ નીચે આવી તે અટક્યો.

મહારાજા વિક્રમાદિત્ય તે ઘોડા પરથી ઊતર્યા તે સાથે જ શ્રમિત થયેલો તે ઘોડો ત્યાં જ મરી ગયો.

મહારાજા વિક્રમાદિત્યે ઘોડાને એકાએક મરેલો જોયો અને પોતે પણ તાપ અને તરસથી પીડાતા મૂર્છિત થયા જેમ સૂકું ઝાડ પૃથ્વી પર પડે તેમ. રાજાના પૂર્વના પુણ્યે કોઈ એક વનવાસી ભીલ ઘોડાના પગલે પગલે ત્યાં આવી પહોંચ્યો.

બધાં જ પ્રાણીઓનું પુણ્યથી જ રક્ષણ થાય છે.

એ વનવાસીએ મહારાજા વિક્રમાદિત્યને બેભાન થયેલા જોઇ મનમાં વિચાર્યું, "આ કોઈ મહાન વ્યક્તિ છે." આમ વિચારી તે ભીલે સરોવરમાથી પાણી લાવી છાંટી તેમને સાવધ કર્યા.

સાવધ થયા પછી વિના પૂછ્યે ઉપકાર કરનાર ભીલ પર પ્રસન્ન થઈ વિક્રમાદિત્ય કહેવા લાગ્યા, "હે પુરુષ! તમારા જેવા વિરલા જ ગુણને જાણવાવાળા હોય છે, પોતાના દોષોને જાણવા-વાળા પણ વિરલા જ હોય છે. બીજાનું કાર્ય પૂર્ણ કરનારા પણ થોડા જ હોય છે. તેવા માણસોને લઈને જ આ પૃથ્વી ધારણ કરાઈ છે. જેની બુધ્ધિ પરોપકાર કરવામાં જ રહેલી છે, જે ઉપકારને ક્યારે પણ ભૂલતા નથી. કહેવાય છે."

"સજ્જન માણસો પોતાનું કાર્ય છોડી બીજાનું કાર્ય કરે છે, જેમ ચંદ્ર પોતાના કલંકને દૂર કરવાનું રહેવા દઇ પૃથ્વીને પ્રકાશ આપે છે."



વિના કારણ ઉપકાર કરનાર ભીલ સાથે મહારાજા વાત કરવા લાગ્યા.

રાજાના આ શબ્દો સાંભળી વનવાસી ભીલ ખૂબ ખુશ થયો અને પોતાની સાથે પર્વતની ગુફામાં રાજાને લઇ આવ્યો. ત્યાં તેણે અને તેની પત્નીએ રાજાની સારી સેવા કરી અને આદર સાથે ભોજન અને પાણી આપી તેમની ભૂખ ને તૃષા શાંત કરી.

આદરપૂર્વક ભોજનાદિ કરાવ્યા પછી સૂવાની સારી સગવડ કરી અને ગુફાના દ્વાર પર બાવન હાથ ઊંચો પથ્થર લાવી મૂકી દીધો.

પોતાને ત્યા આવેલા મહેમાનની સગવડ અને રક્ષા માટે

તે વનવાસી ભીલ બહાર સૂઈ રહ્યો. ત્યાં રાતના એક વાઘે તેને મારી નાખ્યો.

વાઘની ગર્જનાથી ભીલપત્નીએ રાજા પાસે આવી તેમને જગાડયા ને કહ્યું, "મારા ધણીને વાઘે મારી નાખ્યા છે. માટે જલદીથી બહાર ચાલો."

રાજા અને ભીલડી ગુફાના દ્વાર પાસે આવ્યા ત્યારે ત્યાં પથ્થર જોયો એટલે ભીલડી બોલી, "આ પથ્થરને મારો ધણી જ દૂર કરી શકે છે. હવે આપણે કઇ રીતે બહાર નીકળીશું ?" કહી તે રડવા લાગી.

ભીલડીને રડતી જોઈ મહારાજા વિક્રમાદિત્યે પોતાના પગથી પથ્થરને દૂર કર્યો. ને બહાર આવી જોયું, તો ભીલને વાઘે મારી નાખ્યો હતો.

રાજા મરેલા ભીલને જોઇ વિચાર કરવા લાગ્યા, "વેશ્યા, રાજા, ચોર, પાણી, બિલાડો, દાતવાળા હિંસક પ્રાણીઓ, અગ્નિ, માંસાહારી આ બધાંનો કયારે પણ વિશ્વાસ કરવો નહિ. તે ખોટું નથી."

રાજા જ્યારે આ વિચાર કરતા હતા, ત્યારે ભીલડી પોતાના ધણીને મરેલો જોઈ બેભાન થઈ ગઇ ને તેનો જીવ ચાલ્યો ગયો.

સંસારમાં અધિક મોહના કારણે સંસારી જીવોની આવી દશા થાય છે.

ભીલ અને ભીલડીને મરેલાં જોઇ મહારાજા દુઃખી થયા. અને વિચારવા લાગ્યા, "આ ભયંકર વનમાં કોઇપણ કારણ સિવાય મારા પર ઉપકાર કરનાર આ દંપતી અકસ્માત મૃત્યુ પામ્યાં. અરે, બન્નેએ મને જીવતદાન આપ્યું છે, તેમની આ દશા? સત્કર્મ કરનારની વિધાતાએ આ દશા કરી? વિધિની ગતિ ખરેખર વિચિત્ર છે."

ભીલ અને ભીલડીનાં મૃત્યુથી રાજા દુઃખી થઈ રહ્યા હતા, તેવામાં તેમને શોધતી એક ટુકડી ત્યાં આવી પહોંચી રાજા તેમની સાથે નગરમાં ગયા. ઉપરોક્ત બનાવને લઈ જે દાન હમેશાં આપવામાં આવતું હતું તે રાજાએ દુઃખી થતાં બંધ કર્યું.

દાન આપવાનું બંધ કરવાથી દૂર દૂરથી આવતા યાચકો નિરાશ થવા લાગ્યા.

સદૈવ પરોપકાર કરનાર. દાન ધર્મમાં પ્રેમવાળા મહારાજા વિક્રમાદિત્યે દાન આપવાનું બંધ કરવાથી યાચકો હાહાકાર કરવા લાગ્યા.

ઉપરોક્ત બનાવ બન્યા પછી કેટલાક મહિનાઓ બાદ અવંતીનગરીમાં રહેતા શ્રીપતિ નામના શ્રીમંત શેઠને ત્યાં શુભ દિવસે એક પુત્રનો જન્મ થયો.

જન્મ થયા પછી તરત જ તે બાળકે પોતાના પિતાને બોલાવી સ્પષ્ટ ભાષામાં કહ્યું, "હે પિતાજી! મહારાજા વિક્રમાદિત્યને તમે મારી પાસે બોલાવી લાવો. કેમ કે તેમના પર ભવિષ્યમાં કોઈ વિઘ્ન આવવાનું છે."

બાળકના મોઢેથી આ આશ્ચર્યજનક વાત સાંભળી શ્રીપતિ શેઠ ઉતાવળા મહારાજા વિક્રમ પાસે ગયા. ને કહ્યું, "મહારાજ! આપ મારે ત્યાં પધારો."

"કેમ?" વિક્રમાદિત્યે પૂછ્યું.

"મારે ત્યાં એક બાળક જન્મ્યો છે, તે જન્મતાં જ આપણી જેમ બોલે છે, ને તે આપ સાથે વાત કરવા ઇચ્છે છે."

શેઠના મોઢેથી આ આશ્ચર્યજનક વાત સાંભળી મહારાજા શેઠને ત્યાં આવ્યા રાજાને જોતા જ તે બાળક બોલ્યો,



રાજાને જોતા જ બાળક બોલ્યો

"તમે કલ્યાણ કરનાર જે દાન આપતા હતા તે કેમ બંધ કર્યું?"

રાજાએ કહ્યું, "અત્યારે પહેલા મેં દાનનું ફળ કેવું મળે છે તે અનુભવ્યું છે."

"હે રાજન્!" બાળક બોલ્યો, "દાનનું મહાત્મ્ય સાભળો, મેં અન્નપાનનું દાન કર્યું, તેથી આ નગરમાં મારો જન્મ થયો છે. ગયા જન્મમાં મેં આપને આદરપૂર્વક અન્ન-પાન આપ્યું, તે દાનના પ્રભાવે હું આજ બત્રીસ કોટી સુવર્ણના સ્વામી શેઠ શ્રીપતિનો પુત્ર થયો છું."

બાળકની આ વાત સાંભળી મહારાજા પ્રસન્ન થયા. ને પૂછવા લાગ્યા, "તમારી સ્ત્રીની શું સ્થિતિ થઇ?"

"તે આ જ નગરમા દાતાક શેઠને ઘેર પુત્રી રૂપે જન્મી ચૂકી છે." તે બાળકે કહ્યુ. "દિવસો જતાં તે મારી સ્ત્રી થશે."

રાજાએ પૂછ્યું, "તમે હમણાં તો જન્મ્યા છો, તો તમને આ જ્ઞાન કેવી રીતે થયું?"

"દેવી પદ્માવતી માતા મારી દ્વારા બોલે છે." બાળકે કહ્યું.

રાજા આ વાત સાંભળી સંતોષ અને આનંદ પામ્યા. અને પહેલાની જેમ દાનાદિ ઉલ્લાસપૂર્વક કરવા લાગ્યા. વળી તે બાળક પર ખુશ થઇ મહારાજાએ તેને પાંચ ગામો ઇનામમાં આપ્યાં.



કોઈ એક વખતે મહારાજા વિક્રમાદિત્યે મુખ્ય કોષાધ્યક્ષને કહ્યું, "મારો પુત્ર જેટલું દ્રવ્ય માગે તેટલું તમારે તેને આપવું."

"જી." કોષાધ્યક્ષે રાજાજ્ઞાનો સ્વીકાર કર્યો. અને રાજકુમાર જ્યારે જ્યારે અને જેટલું જેટલું દ્રવ્ય માંગે ત્યારે ત્યારે તેને તેટલું દ્રવ્ય આપવા લાગ્યો.

આ રાજકુમારની મૈત્રી દિવસો જતાં દાન્તાક શેઠના પુત્ર સોમદત્ત સાથે બંધાઈ.

રાજકુમાર સોમદત્ત સાથે ઉદ્યાનમા જ્યાં વૃક્ષો વગેરે હતાં ત્યાં ક્રીડા કરવા આવ્યો.

એ બાગમા એક વૃક્ષની નીચે ધર્મઘોષ નામના સૂરીશ્વર ધ્યાનમાં બેઠા હતા ત્યા વિક્રમચરિત્ર ગયો અને ધર્મોપદેશ સાંભળવા વિનયપૂર્વક તેમની સામે બેઠો.

ધર્મઘોષસૂરીશ્વરે વિક્રમચરિત્રને મોક્ષ અને સુખ આપનાર ધર્મોપદેશ સંભળાવ્યો, પછી બીજી વાતો કરતાં

કહ્યું, "ધનથી દાન, વાણીથી સત્ય, આયુષ્યથી કીર્તિ અને ધર્મ તેમજ શરીરથી પરોપકાર કરીને અસારમાંથી સાર ગ્રહણ કરવો. આ જ મનુષ્યજીવનનો સાર છે."

ધર્મઘોષસૂરિનો આ પ્રમાણે ઉપદેશ સાંભળી વિક્રમ-ચરિત્ર હંમેશા દાન, શીલ, તપ અને ભાવના આ ચાર પ્રકારથી ધર્માચરણ કરવા લાગ્યો.

મોક્ષ પ્રાપ્ત થવાની ક્ષણો જ્યારે માનવ માટે પાસે આવતી જાય છે, તેમજ સર્વ કલ્યાણને માટે યોગ્ય થાય છે, ત્યારે જ જીવ જિનેન્દ્રે કહેલા ધર્મને ભાવનાપૂર્વક સ્વીકારે છે.

વિક્રમચરિત્ર ધર્મકાર્યોમાં પુષ્કળ પ્રમાણમાં દ્રવ્ય વાપરતો હતો. મર્યાદા બહાર રાજકુમારને દ્રવ્ય વાપરતો જોઈ કોષાધ્યક્ષ વિચારમાં પડી ગયો ને મહારાજા વિક્રમાદિત્યને કહેવા લાગ્યો, "મહારાજ, કુમાર દ્રવ્યનો ઘણો જ વ્યય કરે છે, તો હવે શું કરવું?"

"વાંધો નહિ," મહારાજે કહ્યું, "તમે તેને દ્રવ્ય આપતા સંકોચ કરશો નહિ, હું તેને સમય જતા આ સંબંધમાં શિખામણ આપીશ. જે કામ શાંતિથી થતું હોય તેને માટે કડકાઈ કરવાની જરૂર હોતી નથી."

રાજાનો આ જવાબ મળ્યા પછી કોષાધ્યક્ષ શાંત થઈ ગયો. પણ મહારાજા હૃદયમાં વિક્રમચરિત્રને સારી શિખામણ આપવાના વિચારો કરવા લાગ્યા.

એક દિવસ વિક્રમાદિત્ય ભાવ અને દ્રવ્યથી જિનેશ્વરદેવની પૂજા કરીને આવી ભોજન કરવા બેઠા, તેવામાં વિક્રમચરિત્ર બહારથી ત્યાં આવ્યો.

વિક્રમચરિત્રને જોઇ મહારાજા બોલ્યા, "આજ તું મારી સાથે જમવા બેસ."

પિતાની ઇચ્છાને માન આપી વિક્રમચરિત્ર તેમની સાથે જમવા બેઠો. ભોજન કરતાં કરતાં મહારાજાએ આમતેમ વાતો કરતાં કહ્યું, "બેટા! જ્યાં સુધી હું જીવતો બેઠો છું ત્યાં સુધી મારી આજ્ઞાથી ધર્મકાર્યમાં તથા શરીરની સુખાકારી માટે રોજ પાંચસો દિનાર તારી ઇચ્છા પ્રમાણે વાપર."

"બાપાજીને હું જે ખર્ચ કરું છું તે ઠીક લાગતું નથી." વિક્રમચરિત્ર મહારાજાના વચનો સાંભળી મનમાં વિચાર કરવા લાગ્યો. "સોળ વર્ષનો પુત્ર બાપની લક્ષ્મીને વાપરે તો તે પૂર્વ જન્મનો તેનો લેણદાર છે એમ મનાય છે. ઉત્તમ કોટીનો મનુષ્ય પોતાના ગુણોથી પ્રસિધ્ધી મેળવે છે. મધ્યમ કોટીનો મનુષ્ય પિતાના ગુણથી પ્રસિધ્ધી મેળવે છે. તથા મામાના લીધે પ્રસિદ્ધી મેળવે તે અધમ ગણાય અને અત્યંત અધમ કોટીનો મનુષ્ય સસરાના ગુણથી પ્રસિધ્ધી મેળવે છે." આમ વિચારતા વિક્રમચરિત્રને ખાવાનું ઝેર જેવું લાગ્યું. પણ તેણે જેમ તેમ કરી ખાઈ લીધું. પછી સોમદત્તને ત્યાં જઇ બધી વાત કહેતા કહ્યું, "દોસ્ત! મારો વિચાર બહારગામ જઇ ભાગ્યને અજમાવવાનો છે. બેઠા બેઠા ખાવું તેના કરતાં પોતાના પરાક્રમથી લક્ષ્મી મેળવી ભોગવવી તે ઉત્તમ છે.

જે દુર્જન અને સજ્જનના ગુણ અવગુણોને જાણે છે, દુઃખોને સહન કરે છે, તે જ પૃથ્વીનાં સુખોને ભોગવે છે. જે મનુષ્ય ઘરની બહાર ન નીકળતાં ઘરમાં જ બેસી રહે છે, તે કૂવામાંના દેડકા જેવો છે. ઘરમાં બેસી રહેનાર આળસુ હોવાને કારણે, વિદેશગમન ન કરવાના લીધે, કાગડા, કાયર અને મૃગની જેમ પોતાના દેશમાં જ મરણ પામે છે. તેથી હું આજ રાતના કોઈને પણ કહ્યા સિવાય અહીંથી ચાલ્યો જઈશ. તમે અહીંયાં રહેજો ને મને યાદ કરજો.

ચંદ્ર ઉપર છે, અને ફૂલ નીચે છે. છતાંય ખીલે છે, હજારો વર્ષ વીતી જાય છતા ફૂલ અને ચંદ્ર એક બીજા પાસે આવી શકતાં નથી, તોય તેમનો પ્રેમ અતૂટ જ રહે છે.

મિત્ર! સરોવરમાં કમળોનો સમૂહ કયાં? દૂર આકાશમાં સૂર્ય કયાં? કુમુદોનો સમૂહ કયાં? અને આકાશમાં ચંદ્ર કયાં? છતાંય આ બધાની મિત્રતા અખંડ રહે છે. તેમ એક બીજાના સંસર્ગમાં આવેલાની મૈત્રીમાં દૂર રહેવા છતાંય ઊણપ આવતી નથી."

વિક્રમચરિત્રના સ્નેહભર્યા શબ્દો સાંભળી સોમદત્ત કહેવા લાગ્યો, "હે મિત્ર, તું આવી વાતો કેમ કરે છે? હું તારા વિયોગે એક ક્ષણ પણ જીવી શકું તેમ નથી."

સોમદત્તના આ શબ્દોમાં કેવળ સ્વાર્થ હતો. પરંતુ વિક્રમ-ચરિત્ર તો તેને સાચા હૃદયથી ચાહતો હતો.

દુનિયામાં કપટીઓમાં ત્રણજાતની પ્રકૃતિ હોય છે. તેમના

મોઢા કમળ જેવા સુંદર હોય છે. વાણી ચંદન જેવી શીતળ હોય છે, પણ હૃદયમાં તો હળાહળ ઝેર હોય છે.

"દોસ્ત! ત્યાં તારા સુખદુઃખમાં ભાગ લેવા, વનમાં, યુધ્ધમાં, ભાગ લેવા સાથે જ રહીશ." સોમદત્તે કહ્યું, "જેમ દિવસ અને સૂર્યને અખંડ પ્રેમ છે, તેથી જ દિવસ વગર સૂર્ય હોતો નથી અને સૂર્ય વિના દિવસ હોતો નથી, તેમ દોસ્ત! આપણી મિત્રતા પણ આવી જ છે."

સોમદત્તના આ શબ્દો સાંભળી વિક્રમચરિત્ર કહેવા લાગ્યો, "હે મિત્ર! આવું તું ન બોલ, વિદેશગમન કરતાં ટાઢ, તાપ, વરસાદ વેઠવો પડે છે. તેથી તું અહીં જ રહે."

"મિત્ર! જે સુખ દુઃખમાં પોતના મિત્રનો ત્યાગ નથી કરતો તે જ સાચો મિત્ર છે" સોમદત્ત બોલ્યો, "દૂધ અને પાણીની મિત્રતા જો. દૂધ પોતાના બધા જ ગુણો પાણીને આપી દે છે. જ્યારે દૂધ ગરમ થાય છે, ત્યારે પાણી પોતાનુ સમર્પણ કરે છે, પોતાના મિત્રને સમર્પણ કરતો જોઈ દૂધ પણ બળવા લાગે છે. એટલે પાણી અગ્નિને શાંત કરી દે છે, સજ્જનોની મૈત્રી આવી હોય છે."

સજ્જનોના લક્ષણ સજ્જનોએ જ આ કહ્યા છે, 'સાચો મિત્ર પાપ કરતાં રોકે છે, સત્કર્મ કરવા પ્રેરે છે. ગુપ્ત વાતોને ગુપ્ત જ રાખે છે. ગુણોને પ્રસિદ્ધી આપે છે. દુઃખના સમયમાં ત્યાગ કરતો નથી અને જરૂરીયાતે ધન વગેરેની સહાય કરે છે.'

સોમદત્ત પોતાનાથી છૂટો પડવા માગતો નથી તેમ

જણાયાથી વિક્રમચરિત્ર તેને સાથે રાખી રાતે કોઈને કહ્યા સિવાય નગર બહાર નીકળ્યો. રાત દિવસ ચાલતા ગામ, નદી, પર્વત, વન વટાવતાં એક સરોવર પાસે પહોંચ્યા.

ચોકખા પાણીથી ભરેલા સરોવરને જોઇ સોમદત્તે પાણી પીધું પછી વિક્રમચરિત્ર પોતાના મિત્રની સાથે તેના કિનારે એક ઝાડ નીચે બેઠો એટલે સોમદત્તે પૂછ્યું. "તને તરસ નથી લાગી ? પાણી પીવા જેવું છે. પી આવને ?"

સોમદત્તના શબ્દે વિક્રમચરિત્ર પાણી પીવા ગયો ત્યારે સોમદત્તે કેટલાક કાકરા ભેગા કર્યા અને રાજકુમાર પાણી પી આવ્યો ત્યારે કહેવા લાગ્યો, "આપણે અત્યારે જુગાર-બાજી રમીએ." ત્યારે રાજકુમારે કહ્યુ, "હું જુગાર રમતો નથી. જુગાર દુઃખનું મૂળ છે. પ્રીતિમાં કાટા રૂપ છે. પહેલાનાં વખતમાં યુધિષ્ઠિર અને દુર્યોધન જુગાર રમ્યા હતા અને તેથી વિરોધ થયો હતો.

દોસ્ત, જુગાર બધી આપત્તિઓનું સ્થાન છે. દુર્બુદ્ધિઓ જ જુગાર રમે છે. જુગાર રમવાથી કુળ કલંકિત થાય છે. જુગાર રમવાની ઇચ્છા, જુગારની પ્રશંસા અધમ વ્યક્તિ જ કરે છે.

રાજા નળ જુગાર રમવાથી બધા જ ભોગોથી રહિત થયો હતો. રાજ છોડી ચાલ્યા જવું પડ્યું હતું. સ્રીથી પણ વિયોગ થયો હતો, જુગાર રમવાથી પાચ પાડવોને વનવાસ વગેરેનાં દુઃખો ભોગવવા પડયા હતા જુગાર, માસ, મદિરા, વેશ્યા, શિકાર, ચોરી કરવી અને પરસ્રીગમન આ સાત વ્યસનો નર્કમાં લઈ જનાર છે."

વિક્રમચરિત્રના આ શબ્દોએ સોમદત્ત પર કાંઈ અસર કરી નહિ. તે તો આગ્રહ કરે જ ગયો. છેવટે આગ્રહને વશ થઇ વિક્રમચરિત્ર જુગાર રમવા બેઠો ત્યારે સોમદત્ત બોલ્યો,



જુગાર રમવા બેઠા.

"ચંદ્રમા વિના રાત્રિ શોભતી નથી તેમ જુગારમાં કાંઇ મૂકયા વિના રમત શોભતી નથી. તો કાંઈક મૂકી રમીએ. જુગાર રમતા જે સો કાકરા હારે તે પોતાની એક આંખ હાર્યો ગણાય."

બંને જણા આ શરત સ્વીકારી રમવા લાગ્યા. જુગારમાં વિક્રમચરિત્ર એક આંખ હાર્યો. હાર્યો જુગારી બમણું રમે તેમ વિક્રમચરિત્ર રમવા લાગ્યો. રમતાં રમતા તે બીજી આંખ પણ હાર્યો.

આમે જુગાર રમનારો, સ્ત્રીમા ધ્યાન અને તેના દર્શનમાં ભાન ભૂલેલો પુરુષ આંખ અને હૃદયથી આંધળો જ હોય છે.

સોમદત્ત કુમારના બે નેત્રો જીત્યો ત્યારે તે મનમાં

વિચારવા લાગ્યો, "હમણાં તેની બે આંખો માંગી લેવાથી કોઈ લાભ નથી, પણ જ્યારે તે રાજા થશે ત્યારે એ માંગી લઈશ અને કપટથી ઘોડા વગેરેથી શોભતા રાજ્યને પડાવી લઈશ"

સાચે જ અનુભવીઓ કહી ગયા છે, દુર્જનને મોઢે ચઢાવવામાં આવે, તેનો સત્કાર કરવામાં આવે તો તે સજ્જનને ત્રાસ જ આપે છે, દૂધથી કાગડાને નવડાવવામાં આવે તો શું કાગડો હંસ થાય ખરો ? ઉચ્ચ કુળમા જન્મ્યો હોય પણ જે દુર્જન છે, તે દુર્જન જ રહેવાનો. તે ક્યારે પણ સજ્જન થઈ શકતો નથી. ચંદનમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ બધાને બાળે છે. દુર્જન માણસ બીજાનું રાઈ જેટલુ છિદ્ર જોઈ શકે છે પણ પોતાનું મોટું છિદ્ર જોઈ શકતો નથી ગધેડો ઘોડો થાય, કાગડો કોકિલ થાય.બગલો હંસ થાય તો જ દુર્જન સજ્જન થાય.

o o o o

વિક્રમચરિત્ર આગળ વધતાં કોઇ નવીન ખાવાની વસ્તુ મળી આવે તો તે વસ્તુ પહેલો પોતાના મિત્રને આપતો અને પછી પોતે ખાતો. આવો પ્રેમ રાખતો તે સુંદર નામના વનમા કૌતુકો નિહાળતો આગળ વધવા લાગ્યો.

ચાલતા ચાલતા તેઓ સરોવર આવતા તેમાથી પાણી પી એક ઝાડ નીચે બેઠા ને વાતો કરવા લાગ્યા. વાતો કરતા કરતા હસતાં હસતાં સોમદત્ત બોલ્યો, "હે રાજકુમાર, તમે તો જુગાર રમતાં બંને આખો હારી ગયા છો."

વિક્રમચરિત્રે આ શબ્દો સાભળતાં જ છરીથી બંને આખો

કાઢી સોમદત્તને આપી બોલ્યો, " ઉતમ પ્રકારનો ઘોડો ક્યારે પણુ એડીનો માર સહન કરતો નથી, તેમ ઉત્તામ પુરુષ ક્યારે પણુ આંગળીચિંધણું સહન કરી શકતો નથી, હું પણ મારા શબ્દો બોલ્યા અબોલ્યા કરવા માગતો નથી."

વિક્રમચરિત્રને આંધળો થયેલો જોઈ સોમદત્ત સારું લગાડવા બોલ્યો. " અરે દોસ્ત ! તેં આ શું કર્યું ? હું તો હસતો હસાતો બોલ્યો. તેં તો હસવાનું ખસવું કરી નાખ્યું. હવે અહીં આપણે શી રીતે રહીશું ? અવંતી તો ઘણે દૂર રહી.

આ ભયંકર વન સાપ, વાઘ વગેરેથી ભરેલું છે. હવે તું આંખ વગરનો થયો તેથી મરવા વખત આવશે." આમ બોલતો કપટી સોમદત્ત બોલવા લાગ્યો, "અરે મિત્ર કુમાર ! હસવામાં કહેલા શબ્દોથી તેં આંખો કાઢી આપી મને દુઃખના સાગરમાં ધકેલી દીધો છે. તેં આવેશમા આવી આ વગર વિચારે અઘટિત કામ કરી નાંખ્યું છે. વગર વિચારે કામ કરવાથી માણસને દુઃખ સહન કરવું પડે છે. ઉતાવળે કોઈએ ક્યારે પણ આવું કામ કરવું ન જોઇએ. જે વિચારીને કામ કરે છે તેને ત્યા લક્ષ્મી આપોઆપ ચાલી આવે છે."

સોમદત્તને આમ રડતો જોઈ વિક્રમચરિત્રે કહ્યું, "અરે દોસ્ત, આમાં કોઇનો વાક નથી આમા દોષ હોય તો મારા કર્મનો જ છે, તો તું દુઃખી થઇશ નહિ. કારણ કે કોઇ પણ વ્યક્તિને પોતાના કરેલાં કર્મોને ભોગવ્યા વિના છૂટકો થતો નથી. જેમ અનેક ગાયોનો સમૂહમા વાછરડો બીજી ગાયો

પાસે ન જતાં પોતાની મા–ગાય પાસે જાય છે, તેમ પહેલાં કરેલા કર્મ કરનાર પાસે દુઃખ જાય છે.

પ્રમાદિ માણસ હસતાં હસતાં જે કર્મ કરે છે, તે અનેક જન્મો પછી પણ તે કરેલા કર્મનાં ફળને ભોગવ્યા વિના રહેતો નથી. તેથી દોસ્ત! મારા કર્મના છાંટા તને પણ લાગશે. અને આપણે બંને મરી જઈશું તો તું તારે ઘેર જા."

વિક્રમચરિત્રના શબ્દોથી સોમદત્ત વિચારવા લાગ્યો. "અહીં રહેવાથી જરૂર જીવ જવાનો, હું આ વનમાં સાથે રહી શા માટે મરૂ?" આમ વિચારી તે બોલ્યો, "દોસ્ત! તેથી તો કહ્યું, પણ મારો પગ અહીંથી ઉપડતો નથી."

ખરેખર નીચ મનુષ્યોના મનમા કાંઈ, વાણીમાં કાંઇ, વર્તનમાં કાઈ જુદું જ હોય છે. તેઓનો સ્વભાવ વેશ્યા જેવો હોય છે.

સોમદત્તે કહ્યું તે સાભળી સરળ હૃદયી રાજકુમાર બોલ્યો, "અરે દોસ્ત! તું મારા કહેવા પ્રમાણે કર, તું અહીંથી ચાલ્યો જા."

ઉત્તમ વ્યક્તિ મન, વચન, શરીર અને કાર્યમાં એક સરખા જ રહે છે. ઉત્તમ વ્યક્તિ અપકાર કરનારનું પણ હિત જ કરે છે.

આ મારો છે, આ પારકો છે, તેવું તો ક્ષુદ્ર વ્યક્તિઓ જ માને છે. ઉદાર વ્યક્તિઓ માટે આખી પૃથ્વીના પ્રાણી તેનાં કુટુંબીઓ જ હોય છે

વિક્રમચરિત્રે જવા કહ્યું એટલે પ્રપંચી સોમદત્ત તેના પગે પડી દુઃખી થતો હોય તેવો દેખાવ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

ફળરહિત વૃક્ષનો પક્ષીઓ ત્યાગ કરે છે, જળ વગરના સરોવરનો સારસો ત્યાગ કરે છે, વાસી ફૂલોનો ભમરાઓ ત્યાગ કરે છે, સળગી ગયેલાં વનનો મૃગલાંઓ ત્યાગ કરે છે, નિર્ધનનો વેશ્યાઓ ત્યાગ કરે છે, રાજ્યભ્રષ્ટ રાજાનો સેવકો ત્યાગ કરે છે, તેમ સ્વાર્થી માનવ સ્વાર્થ માટે જ પ્રેમ કરે છે. આ સંસારમાં કોઈ કોઈનું નથી.

સોમદત્તના ચાલ્યા જવાથી વિક્રમચરિત્ર જંગલમાં એકલો પડી ગયો. તે સરોવર આગળથી ઊઠી ધીરે ધીરે આગળ ચાલવા લાગ્યો. ભૂખ તરસથી તેનું શરીર શિથિલ થઇ ગયું હતુ, છતા પણ તે નિર્ભયપણે ચાલતો હતો. ચાલતા ચાલતા એક ઝાડ નીચે બેઠો ને વિચારવા લાગ્યો, " અહીં કોઈ હિંસક પ્રાણી આવી મને મારી નાખે તો સારું "વિચારતો તે પોતાના બાપ અને પત્નીને યાદ કરતો પ્રભુનું સ્મરણ કરતો સૂઇ ગયો.



## પ્રકરણ અઠ્ઠાવીસમું .. ભારંડ પક્ષી અને ગુટિકાપ્રભાવ

વિક્રમચરિત્ર જે ઝાડ નીચે સૂતો હતો તે ઝાડ પર કેટલાય સમયથી એક અશક્ત વૃધ્ધ ભારંડ પક્ષી પોતાના કેટલાય બાળકો સાથે રહેતો હતો.

સવાર થતાં તેના બાળકો દશે દિશાઓમા દૂર દૂર ચણ માટે જતા હતા અને સાંજ થતા માળામાં આવી તેમના બાપને પ્રણામ કરી તેમને ફળ આપતા હતા.

તે દિવસે પણ રોજના નિયમ પ્રમાણે આવી પોતાના બાપને ફળ આપ્યું તે ફળ લઈ વૃધ્ધ ભારંડ બોલ્યો, "અત્યારે અહીં કોઈ અતિથિ છે?"

આ અવાજ સાંભળી વિક્રમચરિત્ર બોલ્યો, "હે તાત! હુ અહીં અતિથિ છું."

"તમે કોણ છો?" વૃધ્ધ પક્ષીએ પૂછ્યું

"દીન-દુઃખી તથા કૃપાપાત્ર થવાને યોગ્ય, મારા કર્મથી લદાયેલો એવો હું છું." રાજકુમારે કહ્યું.

"આ અતિથિને ઝાડ પર લઈ આવો" ભારંડ પક્ષીએ પોતાનાં બાળકોને કહ્યું.

બાપના કહેવાથી એક બાળક ઊઠયો ને અતિથિને પોતાના બાપ પાસે લાવ્યો.

અતિથિ પોતાની પાસે આવતાં ભારંડ પક્ષીએ તેને કેટલાક ફળો આપ્યા, જે ખાઈ વિક્રમચરિત્ર સંતોષ પામ્યો. તે પછી પક્ષીએ તેને નીચે ઉતાર્યો આમ પક્ષીઓ તેને રોજ ફળ આપતાં. તે ખાતો ને સુખપૂર્વક પોતાના દિવસો વિતાવવા લાગ્યો.

એક દિવસે ભારંડ પક્ષીએ પોતાના પુત્રને મોડા આવેલો જોઈ પૂછ્યું, "આજ આટલુ મોડું કેમ થયું?"

"બાપુ." પક્ષી કહેવા લાગ્યો. "હું એક વનથી બીજા વનમાં ક્રીડા કરતો કરતો કનકપુર નામના સુંદર નગરમાં ગયો . ત્યા કનકસેન રાજાની રતિ નામની સ્ત્રી છે. તેની કન્યા કર્મદોષથી આંધળી થઈ ગઈ છે. તે કન્યા ઘણી રૂપાળી યુવાવસ્થામાં આવેલી હોવા છતાં આંધળી હોવાના કારણે આજ ચિતા પર ચઢવા જઈ રહી હતી

રાજાએ તે દેખતી થાય તે માટે કેટલાય ઉપચારો કર્યા પણ તે દેખતી ન થઈ તેના બાપે તેને કેટલુ ય સમજાવી, દસ દિવસ રાહ જોવા કહ્યું, નગરના લોકો તેને જોવા ભેગા થયા, હું પણ ત્યા રોકાઈ ગયો. હે બાપુજી! શું તે કન્યા દેખતી ન થઈ શકે?"

"બેટા?" વૃધ્ધ ભારંડ બોલ્યો, "હું મોહનાના છેલ્લા દિવસે જે મલોત્સર્ગ કરું છું, તેને અમૃતવલ્લીના રસમાં મેળવી કોઇ તેની બે આખોમાં એકવાર આજે તો તે દેખતી થઈ શકે."

રાતના સમયે આ બાપ-દીકરા વચ્ચે થયેલી વાત વિક્રમચરિત્રે સાંભળી તેનો અમલ સવાર થતાં કર્યો. તેણે તે પક્ષીની હગાર લઈ અમૃતવલ્લીના રસમા ભેળવી પોતાની આંખોમાં આંજી. પરિણામે તેને થોડું થોડું દેખાવા લાગ્યું, થોડીવાર પછી તે સંપૂર્ણ દેખતો થઈ ગયો. કહેવાય છે, 'મંત્ર વગરનો કોઇ અક્ષર નથી. પ્રત્યેક વનસ્પતિ જુદાજુદા ઔષધમા ઉપયોગમાં આવી શકે છે. પૃથ્વી અનાથ નથી. પરંતુ આ બધાંને ઓળખનાર, તેની વિધિ જાણનાર ભાગ્યે જ મળે છે. મંત્ર, તંત્ર, ઔષધિ રત્નો વિગેરે આ પૃથ્વીમાં રહેલાં છે.

આખોમાં દવા આંજવાથી તે દેખતો થઈ ગયો, રાજકુમારે પોતાના વસ્ત્રો સારી રીતે ધોયા, ભારંડ પક્ષીની હગાર લઈ વૃક્ષને વિંટાયેલ અમૃતવલ્લીના રસમાં મેળવી તેની કેટલીય ગોળીઓ બનાવી પોતાની પાસે રાખીને તે ભારંડ પક્ષી પાસે ગયો, પ્રણામ કર્યા. તે જોઈ વૃદ્ધ ભારંડે પૂછ્યું, "આજ તો હું તમારા રંગઢંગ ફરેલા જોઉં છું. તમારામાં ફેરફાર કેવી રીતે થયો તે મને કહો."

"આ બધું તમારી પ્રસન્નતાથી જ થયું છે." રાજકુમારે કહ્યું, "હું તમારી કૃપાથી આજે આનંદમા છું. જો

તમે આજ્ઞા આપો તો હું કનકપુર નગરમાં જઇ રાજાની પુત્રીને દેખતી કરું."

"જો તમારી ઇચ્છા જવાની છે તો જાવ." ભારંડે કહ્યું, "પણ આજનો દિવસ તમે રોકાઈ જાવ. મારા દીકરા સવારે બધે જાય છે. હું મારા એક દીકરાને કહીશ. જેથી તે તમને તેની પાંખ પર બેસાડી કનકપુર લઈ જશે, વિદ્વાન વ્યક્તિ શાસ્ત્રના બોધ માટે, ધન દાનને માટે, પ્રાણ ધર્મના માટે અને શરીર પરોપકાર માટે ધારણ કરે છે. મરુ દેશમા માર્ગમાં રહેલ વૃક્ષ મુસાફરોને છાંયો આપી ઉપકાર કરે છે. પણ જે વૃક્ષોનો છાંયો ઉપયોગમા આવી શકતો નથી તે વૃક્ષો શું કામનાં? સાચું કહું તો જે મનુષ્ય પરોપકાર કરે છે તેજ સ્વર્ગમા જાય છે."

બીજે દિવસે વિક્રમચરિત્ર ભારંડ પક્ષી પાસે વિદાય લેવા ગયો ત્યારે તે પક્ષીએ કહ્યું, "હે વત્સ! તમે અહીંયાં કેટલાય દિવસ રહ્યા તેથી તમે મારા પ્રિય મિત્ર બન્યા છો, તમે મારું સ્મરણ કરજો. દૂર રહેલાને યાદ કરે તે જ સજ્જન કહેવાય."

"હે તાત!" રાજકુમારે કહ્યુ, "હું તમને રોજ યાદ કરવાનો, તમે મને નિરાધારને આધાર આપી મારા પર ઉપકાર કર્યો છે, તમે તો મારા જીવનદાતા છો"

"એવું કાંઈ નહિ." કહેતા ભારંડે પોતાના એક પુત્રને રાજકુમારને કનકપુર લઈ જવા કહ્યું. બાપના કહેવાથી

એક પક્ષીએ રાજકુમારને પોતાની પાંખ પર બેસાડી કનકપુર પહોંચાડયો ને રાજકુમારની સ્નેહપૂર્વક વિદાય લઈ પોતાના આહારની શોધમાં ગયો.

પક્ષીના ગયા પછી રાજકુમારે વૈદ્યનો વેશ ધારણ કર્યો ને શહેરમાં ફરવા લાગ્યો. ફરતો ફરતો તે એક વેપારીની દુકાને પહોંચી ગયો.

દુકાનના માલિક શ્રીદત્તનું મોઢું ઉદાસ જોઇ તેને પૂછવા લાગ્યો, "હે શેઠજી! તમે ઉદાસ કેમ દેખાવ છો?"

"ભાઈ!" શેઠ બોલ્યા, "હુ ઘણી મુશીબતમા છું. મારો એક મદન નામનો પુત્ર છે, તે ઘણો સુદર હતો પણ રોગના કારણે કુરૂપ થઈ ગયો છે તેને સારો કરવા ઘણા ઉપચાર કર્યા પણ તે સારો થયો નથી."

"શેઠજી!" રાજકુમાર બોલ્યો, "તમે મનમા જરાય ગભરાશો નહિ, હુ તમારા દીકરાને દવાના પ્રયોગથી નીરોગી તેમજ સુદર શરીરવાળો બનાવી દઇશ."

શેઠે રાજકુમારના શબ્દો સાભળ્યા તેથી મનમાં આશાનું કિરણ પ્રગટયું. તે રાજકુમારને લઈ પોતાને ઘેર આવ્યો.

રાજકુમારે છોકરાને જોયો અને કેટલીય વસ્તુઓ મંગાવી. કોઇ મહાન પ્રયોગ કરવાનો હોય તેવો ડોળ કર્યો. પછી પેલી ગોળીઓ જે તેની પાસે રાખી હતી તેને ઘસી લેપ કર્યો. તેથી તે છોકરો નીરોગી થઇ ગયો.

છોકરો નીરોગી થતા શેઠને ખૂબ આનંદ થયો ને રાજકુમારનો ખૂબ આદરસત્કાર કરતાં તેને ખવડાવી-પીવડાવી ખુશ કર્યો.

વિક્રમચરિત્ર એ શેઠનો મહેમાન થઈ તેને ત્યા જ રહ્યો. કહેવત છે, ભાગ્યશાળી જ્યાં જાય ત્યા તેનું ભાગ્ય જાગતું જ હોય છે. સૂર્ય વાદળથી ઢંકાયો હોય છતાં અંધકારનો નાશ કરે જ છે.

રાજાએ પોતાની પુત્રીને દસ દિવસ રાહ જોવાનું કહ્યું હતું, ને રાજકન્યાએ દસ દિવસ રાહ જોઈ, તેને આજ દસ દિવસ પૂરા થઇ ગયા. તેથી તે ચિતા પર ચઢવા પોતાના બાપને મળી ઘોડેસવાર થઈ રાજમાર્ગ પરથી જવા લાગી. ત્યારે આગળ વાજિંત્રો વાગતાં હતાં.

વાજિંત્રોના અવાજ સાભળી રાજકન્યાને જોવા માટે ઘરનાં કામ છોડી સ્ત્રીઓ બહાર આવવા લાગી. ત્યારે વિક્રમચરિત્રે શેઠને પૂછ્યું, "અહીંયા આટલા બધા લોકો કેમ ભેગા થયા છે?"

રાજકુમારને જવાબ આપતાં શેઠે બધી વાત કહી. શેઠની વાત સાભળી વિક્રમચરિત્ર માથું હલાવવા લાગ્યો.

"તમે માથું કેમ હલાવ્યું?" શેઠે રાજકુમારને પૂછ્યું, "શુ કારણ છે તે કહો?"

"રાજકન્યા નકામી મરી જશે" રાજકુમારે કહ્યુ.

"હે નરશ્રેષ્ટ!" શેઠ પૂછવા લાગ્યા, "તે દેખતી

થાય તેવો કોઈ ઉપાય છે ખરો? તે દિવ્ય નેત્રવાળી થઈ શકે ખરી?"

"અવશ્ય." રાજકુમારે કહ્યું, "આ રાજકન્યા દિવ્ય નેત્રવાળી થઈ શકે છે."

રાજકુમારના શબ્દો સાંભળી શેઠ દોડતો રાજા પાસે ગયો ને બે હાથ જોડી રાજાને કહેવા લાગ્યો, "મહારાજ! બહેનને આત્મહત્યા ન કરવા સમજાવો."

"પણ તેને સમજાવાય કેવી રીતે?" રાજાએ નિસાસો નાંખી પૂછ્યું.

"રાજન્!" શેઠ બોલ્યા, "એક સુંદર અને ચારિત્ર્ય-શાળી વૈદ્ય મારે ત્યા આવ્યા છે. તે રાજકન્યાને દેખતી કરશે તેમ કહે છે."

"શું સાચું કહો છો?" રાજાએ પૂછ્યું.

"જી મહારાજ." શેઠે કહ્યું, "તેણે મારા દીકરાને નીરોગી બનાવ્યો હતો. તમે પણ શ્રદ્ધા રાખો અને તેમની પાસેથી કામ લ્યો!"

રાજાને અનેક નિરાશામાં આશાનું કિરણ જણાયું, તે ઉતાવળે પોતાની પુત્રી પાસે ગયો ને કહ્યું, "બેટા! ચિતા પર ચઢવા ઉતાવળ ન કર. આપણા નગરમાં એક પરદેશી વૈદ્ય આવ્યો છે તે દવાનો પ્રયોગ કરી તને દેખતી કરશે."

રાજાએ આવા શબ્દો કહેવા છતા પણ રાજકન્યા

માનતી ન હતી. પણ રાજાએ તેને ઘણી સમજાવી રાજ-મહેલે લાવ્યો.

રાજકુમારીને મહેલે લાવ્યા પછી રાજાએ કહ્યું, "વૈદ્યને કહો, મારી દીકરી માટે ઉપચાર કરે."

"રાજન્!" શેઠ મન સાથે કાંઈ વિચાર કરી બોલ્યો, "બહેનની દવા તે કરશે. પણ તેને આપશો શું?"

"શું આપીશ?" રાજા દુઃખમાંય હસીને બોલ્યો, "જો મારી દીકરી દેખતી થઈ જશે તો મારું અડધું રાજ આપીશ."

"સારું." કહી શેઠે વિક્રમચરિત્રને પોતાને ત્યાંથી બોલાવવા સેવક મોકલ્યો. વિક્રમચરિત્ર સેવક સાથે રાજ-મહેલે આવ્યો. ત્યાં આવી જાણે મોટો પ્રયોગ કરવાનો હોય તેવો ડોળ કર્યો. ને છેવટે પેલી ગોળી ઘસી આંખમાં આંજી તે સાથે જ રાજકન્યા જોવા લાગી.

રાજકન્યા દેખતી થઈ તેથી તેના આનંદમા નગરમાં બધે નૃત્ય, ગાન થવા લાગ્યાં.

રાજકુમારીએ પોતાના પર ઉપકાર કરનાર દિવ્ય શરીરધારી વૈદ્યને જોઈ કહ્યું, "હું આ વૈદ્ય સાથે જ પરણીશ. જો તેમ નહિ કરવામાં આવે તો હું ચિતા પર ચઢી મારો જીવ આપીશ."

"હે પુત્રી !" રાજકન્યાના શબ્દો સાભળી રાજા બોલ્યો, "આ વૈદ્યના કુળગોત્રાદિ આપણે જાણતાં નથી, તેથી હું તને તેની સાથે કેવી રીતે પરણાવું ?"

"આ માટે તમારે જરાય વિચાર કરવો નહિ." રાજાના આવા શબ્દો સાંભળી રાજકન્યા બોલી, "હું તો આ વૈદ્ય સાથે જ લગ્ન કરીશ, નહિ તો ચિતા પર ચડીશ."

પોતાની પુત્રીનો આ છેલ્લો નિર્ણય સાભળી રાજાએ પોતાના મંત્રી વગેરેને કહ્યું, "મારી પુત્રી મારી વાત માનતી નથી, તેથી તેને ઘણે દૂર લઈ જઈ કોઈ બાગમાં તેનાં લગ્ન વિધિપૂર્વક વૈદ્ય સાથે કરો અને જ્યા મારા દુશ્મનો અને કષ્ટસાધ્ય રાજાઓ છે, તે ભાગ તેને આપો."

રાજાની આજ્ઞા મળતા મંત્રીઓએ વૈદ્ય સાથે રાજકુમારીના લગ્ન કરાવ્યા અને રાજાએ રાજનો જે ભાગ આપવા કહેલો તે ભાગ આપ્યો.

વિક્રમચરિત્રે રાજાના આપેલા દ્રવ્યથી ચિત્રશાળા વગેરેથી શોભતો મહેલ બંધાવ્યો અને તે મહેલમાં તે પોતાની પત્ની સાથે રહેવા લાગ્યો.

મંત્રીઓએ નગરમા આવી, રાજાને લગ્નના સમાચાર આપ્યા તે સાભળી રાજાના મોઢામાથી નીકળી ગયું. "મારી દીકરી કમનશીબ છે. મેં તેને દેખતી કરાવી પણ તે મારી દુશ્મન થઇ તેણે મારું કહ્યુ ન માન્યું. માતા, પિતા, પુત્રી,

પુત્ર, મિત્ર, સજ્જન, સેવક એ બધાં સ્વાર્થ માટે જ ભેગાં થઈ આનંદથી સાથે રહે છે.”

વિક્રમચરિત્રને રાજા તરફથી રાજ્યને જે ભાગ મળ્યે હતે. તેને તે રાજા થઈ ચૂક્યો હતો. તેણે પોતાને મળેલા ભાગના રાજા અને સામંતોને જણાવ્યું. “તમે અહીં આવી મારી આજ્ઞાનું પાલન કરો. રાજાએ પોતાની પુત્રી મને લગ્નમાં આવીને તમારી સત્તા હેઠળને ભાગ મને આપ્યો છે. વૈદ્ય હોવા છતા પણ હું તમારો સ્વામી રાજા થયો છું. તેથી તમે અહીં આવી મારી આદરપૂર્વક સેવા કરો. જો તે પ્રમાણે નહિ કરો તો તમારે માટે યોગ્ય વિચાર કરવામા આવશે.”

આ આજ્ઞા રાજા અને સામંતોને મળતાં તેઓ બધા ભેગા થયા અને વિચારવા લાગ્યા, “અત્યાર સુધી આપણે ઉત્તમ કુળમા જન્મેલા અને બળવાન રાજાની સહેજ પણ સેવા કરી નથી તો આ નીચ અજ્ઞાત કુળમા જન્મેલા વૈદ્યની કેવી રીતે સેવા કરીએ ?” અનુભવીઓ એ કહ્યું છે “ બીજાથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર નીચ વ્યક્તિ પણ ભયંકર ત્રાસરૂપ થાય છે રેતીનો સમૂહ જેટલો ગરમ થાય છે; તેટલો સૂર્ય ગરમ થતો નથી.

વર્ષા ઋતુમા નાની નાની નદીઓ પોતાને પટને ઓળંગી જાય છે, તેમ નીચ વ્યક્તિ ઉચ્ચ પદ પ્રાપ્ત થતાં અભિમાનમા આવી જાય છે.

વ્યક્તિ ગુણથી જ ઉત્તમ ગણાય છે, નહિ કે આસન પર બેસવાથી. હવેલીના શિખર પર બેઠેલો કાગડો ગરુડ જેવો થઈ જાય ખરો ?”

આમ વિચારી રાજા અને સામંતોએ પોતાના સેવકો દ્વારા વિક્રમચરિત્રને કહેવડાવ્યું. "અમે તમારી આજ્ઞા માનનાર નથી. જો તમારામાં તાકાત હોય તો અમારી સામે આવી જાવ. રાજા તરફથી અડધું રાજ દાનમા આપવાથી તમે મોટા થઇ ગયા, પણ અમે લોકો દેવતાઓથી પણ જીતાઈએ તેમ નથી"

આ સમાચાર કાને પડતાં જ અતુલ પરાક્રમી રાજા વિક્રમચરિત્ર અદૃશ્ય થવાની વિદ્યાથી પોતાના મોટામા મોટા શત્રુ સામંતોના મહેલમાં પહોંચી ગયા અને પોતાના શત્રુને ગળામાથી પકડી બોલ્યા, "અરે સામન્ત, મારી આજ્ઞા સ્વીકાર, નહિ તો આ મારી તેજીલી તલવાર તારા ગળાને કમળની નાળની જેમ ધડથી જુદું કરશે, અત્યારે તારા બચાવ માટે તારો જે ઈષ્ટદેવ હોય તેને યાદ કરી લે. હું બધા વૈરીઓરૂપી રોગોને શાંત કરનાર વૈદ્ય છું.

હુ એકલો છું, નિરાશ્રિત છું, પરિવારથી રહિત છું. આવી ચિંતા સિંહ સ્વપ્નમા પણ કરતો નથી. સિંહ ક્યારે પણ શકુન ચંદ્રબલ, ધન અથવા ઋધ્ધિને દેખતો નથી. તે એકલો જ પોતાનું ભક્ષ મેળવવા પ્રયત્નશીલ રહે છે. જ્યા સાહસ છે, ત્યા સિધ્ધિ છે."

વિક્રમચરિત્રના શબ્દો સાંભળી ગળાથી પકડાયેલો શત્રુ સામંત બોલ્યો, "હે સાત્વિક! મને છોડી દો. હું તમારા ચરણની સેવા કરીશ."

"આજ હું તને દયા લાવી છોડી દઉં છું" સામંતના શબ્દો સાંભળી વૈદ્ય બોલ્યો, "હું દેવ, દાનવ, માનવ બધાને વશ કરી શકું છું. કાલે સવારે જો કનકપુરના બાગમા મારી ભક્તિથી સેવા કરવા નહિ આવો તો આ મારી તલવાર ધડથી માથું જુદું કરશે."

વિક્રમચરિત્રના શબ્દોની અસર તે શત્રુના હૃદય પર થઈ. તે આજ્ઞાનો સ્વીકાર કરતો બોલ્યો, "હે સ્વામિન્! હું તમારા ચરણનો દાસ થઈ ચૂકયો છું. હું તમારા કહેવા પ્રમાણે જ કરીશ"

આ પ્રમાણે બધા સામંતોને પોતાનું પરાક્રમ બતાવી વિક્રમચરિત્રે પોતાના વશમાં કરી લીધા. રાતના તે નગર બહારના બાગમાં આવ્યો. ને પોતાના સેવકોને બોલાવી કહ્યુ. "ચિત્રોથી સભાગૃહને આકર્ષક બનાવી દો; સવારે બધા શત્રુઓ આદરપૂર્વક મારી સેવા કરવા આવવાના છે." અને તે આવનારાઓને આપવા માટે પાન, ઉમદા વસ્ત્રો વગેરે લાવવા માટે સેવકોને નગરમાં મોકલ્યા પછી વૈદ્યરાજ વિક્રમચરિત્ર ચિત્રશાળામાં જઈ તે આવનારા સામંતોની સેવા સ્વીકારવા પોતાના આસન પર બેઠો.

રાજા કનકસેનને વૈદ્યરાજના બધા સમાચાર સવારમાં સેવકોએ કહ્યા. આ સમાચારો જાણી રાજા પોતાના મંત્રી વગેરેને કહેવા લાગ્યો, "આ વૈદ્ય પાસે સેવકો નથી, લાવલશ્કર વિગેરે નથી છતા બધા સામંતો પાસે સેવા કરાવવા તૈયાર થયો છે.

આ બધા મૂર્ખ માણસના લક્ષણ છે." કહેતા રાજાએ પોતાની પુત્રીને પૂછાવ્યું, "વૈદ્ય–તારો પતિ ગાડો તો નથી થઈ ગયો ને?"

રાજકન્યાને સેવકે આવી રાજાએ પૂછાવેલુ કહ્યું, ત્યારે રાજકુમારીએ જણાવ્યુ, "મારો પતિ ખૂબ જ બુધ્ધિશાળી છે. અને તે જે કહે છે તે ઘણો વિચાર કરી કહે છે. તમે તેમની ચિંતા ન કરશો."

રાજા પોતાની પુત્રીના શબ્દો પર વિચાર કરે છે, ત્યાં તો સેવકો ખબર લાવ્યા "બધા શત્રુ સામ તો પોતપોતાની સેના સાથે આવ્યા છે તેઓ આક્રમણ કરશે તેમ લાગતું હતું, પણ તે બધા તો ભેટ લઈ લઈ ને બાગમા જ્યા વૈદ્ય છે ત્યા ગયા ને એકેએકે બધાએ રત્ન, સુવર્ણ, ઘોડા વગેરે ભેટ કરી ઘણી ભક્તિ સાથે વૈદ્ય વિક્રમચરિત્રને પ્રણામ કર્યા અને પછી કોઈ બે હાથ જોડી વૈદ્યરાજ સામે ઊભા છે, તો કોઇ હર્ષથી પંખો હલાવી રહ્યા છે, તો કોઈ વૈદ્યના ચરણ દબાવી રહ્યા છે, તો કોઈ 'જય જય' શબ્દ બોલી રહ્યા છે.

વૈદ્યે આ બધાનો વસ્ત્ર, આભૂષણ અને પાન આપી સત્કાર કર્યો"

આ સાંભળી રાજા કનકસેન પોતાના મનમા વિચાર કરવા લાગ્યો, "આ મારો જમાઇ મહાન પરાક્રમી છે' ક્ષણ પછી તેને વિચાર આવ્યો. "આ તેનું પરાક્રમ નથી, પણ મારી પુત્રીના પુણ્યનો પ્રભાવ છે નીચ મનુષ્યનો સ્વભાવ જ ઉચ્ચ પદ પામતા ગર્વ કરવાનો છે. મારો જમાઈ દંભ કરી

રહ્યો છે. મારી પુત્રીના પ્રભાવથી આ લોકો તેને મહત્ત્વ આપી રહ્યા છે.

શત્રુ સામ તો તેને પ્રણામ કરે છે. પણ એ વૈદ્યની નીચતા કેવી રીતે જશે? કાગડો હંસની ચાલ ચાલી શકતો નથી. તેમ નીચ મનુષ્ય પોતાનો સ્વભાવ છોડી શકતો નથી."

બધાનો વિક્રમચરિત્રે સત્કાર કર્યો ત્યારે તે કહેવા લાગ્યા, "તમે નર શ્રેષ્ઠ છે." અમે તમારી આજ્ઞા માથે ચઢાવીએ છીએ" કહી બધા પોતપોતાના સ્થાને ગયા.

સંકલ્પવિકલ્પના ઝૂલે ઝૂલતા રાજા કનકસેનના મનમા શંકા થઇ. " મારો જમાઈ ઉચ્ચ કુળમા જન્મ્યો હોવો જોઇએ. કેમ કે આચારથી કુળ જણાય છે. જેમ શરીરથી ભોજન જણાય છે, હર્ષથી સ્નેહ જણાય છે, અને ભાષાથી દેશ જણાય છે"

卐

## પ્રકરણ ઓગણત્રીસમું ... સમુદ્રમાં પડવું, ઘેર પહોંચવું

એક દિવસે નૈઘરાજ વિક્રમચરિત્ર સમુદ્રતટે ક્રીડા કરી રહ્યો હતો, તે સમયે તેણે અત્યંત વ્યાકુળતા અનુભવતો, એક લાકડાને પકડી તેના આધારે તરતા કોઈ એક માણસને સમુદ્રમા જોયો

તે માણસને જોતાં વિક્રમચરિત્રનું હૃદય દયાથી છલકાઈ ગયું. તેણે પોતાના સેવકોને કહ્યું, "જાવ, પેલા તણાઈ આવતા માણસને બહાર કાઢો."

વિક્રમચરિત્રના મોઢામાથી આ શબ્દો નીકળતા જ સેવકો સમુદ્રમાં કૂદી પડયા ને તે માણસને બહાર લાવ્યા, પછી તેની સારવાર કરી તેને સચેત કર્યો

નીચ વૃત્તિવાળા સંકટ સમયે 'આ મારો છે કે પરાયો છે'નો વિચાર કરે છે ? પરંતુ ઉદાર ચરિત માટે તો સમસ્ત જગતનાં માનવો પોતાના કુટુંબી હોય છે, સજ્જન મનુષ્ય વિપત્તિમાં આવી પડેલાને જોઈ સૌજન્ય બતાવે છે. ઉનાળામાં માનવોને શીતળ છાયા આપવા વૃક્ષો નવપલ્લવિત થાય છે. સજ્જન વ્યક્તિ નાળિયેરની જેમ બહારથી કઠોર પણ

અંદરથી કોમળ હોય છે. સરળ હોય છે મધુર હોય છે.

સમુદ્રમાંથી બહાર લાવવામા આવેલો માનવ સાવધ થયો ત્યારે વિક્રમચરિત્રે પૂછ્યું, "ભાઈ, તમે ક્યાંથી આવ્યા છો ને આ સ્થિતિ કેમ થઇ?"

વિક્રમચરિત્રને જોતો તેના પ્રશ્નનો જવાબ આપતા તે બોલ્યો, "હું વીર નામના શેઠનો પુત્ર છુ મારું નામ ભીમ છે. હું મારા બાપુની આજ્ઞા લઈ દ્રવ્યોપાર્જન કરવા માટે અવંતીપુરીથી સમુદ્રમાર્ગે નીકળ્યો, માર્ગમા વહાણના તૂટી જવાથી સમુદ્રજળમાં પડયો. ભાગ્યયોગે મારા હાથમા લાકડુ આવી જવાથી તેને પકડી ઘણા કષ્ટે અહીં આવ્યો"

વિક્રમચરિત્રે તેના શબ્દો સાંભળ્યા ને કહ્યુ, "હે મહાભાગ! તમે જરાય દુઃખી ન થશો અહીંયા તમે મારી સાથે આનદથી રહો. તમારો સમય સુખમા વીતાવો. હું ઘણો જ જલદી અવંતીપુરી-તરફ જવાનો છું, ત્યારે હું તમને મારી સાથે લઈ જઇશ."

ખરેખર કવિઓએ સજ્જનોનું હૃદય માખણ જેવું કોમળ કહ્યું છે, પણ વિશેષ એટલું છે કે, સજ્જન પુરુષ બીજાને દુઃખી જોઇ પોતે જ દ્રવિત થઈ જાય છે.

વિક્રમચરિત્ર ભીમને લઈ પોતાને સ્થાને આવ્યો. તેની બધી જ સગવડ સચવાય તેવો પ્રબંધ કર્યો, અન્ન, વસ્ત્ર, પાન વગેરેથી તેને સંતોષ પમાડયો સજ્જનનો સ્વભાવ જ

ઉપકાર કરવાનો, પ્રિય બોલવાનો, સ્નેહ કરવાનો હોય છે. ચન્દ્રને કોણે શીતળ બનાવ્યો ?

એક દિવસે વિક્રમચરિત્રે ભીમને અવંતીપુરીમાં શું ચાલી રહ્યું છે તે માટે પૂછ્યું, ત્યારે ભીમે જવાબ આપ્યો, "અવંતીપુરીમા મહારાજા વિક્રમાદિત્ય ન્યાય-નીતિથી રાજ્ય કરી રહ્યા છે. તેમનો પુત્ર એકાએક કોઇને કહ્યા સિવાય ચાલ્યો જવાથી તે ચિંતા કરે છે, દુઃખી થાય છે, વળી એક દિવસે એક ચોર રાજાનાં આભૂપણ વગેરે ચોરી ગયો છે, તેનો પણ પત્તો લાગતો નથી. આ સમય દરમ્યાન એ નગરથી હું કેટલીય વસ્તુઓ લઈ દ્રવ્યોપાર્જન કરવા નીકળ્યો છું."

અવંતીના સમાચાર માંભળી વિક્રમચરિત્રે ભીમને કહ્યું, "શ્રેષ્ઠીપુત્ર ! હું જ મહારાજા વિક્રમાદિત્યનો પુત્ર છું. પૃથ્વીમાં ભ્રમણ કરતો ભાગ્યયોગે હું અહીં આવ્યો છું. અહીં આવી હું અહીના રાજાની પુત્રી સાથે પરણ્યો છું."

ભીમ આ સાભળી ઘણો આનંદ પામ્યો.

સમય જતા વિક્રમચરિત્રે અવંતી જવા માટે તૈયારી કરી. ઘણી વસ્તુઓ સાથે લેવા ભેગી કરવા માડી. તૈયારી પૂરી થતા વિક્રમચરિત્રે પોતાની પત્નીને તેના બાપને મળવા મોકલી. તેણે પોતાના બાપ પાસે જઈ કહ્યું, "હે બાપુ ! મારા પતિ-વિક્રમાદિત્યના પુત્ર પોતાના માત-પિતાને મળવા અહીંથી જવાના છે, તેથી હુ તમને મળવા આવી છું."

પોતાની પુત્રીએ જે કહ્યું તે સાંભળી પોતાના જમાઈનું કુલ વગેરે જાણી રાજા મનમા વિચાર કરવા લાગ્યો, "મેં મૂર્ખતાને લઇને તેમનો ઘણો તિરસ્કાર કર્યો, મારા શત્રુઓવાળો રાજભાગ આપી તેમનો અનાદર કર્યો; છતા એ જમાઇએ મનમાં કાઇ જ ન આણ્યું.

આવા સજ્જન પુરુષનું અપમાન કરવા બદલ મારે જરૂર પશ્ચાત્તાપ કરવો જ જોઇએ, તેમનું સૌજન્ય અદ્દભુત છે"

આમ વિચારતા રાજાએ પોતાના જમાઇને પોતાને ત્યાં બોલાવ્યો. અને કહ્યુ, "મેં અત્યાર સુધી અજ્ઞાનતાના કારણે તમારો ઘણો અપરાધ કર્યો છે. તેથી દયા કરી મને ક્ષમા કરો, આ મારા રાજ્યનો સ્વીકાર કરો."

"હે રાજન્!" વૈદ્યરાજ વિક્રમચરિત્ર બોલ્યો, "મને હવે તમારા રાજ્યની જરાય ઇચ્છા નથી. મને તો અત્યારે મારાં માબાપને મળવાની ઇચ્છા છે. વિદ્વાનોએ પોતાના કુળને પવિત્ર કરવાવાળાને તથા શોકને દૂર કરવાવાળાને સાચો પુત્ર કહ્યો છે.

તીર્થોમા સ્નાન-દાન કરવાથી માત્ર પુણ્યનો લાભ થાય છે, પણ માતાપિતાની સેવા કરવાથી પ્રયત્ન કર્યા સિવાય જ ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ થાય છે. માના સ્નેહરૂપી વૃક્ષને પ્રાપ્ત કરતા-તે મૂળ વિનાનું વૃક્ષ હોવા છતાં તે અમૂલ્ય ફળ આપે છે."

માતાપિતાને મળવાની ઇચ્છાવાળા વિક્રમચરિત્રને

અત્યારે કોઈ વરૂ઼ુ આકર્ષી શકે તેમ નથી તેમ માની રાજાએ મુકતાફળ, મણિ, સુવર્ણ ઘોડા વગેરે આપી પોતાના પુત્રીજમાઇને હર્ષથી વિદાય આપી.

વિક્રમચરિત્રે પોતના સસરા વગેરેને પ્રણામ કરી પોતાની પત્ની સાથે આનંદથી સમુદ્રમાર્ગથી પ્રયાણ કર્યું. આગળ વધતાં ભીમ કનકશ્રીનું રૂપ જોઈ આશ્ચર્ય પામ્યો ને તેને મેળવવા વિચારવા લાગ્યો.

સાચે જ 'વિષય' નીચ માનવને જ પોતાને વશ કરે છે, તેના પ્રભાવની સત્પુરુષ પર અસર થતી નથી. ચામડાની દોરી મશકને જ બાંધી શકે છે, હાથીને નહિ.

સમય આગળ વધ્યો

એક દિવસે ભીમ વહાણના કિનારે ઊભો રહી કપટથી વિક્રમચરિત્રને કહેવા લાગ્યો, "અરે વૈદ્યરાજ, અહીંયાં સમુદ્રમા નવાઇ જેવુ જુઓ જુઓ, સુંદર શરીરવાળું, કાન્તિવાળું ચાર મોઢાનું માછલું જઇ રહ્યું છે, અને વળી લાલકાન્તિવાળો આઠ મોઢાનો મગર જઇ રહ્યો છે."

કપટી ભીમના શબ્દે નવાઇ જેવા માછલા અને મગરને જોવા વિક્રમચરિત્ર જ્યાં ભીમ હતો ત્યાં ઉતાવળે આવ્યો. ત્યારે નીચ ભીમે અસાવધ વિક્રમચરિત્રને જોરથી ધક્કો મારી સમુદ્રમા ફેંકી દીધો. વિક્રમચરિત્ર જેવો સમુદ્રમા પડયો કે તે જ વખતે એક મોટું માછલું તેને ગળી ગયું.



વિક્રમચરિત્રને સમુદ્રમા ફેંકી દીધો

તે માછલું સમુદ્રના જળ તરંગોથી ઘસડાતું કિનારે જઈ પહોચ્યું. ત્યા માછીમારોએ જાળમાં પકડી સમુદ્રમાંથી બહાર કાઢ્યું. ને પોતાને ત્યાં લઇ જઇ તેને ચીર્યું, તો અંદરથી અત્યંત સુંદર મનુષ્ય બહાર આવ્યો.

સાચે જ વનમાં, યુદ્ધમા, શત્રુની વચમા, જળ અને અગ્નિમાંથી, પર્વતના શિખર પર સૂતેલા હોઇએ ત્યારે, ચિત્તભ્રમ થયો હોય ત્યારે, દુઃખની વખતે માનવનું પૂર્વે કરેલ પુણ્ય જ રક્ષણ કરે છે.

વિક્રમચરિત્ર માછલીના ઉદરમાંથી જીવતો નીકળ્યો, અને સ્વસ્થ થયો ત્યારે વિચારવા લાગ્યો, "ખરેખર, ભાગ્ય જ ઘણું બળવાન છે. કેમ કે પહેલા ભાગ્યે બે આખો લઈ લીધી દવા કરતા દૃષ્ટિ મળી, વળી ભાગ્યથી રાજકન્યા અને દ્રવ્ય મળ્યું, તે પછી સમુદ્રમા નાંખ્યો. ને પાછો જીવતો સમુદ્ર બહાર આવ્યો."

વિચારતા વિક્રમચરિત્ર માછીમારોનો ઉપકાર માની ત્યાંથી આગળ વધ્યો. નગરો–ગામ વગેરે જોતો જોતો તે કેટલાય સમય પછી અવંતીપુરી લગભગ થયો.

અવતી લગભગ થતા તે વિચારવા લાગ્યો, "આવી સ્થિતિમા બા–બાપુને મળવા કેવી રીતે જાઉં ? નિર્ધન ક્યાય સન્માન પામતો નથી જેની પાસે દ્રવ્ય છે, તે જ વ્યક્તિ કુલીન, પંડિત, શાસ્ત્રજ્ઞ, ગુણજ્ઞ વકતા તથા માનનીય છે. બધા જ ગુણો કંચનને આશ્રય કરીને રહેલા છે, માટે હું કનકપુરથી નીકળેલા વહાણો જ્યાસુધી અહીં ન આવે ત્યા-સુધી મારે કોઈને ત્યા રહેવુ જોઈએ" આમ વિચારી તે બુધ્ધિમાન વિક્રમચરિત્ર કોઈ એક માળીને ત્યા વહાણો આવવાની રાહ જોતો રહેવા લાગ્યો.

વિક્રમચરિત્રના સમુદ્રમા પડી ગયા પછી ભીમ લોકોને બતાવવા બૂમો પાડવા લાગ્યો ને રડતો રડતો બોલવા લાગ્યો, "હાય, હાય, આ શું થઈ ગયુ ? મારા માલિક માછલાને જોતા સમુદ્રમા પડી ગયા અરે કોઇ દોડો, સમુદ્રમા ઝંપલાવો અને સમુદ્રમા પડેલા મારા માલિકને બહાર કાઢો હુ મારા માલિક વિના જીવવાનો નથી"

આમ રડવાનો ઢોંગ કરતો ભીમ બીજાઓને પણ રડાવવા લાગ્યો, ખરેખર લોભ પાપનું મૂળ છે જીભનો સ્વાદ રોગનુ મૂળ છે. સ્નેહ દુઃખનું મૂળ છે લોભવશ માનવ આવી રીતે કપટ કરે છે એ કપટને બ્રહ્માજી પણ

જાણી શકતા નથી. દુર્જન ઉપરથી રડે છે, ને અંદરથી હસે છે. તેઓ પવિત્ર માનવમા પણ દૂષણ જુએ છે ત્યારે સજ્જનો ગુણની પ્રશંસા કરે છે. દેખાતા દૂષણને ઢાંકવા પ્રયત્ન કરે છે. સજ્જન મનુષ્ય સોયના આગળના તેમજ પાછલા ભાગની જેમ વર્તે છે. દુર્જન છિદ્ર શોધનાર હોય છે, ત્યારે સજ્જન છિદ્ર પૂરનાર હોય છે.

કનકશ્રીએ પોતાના પતિને સમુદ્રમા પડેલા જાણી રડતા રડતા બીજાને રડાવવા માંડયુ.

"ભાઇ, આમ તમે શુ કરવા રડો છો ?" વહાણમાં રહેલા બીજા માણસો રડતા ભીમને સમજાવવા લાગ્યા. "દેવને પણ કરેલા શુભાશુભ કર્મનાં ફળ ભોગવવા પડે છે. ક્યારે પણ કર્મ ભોગવ્યાં વિના તેનો ક્ષય થતો નથી."

કપટી ભીમ કપટજાળ બિછાવતો બોલવા લાગ્યો, "ઉતાવળે વહાણ ચલાવો હવે હું સાગ નગર તરફ જઇશ" કહી તેણે ત્યા રહેલા માણસોને દ્રવ્ય આપી સન્માન્યા, પછી દુષ્ટબુદ્ધિ ભીમ એકાન્તમા કનકશ્રી પાસે જઈ કહેવા લાગ્યો. "તમે જરાય દુઃખી ન થશો હું તમારી મનેચ્છાઓ પૂર્ણ કરવા હંમેશા તૈયાર રહીશ."

ભીમથી કહેવાયલા શબ્દો સાભળી કનકશ્રી મૂર્છાવશ થઇ. એટલે ભીમે શીતોપચાર કરી તેને સાવધ કરી

કનકશ્રી સાવધ થતા બોલી, "જો ફરીથી તમે આવુ બોલશો તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ મારા જીવનમા

વૈઘરાજ જ મારા સ્વામી હશે અથવા અગ્નિનું શરણુ હશે. જો તમે બળાત્કાર કરવા વિચારશો તો તમારું અમંગળ થશે. જો આડાઅવળા વિચારો જતા કરશો તો આ વહાણોમાં જે કાંઈ ધન છે તે તમારું થશે ”

દુષ્ટબુદ્ધિ ભીમ કનકશ્રીના શબ્દો સાંભળી મનમા વિચારવા લાગ્યો, “નગરમાં મારા મોટામોટા ઘર જોશે એટલે મારું કહેલું માનવા તૈયાર થશે.” આ પ્રમાણે વિચારીને બોલ્યો. “તમે જેમ કહેશો, તેમ કરવામા આવશે ”

ભીમે તે પછી કનકશ્રી આગળ એક અક્ષર પણ કહ્યો નહિ ને વહાણો અવંતી તરફ જલદીથી લઇ જવા કહેવા લાગ્યો, વહાણોને ઉતાવળે હંકરવામાં આવ્યાં ને તેઓ અવતી આવી પેહોચ્યાં ને વહાણમાંની વસ્તુઓ કાઢવા માડી.

વહાણમાંથી બહાર કાઢેલી વસ્તુઓ ગાડા ભરી ભરીને તેણે પોતાને ઘેર પહોંચાડી ને પોતાને ત્યા આવ્યો.

તેણે કનકશ્રીને પોતાની પત્ની બનાવવાને ઇરાદે હર્ષપૂર્વક બીજા મકાનમાં રાખી.

વીર શેઠ પોતાના પુત્ર ભીમને અઢળક દ્રવ્ય તેમજ કન્યા સાથે આવેલ જોઇ જેમ સૂર્યને જોઈ કમળ વિકસે છે, પ્રસન્ન થાય છે તેમ પ્રસન્ન થયો. ત્યારે ભીમ સારાસારનો વિચાર કર્યા સિવાય તે ધનથી ભાન ભૂલી કનકશ્રી સાથે લગ્ન કરવા વિચારવા લાગ્યો, કહ્યુ છે, જન્માંધ જેમ દેખતો નથી તેમ કામાધ પણ દેખતો નથી. મદોન્મત્ત પણ દેખતો નથી,

સ્વાર્થી મનુષ્ય ક્યારે પણ દોષોને જોતો નથી કામદેવ જ્ઞાનીનું પણ ભાન ભુલાવી દે છે. પવિત્ર વ્યક્તિને હાસ્યને પાત્ર બનાવી દે છે. પંડિતને ધૃણાને પાત્ર બનાવે છે. ધીર પુરુષનું પતન કરે છે.

કેટલોય સમય પસાર થઈ ગયો, છતા પોતાના પતિને પાછા નહિ આવેલા જોઈ, તે પરદેશમા ક્યાંક ખોવાઈ ગયા અથવા મૃત્યુ પામેલા માની શુભમતી અને રૂપમતી બહુ દુઃખી થઈ. રાજા વિક્રમાદિત્ય પાસે ચિતાપર ચઢવાની આજ્ઞા લેવા–વિનંતી કરવા ગઈ.

વિનંતી કરવા આવેલી પુત્રવધૂઓની વિનંતી સાંભળી તેમને સમજાવતા મહારાજાએ કહ્યું; "પુત્રવધૂઓ ! ઉતાવળ ન કરો, થોડા સમય માટે રાહ જુઓ. તમારા અને મારા પુણ્યે મારો પુત્ર આવી પણ જાય કદાચ કોઈના મોઢેથી તેના સમાચાર ણ મળી જાય."

મહારાજાએ આમ પોતાની પુત્રવધૂઓને સમજાવી. ચિતા પર ચઢવાની વાતનો અમલ કરતા રોકવા પ્રયત્ન કર્યો, પણ તે બંને ન માની વારંવાર ચિતા પર ચઢવાની વાત કહેતી વિનયપૂર્વક કહે જ ગઇ

કેટલાંય દિવસો પછી સોમદત્ત અવંતીમાં આવ્યો ને તેણે મહારાજાને વિક્રમચરિત્રના સમાચાર આપ્યા. પોતાના પુત્રને આંધળો થયેલો જાણી મહારાજા દુઃખી થયા. તેનો વધુ સમાચાર જાણવા દૂરદૂરથી બહારથી આવતા લોકોને સમાચાર પૂછતા.

કેટલોક સમય આગળ વધ્યો, પણ પોતાના પુત્રના વધુ સમાચાર ન મળ્યા તેથી તે વિચારવા લાગ્યા, "પુત્ર વિના જીવવાથી શો લાભ ?"

એક દિવસ પોતાના મંત્રીઓ સાથે વિચારની આપલે કર્યા પછી દૈવજ્ઞ જોષીને બોલાવ્યા ને પોતાના પુત્ર સંબંધમાં પૂછ્યું.

જોષીએ પ્રશ્ન પર વિચાર કરી કહ્યું, "હે રાજન્ ! આપનો પુત્ર આજ અથવા બે દિવસ પછી દેખતો થઈ આવશે, આ અત્યારના પ્રશ્નલગ્નનું ફળ છે." કહેતા જોષીએ કહ્યું, "આપનો પુત્ર આ નગરમા આવી ગયો છે, માટે મનથી જરાય દુઃખી ન થશો."

જોષીનું કથન સાભળી પ્રસન્ન થઇ મંત્રીઓ સાથે મત્રણા કરી મહારાજાએ નગરમા ઢંઢેરો પીટાવ્યો, "જે કોઈ રાજકુમારના નગરમા આવ્યાના સમાચાર આપશે તેને મહારાજા અડધું રાજ આપશે"

રાજસેવકોએ આ શબ્દો ઢોલ વગાડી ઠેરઠેર કહ્યા.

ઢોલનો અવાજ સાભળી વિક્રમચરિત્રે માળણને પૂછ્યું, "આ ઢોલ વગાડી શું કહેવામા આવે છે? વળી નગરની નવાજૂની શું છે?"

"મહારાજાએ પોતાના પુત્રને શોધવા ઢંઢેરો પીટાવ્યો છે." માળણે કહ્યુ, 'નવાજૂનીમા વોરશેઠને ભીમ કાલે અહીં'

આવ્યો છે તે પોતાની સાથે સુવર્ણ, રત્ન વગેરે ઘણું દ્રવ્ય અને વસ્તુઓ લાવ્યો છે. સાથે સાથે એક દિવ્ય શરીરવાળી કન્યા પણ લાવ્યો છે. તેણે તે કન્યાને પોતાની પત્ની બનાવવાની ઇચ્છાથી પોતાના ઘરની પાસેના ઘરમાં રાખી છે."

"તમે જ્યાં તે કન્યાને રાખી છે ત્યા જશો?" વિક્રમચરિત્રે માળણને પૂછ્યુ.

"જરૂર." માળણે કહ્યુ "અમે તો બધે જઇએ છીએ. વેપારીઓ, વેશ્યાઓ. માળણો, મનસ્વી વ્યક્તિઓ, રહસ્ય શોધકો અને ચોરો બધે જ જાય છે."

માળણના શબ્દો સાભળી વિક્રમચરિત્ર એકાતમા ગયો અને ફૂલની પાખડીઓ પર સુંદર શ્લોકો લખી માળણને આપ્યા ને માળણને થોડા આભૂષણ આપી ખુશી કરી કહ્યું, "હે માળણ ! તે સ્ત્રીને તું એકાન્તમા આ આપજે ને તે જે કહે તે સાભળી આવજે"



માલણ કનકશ્રી હતી ત્યા જવા લાગી.

"સારું," કહી માળણ ત્યાથી જ્યાં કનકશ્રીને રાખી હતી, ત્યા ગઈ અને કનકશ્રીને ફૂલ આપ્યાં.

કનકશ્રી એ ફૂલની પાંખડીઓ પર શ્લોક લખેલા જોઈ આશ્ચર્ય પામી, વાચવા લાગી, તેમાં લખ્યું હતું, "જે વૈદ્યે ઔષધિથી કનકશ્રીને દેખતી કરી, જેણે અનાયાસે શત્રુઓને વશ કરી લીધા, તેણે પહેલાં રાજાને પોતાનો પરિચય ન આપ્યો, પણ તે નગરથી નીકળતી વખતે પોતાની પત્ની દ્વારા પોતાનો પરિચય તેણે રાજાને આપ્યો વળી જેણે દિવ્ય સુવર્ણ, મણિ, ચાદી વગેરેથી વહાણો ભરી સમુદ્રમાર્ગે આગળ વધવા માડ્યું, તે સમુદ્રમા પડી ગયો તે તમારો પતિ ભાગ્યયોગે સમુદ્રમાથી નીકળ્યો. તે અત્યારે આ નગરમા ધીર નામના માળીને ત્યા સુખપૂર્વક દિવસો ગુજારે છે, તો તમે ઢોલને અટકી વસ્રમા પોતાની જાતને છુપાવી રાજાને આ સમાચાર આપો"

આ વાચી કનકશ્રીએ પોતાના પતિના સમાચાર જાણ્યા પછી તે સમાચાર લાવનાર માળણનું તેણે સન્માન ક્યું અને તેણે ઢોલને સ્પર્શ કર્યો.

આ સમાચાર સેવકોએ મહારાજાને આપ્યા, તે સાંભળી મહારાજા વિક્રમાદિત્ય વીર શેઠને ત્યા આવ્યા અને વસ્રમા પોતાની જાતને છુપાવેલ કનકશ્રીને પૂછ્યુ, "બેટા! મારો પુત્ર અત્યારે ક્યાં છે તે કહો."

રાજાના પ્રશ્નના જવાબમા કનકશ્રી પોતાના પતિના

સમાચાર કહેવા લાગી, સમાચાર કહેતા વિક્રમચરિત્ર અવંતીમાં આવ્યો ત્યાં સુધીના સમાચાર વિસ્તારથી કહ્યા. માત્ર પોતે કોણ છે તે જ ન કહ્યું.

વિક્રમચરિત્રના સમાચાર કનકશ્રીના મોઢેથી સાભળી મહારાજા મનમા વિચારવા લાગ્યા, "શું આ વિદ્યાધરી, દેવાગનાં અથવા જ્ઞાનવતી મારા પર કૃપા કરી મને સુખ આપનાર મારા પુત્રના સમાચાર આપવા આવી છે ?"

પુત્રના સમાચાર સાભળી મહારાજા માગીને ત્યા ગયા વિક્રમચરિત્રે પોતાના પિતાને આવેલા જોઈ તે સામો ગયો. અને મહારાજાના ચરણમા ભક્તિભાવથી પ્રણામ કર્યા.

ખરેખર તે જ સાચો પુત્ર છે જે પિતાનો ભક્ત હોય ને તે જ સાચો પિતા છે જે પ્રજાનો પોષણ કરનાર હોય. મિત્ર હો તો વિશ્વાસપાત્ર હો, સ્ત્રી હો તો સુખ દેનાર હો ઉપાધ્યાયથી આચાર્ય દસ ઘણા અધિક છે, આચાર્યથી પિતા સો ઘણા અધિક છે, એ પિતાથી માતા સહસ્ત્ર ઘણી અધિક છે. આ વધારે ઓછો ભાવ એકબીજાના ગૌરવથી ઓછો અધિક છે.

પશુઓ માટે દૂધ પીવાના સમય સુધી જ માતા છે, અધમો માટે માતા સ્ત્રી મળે ત્યાં સુધી જ હોય છે. અને મધ્યમ વ્યક્તિઓ માટે જ્યાં સુધી ઘરકામ કરી શકે ત્યા સુધી માતા છે. પરંતુ ઉત્તમ વ્યક્તિઓ માટે માતા આજીવન તીર્થ રૂપ છે.

મહારાજા વિક્રમાદિત્ય મનથી આનંદ પામતા વિક્રમ ચરિત્રને મહેલે લઇ આવ્યા. રાજમહેલે આવતાં જ વિક્રમ-ચરિત્રે માતાને પ્રણામ કર્યા, પછી શુભમતી અને રૂપમતીને મળ્યો. બન્ને જણીઓ પોતાના પતિને જોઈ આનંદ પામી. કહ્યુ છે, ચક્રવાક સૂર્યને, ચકોર ચંદ્રમાને, મોર મેઘને, શૂરવીર વિજયને, સતિ-પતિવ્રતા પોતાના પતિને, સમુદ્ર ચંદ્રમાને ને મા પુત્રને જોઈ આનંદ પામે છે

વિક્રમચરિત્ર બધાને મળી રહ્યો, તે પછી મહારાજાએ કહ્યું, "જે સ્ત્રીએ તારા બધા સમાચાર કહ્યા તેને અડધું રાજ કેવી રીતે આપવું ?"

"બાપુ," વિક્રમચરિત્ર બોલ્યો, "એ તો કનકશ્રી છે, જેને તમને સમાચાર આપ્યા તેની સાથે મેં લગ્ન કર્યાં છે."

આ સાભળી મહારાજાએ કહ્યું. "એ ભીમનો નાશ કરીને તેનું બધું ધન લઇ લેવામાં આવશે. તે ઘણો જ નિર્દય છે, પાપી છે, દુષ્ટ છે. કેમ કેઃ

દુર્જનનું દમન કરવું, સત્પુરુષનું પાલન કરવું, આશ્રિતનું, પોષણ કરવું આ બધાં સાચે જ રાજચિહ્ન-ધર્મ છે. અભિષેક, પટ્ટબંધ અને ચામર આ બધા ઘા પર પણ વપરાય છે."

મહારાજાએ બોલેલા શબ્દોનો અમલ કર્યો ભીમના મકાન પર સીલ મારવામા આવ્યું. તેને પકડી મંગાવવામાં આવ્યો, કહ્યુ છે, દુર્ભાગ્ય, નોકરી, ગુલામી, અંગચ્છેદ, દરિદ્રતા આ બધાં ચોરીના ફળ છે, માટે જ ચોરી કરવી ન જોઈએ.

ચોરીરૂપી પાપવૃક્ષનું ફળ આ લોકમાં વધ, બંધન વગેરે રૂપમાં મળે છે. ને પરલોકમાં નરકવેદના રૂપે મળે છે. કોઈ વ્યક્તિ કોઈને વિશ્વાસ આપી દ્રોહ કરે છે, વિશ્વાસઘાત કરે છે, તેને આ લોકોમા તેમ જ પરલોકમાં ઘણું જ કષ્ટ ભોગવવું પડે છે. ઘણી દુશ્મનાવટ કરવી, જે આ લોક તેમ જ પરલોકથી વિરુદ્ધ છે તે કરવી જોઈએ નહિ. કયારે પણ પરસ્ત્રી ગમન કરવું જોઈએ નહિ. પરસ્ત્રી ગમન કરનારનું બધું લૂંટાય છે. બંધન પણ મળે છે. શરીરના અવયવનું છેદન પણ થાય છે અને મર્યા પછી નરકની વેદના મળે છે.

ભીમને બંધનનું દુઃખ વેઠતો જોઇ વિક્રમચરિત્રે મહારાજાને કહ્યુ, " બાપુ ! આને છોડી દો, હવે વધારે વખત તેને બંધનમા રાખશો નહિ, કેમકે તે મારા ધનને અને મારી પત્નીને સુખપૂર્વક અહીં લાવ્યો છે." આ પ્રમાણે કહી વિક્રમચરિત્રે ભીમને બંધનથી મુકત કરાવ્યો અને તેને માન અપાવ્યું.

મહારાજાએ પોતાની પુત્રવધૂ અને ધનને પોતાને ત્યાં મંગાવ્યુ. પોતાના પુત્રે આણેલું ધન અને પરાક્રમ જોઈ રાજાએ નગરમા ઠેરઠેર નૃત્ય, ગીત, ઉત્સવ કરાવ્યો.

વિક્રમચરિત્ર પોતાની ત્રણે સ્ત્રીઓ સાથે સુખથી રહેવા લાગ્યો પછી તેણે સોમદત્તને બોલાવી મહારાજાને કહી ઘણું દ્રવ્ય અપાવ્યું. ઉપરાંત સોમદત્ત માટે દ્વેષભાવ ન રાખ્યો. કારણ કે ઉત્તમ વ્યકિત બીજા પર સ્નેહ રાખનાર હોય છે.

જેનાથી ગમે તેટલું કષ્ટ વેઠવું પડ્યું હોય છતાં પણ તેને સ્નેહની દૃષ્ટિએ જુએ છે.

લોકો વાંસને કાપે છે, ચીરે છે, અને તેમાં કાણાં પાડે છે છતા પણ વાંસળીના રૂપમા વાંસ મધુરો અવાજ કરે છે.

મહારાજા વિક્રમાદિત્ય વિક્રમચરિત્ર જેવા ગુણવાન પુત્રની સાથે રહી ન્યાયથી રાજ કરવા લાગ્યા. તેમણે ધ્વજા, તોરણ, નૃત્ય, ગીત, વગેરે સાથે અષ્ટાહ્નિકા મહોત્સવપૂર્વક પૂજા અને પ્રભાવના કરાવી.

જેઓ ઉદ્યોગી હોય છે, તેઓ જરૂર લક્ષ્મી મેળવે છે. ભાગ્યમાં હશે તો મળશે તેવું તો કાયરો જ બોલે છે. માટે નશીબની વાત છોડી માણસે પુરુષાર્થ કરવો જોઈએ. યત્ન કરવા છતાં ફળ મળે નહિ તેમા શું દોષ ?

વિક્રમચરિત્ર પહેલાંની જેમ સોમદત્તને ચાહવા લાગ્યો ને પોતે ઉપાર્જન કરેલ ધનને હંમેશા પુણ્ય કર્યોમાં વાપરી સફળ કરવા લાગ્યો.

કાજલ તજે ન શ્યામતા, મોતી તજે ન શ્વેત;
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

છઠ્ઠો સર્ગ સંપૂર્ણ



અવધૂત વેશમાં શિવલિંગ સામે શ્રી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી પોતાના
બે પગ લંબાવી સૂઈ ગયા    પૃ. ૨૬૧



લિંગમાંથી ભગવાન શ્રી પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ થતી દેખાઇ

પૃ. ૨૬૩

# સર્ગ સાતમો



## પ્રકરણ ત્રીસમું.. અવંતી પાર્શ્વનાથ અને સિદ્ધસેનદિવાકર

શ્રીસિધ્ધસેનસૂરીશ્વરજી બાર વર્ષ સુધી અવધૂત વેશમાં અનેક દેશોમાં ભ્રમણ કરી રહ્યા હતા. ત્યારે તેમણે સાભળ્યું, 'મહારાજા વિક્રમાદિત્ય મિથ્યાત્વની જાળમા ફસાયા છે.' તેથી તેમને ઉપદેશ આપવા માલવદેશમાં આવ્યા.

રાજાને બોધ આપવાના ઉદ્દેશથી તેઓ ઉજ્જયિની નગરીમાં આવેલ મહાકાલના મંદિરમાં ગયા અને અવધૂત વેશમાં જ લિંગની સામે પોતાના બે પગ લંબાવી સૂઈ ગયા.

પૂજારીએ શ્રી સિદ્ધસેનસૂરીશ્વરને આ પ્રમાણે સૂતેલા જોયા એટલે તેણે કહ્યું, "એ સૂનારા! અહીંથી ઊઠી જા. દેવની સામે આ પ્રમાણે સૂવું ન જોઇએ."

આ પ્રમાણે વારંવાર કહેવા છતા તે ન ઊઠયા ત્યારે પૂજારીએ રાજા પાસે જઇ ફરિયાદ કરતાં કહ્યું, "હે રાજન્!

આજે એક અવધૂત વેશધારી પુરુષ મંદિરમાં આવ્યો છે, તે પોતાના બે પગ લિંગ સામે લંબાવી સૂતો છે."

રાજાએ આ સાંભળી પૂજારીને કહ્યું, "જો તેને સમજાવી ઊઠવા કહેવા છતાં ન ઊઠે તો ચાબુક મારી ત્યાંથી કાઢો"

રાજાના કહેવા પ્રમાણે કરવા છતા શ્રી સિધ્ધસેનસૂરીશ્વર ન ઊઠયા, ત્યારે ચાબુકનો માર મારવામાં આવ્યો. એટલે આશ્ચર્ય જેવું તો એ બન્યું, તે ચાબુકોનો માર અંતઃપુરમાં રાણીઓને વાગવા લાગ્યો.

આ વાત અંતઃપુરની દાસીઓએ આવી મહારાજાને કહી. એ વાત સાંભળતાં જ મહારાજ ઉતાવળે મંદિર તરફ ચાલ્યા ને મંદિરે આવી અવધૂતને કહ્યું, "તમે કલ્યાણ અને મોક્ષ આપનાર શિવજીની સ્તુતિ કરો, લોકો દેવોની સ્તુતિ કરે છે, અનાદાર નહિ."

"રાજન્" સૂરિજીએ કહ્યુ, "મહાદેવ મારી સ્તુતિ સહન કરી શકશે નહિ."

"સહન કેમ નહિ કરે? જરૂર કરશે." રાજાએ કહ્યું, "તમે મહાદેવની સ્તુતિ તો કરો."

"મારી સ્તુતિથી દેવને કાંઇ વિઘ્ન થાય તો મને દોષ ન આપશો." સૂરિજીએ કહ્યું.

સૂરિજીએ રાજાને આ કહ્યું, છતાં રાજાએ સ્તુતિને માટે આગ્રહ ચાલુ રાખ્યો.

આખરે રાજાના આગ્રહને વશ થઈ સૂરિજીએ અવધૂત વેશમાં ઊભા થઈ 'બત્રીસ દ્વાત્રિંશિકા'થી એટલે ૩૨ શ્લોકો વડે મહાવીર ભગવાનની સ્તુતિ કરી.

સ્તુતિ કરવા છતાં મહાવીરસ્વામી પ્રગટ નથી થતા તે સૂરિએ જોયું. એટલે પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ કરી, કલ્યાણ મંદિર સ્તોત્રથી 'ક્રોધસ્ત્વયા' વગેરે શબ્દોથી ગર્ભિત કાવ્ય જ્યારે તેમણે રચ્યું ત્યારે મહાકાલનુ લિંગ ધીરે ધીરે ફાટવા લાગ્યું. એ લિંગમાથી ધુમાડો નીકળવા લાગ્યો, થોડી જ વારમાં એ ફાટેલા લિંગમાથી ભગવાન પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ થતી દેખાઈ.

શ્રીપાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ થયેલી જોઈ સિદ્ધસેનસૂરીજી કહેવા લાગ્યા. "આ જ દેવ મારી અદ્ભુત સ્તુતિ સહન કરી શકે છે."

"હે ભગવન્!" રાજાએ પૂછ્યું. "તમે કોણ છો? અને આ પ્રગટ થયેલા દેવ કોણ છે?"

"સૂરિયોમાં અગ્રગણ્ય વૃધ્ધવાદિસૂરીનો હું સિધ્ધસેન નામનો શિષ્ય છું." અવધૂતે કહ્યું, "કોઇ કારણથી હું બહાર ભ્રમણ કરવા નીકળ્યો છું. અનેક દેશોમાં ભ્રમણ કરતો હું આજ અહીં આવ્યો છું. હે રાજન્! અત્યાર પહેલાં તમારી સાથે મારી મુલાકાત થઈ ચૂકી છે. જ્યારે હું તમને પહેલાં મળ્યો ત્યારે મેં આ શ્લોક મોકલ્યો હતો.

ભિક્ષુર્દિદૃક્ષુરાયાતસ્તિષ્ટતિ દ્વારિ વારિતઃ!
હસ્તન્યસ્તચતુઃશ્લોકઃ કિં વાઽઽગચ્છતુ ગચ્છતુ ।

આ તેમજ બીજા ચાર શ્લોકો દ્વારા રાજસભામાં તમારી સાથે મારી મુલાકાત થઈ હતી. અને આ જે દેવ અત્યારે પ્રત્યક્ષ થયા છે, તે દેવો વડે પૂજાયલા શ્રીપાર્શ્વનાથ છે"

સૂરિના આ શબ્દોથી રાજા આશ્ચર્ય પામ્યા ને પૂછવા લાગ્યા, "આ મહાદેવના મંદિરમાં સર્વજ્ઞ પાર્શ્વનાથ કેવી રીતે પ્રગટ થયા?"

"હે રાજન્!" મહારાજાને સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરજી કહેવા લાગ્યા, "આ મંદિરનો અત્યાર પહેલાંનો ઇતિહાસ તમે ધ્યાનપૂર્વક સાંભળો. પહેલાં આ અવંતીમાં એક ઘણો શ્રીમંત તથા યશસ્વી ભદ્ર નામનો શેઠ રહેતો હતો. તેને શીલ વગેરે ગુણોવાળી ભદ્રા નામની પત્ની હતી, તેનો અવંતીસુકુમાર નામનો પુત્ર હતો, આ પુત્ર સ્વરૂપમા દેવો કરતાં પણ વધુ સ્વરૂપવાન હતો.

અવંતીકુમારે આર્યસુહસ્તિસૂરીશ્વરજી દ્વારા નલિનીગુલ્મ વિમાનનું વર્ણન સાભળ્યું. આ સાંભળ્યા પછી તે વિચારવશ થયો. વિચાર કરતા કરતા તેને પોતાનો પૂર્વજન્મ યાદ આવ્યો.

પોતાનો પૂર્વજન્મ જાણી તે સૂરીશ્વરજી પાસે ગયો. અને પૂછ્યું, 'શું તમે નલિનીગુલ્મ વિમાનમાંથી અહીં આવ્યા છો?'

'હું શાસ્ત્રના બળથી તે વિમાનની યથાર્થ સ્થિતિ જાણું છું.' સૂરિજીએ જવાબ આપ્યો.

'આપ એ નલિનીગુલ્મના સુખનું વર્ણન કરો.' ભદ્રાપુત્રે કહ્યું, 'હું તેના ઉત્કૃષ્ટ સુખ વિના મારું જીવન વૃથા માનું છું. તે વિમાન હું કેવી રીતે મેળવી શકું તે આપ મને કહો.'

'નલિનીગુલ્મ વિમાનની પ્રાપ્તિ દીક્ષા લીધા સિવાય થઇ શકે નહિ.' સૂરિજીએ કહ્યું.

'તો ગુરુદેવ !' ભદ્રાપુત્રે કહ્યું, 'આપ મને અત્યારે જ દીક્ષા આપો.'

'હું તમને અત્યારે દીક્ષા આપી શકતો નથી.' સૂરિજીએ કહ્યું, 'તમે તમારા માતાપિતાને પૂછી પછીથી દીક્ષા લ્યો.'

ભદ્રાપુત્રે આ પ્રમાણે સૂરિજી સાથે વાત કર્યા પછી બહાર બાગમાં જઇ પોતાની જાતે જ દીક્ષા લીધી. અને યોગીની જેમ શરીરનો ત્યાગ કરવા માટે નલિનીગુલ્મ વિમાનનું ધ્યાન કરતો તે ત્યાં જ બેસી ગયો.

તે જયારે આ પ્રમાણે ધ્યાનમાં લીન થઇ ગયો હતો, તે વખતે તેની પૂર્વજન્મની સ્ત્રી જે આ જન્મમાં શિયાળની જાતિમા ઉત્પન્ન થઇ હતી તે દૈવયોગે ત્યાં આવી ને તે ક્રોધે થઇને એ મુનિ વેશધારી અવંતીસુકુમારને જુદી જુદી

જાતના ઉપસર્ગ કરતી ત્રાસ આપવા લાગી. તેના શરીરના અવયવોને કરડતી તે ખાવા લાગી. ખૂબ દુઃખ છતાં ધ્યાનમાં તે સ્થિર રહ્યા.

ભદ્રાપુત્ર શુભ ધ્યાન કરતાં તે રાત્રે પોતાના શરીરનો ત્યાગ કર્યો અને નિષ્પાપ થઈ નલિનીગુલ્મ વિમાનમાં દેવ થયો.

સવારે ભદ્ર શેઠ જ્યાં સૂરિજી હતા ત્યા આવ્યા ને પોતાના પુત્રના સમાચાર પૂછી બહાર બાગમાં ગયા, ત્યાં પોતાના પુત્રને શિયાળણીથી કરડાયેલો મરેલો જોયો. ને મનથી દુઃખી થતા બાપે તેનો અગ્નિસંસ્કાર કર્યો.પછી તે સૂરિજી પાસે ગયા એટલે સૂરિજીએ કહ્યું, 'તમારો પુત્ર નલિનીગુલ્મ વિમાનમા દેવ થઈ ગયો છે.'

સૂરિજી દ્વારા પોતાના પુત્રના સમાચાર જાણી શેઠનો શોક શાત થયો. પછીથી તેમણે તે સ્થાને જ ઘણું દ્રવ્ય ખર્ચી શ્રીપાર્શ્વનાથજિનેશ્વરનું ઘણું સુંદર ચૈત્ય બનાવ્યું. ને આ પૃથ્વી પર મહાકાલ એવા નામે પ્રસિધ્ધ થયા. સમય જતાં અહીં બ્રાહ્મણોએ શિવલિંગ સ્થાપિત કર્યું.

વીતરાગ જિનેશ્વરદેવ માનવોને મુક્તિ આપનાર છે. અને તે દેવ, દાનવ વગેરેનું સ્થાન પણ આપી શકે છે. અર્હન્, દેવ, પરમેશ્વર, સર્વજ્ઞ, રાગાદિ દોષોથી રહિત છે. ત્રણે લોકથી પૂજિત યથાર્થ સ્થિતિ કહેવાવાળા છે.

જેઓને મોક્ષની ઇચ્છા છે તેઓએ આમનું ધ્યાન તેમજ ઉપાસના કરવી જોઈએ. જે દેવ, સ્ત્રી, શસ્ત્ર, માલા આદિ રાગનાં ચિહ્નોવાળા છે તથા નિગ્રહ અને અનુગ્રહ

કરવાવાળા છે, તે ક્યારે પણ મુક્તિ આપી શકતા નથી. જે દેવ નાટય, અટ્ટહાસ્ય, સંગીત વગેરે ઉપાધિઓથી પરિપૂર્ણ છે તે શરણે આવેલાને કઈ રીતે શાંતિ આપવાના હતા?

જે મહાવ્રતધારી, ધીર, ભિક્ષા પર જ જીવવાવાળા, સામાયિકમાં રહેવાવાળા તથા ધર્મોપદેશક છે. તેને જ સજ્જનો પોતાના ગુરુ માને છે; પરંતુ જે બધી જ વસ્તુઓની ઈચ્છા કરનાર છે સર્વભક્ષી છે, પરિગ્રહવાળા છે, બ્રહ્મચર્ય પાળનાર નથી. મિથ્યા ઉપદેશ દેવાવાળા છે તે સાચા શબ્દોમા ગુરુ નથી જે સંગ્રહ અને પાપાદિ લીલામાં ડૂબી રહ્યા છે તે બીજાઓને કઇ રીતે તારવાના છે? જે જાતે જ ભિખારી છે તે બીજાને શ્રીમંત ક્યાથી કરવાના હતા? ધનુષ, દંડ, ચક્ર, તલવાર, ત્રિશૂલ આદિ શસ્ત્રોને ધારણ કરનાર એવા હિંસક દેવોને લોકો દેવતા માની પૂજે છે તે વાત ખરેખર દુઃખદ છે.

જ્યાં ગંગા નહિ, સાપ નહિ, મસ્તક ખોપરીની માળા નહિ, જ્યા ચંદ્રની કળા નહિ, પાર્વતીજી નહિ, જટા અને ભષ્મ નહિ, તેમજ બીજી કોઇ વસ્તુઓ નહિ. તેવા પુરાતન મુનિઓથી અનુભૂત ઈશ્વરના રૂપની અમે ઉપાસના કરીએ છીએ.

આ પ્રકારના ઈશ્વર જ યોગીઓએ સેવવા યોગ્ય છે. રાજ્ય, સુખ તથા વૈભવવિલાસના લોભી લોકો જ અન્ય બીજા દેવોની સેવા કરે છે, મીમાંસામાં પણ કહ્યું છે. વિતરાગનું સ્મરણ કરતો યોગી વિતરાગ થઈ જાય છે, સરાગનું સ્મરણ કરનાર યોગી સરાગ થઈ જાય છે તેમાં સંદેહ નથી.

જેમ યંત્રવાહક જે જે ભાવવાળો હોય છે તે જ ભાવથી તે તન્મયતા પ્રાપ્ત કરે છે. જેમ દર્પણમાં જેવી ચેષ્ટા કરતા હોઇએ તેવી જ ચેષ્ટા તેમાં જણાશે."

શ્રી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરની આ પ્રમાણેની ધર્મકથા સાંભળી રાજાએ મિથ્યાત્વનો ત્યાગ કરી જૈનધર્મ પર શ્રધ્ધાવાળો થઇ મહાકાલના મંદિરમા જ જિનેશ્વર પાર્શ્વનાથની પ્રતિમાને સ્થાપન કરી, આદરપૂર્વક પૂજન કર્યું. પૂજારીઓને એક હજાર ગામોનું દાન કર્યું. ને શ્રાવકોનાં બાર વ્રતવાળાં સમ્યક્ત્વનો સ્વીકાર કર્યો.

સમય જતા એક દિવસે શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજીએ કહ્યું, "હે રાજન્! લક્ષ્મીનું દાન કરવું તે સર્વોત્તમ ધર્મ-છે, તેવુ જિનેશ્વરોએ કહ્યું છે. દાન કરવાથી મુક્તિ અને સુખ બને મળે છે. દાન કરવાથી દશે દિશામાં કીર્તિ ફેલાય છે જેણે દાન કર્યું નથી તેનું જીવન પાણીની જેમ વહી જાય છે. શ્રી ઋષભદેવે તેમના પૂર્વજન્મમાં–સાર્થવાહના ભવમા ઘણા ઘી વગેરેનું દાન કર્યું હતું તેથી તે ત્રૈલોક્યના પિતામહ થયા.

જેઓએ જન્માતરોમાં પુણ્ય કર્યું છે., જે બધાં પ્રાણીઓ પર દયા કરનાર છે, ગરીબોને દાન આપનાર છે, તેઓ તીર્થંકર અને ચક્રવર્તીની ઋદ્ધિ અને સંપત્તિના સ્વામી શ્રી શાંતિનાથ પ્રભુ થયા છે.

મર્યા પછી બીજાઓથી જે દાન કરવામાં આવ્યું હોય

છે તેનું ફળ મરનારને મળે કે ન મળે તેનો નિર્ણય થઈ શકતો નથી. પરંતુ જે દાન પોતાના હાથથી અપાય છે તે જરૂર ફળ આપે છે જ. તેમાં શંકા નથી. કહેવાયું છે, દાન દેવાથી ધનનો નાશ થાય છે તેવું વિચારવું જોઈએ નહિ. પરંતુ કૂવો, આરામ, ગાય આ બધાંનો દાનમાં ઉપયોગ ન કરે તો સંપત્તિનો નાશ થાય છે.

સુપાત્રને દાન આપવાથી ધર્મની પ્રાપ્તિ થાય છે. સામાન્ય મનુષ્યને દાન આપવાથી દયાળુતાની પ્રાપ્તિ થાય છે. મિત્રોને દાન આપવાથી પ્રેમની વૃદ્ધિ થાય છે. શત્રુને દાન આપવાથી વૈરભાવના નાશ પામે છે! સેવકને દાન આપવાથી તે વધારે સેવા કરે છે. રાજાને દાન આપવાથી સન્માનમા વૃદ્ધિ થાય છે. અને વિદ્વાનોને દાન આપવાથી યશ મળે છે. આ પ્રમાણે દીધેલું દાન ક્યારે પણ નિષ્ફળ જતું નથી.

શ્રી જિનેશ્વરદેવ વર્ષ સુધી રોજ યાચકોને ઇચ્છા પ્રમાણે સોનું, ચાંદી વગેરેનું દાન આપે છે. આમ પૃથ્વીને ઋણરહિત કરી પછી દીક્ષા લે છે ને ધીરે ધીરે આઠે કર્મનો નાશ કરી મુક્તિ મેળવે છે. કહ્યું છે, જે લક્ષ્મી પોતાની જાતે જ પેદા કરી હોય તે કન્યા–પુત્રી જેવી છે. બાપે લક્ષ્મી પેદા કરી વારસામાં આપી હોય તે બહેન જેવી છે જો બીજાથી પ્રાપ્ત થાય તો તે પરસ્ત્રી જેવી છે. તેથી લક્ષ્મીનો ત્યાગ કરવાની જેમનામાં ભાવના છે તે જ બુદ્ધિવાળો મનુષ્ય છે.

દાન, શીલ, તપ, ભાવ આ ચાર પ્રકારના ધર્મને પાળ-

નાર માનવ મુક્તિ અને સુખને મેળવે છે. શંખ રાજાની પત્ની રૂપવતીની જેમ, સદાય ચાર પ્રકારનાં દાન કરવાવાળો માનવ જલદીથી મુક્તિ મેળવે છે.

રૂપવતીની કથા.

શંખપુર નામના નગરમાં ઘણી સેનાવાળો અને વિદ્વાન શંખ નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજાને શીલ વગેરે ગુણોવાળી અત્યંત સુંદર પ્રાણપ્રિય રૂપવતી વગેરે સાત રાણીઓ હતી

એક દિવસે તે રાજાના ભંડારમાંથી મણિઓથી ભરેલી ચોરે પેટીઓ ઊઠાવી, અને જેવો તે નગરની બહાર નીકળ્યો ત્યાં તો સૈનિકો તેની પાછળ પડયા ને તેને પકડી લઇ રાજાની પાસે લઇ જઈ નિર્દયતાથી માર માર્યો.



રૂપવતીએ ચોરને પકડી લઈ જતો જોયું.

એ ચોરને રાજાની આજ્ઞાથી રાજપુરુષ વધ કરવા લઇ જતા હતા, ત્યારે રસ્તામાં રાણી રૂપવતીએ ચોરને પૂછ્યું. ચોરે પોતાની વિતક કથા કહેતા દયા ઉપજાવે તેવા શબ્દોથી દયાની યાચના કરી.

ચોરના દયા ઉપજાવે તેવા શબ્દો સાંભળી ચોરના દુઃખથી ઘણી દુઃખી થઈ રાણી વિચારવા લાગી, 'જેનું ચિત્ત બધા પ્રાણીઓ પર દયાથી ભરાઇ જાય છે તેને જ જ્ઞાન અને મોક્ષ મળે છે. જટા, ભષ્મ અને ભગવા વસ્ત્ર ધારણ કરવાથી કાંઈ મળતું નથી. દયા વગર ભષ્મ વગેરે ધારણ કરવું નકામું છે.'

આમ વિચારતી રાણી રાજા હતા ત્યાં ગઈ અને કહેવા લાગી. 'હે રાજન્! જેનો વધ કરવા રાજપુરુષ લઈ જાય છે, તેને એક દિવસ માટે મને આપો. તેને અન્નપાન વગેરેથી સંતોષ પમાડી ધર્મકથા સંભળાવીએ. કેમ કે છાશ-માંથી માખણ, કાદવમાથી કમળ, સમુદ્રમાંથી અમૃત, વાસથી મુક્તામણિ નીકળે છે. તે જ પ્રમાણે બુદ્ધિવાળો મનુષ્ય જન્મથી જ સારરૂપ વસ્તુને ગ્રહણ કરે છે."

રાજાને આ પ્રમાણે રાણીએ કહ્યું એટલે રાજાએ તેની વાતનો સ્વીકાર કરી ચોરને એક દિવસ માટે રાણી રૂપવતીને સોંપવા આજ્ઞા કરી. આજ્ઞાનો અમલ થયો. ચોર રાણીને સોંપવામાં આવ્યો.



ચોરને સારા સારાં અન્નપાનાદિથી સંતોષ્યો.

રાણી ચોરને લઇ હર્ષથી પોતાના મહેલે આવી. અને સ્નાન વગેરે કરાવી દયા અને સદ્‌ભાવપૂર્વક સારાંસારાં અન્નપાનાદિથી તેને સંતોષ્યો.

આ પ્રમાણે બીજી છયે રાણીઓએ એક એક દિવસ તે ચોરને પોતાને ત્યાં જમાડી તેનો સત્કાર કર્યો. અન્નાદિથી સારી રીતે તેને સંતોષવામા આવ્યો છતા તે ચોર સુકાતો હતો.

તેને આમ સુકાતો જોઇ રાણી રૂપવતીને તેની દયા આવી અને પૂછવા લાગી, ‘હે ચોર ! અમે સાત દિવસ સુધી તારી સારી રીતે રક્ષા કરી છતાં તું સુકાતો કેમ જાય છે ?’

‘રાણીજી ! ’ ચોરે કહ્યું ‘હું મૃત્યુના ભયથી સુકાતો જાઉં છું.’

ચોરના શબ્દો સાંભળી રાણી વિચારવા લાગી, 'વિષ્ટામાં રહેલા કીડાને અને સ્વર્ગનાં રહેલા ઇન્દ્રને મૃત્યુ અને જીવવાની એક સરખી જ ઇચ્છા હોય છે. નીચમાં નીચ યોનિમા જન્મેલાને પણ મરવાની ઇચ્છા થતી નથી, એ પ્રકૃતિનો નિયમ છે. તેથી જ અભયદાન એ સર્વ દાનોમા શ્રેષ્ઠ છે કહેવાય છે, શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને ઉપદેશ આપતા કહ્યુ, 'મેરુ પર્વત જેટલું સોનાનું દાન કરે અથવા સમસ્ત પૃથ્વીનુ દાન કરે પરંતુ તે એક જીવને બચાવ્યા બરાબર નથી.' સુવર્ણ, ગાય, પૃથ્વી વગેરેનુ દાન કરવાવાળા આ પૃથ્વીમા ઘણાં છે. પણ પ્રાણીને અભયદાન દેનારા કોઇક જ હોય છે.' વિચારતી રાણીએ દયા લાવી ચોરને કહ્યું. 'સાત દિવસ સુધી અમે તારી રક્ષા કરી, પણ હવે કાલે તારું મોત નક્કી છે, તો તને એ મૃત્યુથી કોણ બચાવશે? માટે તું ચોરી કરવાનો ધંધો હવે મૂકી દે. ચોરીરૂપી પાપના વૃક્ષથી માનવને વધ અથવા બંધન મળે છે. અને પરલોકમા નરકનું દુઃખ ભોગવવુ પડે છે, ભાગ્યહીનતા, દાસપણું, શરીરનું છેદન, દરિદ્રતા આ બધું ચોરીના ફળરૂપે માણસને મળે છે, તેથી આ વાત ધ્યાનમા લઈ ચોરી નહિ કરવાનો તું મનમાં નિશ્ચય કર.'

રૂપવતીની આ વાત સાભળીને ચોરીના પાપથી ડરીને ચોર કહેવા લાગ્યો, 'આજથી હું એક તણખલા સરખાની ચોરી જિન્દગીભર નહિ કરું.'

ચોરનો આ નિશ્ચય જાણી રૂપવતી રાજા પાસે ગઈ અને કહેવા લાગી, 'હે રાજન્! આ ચોર કયારે પણ ચોરી



રૂપવતી રાજા પાસે ગઈ.

નહિ કરવાની પ્રતિજ્ઞા કરે છે. તો તમે રાજી થઈ તેને છોડી દો.'

રાજાએ પોતાની પટરાણીની વાત સાંભળી ચોરને છોડી મૂકયો.

મૃત્યુનો ભય જતા એ ચોર આનંદ પામ્યો ને તે હૃષ્ટ-પુષ્ટ થવા લાગ્યો. તેણે જિંદગીમા કયારે પણ ચોરી નહિ કરવાની પ્રતિજ્ઞા કરી. આ પ્રમાણે તે ચોરે ત્રીજા વ્રતનું પાલન કર્યું, તેથી તે ચોર મૃત્યુ પામી સ્વર્ગમાં દિવ્ય શરીર પ્રાપ્ત કરી સુખ ભોગવવા લાગ્યો.

ત્રીજા વ્રતનું પાલન કરવાથી રાજ્ય, સુંદર સંપત્તિ, ભોગ, સારા કુળમાં જન્મ, સુંદર રૂપ અને અંતમાં દેવત્વની પ્રાપ્તિ જરૂર થાય છે.

ચોર સ્વર્ગમાં જઈ પોતાના ગત જન્મને યાદ કરી રાણી પર ઉપકાર કરવા વિચારવા લાગ્યો, 'હું એ રાણીઓને ક્યારે દિવ્ય રત્ન વગેરે આપી ઉપકારનો બદલો વાળી આપીશ ?'



ચોર સ્વર્ગમાંથી રાણીઓ પાસે આવ્યો

આવો વિચાર કરીને ચોર સ્વર્ગમાથી રાણીઓ પાસે આવ્યો, અને પ્રણામ કરી પોતાના ગત જન્મની વાત કરી રૂપવતીને કરોડની કિંમતનો દિવ્ય હાર અને કુંડલ આપ્યાં. બીજી છ રાણીઓને બબ્બે કુંડળ આપ્યા, રાજાને દિવ્ય સિંહાસન અને મુકુટ આપ્યો, પછી પ્રણામ કરી તે દેવ સ્વર્ગમાં ગયો.

શંખ રાજા નિયમિત ગરીબોને દાન દેવા લાગ્યા. અને

પોતાના રાજમાં ચોરી ન કરવાની જાહેરાત કરાવી. તે પોતાના ગુરુમહારાજથી પોતાની પત્નીઓ સાથે સદ્ધર્મ વિષે સાંભળી દાન, શીલ, તપ અને ભાવ આ ચાર પ્રકારના ધર્મનું પાલન કરતા, દાનના પ્રભાવથી તે સ્વર્ગમા ગયા. તે ફરીથી મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી સાતે પત્નીઓ સાથે સર્વ કર્મનો ક્ષય મોક્ષને પામશે.

આ પ્રમાણે જે કોઈ મનુષ્ય દાન અથવા ધર્મની આરાધના કરશે તે મુક્તિ સુખને પ્રાપ્ત થશે."

**હેમવતીની કથા**

"જે મનુષ્ય શીલવ્રતનુ પાલન કરે છે તે હેમવતીની જેમ કલ્યાણ અને સંપત્તિ પ્રાપ્ત કરે છે."

લક્ષ્મીપુરમા એક ધીર નામનો ન્યાયી-નીતિપરાયણ રાજા હતો. તેની સુશીલ-દયાળુ હેમવતી નામની રાણી હતી. તે રાજારાણીના દિવસો શ્રીજિનેશ્વરદેવોએ કહેલા ધર્મનું આચરણ કરતા તેમજ સદ્ગુરુની સેવા કરતા વીતતા હતા

એક દિવસે વસંત ઋતુમાં રાજા ધીર પોતાની રાણી હેમવતી સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા. તે વખતે અદૃશ્ય ગતિવાળો કોઈ વિદ્યાધર કોઈના મોઢેથી હેમવતીના સુંદર રૂપની વાત સાભળી, તેનું હરણ કરવાની ઇચ્છાથી ત્યાં આવ્યો, ને તેણે રાજા પાસે ક્રીડા કરતી હેમવતીનું હરણ કરી વૈતાઢ્ય પર્વત પર દૂર દૂર પહોંચી ગયો ને કહેવા લાગ્યો. 'હે હેમવતિ! આ પર્વતના દક્ષિણ ભાગમાં તથા ઉત્તર



વિદ્યાધરે હેમવતીનુ હરણ કર્યું

ભાગમા પચાસ અને સાઠ નગર છે. ત્યા ઘણી વિદ્યાવાળા તેમજ દેવોથી પણ વધુ સૌંદર્યવાળા વિદ્યાધર લોકો રહે છે. ત્યાં નાગકેસર, ચંપા, માકન્દ, અશોક વગેરે વૃક્ષો તેમજ વાવ, કૂવા અને સુંદર તળાવ વગેરેના સ્થાનો છે.

હું ઘણી સુંદર રત્નકમળવાળી રત્નવતી નગરીમાં વિદ્યાધરોથી સેવાતો સુખે રાજ કરું છું. આ રત્નથી શોભતો સાત માળવાળો મહેલ મારો છે. બધી ઋતુઓમા પુષ્પ ફળ વગેરેથી પરિપૂર્ણ આ બાગ મારો છે. પ્રજ્ઞપ્તિ વગેરે દેવ

દેવીઓ મારી ઇચ્છાનુસાર મને સુખ આપે છે. અને તે નિર્મળ રૂપ અને લાવણ્યયુક્ત થઈ મારી પાસે રહે છે. તેથી તમે તમારા નિર્મળ મનમાં મને બેસાડો. અને તમારી ઈચ્છા પ્રમાણે આ ઉપવન વગેરે સ્થાનોનો ઉપભોગ કરો.'

વિદ્યાધરના શબ્દો સાભળી હેમવતી કહેવા લાગી, 'હે વિદ્યાધર! પરસ્ત્રી સાથે ગમન કરતા માનવ નરકની યાતનાઓ ભોગવે છે. વળી જે સ્ત્રી પોતાના પરણ્યા પતિને છોડી નિર્લજ્જ થઈ બીજા પુરુષ સાથે સંબંધ જોડે છે તેનો વિશ્વાસ શો? પરસ્ત્રીગમન કરવાથી જીવ સદાય ભયમા રહે છે. પરસ્ત્રીગમનથી આ લોક અને પરલોકમાં જીવનું અનિષ્ટ થાય છે.

પરસ્ત્રી એ વૈરનું મૂળ છે તેથી પરસ્ત્રીગમન ક્યારેય પણ કરવું ન જોઈએ. પરસ્ત્રીગમન કરનારનું બધું જ નાશ પામે છે, તે દુષ્ટ બંધનમાં પડે છે. તેના શરીરના અવયવો છિન્નભિન્ન થઈ જાય છે. એ પાપી મર્યા પછી ઘોર નરકમાં જાય છે

પોતાનાં પરાક્રમથી સંસાર પર આધિપત્ય મેળવનાર રાવણે પરસ્ત્રીગમનની માત્ર ઇચ્છા કરી તેથી પોતાના કુળ સાથે નાશ પામ્યો ને નરકમા ગયો.'

'હે હેમવતિ!' હેમવતીના શબ્દો સાંભળી વિદ્યાધર બોલ્યો, 'મને તમારા પતિરૂપે સ્વીકારી લ્યો. જો આમ નહિ કરો તો તમારું ઘણું જ અનિષ્ટ થશે, તેમા જરાય સંદેહ નથી.'

વિદ્યાધરના આ શબ્દો સાંભળીને હેમવતીએ પોતાનાં શીલની રક્ષા કરવા પોતાનો પ્રાણત્યાગ કરવા ગળામાં પાશ નાંખ્યો, પરંતુ તે પાશ તેના ગળામા પડતાં ફૂલની માળા બની ગયો.



ચક્રેશ્વરી દેવી સતીને સહાય કરવા પ્રગટ થયાં.

ધર્માત્મા હેમવતીએ પોતાનાં શીલનાં રક્ષણ માટે અનેક પ્રયત્નો કર્યા, એ જોતાં છતાં એ પાપીએ પોતાની ઇચ્છાનો ત્યાગ કર્યો નહિ, ત્યારે ચક્રેશ્વરીદેવી સતીને સહાય કરવા ત્યાં પ્રગટ થયાં ને તે દુષ્ટાત્માનો કઠોર શબ્દોથી તિરસ્કાર

કરતા કહેવા લાગ્યાં, 'હે દુરાત્મા ! તું શું આ સતી હેમવતીને ઓળખતો નથી? એ સતી સંબંધમાં તું જરાએ વિરુદ્ધ બોલીશ તો તારે માટે મહાન અનર્થ થશે તેના શીલના પ્રભાવથી તું ભષ્મ થઈ જઇશ. આ મહાસતી હેમવતીને તું તારી બહેન માનીશ તો તારું કલ્યાણ થશે. ઓ પાપી! તું પાપવૃત્તિથી તેના શીલનો નાશ કરતાં ડરતો નથી?'

ચક્રેશ્વરીદેવીનાં કઠોર તિરસ્કારયુક્ત વચનો સાંભળી તે વિદ્યાધર હેમવતીના પગમા પડી બોલ્યો, 'તમે મને સન્માર્ગ પર લાવો' કહી વિદ્યાધરે આનંદથી પ્રકાશવાળા દિવ્ય રત્નોથી સેવા કરી હાર અને કુંડલ હેમવતીને આપ્યા. પછી તેને વિમાનમા બેસાડી લક્ષ્મીપુર આવી ધીર રાજાની ક્ષમા માંગી હેમવતીને સોંપી.

હેમવતીની શીલપ્રશંસા એ વિદ્યાધરે રાજા આગળ કરીને તે પોતાને સ્થાને ગયો. હેમવતીએ શીલના મહાત્મ્યથી આ જન્મમા દીક્ષા લઈ તપસ્યા કરી મુક્તિને મેળવી"

આ પ્રમાણે શીલનું મહાત્મ્ય ગુરુ મહારાજે કહ્યું, પછી તપ મહાત્મ્ય, નવકારમંત્ર જાપ વિષે કહેવા લાગ્યા.

" નમસ્કારપૂર્વક નિત્ય તપ કરતો માણસ તેજપુંજની જેમ સ્વર્ગ અને મુક્તિની લક્ષ્મી મેળવે છે.

ચંદ્રસેન રાજાની કથા

ચંદ્રપુર નામના નગરમાં ચંદ્રસેન નામનો રાજા હતો.

તેને ચંદ્રાવતી નામની રાણીથી તેજ:પુંજ નામનો પુત્ર થયો, એ પુત્ર પાંચ ધાવ માતાઓથી સ્તનપાન કરાતો શુક્લપક્ષના ચંદ્રમાની જેમ મોટો થવા લાગ્યો.

મોટો થતા રાજાએ તેને ઉત્સવ કરી પંડિતને ત્યાં ભણવા મોકલ્યો. તેણે પૂર્ણિમાના ચંદ્રની જેમ બધી કળાઓ જાણી લીધી. કેમકે જળમા તેલ, દુર્જનમા ગુપ્ત વાત, સુપાત્રમાં દાન, બુદ્ધિમાનમા થોડું શાસ્ત્રજ્ઞાન હોય તો પણ વસ્તુ સ્વભાવથી તેનો વધારો થાય છે.

આ તેજ.પુંજ યુવાવસ્થામા આવી પોતાના માતા-પિતાનાં ચરણકમળોની સેવા કરતા બધા વિદ્વાનોનું મનરંજન કરવા લાગ્યો.

રાજા ચંદ્રસેને પોતાના યુવાન પુત્ર તેજ:પુંજનું જિતશત્રુ રાજાની પુત્રી રૂપસુંદરી સાથે લગ્ન કર્યું, ત્યારબાદ પોતાનું રાજ તેજ:પુંજને સોંપી રાજાએ અષ્ટાહ્નિક-મહોત્સવ કર્યો. ને તપસ્યા કરી પોતાની પત્ની સાથે ધર્મકાર્યની શક્તિથી સ્વર્ગને મેળવ્યું.

તપ અને નિયમનું પાલન કરવાથી મોક્ષ મળે છે, દાન આપવાથી ઉત્તમ ભોગ મળે છે, દેવાર્ચન કરવાથી રાજ મળે છે, અનશન તપસ્યા કરવાથી સહેજે ઇન્દ્રપણું મળી જાય છે.

સમયના આગળ વધવા સાથે તેજ:પુંજ ગયા ભવમાં સંગ્રહેલા પુણ્યના પ્રભાવથી જુદી જુદી જાતના સુખો ભોગવવા લાગ્યો, પોતાના શત્રુઓને સેવક બનાવવા લાગ્યો.

આરોગ્ય, ભાગ્યવૃદ્ધિ, પ્રભુત્વ, શક્તિ–બળ, લોકમાં પ્રતિષ્ઠા, ચિત્તમાં તત્ત્વ, ઘરમાં સંપત્તિ આ બધી વસ્તુઓ પુણ્યના પ્રભાવથી જ મળે છે



ધર્મઘોષ ગુરુ ઉપદેશ દઈ રહ્યા છે.

એક દિવસે ધર્મઘોષ નામના ગુરુ મહારાજને નગર બહારના ઉદ્યાનમા આવેલા જાણી રાજા તેજઃપુંજ આનંદમાં આવી ગયો અને ધર્મોપદેશ સાંભળવાની ઇચ્છાથી તેમની પાસે ગયો. ત્યાં જઈ વિધિથી ત્રણ પ્રદક્ષિણાઓ કરી તેમની પાસે બેઠો.

'આ સંસારમાં સમૃદ્ધ રાજ્ય મળી શકે છે. સારાં સારાં નગરો પણ મળી શકે છે. પરંતુ મહાપુરુષે કહેલો વિશુધ્ધ ધર્મ પુણ્યહીન માનવને મળતો નથી.

કોટી જન્મમાં પણ દુર્લભ મનુષ્ય જન્માદિ બધી સામગ્રી મેળવીને સંસારરૂપી સમુદ્રમાં નૌકારૂપી ધર્મને માટે હંમેશા પ્રયત્નશીલ રહેવું જોઈએ.

ગુરૂમહારાજે આ પ્રમાણે ઉપદેશ આપ્યો સંસારની અસારતા સમજાવી.

'હે ગુરુજી !' ધર્મોપદેશ સાંભળ્યા પછી તેજ:પુંજે ગુરુ ભગવંતને પૂછ્યું, 'મેં ગયા ભવમાં કયા પ્રકારનું પુણ્ય કર્યું હતું, જેને લઇને મને આ જન્મમા રાજ મળ્યું ?'

'હે મહાભાગ !' ગુરૂમહારાજે કહ્યું, 'તમે ગયા ભવમા જે પુણ્ય કર્યું છે તે કહું છું. શ્રીપુરમા કમલ નામનો એક ઘણો ગરીબ વાણીઓ હતો. તેની કમલા નામની સ્ત્રી હતી, તે વણિકને ત્યા ત્રણ પુત્રીઓનો જન્મ થયો.



કમલ વાણીઓ પુત્રીઓનાં લગનની ચિંતા કરે છે.

પુત્રીઓ ઉમ્મરલાયક થતાં પૈસાના અભાવે તેમનાં લગ્ન થતાં ન હતાં, તેથી તે વણિક બીજાને ત્યાં નોકરી કરવા લાગ્યો.

લક્ષ્મીના પ્રભાવથી ચાતુર્ય તેમજ યુવાવસ્થાના પ્રભાવથી વિલાસ વગેરે જીવ શીખે છે, તે જ પ્રમાણે દરિદ્રતા ગુલામીને શીખવે છે.

કુત્સિત ગામમા રહેવું, કુત્સિત રાજાની સેવા, નિંદિત ભોજન, હંમેશાં ક્રોધભરી રહેતી આકૃતિવાળી સ્ત્રી, કન્યાનુ વધારે પ્રમાણ અને ગરીબી આ છ માણસ માટે મૃત્યુલોકમાં નરક જેવું દુઃખ આપનાર છે.

જેને ત્યા કન્યાનો જન્મ થાય છે, તેને ત્યા શોક થાય છે. જેમ કન્યા મોટી થાય છે તેમ ચિંતા પણ વધતી જાય છે. તેનો વિવાહ થતાં ખર્ચરૂપી દંડ આપવો પડે છે, તેથી આ જગતમા કન્યાના બાપ થવુ તે ત્રાસદાયક છે.

જેને ત્યા પોતાના ઘરનું શોષણ કરનારી, બીજાના ઘરને શોભાવનારી કદાસ અને કલકરૂપ કન્યા ન જન્મી તે જ સુખી છે.

કમલ વણિકે ઘણી મુશ્કેલીએ ત્રણ કન્યાના લગ્ન કર્યાં.

એક દિવસે નિર્મળ મનથી તે વાણિયો ધર્મોપદેશ સાભળવા ગુરુમહારાજ પાસે ગયો. ગુરુમહારાજે કહ્યુ . 'સર્વજ્ઞ ભગવંતની ભક્તિ, તેમને કહેલા સિદ્ધાતમાં શ્રદ્ધા, અને સાધુ પુરુષોનું પૂજન આ મનુષ્યજન્મનું ઉત્તમ ફળ છે મુનિઓ

કહે છે; 'સુપાત્રને દાન આપવું વિશુધ્ધ શીલ, ધર્મ માટેની ભાવના. આ ચાર પ્રકારનો ધર્મ સંસારરૂપી સાગરમાંથી પાર ઉતરવા નૌકા રૂપે છે.'

આ સાભળી કમલે પૂછ્યું : 'જેની પાસે દ્રવ્ય ન હોય તે કેવી રીતે દાન કરે?'

જવાબમાં ગુરુએ કહ્યુ : 'દ્રવ્ય વગર તપસ્યા સારી રીતે કરી શકાય છે.

'કયા કયાં તપ કરી શકાય છે?' કમલે પૂછ્યું.

'સિદ્ધાતમાં અનેક પ્રકારના તપ કહેલા છે' ગુરુમહારાજે કહ્યુ 'નવકારસી, પોરસી, એકાસણુ, ઉપવાસ, છઠ, પંચમી, એકાદશી, વીસસ્થાનક, વર્ધમાન વગેરે તપ કરવાથી દુષ્ટ કર્મ સહેજે નાશ પામે છે, દુષ્ટ કર્મો નરકમા યુગો સુધી કષ્ટ વેઠવા છતા નાશ પામતા નથી. જે કોઈ નિશ્ચયપૂર્વક સાવધાન થઈને ગંઠસી સાથે તપ કરે છે. તે સ્વર્ગ અને મોક્ષ સાથે ગાઠ બાધે છે તેને મોક્ષ અને સ્વર્ગનું સુખ અનાયાસે મળી જાય છે.'

તપ લક્ષ્મીનું શ્રૃંખલા વગરનું નિયંત્રણ છે પાપ, પ્રેત અને ભૂતોને દૂર કરવા માટે અક્ષર વગરનો મંત્ર છે'

આ સાંભળી કમલે કહ્યું : 'હું આજથી એકાન્તરે જરૂરથી ઉપવાસ કરીશ.' કહેતાં તેણે ગુરુજી આગળ પ્રતિજ્ઞા કરી તે પછી તેણે જીવનના છેલ્લા દિવસ સુધી તપ કર્યું. તપના પ્રભાવથી કમલ વણિક શરીર છોડી પ્રથમ સ્વર્ગમાં તે ઘણો તેજસ્વી દેવ થયો

દેવનું આયુષ્ય પૂર્ણ થતાં મનોહર સ્વપ્નનાં સૂચનથી ચંદ્રપુરના રાજા ચંદ્રસેન રાજાના તમે પુત્ર થયા.

ગયા અવતારમાં તપરૂપી કલ્પવૃક્ષ જે તમે વાવ્યું હતું તેનાં ફળ અત્યારે તમને મળ્યાં છે. તેના પ્રભાવથી તમને એક હજાર હાથી, પાચ લાખ શિઘ્ર ગતિવાળા ઘોડા, તેટલા જ રથનાં ખેંચનારા ઘોડા, અત્યંત બળવાળી કોટી પ્રમાણ સેના, કોટી સુવર્ણ, દસ લાખ રત્ન, લાખોની કિંમતનાં મુક્તાઓ અને લક્ષ્મીનો તો પાર નથી '

જે માનવનાં પૂર્વજન્મમાં સંગ્રહેલાં પુણ્યો પરિપૂર્ણ છે તેને સંસારની બધી જ સંપત્તિ સહેજમા મળી જાય છે.'

'સ્વામિન્ !" આ વાત સાભળી રાજાએ કહ્યું, 'આજથી હું ગત જન્મમાં જેવું તપ કર્યું હતું તેવું ભાવપૂર્વક તપ કરીશ.'

રાજાએ બોલ્યા પ્રમાણે તપ કરવા માંડયું. રાજાને તપસ્યા કરતા જોઈ રાજ્યમાંના બધા જ લોકો ભક્તિપૂર્વક સારી રીતે તપ કરવા લાગ્યા.

રાજા ધર્મિષ્ટ હોય તો પ્રજા પણ ધર્મિષ્ટ હોય છે. રાજા પાપી હોય તો પ્રજા પાપી હોય છે. રાજા સમભાવ રાખે તો પ્રજા સમભાવ રાખે. રાજા જો સદ્ ચારિત્રવાળો હોય તો પ્રજા પણ સદ્ ચારિત્રવાળી થાય છે. એ નિયમ છે.

સમય જતાં રાજાએ પોતાના પુત્ર સુંદરને ધામધૂમથી રાજ્ય સોંપી આદરથી સાતે ક્ષેત્રોમાં પોતાની રાજ્યલક્ષ્મીને દાનમાં વાપરી. તે પછી દીક્ષા લઈ તપથી પોતાના બધાં

કર્મોનો નાશ કરી કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી તે તેજઃપુંજ રાજર્ષિ મોક્ષ પામ્યા.



તેજઃપુંજ રાજર્ષિ મોક્ષ પામ્યા.

તેજઃપુંજની જેમ જે કોઇ પ્રાણી પોતાનાં હૃદયમાં આયમને માટે વિશુધ્ધ ભાવના રાખે છે તે રાજા શિવની જેમ તાત્કાલિક મુક્તિ પ્રાપ્ત કરે છે.”

## પ્રકરણ એકત્રીસમું ... ... ... જ્યોતિશાસ્ત્રી

"શ્રી વર્ધ્ધનપુરમાં ન્યાયપરાયણ શૂર નામના રાજાની પદ્મા નામની પત્નીથી શિવ નામનો પુત્ર થયો. તે સર્વ ગુણ સંપન્ન હતો.

શિવને રાજાએ પંડિતને ત્યાં મોકલી અભ્યાસ કરાવ્યો. શિવે થોડા જ સમયમા બધી કળાઓ જાણી લીધી

જીવલોકમા જન્મીને મનુષ્યે બે વાત જરૂર શીખવી જોઇએ. એક: કોઈપણ રીતે ન્યાયનીતિથી સુખથી પોતાનો નિર્વાહ કરે બીજી: જીવનમાં શુભ ધર્મ કર્મ કરે જેથી મરતાં મુક્તિ થાય.

વયે વધતાં શૂરે શ્રીપુરના રાજા ધીરની પુત્રી શ્રીમતી સાથે ધામધૂમથી પોતાના પુત્રના લગ્ન કર્યાં. અને પછી પોતાના પુત્ર શિવને પોતાનું રાજ્ય આપી રાજા શૂર પોતાની પત્ની સાથે ધર્મારાધન કરી અંતે સ્વર્ગમાં ગયો.

રાજા શિવ પોતાના પિતાનું પ્રેતકાર્ય કરી, શોકનો ત્યાગ કરી ન્યાયપૂર્વક પૃથ્વીનું પાલન કરવા લાગ્યો. કહેવાય

છે. દુર્બલ, અનાથ, બાલ, વૃદ્ધ, તપસ્વી, અન્યાયથી પીડાયેલો આ બધાનો રાજા જ એક આધાર છે.

એક દિવસ સભામાં રાજા શિવ બેઠો હતો, ત્યારે કોઇ એક માણસ પ્રણામ કરી બોલ્યો, ' હે રાજન્ ! ઘોર નામનો શત્રુ અત્યારે હીરપુર નામના નગરનો નાશ કરવા ગયો છે."

આ સાંભળી રાજા શત્રુનો સામનો કરવા તૈયાર થયો તે શત્રુને જીતવા હાથી, ઘોડા, રથ, પાયદળ વગેરે લઇ યુદ્ધ કરવા ચાલ્યો.



ઘોડાની ખરીઓના અવાજથી ઊડતી ધૂળથી આકાશને આચ્છાદિત કરતો, નદીઓના પાણીનું શોષણ કરતો શત્રુના નગર પાસે આવ્યો.

ધીર રાજાને દૂતે આપેલા સમાચારથી 'રાજા શિવ યુદ્ધ કરવા આવ્યા છે' ની ખબર પડી. એટલે તે લડવા તૈયાર થયો.

બંને સૈન્યો સામસામે આવી ગયા. ભયંકર યુદ્ધ થવા લાગ્યું. યુદ્ધ કરવા પોતાની સામે આવેલી શિવની-

સેનાને ધીરે લાલ આંખો કરી ક્રોધ કરી નાશ કરવા માંડી. પોતાની સેનાનો નાશ થતો જોઈ શિવ જાતેજ લાલ આંખો કરી લડવા તૈયાર થયો.

થોડી જ વારમાં શિવે દુશ્મન સૈન્યનો પરાભવ કર્યો. પક્ષીની જેમ ધીર રાજાને હરાવ્યો, બંધન કર્યો.

ધીરના જેટલા સૈનિકો હતા તે સૂર્યોદય થતાં અંધકાર નાસે તેમ ચોતરફ નાસવા લાગ્યા.

'ચંદ્રબળ, ગ્રહબળ, તારાબળ, પૃથ્વીબળ, ત્યાં સુધી જ રહે છે, મનોરથ પણ ત્યાં સુધી જ સિધ્ધ થાય છે, મનુષ્ય ત્યાં સુધી જ સજ્જન રહે છે; મુદ્રાસમૂહ, મંત્રતંત્રનો મહિમા અથવા પુરુષાર્થ ત્યા સુધી જ કામ કરે છે, જ્યાં સુધી પ્રાણીઓનો પુણ્યોદય હોય છે. પુણ્યનો ક્ષય થતાં બધું જ નાશ પામે છે; ફળ વગરના વૃક્ષોનો પક્ષીઓ ત્યાગ કરે છે; સૂકાયલા સરોવરનો સારસ ત્યાગ કરે છે, ભમરો સુકાયલા ફૂલોનો ત્યાગ કરે છે, વન સળગી જતા મૃગ વનને છોડી દે છે, વેશ્યા ધનહીન પુરુષને છોડે છે, ખરેખર બધા જ સ્વાર્થનો સંબંધ રાખે છે. સંસારમા કોઈ કોઈનું નથી.' આમ વિચારી રાજા ધીરે શિવને કહ્યુ, 'હે રાજન્! આ નગર તમે લઈ લ્યો. હું તમારો દાસ છું. તમે મારી પુત્રી સુંદરીનો સ્વીકાર કરો. અને મને રાજી થઈ બંધન મુકત કરો.'

ધીરની વિનંતી રાજા શિવે માન્ય કરી તેને છોડી મૂકયો. ઉત્તમ વ્યકિતઓનો ક્રોધ પ્રણામ—નમસ્કાર સુધી જ

રહે છે. પરંતુ નીચ વ્યક્તિઓનો ક્રોધ પ્રણામ કરવા છતાં શાંત થતો નથી

રાજા શિવે રાજા ધીરની પુત્રી સુંદરી સાથે ધામધૂમથી લગ્ન કર્યાં. ને શિવે ધીરને તેનું રાજ સોંપી પોતાની પત્ની સુંદરી સાથે સુખથી રહેવા લાગ્યો. દિવસો જતાં તે ત્યાંથી પોતાના નગર ભણી ગયો.

શિવે સર્વ ગુણસંપન્ન સુંદરીને પટરાણીપદ આપ્યું અને સર્વજ્ઞ પ્રભુશ્રીએ કહેલા ધર્મનું પાલન કરવા લાગ્યો.

સત્યથી ધર્મ ઉત્પન્ન થાય છે, અને દયા, દાનથી તેમાં વૃધ્ધિ–વધારો થાય છે. ક્રોધ અને લોભથી ધર્મ નાશ પામે છે.

સમય જતાં રાજા શિવ કુછંદે ચડી ગયો, ધર્મકર્મ કરવાં બંધ કર્યા. દુર્બુદ્ધિના કારણે હંમેશાં સાત વ્યસનોનું સેવન કરતો. ત્યારે શુભ મુહૂર્તમાં રાણી શ્રીમતીએ એક સુંદર પુત્રનો જન્મ આપ્યો તેનું નામ 'વીરકુમાર' રાખ્યું.

પાંચ ધાવોથી લાલનપાલન કરાતો તે પુત્ર શુક્લ પક્ષના ચંદ્રની જેમ દિવસે દિવસે વયે વધવા લાગ્યો.

કેટલાક દિવસો પછી ધર્મ ધ્યાનમા રહેવાવાળી શ્રીમતી અકસ્માત મરણ પામી, સ્વર્ગમા અત્યંત પ્રકાશવાળી–તેજ-વાળી દેવી થઈ. પછી પોતાના ગત જન્મને યાદ કરી તે દેવી શ્રીમતી પોતાના પતિ શિવને ધર્મનો બોધ આપવા મનુષ્ય લોકમાં આવી.



રાજા શિવ દુરાચારનું સેવન કરવા લાગ્યો

તેણે મનુષ્ય લોકમાં આવી પોતાના પતિને રાજાઓ સાથે શિકાર કરતો, પરદ્રોહ કરતો, મદ્યપાન આદિ સાત વ્યસનો કરતો જોયો.

રાજા જ્યારે પાપ કરે ત્યારે પ્રજા પણ તે જ વૃત્તિવાળી થાય છે. માટે તો કહેવાય છે, યથા રાજા તથા પ્રજા.

પોતાના પતિને દુરાચાર કરતો જોઈ તે દેવી વિચારવા લાગી 'હુ કેવી રીતે મારા પતિને આ દુરાચારના માર્ગેથી આગળ વધતો અટકાવું ?'

સામર્થ્ય હોવા છતા પોતાના મિત્ર અથવા સંબંધીઓને પાપ કર્મ કરતાં જે રોકતો નથી, તો તે પાપના કારણે તે વ્યકિત પણ પાપી થઈ જાય છે. ને તે પાપી કહેવાય છે.

આ પ્રમાણે વિચાર કરી શ્રીમતીએ દેવમાયાથી ચાડાલણીનું રૂપ ધારણ કર્યું, તે દારૂ પીતી–માસ ખાતી, ગંદા કપડાવાળી, મલિન રૂપવાળી થઈ–ધણા ઉપજે તેવુ રૂપ ધારણ કરી મનુષ્યની ખોપરી હાથમાં લઈ અને તેમાનાં પાણીને રસ્તા પર છાટતી ધીરે ધીરે ચાલવા લાગી.

ચાડાલણીનું આ કર્મ રાજા શિવના જોવામાં આવતા, પોતાના મંત્રીને પૂછવા લાગ્યો, 'હે મંત્રી ! એ ચાડાલણી રસ્તા પર પાણી કેમ છાટે છે ?'

રાજાનો આ પ્રશ્ન સાભળી પાણી છાટવાનુ કારણ જાણવા મુખ્ય મત્રી રાજાની આજ્ઞા લઈ ચાડાલણી પાસે આવ્યો અને



ચાંડાલણી રસ્તા પર પાણી છાંટતી ચાલવા લાગી.

કહેવા લાગ્યો, 'હાથમા ખોપરી લઈ દારૂ પીતી. માંસ ખાતી હે ચાંડાલણી ! રસ્તામાં તું શા માટે પાણી છાટે છે ?'

મંત્રીને જવાબ ન આપતાં તે સભામાં આવી સંસ્કૃતમાં કહેવા લાગી. 'આ રસ્તા પરથી જૂઠી સાક્ષી પૂરનારો, મિથ્યા બોલવાવાળો, કૃતઘ્ન, લાબા સમય સુધી ક્રોધી રહેનારો, શિકાર, પરદ્રોહ, મદ્યપાન વગેરે કરનાર માણસ ગયો હશે. તેથી હું પાણી છાટી આ રસ્તાને પવિત્ર કરું છું.'

'હે ચાંડાલણી !' મંત્રી બોલ્યો, તુ 'આવું ન બોલ. પાણીથી નાહવા છતાં ચાડાલ ક્યારે પણ શુધ્ધ થતો નથી.'

ચાડાલિની બોલી, 'ખોટી સાક્ષી પૂરનારો, મિથ્ય બોલનારો, કૃતઘ્ન, લાંબા સમય સુધી ક્રોધી રહેનારો, શિકાર, મદ્યપાન કરવાવાળો તથા આવાં બીજાં પાપો કરનાર મનુષ્ય પાણીથી પવિત્ર થતા નથી. પુરાણમા પણ કહ્યું છે, દુષ્ટ અંતઃકરણવાળો મનુષ્ય તીર્થમા કેટલીય વાર સ્નાન કરે પણ તે શુધ્ધ થતો નથી તે તો મદિરા પાત્રની જેમ અનેકવાર ધોવા છતા અપવિત્ર રહે છે'

ચાંડાલિનીએ કહેલી બધી વાતો રાજાએ મંત્રી દ્વારા સાભળીને તેને પાસે બોલાવી. ને પાણી છાટી રાજા પાસે તે આવી. ને પાણી છાંટી બેઠી.

રાજા તેને પાણી છાંટતી જોઈ ગુસ્સે થયો, અને સેવકોને તેનો નાશ કરવા આજ્ઞા આપી.

સેવકોએ તેનો નાશ કરવા ઘણા ઘા કર્યા પણ તેના શરીર પર કાંઈ અસર થઈ નહિ. આ જોઈ રાજા નવાઈ પામ્યો. અને વિચારવા લાગ્યો, 'આ સ્ત્રી વ્યંતરી, કિન્નરી અથવા દેવી હોવી જોઈએ. કારણ કે જો તે મનુષ્ય હોત તો આ પ્રમાણે ઘા કરતા તે મરી જાત. તેથી માનવું જ રહ્યું, તે કિન્નરી અથવા દેવી છે અત્યારે મારાથી દેવીની આશાતના થઈ છે મારા જેવો અધમ આ પાપોમાંથી કેવી રીતે છૂટશે ?'

રાજાને ધર્મદૃષ્ટિથી વિચારતો જોઈ ચંડાલિની તરત જ અત્યંત પ્રકાશિત આભૂષણોયુક્ત દેવીનું રૂપ પ્રગટ કરી રાજા સામે ઊભી રહી.

ચાંડાલિનીને દેવી રૂપમા જોતા રાજાએ પૂછ્યું, 'તમે કોણ છો ? અને અહીં કેમ આવ્યા છો ?'

રાજાના પ્રશ્નના જવાબમા તેણે પોતાનો ગત જન્મનો વૃતાંત કહેતા કહ્યું, 'હે રાજન્ ! મેં તમને પાપ કર્મ કરતાં અટકાવવા જ આ ચાડાલિનીનું રૂપ ધારણ કર્યું હતું.'

'હે દેવી !' રાજા બોલ્યો, 'મેં અજ્ઞાનને વશ થઈ અનેક પાપો કર્યાં છે અને તેથી ઘણા કષ્ટદાયક નરકમાં હું પડીશ, તમે સ્વર્ગ વગેરે સુખ આપનાર જીવદયા રૂપ ધર્મ આદર્યા અને સ્વર્ગ સુખો ભોગવી દેવીનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું'.' કહી રાજાએ ભવિષ્યમાં વ્યસનો નહિ કરવા પ્રતિજ્ઞા કરી, ત્યારે દેવીએ કહ્યુ. 'તમે ધર્મમા દૃઢ થઈ જીવદયાનું પાલન કરો.'

આ પ્રમાણે રાજાને ધર્મમાર્ગે ચાલવા સમજાવી રાજાને તેમજ પુત્રને બબ્બે દિવ્ય રત્નો આપી દેવી સ્વર્ગમાં ગઇ.

તે પછી રાજાએ બધાં જ વ્યસનો છોડી નગરમાં રત્નો જડિત એક સુંદર જૈન મંદિર બનાવ્યું. અને સોળમા ભગવંત શ્રી શાંતિનાથની પ્રતિમાને ધામધૂમથી પૂજ્ય સૂરીશ્વરોના હસ્તકમળોથી પ્રતિષ્ઠા કરાવી.

ધર્મથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીને ધર્મમા જ વાપરવી જોઇએ, કેમ કે ધર્મ લક્ષ્મીની વૃધ્ધિ કરે છે. ને લક્ષ્મી ધર્મની વૃધ્ધિ કરે છે.

જે સદાચારી પુરૂષ નિર્મળ મનથી પોતાની શક્તિથી ધનદ્વારા મોક્ષ માટે સુંદર જિનાલય બનાવે છે, તે રાજેન્દ્ર તેમ જ દેવેન્દ્રોથી પૂજાતો તીર્થંકરપદને મેળવે છે. જે જિનમતને પામી પોતાના કુળને પ્રકાશિત કરે છે તેનું જીવન સફળ છે.

જિનાલય બંધાવવું, પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવવી, તીર્થયાત્રા કરવી, ધર્મ પ્રભાવના કરવી, અહિંસા–પ્રાણીઓનો નાશ ન કરવાની ઘોષણા કરવી તે બધુ મહાપુણ્ય આપનાર છે.

એક દિવસે રાજાએ સુંદર પુષ્પોથી શ્રીશાંતિનાથની પૂજા કરીને મનોહર નૈવેદ્ય કર્યું અને ઘણા ભક્તિભાવથી ઉત્તમ અર્થવાળાં સ્તોત્રોથી પ્રભુના ગુણ ગાવા લાગ્યો.

શ્રી શાંતિનાથ પ્રભુ સમક્ષ એકાગ્ર ચિત્તથી ભાવના કરતા કરતા શિવને ત્યાં જ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

મનુષ્ય કોટી જન્મોમાં ઉગ્ર તપસ્યા કરતાં પણ કર્મનો નાશ નથી કરી શકતો તે કર્મનો સમભાવનો આધાર લઈ સહજમાં નાશ કરી શકે છે

કેવળ જ્ઞાન પ્રાપ્ત થયેલા શિવે દેવતાઓથી અપાયલા સાધુ વેશને ધારણ કર્યો. પછી શિવ રાજર્ષિએ પૃથ્વીમા ભ્રમણ કરતા અનેક પ્રાણીઓને ધર્મોપદેશ આપ્યો અને કર્મ-સમૂહનો નાશ કરી મુક્તિ મેળવી.



રાજા શિવે મુક્તિ મેળવી.

જે મનુષ્ય આ પ્રમાણે આદરપૂર્વક નિર્મળ ભાવના કરે છે તે કર્મનો ક્ષય કરી કેવળ જ્ઞાન મેળવે છે."

આ પ્રમાણેથી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વર પાસેથી ધર્મના

મહિમાને સમજાવનારી ધર્મકથા સાંભળી રાજા વિક્રમાદિત્ય બોલ્યા, "અહો, આ લક્ષ્મી ત્યાગ કરવા લાયક જ છે. સજ્જનોના ઉપભોગ માટે નથી.

એ લક્ષ્મીની ભાઈઓ વગેરે બધા ઈચ્છા કરે છે. ચોર ચોરવાની ઈચ્છા કરે છે, રાજા યુક્તિપ્રયુક્તિએ લઈ લેવા વિચારે છે. અગ્નિ જોતજોતામાં તેને બાળી ભષ્મ કરે છે, પાણી ડૂબાડી દે છે, પૃથ્વીમાં દાટવાથી યક્ષ લઈ લે છે. અને દુરાચારી પુત્ર તેનો નાશ કરે છે. આ પ્રમાણે અનેકને આધિન રહેનારી લક્ષ્મીને ધિક્કાર છે.

સુકોમળ આસન અથવા હાથી ઘોડા પર બેસનાર પ્રશંસા-પાત્ર થતો નથી કારણ, હાથી પર તો તેનો માવત પણ બેસે છે. જો હાથી પર બેસવાથી માણસ મોટો મનાતો હોય તો માવતને ય મોટો માણસ માનવો જોઈએ. શા માટે તેને માવત કહી બોલાવવો જોઈએ.

પાન ખાવાથી કોઈ પ્રશંસાપાત્ર ગણાતો નથી નટ અને વીટ સદાય પાન ખાય છે, પણ તેને હલકા માનવામાં આવે છે. ઘણું ખાવાથી પણ માણસ મોટો મનાતો નથી. કારણ કે હાથી વગેરે મૂર્ખ પશુ ઘણું જ ખાય છે તે જ પ્રમાણે મોટા મહેલમાં રહેવા માત્રથી માણસ પ્રશંસાને પાત્ર ગણાતો નથી. જો એ પ્રમાણે કરવાથી મોટો મનાતો હોત તો, ચકલી, કબૂતર વગેરે પક્ષીઓ મહેલમાં રહેવાથી મોટાઈ મેળવી શકતાં.

સાચું કહીએ તો પ્રશંસાપાત્ર તો એ છે જે કોઇપણ મનુષ્યને તેની ઇચ્છિત વસ્તુ આપે ”

વિક્રમાદિત્ય મનથી આમ વિચારી સુવર્ણ, ચાંદી, મણિ વગેરેનું યાચકો માગે તે પ્રમાણે દાન કરવા લાગ્યા. તેથી ભારતવર્ષની પ્રજાને દેવામાંથી મુક્ત કરી દીધી. શ્રી વીર જિનેશ્વરના સંવત્સરના ચારસો સીત્તેર વર્ષ વિત્યા પછી વિક્રમાદિત્યે પોતાનો સંવત્સર ચલાવ્યો. જે વિક્રમ સંવત્સર આજે પણ મહારાજા વિક્રમાદિત્યની યાદ કરાવતો ભારતવર્ષમા પ્રસિધ્ધ છે.

વિક્રમદિત્યના આ પ્રકારનો પરોપકાર જોઈ એક દિવસે મહારાજ ઇદ્રે સભામાં બેસી દેવતાઓને કહ્યું, “ દેવતા લોકો ધન હોવા છતા પણ સ્વાર્થી હોવાને કારણે ધનનું દાન કરતા નથી. તીર્થનો ઉદ્ધાર કરી શકાતો નથી, વ્યાધિ પણ દૂર કરી શકાતો નથી, ન કોઈની આપત્તિ દૂર કરી શકાય છે, પરંતુ પોતાના આત્માને જ સંતુષ્ટ કરવાવાળા ગૃહસ્થોમાં એ વ્યકિત શ્રેષ્ઠ છે, જે બધા પ્રાણીઓ પર પરોપકાર કરી યશથી સંસારને પ્રકાશિત કરે છે ”

યશસ્વી મહારાજા વિક્રમાદિત્ય રાજસભામાં પ્રજા અને રાજાની વાતો સાભળી અદલ ઇન્સાફ કરે છે. રાજસભા બરખાસ્ત કર્યા પછી, મંત્રીઓના ગયા પછી, ભટ્ટમાત્રને કહેવા લાગ્યા, “ પુષ્કળ પ્રમાણમાં ધનનું દાન કરી આખી પૃથ્વીને દેવામાંથી છોડાવી છે, હવે આપણે શું કરવું જોઇએ ? ”

“ મહારાજ ! “ ભટ્ટમાત્રે કહ્યું.” શ્રી રામચંદ્ર વગેરે

રાજાઓએ પહેલાં મોટા ભાગની પૃથ્વીને પોતાના તાબામાં લઇ મોટો કીર્તિસ્તંભ બનાવ્યો છે. તેથી તમે પણ ઘણો ખર્ચ કરી કીર્તિસ્તંભ બનાવો."



વિક્રમાદિત્ય દાન પુણ્ય કરવા માંડયા

ભટ્ટમાત્રનો વિચાર જાણી રાજાએ પોતાના મંત્રીઓને બોલાવ્યા અને કહ્યું, " તમે બધા ઘણું દ્રવ્ય વાપરી કીર્તિસ્તંભ બનાવો."

કીર્તિસ્તંભ બનાવવાની રાજાની ઇચ્છા પૂર્ણ કરવા સુથાર વગેરેને બોલાવ્યા અને રાજભંડારમાંથી પુષ્કળ ધન લઈ " કીર્તિસ્તંભ બનાવો. " તેવું કહ્યું.

રાત્રીનો સમય થયો.

નગરલોકો રાજમાર્ગ પરથી જતા આવતા બંધ થઇ ગયા હતા. રાજમાર્ગ શાંત થઈ ગયા હતા, ત્યારે મહારાજા વિક્રમાદિત્ય ફરતા ફરતા કૃષ્ણ નામના બ્રાહ્મણના ઘર પાસે આવ્યા. તેવામાં એકાએક સાંઢ અને ભેંસ કયાંકથી ત્યાં આવી પહોંચ્યા. ને લઢવા લાગ્યાં. દૈવયોગે મહારાજા સંકટમાં ફસાઇ ગયા. તેવામાં એકાએક બ્રાહ્મણની ઊંઘ ઊડી ગઈ. ને આકાશ તરફ જોયું. તો બે દુષ્ટ ગ્રહો દેખાયા. તે જોઇ તેણે પોતાની પત્નીને કહ્યું, "હે પ્રિય! ઉતાવળે ઊઠો. અને દીવો સળગાવો. કારણ આજ આપણા મહારાજા ભયંકર સંકટમાં ફસાઈ ગયા છે. તેથી શાંતિ માટે મારે બલિદાન આપવું પડશે."

પતિના શબ્દો સાંભળી બ્રાહ્મણી કહેવા લાગી, "હે પ્રિય! ઘરમાં સાત કન્યાઓ પરણવા લાયક થઇ ગઇ છે. ઘરમાં ખાવા માટે એક ટંક ચાલે એટલી વસ્તુઓ નથી. ન તો ઘરમાં દૂધ છે, ન તો મગ વગેરે છે. ખીચડીમાં પાપડ જેમ વેગળો રહે છે તેમ અવંતીમાં આ બ્રાહ્મણ ગરીબ રહી ગયો છે. નહિ જેવું ધાન્ય પણ ઘરમાં નથી. વધારે શું કહું? આજે શાકમાં નાખવા મીઠું પણ નથી. અને આપણા રાજા કીર્તિસ્તંભ બંધાવી રહ્યા છે.

રાજાને પોતાની પ્રજા અન્ન અને વસ્ત્ર વગર દુઃખી થઇ રહી છે તેની ખબર નથી. દુનિયામાં દરિદ્ર બધાને

દરિદ્ર સમજે છે, પૈસાદાર બધાસે પૈસાદાર સમજે છે; સુખી બધાને સુખી માને છે. મનુષ્યોની આ રીત છે."

"હે પ્રિય!" બ્રાહ્મણે ફરીથી પોતાની સ્ત્રીને કહ્યું, "રાજા કોઈનો સંબંધી થતો નથી. છતા પ્રજા તો રાજાનું ભલુ ચાહે છે." કહેતા તે બ્રાહ્મણે પોતાની જાતે ઊઠી રાજાની શાંતિ માટે સારાં સારાં ફૂલ વગેરેથી શાંતિકર્મ કરવા માંડ્યુ. ત્યારે સાઢ અને ભેંસ લડવાનુ છોડી જુદાં થઈ ગયા. આ જોઈ રાજાએ બ્રાહ્મણના ઘર પર નિશાન કર્યું ને ત્યાથી પોતાને મહેલે આવી શયન કર્યું.

સવાર થયું. મહારાજા સભામાં આવ્યા. અને પેલા બ્રાહ્મણને બોલાવવા નિશાની બતાવી રાજસેવકોને મોકલ્યા.

રાજસેવકો રાજાએ આપેલી નિશાની જોતા એ બ્રાહ્મણના ઘેર આવ્યા ને કહ્યુ, "હે બ્રાહ્મણ! તમને મહારાજા બોલાવે છે."

આ સાંભળી બ્રાહ્મણી બોલી, "હે પ્રિય! તમે રાત્રે રાજાના સુખ માટે શાંતિકર્મ કર્યું, તેના ફળરૂપ આ આપત્તિ આવી રાજા આપણી શું દશા કરશે, તે સમજાતું નથી. રાજાનું પોષણ કરવામા આવે છતા પણ તે પોતાનો થતો નથી"

"ઠીક, ઠીક." કહેતો બ્રાહ્મણ રાજસેવકો સાથે સભામાં આવ્યો ને આશીર્વાદ આપ્યો, ત્યારે રાજાએ પૂછ્યું, "હે બ્રાહ્મણ! મારા પર સંકટ આવ્યું છે, તે તમે કેવી રીતે જાણ્યું? અને તે કેમ દૂર કર્યું?"

બ્રાહ્મણે કહ્યું. "મેં જ્યોતિષશાસ્ત્રના આધારે લગ્નના બળથી, લોક જેની છત્રછાયામાં રહે છે ને જેમનો આદરપૂર્વક વિજય ઇચ્છે છે તેના પર આવેલી વિપત્તિ જાણી મેં હટાવી."

બ્રાહ્મણનું કહેવું સાંભળી રાજાએ રાત્રે જે બન્યું હતું તે બધું બધાને કહી સંભળાવ્યું. ને બ્રાહ્મણને પુષ્કળ દ્રવ્ય આપી સંતોષ્યો. વળી સાત કન્યાઓનાં લગ્ન માટે પણ ઘણું ધન આપ્યું આ પ્રમાણે તે બ્રાહ્મણને તેમજ પ્રજાને ઘણું દાન આપી સુખી કરી. વળી ઘણું દ્રવ્ય ખર્ચી પોતાનો કીર્તિસ્તંભ બનાવ્યો.

સાતમો સર્ગ સંપૂર્ણ.



સમ્રાટ વિક્રમાદિત્ય વગેરે શ્રોતાગણને
આ શ્રી સિદ્ધસેન દિવાકરસૂરીશ્વરજી ઉપદેશ આપી રહ્યા છે. પૃ. ૩૦૫



મૃગધ્વજ રાજા વાયુવેગ ઘોડા પર સવાર થઈ પોપટની પાછળ આવ્યો. (પૃ.–૩૦૮)



હાથ જોડી રાજાએ શ્રીદત્ત કેવલી ભગવાનને પૂછ્યું 'આ પુત્ર મૂંગો કેમ થઈ ગયો છે?' (પૃ.-૩૧૩)



શુકરાજની પ્રાર્થનાથી કેવળી ભગવંતે કહ્યું, 'મોક્ષ અને સુખ આપનાર વિમલાચલ મહાતીર્થ છે......ત્યારે શત્રુંજય નામ થશે. (પૃ.-૩૪૬)



સર્ગ આઠમો



પ્રકરણ બત્રીસમું ... ... ... શ્રી શત્રુંજય

જનકલ્યાણાર્થે સ્થળે સ્થળે ઉપદેશ કરતા શ્રી સિધ્ધસેનદિવાકરસૂરિજી ઉજ્જૈન લગભગ આવ્યા. આ સમાચાર રાજા વિક્રમને મળ્યા, ત્યારે તેમનો સત્કાર કરવા વિક્રમે પૂર્ણ તૈયારી કરી માનપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. તે પછી દિવસો જતાં સૂરીશ્વરજી ઉપદેશ દેતા કહેવા લાગ્યા, " આ આર્યક્ષેત્રમાં માનવજન્મ મળે અને તે પણ ઉત્તમ કુળમાં અને પછી જિનવચનરૂપ શાસ્ત્રોનું શ્રવણ, તેના પર શ્રધ્ધા અને શુદ્ધ ચારિત્ર ધર્મ પ્રાપ્ત કરી તેમાં શક્તિઓનો વિકાસ થવો એ ભાગ્યશાળી માટે જ સંભવે છે. દેવલોકના દેવો, નારકીજીવો તેમજ પશુ-પક્ષી વગેરે ધર્મ સાધન કરી શકતા નથી. માત્ર મનુષ્યાવતારમાં જ ધર્મ સાધન થઈ શકે છે જ્યારે મનુષ્યાવતાર પ્રાપ્ત થયો છે, ત્યારે ધર્મ સાધન માટે વધુ ને વધુ પ્રયત્ન કરવો જોઇએ. શ્રી તીર્થાધિરાજ શત્રુંજય ગિરિરાજ પર બિરાજેલા ભગવાન શ્રી આદિનાથને

વાંદવા જોઈએ, જેથી ઘણું પુણ્ય પ્રાપ્ત થાય છે. તે તીર્થાધિરાજના અજાણે સ્પર્શ માત્રથી પણ અતીવ પુણ્ય મળે છે, તો જાણીને ભાવથી સ્પર્શ કરવાથી કેટલું પુણ્ય મળે ? તીર્થયાત્રા નિમિત્તે તીર્થાધિરાજ તરફ ડગલાં ભરતાં અનેક જન્મોનાં પાપ નાશ પામે છે શ્રી તીર્થાધિરાજનાં દર્શન અને સ્પર્શથી મુક્તિ પ્રાપ્ત થાય છે. અરે, એ તીર્થાધિરાજ પર વસનાર સર્પો, સિંહો વગેરે હિંસક પ્રાણીઓ ભગવાનનાં દર્શન કરી પરંપરાએ સિદ્ધ થઈ ગયા, થાય છે અને થશે.

અડસઠ તીર્થોની યાત્રા કરતાં જે ફળ મળે તે ફળ માત્ર ભગવાન શ્રી આદિનાથનાં દર્શનથી મળે છે. જે શુદ્ધ ભાવનાથી ગિરિરાજ શત્રુંજયને સ્પર્શે છે, ગિરનાર તીર્થને નમસ્કાર કરે છે, અને ગજપદકુંડના જલથી સ્નાન કરે છે તે ફરીથી સંસારમાં જન્મતો નથી એમ અનેક શાસ્ત્રોમાં કહ્યું છે. અહીં પાચ ક્રોડ મુનિઓ સાથે શ્રી પુંડરિક ગણધર ભગવંતે અનશન કરી મુક્તિ મેળવી, તેથી એ તીર્થરાજને શ્રી પુંડરિકગિરિ પણ કહેવાય છે. આ જ ગિરિરાજ પર શ્રી ભરત ચક્રવર્તીના પુત્ર સૂર્યયશાથી સગર ચક્રવર્તી સુધીના શ્રી ઋષભદેવનાં વંશજ અસંખ્ય રાજાઓ મુક્તિને વર્યા. ત્રણ કરોડ મુનિઓ સાથે દશરથપુત્ર શ્રી રામચંદ્રજી અને ભરતજી એકાણું લાખ મુનિઓ સાથે, શ્રી નારદજીની અને વીસ કરોડ મુનિ સાથે, પાંડવોની એ નિર્વાણ ભૂમિ છે. એ ભૂમિનાં વખાણ એક જીહ્વાવાળો માણસ શું કરી શકે ? એ જ પુંડરિકગિરિનું નામ સમયના વધવા સાથે શ્રી શત્રુંજય

સુપ્રસિધ્ધ થયું." બોલતા સૂરીશ્વરજી અટકયા ત્યારે વિક્રમે પૂછયું, "ગુરુદેવ, શ્રી પુંડરિકગિરિને બદલે શત્રુંજય નામ કેમ પડયું ? તે કહેવા મારા ઉપર કૃપા કરશોજી."

"રાજન્" વિક્રમ પર દૃષ્ટિ સ્થિર કરતાં ગુરુદેવ બોલ્યા, "રાજા શુકરાજે બાહ્ય અને આંતરિક શત્રુઓનો નાશ કર્યો ત્યારથી તેનું નામ શત્રુંજય પડયું."

"ગુરુદેવ," ઘણી જ નમ્રતાથી વિક્રમે પૂછયું, "એ શુકરાજ કોણ હતો ?"

"રાજન્," સૂરીશ્વરજી બોલ્યા, "તમારે શુકરાજ કોણ હતો તે જાણવું છે, તો સાભળો" કહેતાં સૂરીશ્વરજીએ શુકરાજનું કથાનક કહેવા માંડયું, "પહેલાં ક્ષિતિપ્રતિષ્ટિત કરીને એક નગર હતું, તેના પર મૃગધ્વજ રાજા રાજ કરતો હતો. એક દહાડો જ્યારે તે રાજા રાજસભામાં બેઠો હતો ત્યારે ત્યાં ઉધાનપાલકે આવી વસંત ઋતુનું વર્ણન કર્યું, તે સાંભળતાં રાજાનું મન આકર્ષાયું ને તે સપરિવાર ઉદ્યાનમાં ગયો, ત્યા આવેલી વાવમા જળક્રિડા કરી, પછી ઉદ્યાનની શોભા જોતાં જોતા એક ઘટાદાર આબાના વૃક્ષ નીચે બેઠાં, તે વખતે રાજાની દૃષ્ટિ પોતાની રાણીઓ પર પડી ને મનમાં વિચાર આવ્યો, 'આવી સ્વરૂપવાન રાણીઓ બીજાને કદી મળી શકે નહિ. ઠેકાણે ઠેકાણે કલ્પતાઓ ન હોય !'

રાજાની વિચારમાળા આગળ વધે તે પહેલાં એ ઝાડ ઉપર બેઠેલા પોપટે મનુષ્યની ભાષામાં કહ્યું, 'પ્રત્યેક માનવી

પોતાને માટે પોતાના મનમાં ગર્વ કરે છે.' પોપટના આ શબ્દોથી. રાજાના વિચારમાં ભંગ પડયો. તે બબડયો, "આ પોપટે મને શરમાવ્યો. તે મારા મનની વાત શી રીતે જાણી શકયો હશે? શું કાગનું બેસવું અને ડાળનું પડવું એવું એકાએક તો નહિ બન્યું હોય?'

'રાજન્,' પોપટ ફરીથી બોલ્યો, 'કૂપમંડુક જેવું શું કરે છે?'

આ શબ્દોથી પોપટ મનની વાત જાણી ગયો છે, તેવું રાજાએ માન્યું, છતાંય મનમાં ઘર કરી બેઠેલો ગર્વ ખસ્યો નહિ, ત્યારે પોપટ બોલ્યો, 'રાજન્, રૂપ જોવુ હોય તો ચાલ મારી સાથે' બોલતો પોપટ ઊડયો. રાજાએ તરત જ બધાને નગરમાં મોકલી ઘોડો મંગાવી તેના પર બેસી રૂપ જોવા પોપટની પાછળ જવા માંડયું, ઊડતો ઊડતો પોપટ ઘણે દૂર નીકળી ગયો અને ભર જંગલમાં શ્રી આદિનાથનો પ્રાસાદ આવતા અટકયો. રાજાએ પણ ઘોડો થભાવ્યો એટલે પોપટે રાજાને ભગવાનને નમસ્કાર કરવાનું કહ્યુ, રાજાએ ઘોડા પર બેઠા બેઠા નમસ્કાર કર્યા. ત્યારે પોપટે પ્રાસાદમા જઈ સ્તુતિ કરવા માડી, રાજા પણ ઘોડા પરથી ઉતરી મંદિરમા જઈ ભગવાન સમક્ષ સ્તુતિ કરવા લાગ્યો. તેમનો અવાજ પાસે જ આશ્રમ બાંધી રહેતા ગાંગલિ ઋષિના કાને પડયો, તે ત્યાં આવ્યો, ભગવાનની સ્તુતિ કરી કહ્યુ, "મૃગધ્વજ રાજા, મારા આશ્રમમા પધારી શોભામાં અભિવૃદ્ધિ કરો."

અજાણ્યા ઋષિને મોઢે પોતાનું નામ સાંભળતા રાજા

નવાઇ પામ્યો. તે ઋષિ સાથે આશ્રમમાં ગયો. ઋષિએ તેનો સત્કાર કર્યો, પછી શ્રીજિનેશ્વર ભગવાનની સેવામાં તત્પર રહેનારી પોતાની પુત્રી કમલમાલાને બોલાવી લાવ્યો ને રાજાને તેનો સ્વીકાર કરવા વિનવ્યો. પરિણામે બંનેના લગ્ન થયા. ઋષિએ પુત્રીને પુત્રોત્પાદક મંત્ર આપ્યો.

બીજે દિવસે રાજાએ ઋષિને કહ્યું, 'મારું રાજપાટ સુનું પડ્યું છે તો મને જવા રજા આપો. હું જલદીથી મારા નગરમાં પહોંચી જઉં તેવી વ્યવસ્થા પણ કરો.'

'રાજન્,' ઋષિએ કહ્યું, 'અત્યારે કન્યાને આપવા લાયક વસ્ત્રો પણ મારી પાસે નથી.'

આ શબ્દો ઋષિના મોઢામાંથી નીકળ્યા તે જ વખતે પાસેના ઝાડની ડાળીઓમાંથી વસ્ત્રાભૂષણો પડવા લાગ્યા, તે લઈ કમલમાલાને પહેરાવ્યા, પછી કમલમાલા ભગવાનનાં દર્શન કરવા ગઇ, ત્યા જઇ પ્રભુપ્રાર્થના કરી રાજાએ પણ ભગવાનની પ્રાર્થના કરી પછી પોતાની પત્ની સાથે ઘોડે બેસી બોલ્યો, 'મારા નગરનો માર્ગ કયો ?' જવાબમા ઋષિએ કહ્યુ, 'મને ખબર નથી.' આ જવાબથી આશ્ચર્ય પામતા રાજાએ પૂછ્યું, 'તો પછી આ તમારી કન્યા મને કેવી રીતે આપી ?'

'તે જાણવું છે તો સાભળો.' ઋષિએ કહ્યું, ''હું મારી કન્યાના લગ્ન માટે ચિંતા કરતો હતો, તે વખતે એક પોપટ બોલ્યો, 'તમે ચિંતા ન કરશો, કાલે સવારે હું મૃગધ્વજ રાજાને અહીં લઈ આવીશ, તેની સાથે

તમારી કન્યાનું લગ્ન કરજો. સવાર થતાં તમે આવ્યા ને મેં મારી પુત્રી પરણાવી.'

આ સાભળી રાજા મનમા મૂઝાવા લાગ્યો, ત્યારે પેલો પોપટ આવીને બોલ્યો, 'મારી પાછળ પાછળ આવો. હું મારામા શ્રદ્ધા રાખનારને નિરાશ કરતો નથી.' કહીને તેણે ઊડવા માડ્યું, રાજાએ પણ પાછળ ઘોડો દોડાવ્યો, તેઓ જ્યારે નગર લગભગ થવા આવ્યાં ત્યારે પોપટ ઊડતો અટકયો એટલે રાજાએ પૂછ્યું, 'પોપટ, કેમ અટકયો ?' પોપટે કહ્યુ, 'તમારી દુરાચારણી ચંદ્રાવતી સ્ત્રીએ પોતાના ભાઈની સહાયથી રાજની લગામ હાથમા લેવા યત્ન કર્યો છે. ચંદ્રશેખર બેનની ઈચ્છાને માન આપી લશ્કર લઈ આવ્યો છે. તમારા વફાદારો તેનો સામનો કરી રહ્યા છે.' કહી પોપટ ત્યાંથી ઊડી ગયો

પોપટના શબ્દો સાભળી રાજાને પોતાની કુટિલ સ્ત્રી માટે તિરસ્કાર જન્મ્યો. રાજ સૂનું મૂકી જવા માટે તેણે પોતાની જાતને ઠપકો આપ્યો. તેવામાં કેટલાક માણસોને પોતાની તરફ આવતા જોયા. પોતાની સ્ત્રીનું તેમનાથી કેવી રીતે રક્ષણ કરવું તેનો વિચાર કરતા રાજા મનમાં બોલ્યા, 'હું એકલો છું, જાણી અહીં એ લોકો આવી રહ્યા છે.'

રાજા આમ વિચાર કરી રહ્યા છે તે વખતે 'જય જય'કારનો પોકાર તેણે સાંભળ્યો. તેણે જોયું તો પોતાના જ માણસો જણાયા તેમને તેણે પૂછ્યુ, 'તમે અહીં કેવી

રીતે આવ્યા ?" જવાબમાં તેઓએ કહ્યુ, 'અમને કોણ અહીં લઈ આવ્યું. તેની અમને જ ખબર નથી.'

"એ...મ ?" બોલતો રાજા પોતાના માણસો સાથે નગર તરફ જવા લાગ્યો, ત્યારે મંત્રીઓએ ચંદ્રશેખરને કહ્યું, 'રાજા મૃગધ્વજથી બચવા પ્રયત્નો કરો, નહિ તો તમારો નાશ નક્કી છે.'

મંત્રીઓના શબ્દોની અસર ચંદ્રશેખરના મન પર પડી. તરત તે મૃગધ્વજ પાસે આવ્યો ને નમ્રભાવે કહેવા લાગ્યો, 'આપ રાજથી દૂર ગયા છો એવા સમાચાર મેં લોકોના મોઢેથી સાભળ્યા એટલે રાજ્યની રક્ષા કરવા હું અહીં આવ્યો. મેં આ વાત બધાને કહી પણ કોઇએ માન્યું નહિ. પણ મારો સામનો કર્યો.'

મૃગધ્વજ ચંદ્રશેખરના શબ્દે ભોળવાયો. તેની પ્રશંસા કરીને કમલમાલા સાથે નગરપ્રવેશ કર્યો. કેટલાક સમય પછી કમલમાલાને પટરાણી પદેસ્થાપી. તે પછી કમલમાલાએ તેના પિતાએ આપેલો પુત્રોત્પાદક મંત્ર પોતાના પતિને આપ્યો. રાજાએ તે મંત્રનો જાપ યથાવિધિ કર્યો. તેથી પ્રત્યેક રાણીને એકએક પુત્ર થયો.

એક દહાડો કમલમાલાને સ્વપ્ન આવ્યું. તે તેના પિતાના આશ્રમ પાસેના દેવપ્રાસાદ માંહેના દેવને પ્રણામ કરે છે. ત્યારે ભગવાને કહ્યું: 'પુત્રી, અત્યારે હું તને એક શુક આપું છું. દિવસો જતા હું બીજો હંસ આપીશ.'

સ્વપ્ન પૂર્ણ થતાં કમલમાલાએ શય્યા ત્યાગ કરી રાજાને સ્વપ્નની વાત કરી. રાજાએ સ્વપ્નપાઠકો પાસેથી તેનું ફળ જાણી રાણીને કહ્યું, 'તમને પુત્ર થશે.' આ શબ્દોથી કમલમાલા હરખાઇ. દિવસો જતાં તેણે ગર્ભ ધારણ કર્યો, તે વખતે તેને ઉત્તમ પ્રકારની ઇચ્છાઓ થવા લાગી. આખરે નવ માસ પૂર્ણ થતાં તેણે પુત્રનો જન્મ આપ્યો. પુત્રજન્મ નિમિત્તે ઉત્સવ ઉજવાયો. રાજકુમારનું નામ શુકરાજ પાડવામાં આવ્યું. પાચ ધાવ માતાથી ઉછરતો રાજકુમાર. જેમ સુદ બીજના ચંદ્રની દિવસે દિવસે કલા વધે તેમ વધવા લાગ્યો. એક દિવસે બધાં ઉદ્યાનમાં ગયા. ત્યાં પેલા આંબાનાં ઝાડ નીચે બેસી કમલમાલાને પેલા પોપટની વાત રાજાએ કહેવા માંડી. તે વાત પૂરી થતાં પિતાના ખોળામાં બેઠેલો શુકરાજ મૂર્છિત થઈ પૃથ્વી પર પડયો. રાજારાણી ગભરાયાં. ત્રાહ્ય ત્રાહ્ય કરવા લાગ્યા. લોકો ત્યાં દોડી આવ્યા, કુમારને શુદ્ધિમાં લાવવા યત્ન કરવા લાગ્યા કુમાર શુધ્ધિમાં આવ્યો પણ ઘણાય યત્નો કરવા છતા તે ન બોલ્યો ત્યારે નગરમાં જઇ વૈદ્યો વગેરેને બોલાવ્યા પણ પરિણામ શૂન્યમાં આવ્યું.

છ છ મહિનાના વહાણાં વાઈ ગયા. રાજાની ચિંતાનો પાર ન હતો. તેવામા નગરજનો ત્યાં આવ્યા ને આગ્રહ કરી બીજે દિવસે ઉજવાતા કૌમુદી મહોત્સવમાં આવવા કહ્યું. રાજા ના ન પાડી શકયો. તે બીજે દિવસે સપરિવાર ઉદ્યાનમાં ગયો, ઉદ્યાનમાં ફરતા ફરતાં પેલા આંબાના ઝાડને દૂરથી

જોઈને રાજાએ હાથ લાંબો કરી કહ્યું, 'પેલા દુઃખદાયી ઝાડથી તો દૂર જ રહેવું જોઈએ.' આ શબ્દો તેના મોઢામાંથી નીકળ્યા તે સાથે જ એ ઝાડ નીચેથી રાજાના કાને દેવતાઈ દુદુંભી નાદ આવતો સંભળાયો. તેણે એક જણને પૂછ્યું, 'આ અવાજ શાનો છે?' જવાબમાં તેણે કહ્યું, 'એ વૃક્ષ નીચે તપોધ્યાનમાં લીન શ્રીદત્ત મુનીશ્વરને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું છે. દેવો જ્ઞાનોત્સવ ઉજવી રહ્યા છે' આ સાંભળી રાણી બોલી, 'ચાલો, આપણે તે મુનીશ્વરનાં દર્શન કરી પુત્ર કેવી રીતે બોલશે તે પૂછીએ.'

'હા ચાલો.' રાજાએ કહ્યુ ને બધા મુનીશ્વર પાસે આવ્યા. ભક્તિભાવપૂર્વક નમ્યા શ્રીદત્ત કેવલી ભગવાને ઉપદેશ આપ્યો તે પછી રાજાએ પૂછ્યું, 'આ પુત્ર મૂગો કેમ થઇ ગયો છે?' જવાબ આપતા કેવલી ભગવાન બોલ્યા, 'માનવ પાપપુણ્યથી સુખદુઃખ ભોગવે છે.' કહેતા ભગવાને કહ્યુ, 'તમારો આ પુત્ર હમણા જ બોલશે. ગભરાવ નહિ' કહેતા ભગવાને શુકરાજ સામે દૃષ્ટિ સ્થિર કરી કહ્યુ. 'શુકરાજ, વિધિપુર્વક મને વંદના કરો.'

આ આજ્ઞા સાભળતા જ શુકરાજે ઊભા થઈ સ્પષ્ટ શબ્દોમા કહ્યુ, 'અણુ જાણુહ પસાઉ કરી.'

કેવલી ભગવાને કહ્યું 'ઇચ્છં' એટલે રાજકુમાર બોલ્યો, 'ઇચ્છામિ ખમાસમણો વંદિઉં, જાવણિ જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ' આમ બોલતા અને ભક્તિપૂર્વક વંદન કરતા

બાળકને જોઈ બધાં નવાઈ પામ્યા, ત્યારે રાજા પૂછવા લાગ્યા, 'મારા પુત્રને શું થઈ ગયું હતું ?' જવાબમા કેવલી ભગવાને મૃગધ્વજને કહ્યું, "પૂર્વભવમા આ તમારો પુત્ર જિતારી નામનો ભદ્દિલપુરનો રાજા હતો. એક દહાડો તેના દરબારમા વિજયદેવ રાજાનો દૂત આવ્યો. તેણે પોતાનુ આગમનનું કારણુ જણાવતાં કહ્યું, 'લક્ષ્મીવતી નગરીના રાજા વિજયદેવની સતી પ્રીતિમતિ રાણીને ચાર પુત્ર અને બે પુત્રીઓ છે પુત્રના નામ અનુક્રમે સોમ, ભીમ, ધન અને અર્જુન છે પુત્રીઓનાં નામ હંસી અને સારસી છે આ પુત્રીઓ અને પુત્રો ધાર્મિક અને સર્વ શાસ્ત્રોના જાણકાર છે આ પુત્રીઓને એક દિવસે તેમના પિતાએ તેમનાં લગ્ન માટે પૂછ્યું જવાબમાં તેમણે 'એક જ પતિને અમે બન્ને પરણવા ઇચ્છીએ છીએ.' તેવું જણાવ્યું. રાજાએ સ્વયંવર કરવા નિર્ણય કર્યો. દૂર દૂર નિમંત્રણ મોકલાયા દેશ દેશના રાજાઓ આવ્યા બન્ને કન્યાઓએ જિતારીને વરમાળા પહેરાવી, જિતારી બંને કન્યાઓ સાથે પરણ્યો. પછી હાથી, ઘોડા તેમજ બન્ને પત્નીઓ સાથે પોતાના નગર તરફ ચાલ્યો પોતાનો રાજા લગ્ન કરી આવ્યો જાણી પ્રજા રાજી રાજી થઈ ગઈ.

દિવસો જવા લાગ્યા હંસી જ્યારે પતિને અનુસરની હતી, ત્યારે સારસી કુટિલ–કપટી હતી. સગી બેન જે તેની શોકય હતી તેને તે કનડતી હતી.

એક દિવસે શ્રીધર નામના ગુરુદેવના આગમનના સમાચાર જિતારીને મળ્યા. તે પોતાના પરિવાર સાથે ગુરુદેવ

પાસે ગયા, વંદના કરી. ગુરુદેવે મોક્ષમાર્ગનો ઉપદેશ આપ્યો. રાજા પર એ ઉપદેશની સારી જેવી અસર થઇ ને તેણે શુદ્ધ અહિંસા ધર્મને ગ્રહણ કર્યો. તે આનંદમા દિવસો વિતાવવા લાગ્યો. દિવસો જતાં એક દિવસે તે અગાસીમાં બેઠો હતો ત્યારે તેણે યાત્રીઓને જતા જોયા. સેવક દ્વારા તેઓ કયાં જાય છે, તે પૂછાવ્યુ. જવાબમાં તેઓએ શંખપુરના વતની છે અને ગિરિરાજ શ્રી સિદ્ધાચળ તીર્થપર ભગવાન આદિનાથની યાત્રા-નમસ્કાર કરવા જાય છે, તેવું કહ્યું.

આ સાંભળી રાજા તે યાત્રીઓ પાસે આવ્યો ત્યાં શ્રી શ્રુતસાગરસૂરીશ્વરજીને ભકિતપૂર્વક નમી 'શ્રી સિધ્ધાચળ પર કેમ જઇ રહ્યા છો?' તે પૂછ્યું સૂરીશ્વરજીએ કહ્યું, 'જૈન શાસ્ત્રમાં તે તીર્થરાજનું ઘણું માહાત્મ્ય છે. ત્યા બિરાજેલા ભગવાનના દર્શન કરતા ઘણું પુણ્ય પ્રાપ્ત થાય છે ને મનુષ્ય-જન્મ સફળ થાય છે." વગેરે ઘણું ઘણું અદ્ભુત વર્ણન કર્યું.

સૂરીશ્વરના મોઢેથી તીર્થમાહાત્મ્ય સાંભળી રાજાએ પોતાના મંત્રીઓ આગળ પ્રતિજ્ઞા કરી, 'હું જ્યાંસુધી ભગવાન શ્રી આદિનાથને પ્રણામ નહિ કરું ત્યાસુધી અન્નજળ લઈશ નહિ. તીર્થયાત્રા હું પગે ચાલીને કરીશ.' કહેતો રાજા સર્વ તૈયારી કરી તે સંઘ સાથે જવા તૈયાર થયો, ત્યારે મંત્રીઓ રાણીઓ પણ સાથે ચાલી. સંઘ આગળ વધ્યો. દિવસો જવા લાગ્યા બધાને રાજાની ચિંતા થવા લાગી. 'અન્નજળ વગર રાજા કેવી રીતે ત્યાં પહોચશે.' તે વિચાર બધાને

આવવા લાગ્યો. મુંઝાતા મંત્રીએ સૂરીશ્વરને પૂછ્યું, 'હજી તીર્થ કેટલું દૂર છે?' જવાબમાં સૂરીશ્વરે કહ્યું, 'આ તો કાશ્મીર દેશ છે. અહીંથી તીર્થાધિરાજ બહુ દૂર છે.'

'ગુરુદેવ.' મંત્રી બોલ્યો. 'રાજાની પ્રતિજ્ઞા અમને મૂંઝવી રહી છે.'

'એ...મ.' કહેતા સૂરીશ્વરે રાજાને બોલાવી કહ્યું, 'રાજન્, બધાં મુંઝાય છે, ત્યારે શાસ્ત્રમાં કહ્યું છે, સાહસથી જે વ્રત લીધું હોય અનેજો વિષમ અવસ્થા ઉત્પન્ન થઈ હોય તો તે વ્રતમાં છૂટ લઇ શકાય છે; નહિ તો ધર્મની અવહેલના થાય છે, તેના પર હે રાજન્! વિચાર કરવો જોઇએ.' કહી સૂરીશ્વર તેને સમજાવવા લાગ્યા. પણ રાજાએ પોતાનો નિર્ણય ફેરવ્યો નહિ તેથી બધા ચિંતા કરતા રાતે સૂતાં. અધિષ્ટાયક શ્રી ગોમુખ યક્ષે બધાંને સ્વપ્નમા તે રાતે 'સવારે શ્રી વિમલાચલ તીર્થ તેમની દૃષ્ટિ સમક્ષ લાવવામાં આવશે માટે ચિંતા કરવી નહિ,' કહ્યું.

સવાર થતા બધાં આ સ્વપ્નની વાત કરવા લાગ્યાં. ને આગળ વધ્યા. તે સાથે જ તેમની દૃષ્ટિએ શ્રી વિમલાચલ તીર્થ જણાયું. રાજાએ દર્શન કરી અન્નજળ લીધા. યાત્રીઓએ ભક્તિપૂર્વક દર્શન કરી જન્મ સફળ કર્યો.

હવે રાજા આગળ વધવા ડગલાં ભરે છે, પણ તે રાજા પાછો ને પાછો ત્યાં જ આવે છે, ત્યારે મંત્રીઓએ આમ કરવાનું કારણ પૂછ્યું, રાજાએ કહ્યુ, 'હું આગળ

કેમ વધતો નથી તે હું જ સમજી શકતો નથી.' આ શબ્દો પર વિચાર કરી ત્યાં 'વિમલાનગરી' વસાવવામાં આવી. બધાંએ ત્યાં મુકામ કર્યો રાજા ત્યાં રહી ધર્મધ્યાન કરવા લાગ્યો. તે પછી શ્રી ગોમુખ યક્ષે કહ્યું, 'મેં દૈવી શક્તિથી તમને તીર્થાધિરાજના અહીં દર્શન કરાવ્યાં. તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી હવે હું આ તીર્થને તમારી દૃષ્ટિથી દૂર કરીશ. તમે સૌરાષ્ટ્રમાં જઈ તીર્થરાજ પર બિરાજેલા શ્રી આદિનાથ ભગવાનનાં દર્શન-વંદન ને યાત્રા કરજો'

બીજે દિવસે રાજાએ સંઘ સાથે તીર્થાધિરાજ શ્રીસિદ્ધાચળ તરફ પ્રયાણ કર્યું. ત્યા જઈ ભગવાનના દર્શન કરી પાછા આવી વિમલાનગરીમાં થોડો સમય રહીને પાછો ભદ્દિલપુર આવ્યો. થોડા સમય પછી શ્રીશ્રુતસાગરસૂરીશ્વરજીના આગમનના સમાચાર સાભળી રાજા સપરિવાર સામે ગયો, તેઓશ્રીનો ઉપદેશ સાંભળ્યો. ન્યાયનીતિથી રાજ્યનું પાલન કરતા રાજાએ તે પછી અનશન લઈ શ્રી નવકાર મહામંત્ર સાંભળતા ધ્યાનમાં તત્પર થયો. તે વખતે ભગવાન શ્રી આદિનાથના મંદિરના શિખર પર એક પોપટને બોલતો સાંભળી તેનામા જીવ પરોવાયો અંતે એ પોપટમા જીવ પરોવાતા મૃત્યુ પામી તે પોપટના અવતારને પામ્યો.

બન્ને રાણીઓએ પતિના મૃત્યુ પછી ભાવથી દીક્ષા લઈ સ્વર્ગગમન કર્યું ત્યા તે બન્ને દેવીઓ થઈ. તેમણે તેમનો પતિ તિર્યંચ ગતિને પામ્યો છે તે જાણી તેની પાસે



મંદિર પર બોલતા પોપટને સાંભળી તેનામા જીવ ભરાયો.

-આવી પૂર્વવૃત્તાંત કહ્યો ને તિર્યંચ ગતિમાંથી છુટવાનો માર્ગ બતાવ્યો. પોપટે અનશન પાળી ધર્મ ભાવનાપૂર્વક મૃત્યુ પામી સ્વર્ગમાં ગયો. તે બન્ને દેવીનો સ્વામી થયો. ત્યાં દેવીઓ સાથે આનંદ કરતા પૃથ્વી પર બે ત્રણવાર મનુષ્ય જન્મ લીધો. તે જ દેવીઓ જિતારીદેવની પત્નીઓ થઇ, બેવાર મનુષ્યાવતાર અને ત્રણવાર દેવભવ અનુક્રમે આ જીવોએ પ્રાપ્ત કર્યો. આ દેવીઓ જયારે પૃથ્વી પર અવતરી ત્યારે જિતારીદેવ મોહથી શોક કરવા લાગ્યા. એક દિવસ

તે શ્રી ધર્મઘોષસૂરીશ્વરજી કેવલી ભગવાન પાસે ગયા. સૂરીશ્વરજીએ મધુરી વાણીથી તેમને ઉપદેશ કર્યો તે સાંભળ્યા પછી દેવે પૂછ્યું, 'હું સુલભબોધી છું કે દુર્લભબોધી છું ?' આ જવાબમાં સૂરીશ્વરે કહ્યું, 'સુલભબોધી છો.' આ સાંભળી દેવે પૂછ્યું, 'કેવી રીતે તે કૃપા કરીને કહેશો ?' કેવલી ભગવાને કહ્યું, 'તમારી દેવીઓમાંથી હંસીનો જીવ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમા મૃગધ્વજ રાજા થયો છે અને સારસીનો જીવ વિમલાચલ પાસે ગાગલિ ઋષિના આશ્રમમા કમલમાલાના નામથી ઓળખાય છે. અને તમે તેના પુત્ર થશો'

આ વાત સાંભળી બધા આશ્ચર્ય પામ્યાં, ત્યારે શ્રીદત્ત કેવલી ભગવાન કહેવા લાગ્યા, "આ જ શુકે કમલમાલા સાથે તમારો મેળાપ કરાવ્યો હતો. તે પછી તે સ્વર્ગમા જઈ અત્યારે તમારે ત્યા પુત્રરૂપે જન્મ્યો છે. તેણે જ્યારે તેનું પૂર્વ વૃત્તાંત જાણ્યું, ત્યારે તે મૂર્છિત થઈ ગયો ગત જન્મમાં તમે તેની સ્ત્રીઓ હતી અને આ જન્મમાં તમે તેનાં માતપિતા છો. તે તમને માતપિતા કેવી રીતે કહેવા તે વિચારથી બોલતો નથી, તેને કોઈ રોગ થયો ન હતો." બોલતા ભગવાને શુકરાજને કહ્યું, "શુકરાજ, આ સંસાર તો નાટક છે. તેથી રાગદ્વેષ હોવો ન જોઈએ. આ તો માયાજાળ છે." કહેતા કેવલી ભગવાને કહ્યું, "દુનિયાની માયાજાળથી મને પણ વૈરાગ આવ્યો હતો."

卐

## પ્રકરણ તેંત્રીસમું ... ... ... . શ્રી દત્ત કેવળી

ભવ્ય ભારતમાં મંદિર નામનું નગર હતું. એ નગર અમરાવતીની સરસાઇ કરી શકે તેવું હતું. એ નગર પર સૂરકાન્ત રાજાનું આધિપત્ય હતું. એ રાજા ન્યાયી હતો. એના રાજ્યમાં સોમ નામનો શ્રેષ્ઠી હતો. તે રાજાનો ને પ્રજાનો લાડકો હતો. આ સોમને સોમશ્રી નામની પત્ની હતી અને શ્રીદત્ત નામનો પુત્ર હતો. ને શ્રીમતી નામની પુત્રવધૂ હતી.

આ સોમ શ્રેષ્ઠી એક દહાડો પોતાની પત્ની સોમશ્રી સાથે ઉદ્યાનમાં ગયો, ત્યા એકાએક સૂરકાન્ત રાજા આવી ચઢયો. તેની દૃષ્ટિએ સોમશ્રી પડી ને તે સારાંસારનું ભાન ભૂલ્યો. બળાત્કારે તેને તે ત્યાંથી લઈ ગયો સોમ શેઠ બૂમો પાડતો-હાથ ઘસતો રહ્યો.

આ સોમ રાજમંત્રીઓને પોતાની પત્ની પાછી મેળવવા મળ્યો. તેમની આગળ રડયો, કરગર્યો. મંત્રીઓએ તેને આશ્વાસન આપ્યું. ને તે પછી મંત્રીઓ રાજા પાસે ગયા, ને તે મંત્રીઓમાથી એકે રાજાને સમજાવતાં 'પરસ્ત્રી વિનાશનું મૂળ છે.' વગેરે ઘણુ ઘણું કહ્યુ, ત્યારે સૂરકાન્તે કહ્યુ,

તમારે જે કહેવું હતું તે કહી રહ્યા. હવે હું કહું. મારો જીવ જાય તો ભલે જાય, પણ એ શ્રેષ્ઠીની પત્ની હું પાછો આપવાનો નથી. આ સિવાય બીજું કાંઈ કહેવાનું ન હોય તો તમે જઇ શકો છો.

રાજા સમજે તેમ નહિ લાગવાથી મંત્રીઓએ ચાલતી પકડી. સોમને આ સમાચાર કહ્યા. સોમ આ સાંભળી દુઃખી થયો, પોતાને ત્યાં આવ્યો ને શ્રીદત્તને કહેવા લાગ્યો, 'શ્રીદત્ત, રાજાએ અન્યાય કર્યો છે, તેનો બદલો તેને આપવો જ જોઇશે. હુ અહીંથી જઈ કોઇ બળવાન રાજાને મળીશ રાજાનો નાશ કરાવી તારી માને પાછી લાવીશ,' કહી જોઈતું ધન લઈ તે ત્યાંથી ગયો.

દિવસો એક પછી એક જવા લાગ્યા. મા–બાપના વિયોગમા શ્રીદત્ત ઝૂરી રહ્યો હતો તેવામાં તેની પત્નીએ પુત્રીનો જન્મ આપ્યો. પડતા પર પાટુ પડ્યુ. દીકરીનો બાપ ક્યારે સુખી હોય છે?

મનથી દુ.ખી થતા શ્રીદત્તને ગામ–પર કંટાળો આવ્યો. તેણે પોતાના મિત્ર શંખદત્તને મળી વિદેશ કમાવા જવા નક્કી કર્યું ને બંને મિત્રો કમાવા ચાલ્યા.

તેઓ જ્યારે કટાહાર દ્વીપમાં આવ્યા, ત્યારે નસીબ-દેવીની કૃપાથી આઠ કોટી ધન પ્રાપ્ત થયું હતું. આટલી સંપત્તિથી સંતોષ માની તેઓ ઘર તરફ પાછા ફરવા વિચારતા હતા, તેવામાં દરિયામા ચાલતા વહાણમા બેઠેલા બન્ને મિત્રોને એક

દિવસે એક પેટી તેમની દૃષ્ટિએ પડી. તે પેટી માછીમારોને મોકલી મંગાવી. પેટી ખોલતાં બંને જણાએ અંદરથી જે કાંઇ નીકળે તેનો અડધો અડધો ભાગ કરી લેવો તેવું નક્કી કર્યું ને પેટી ખોલી, તો તેમની દૃષ્ટિએ લીંમડાના પાન પર સુવાડેલી એક કન્યા પડી. તે સાથે જ તેમનાં મોઢામાંથી શબ્દ સરી પડયા, 'આને તો સાપે ડસી છે.'

પળ પછી કન્યા પર દૃષ્ટિ સ્થિર કરી શંખદત્ત બોલ્યો, 'હું આ કન્યાને જીવતી કરીશ.' બોલતા શંખદત્તે મંત્ર ભણી કન્યા પર પાણી છાંટયું. તે સાથે જ કન્યા ઊંઘમાંથી ઊઠી બેઠી થતી હોય તેમ બેઠી થઇ, એટલે શંખદત્ત શ્રીદત્તને કહેવા લાગ્યો, 'શ્રીદત્ત, આ કન્યાને મેં જીવાડી છે. માટે હું તેની સાથે પરણીશ.' આ સાભળી શંખદત્ત છંછેડાયો. હૃદયમાં વેરના બીજ રોપાયા. શ્રીદત્ત શખદત્તનો કાંટો દૂર કરવા યુક્તિઓ વિચારવા લાગ્યો. આખરે તેને એક યુક્તિ જડી. તે મનથી હસ્યો, છતાં બહાર મનનો આનંદ ન જણાવા દેતાં શંખદત્ત સાથે આથડવા લાગ્યો, ત્યારે નાવિકોએ તેમને શાંત પાડતાં કહ્યું, 'સુવર્ણકુલનગર હવે પાસે છે, તેનો રાજા બુદ્ધિશાળી છે, તે તમારો ઝઘડો પતાવી આપશે.'

'ઠીક, ઠીક.' કહેતા બંને શાંત થયા. ત્યારે શ્રીદત્તનું હૃદય કહી રહ્યું હતું. 'શંખદત્તે કન્યા જીવાડી છે માટે રાજા કન્યા તેને જ સોંપશે, માટે માટે...' બોલતો તે મનમાં હસ્યો.

એ રાતના જ્યારે સમુદ્રમા જળતરંગો ઉછળી રહ્યા હતા, ત્યારે એકાએક શ્રીદત્ત બોલ્યો, "દોસ્ત, જો, જો, આઠ મોંઢાવાળો મગર વહાણ નીચે જઇ રહ્યો છે.' શ્રીદત્તના શબ્દો સાંભળતા શંખદત્ત જોવા આવ્યો, ત્યારે શ્રીદત્તે તેને સમુદ્રમાં ફેંકી દીધો ને બૂમો પાડતો રડવાનો ઢોંગ કરતો આંસુ વહેવડાવવા લાગ્યો. ત્યારે નાવમાં રહેલા બધા તેને સમજાવવા લાગ્યા. કેટલી મુશ્કેલીએ તે શાંત થયો. ને મુસાફરી આગળ વધી. તેઓ સુવર્ણકુલ નગરે આવી પહોચ્યા. શ્રીદત્તે ત્યાંના રાજાને નજરાણું કર્યું. પછી નાવમાંથી સામાન બહાર કાઢયો. વેચવા જેવું હતું તે વેચ્યું. પછી કન્યા સાથે લગ્ન કરવા મુહૂર્ત જોવડાવ્યું. ને તે ગયો રાજસભામા. ત્યાં તેને સૌંદર્યસામ્રાજ્ઞી સ્ત્રીને જોઇ નવાઈ પામ્યો. તે કોણ છે તે પૂછતા જવાબ મળ્યો, "એ તો રાજાની માનીતી સ્વર્ણરેખા છે. તેને પચાસ સોનામહોરો માનપૂર્વક આપનાર તેની સાથે એક વખત બોલી શકે છે.'

શ્રીદત્તનું હૃદય તેની સાથે બોલવા અધિરું થયું. તેણે પચાસ સોનામહોરો આપી તેને પોતાની સાથેની કન્યા સાથે રથમાં બેસાડી એકાંત સ્થળ તરફ જવા માંડયુ, તે વનમાં આવ્યાં ને કન્યા અને સવર્ણરેખા સાથે તે ઘટાદાર વૃક્ષ નીચે બેઠો, તેવામાં કેટલીક વાનરીઓ સાથે એક વાનર ત્યાં આવ્યો એટલે શ્રીદત્ત તેને જોતો બોલ્યો, 'આ બધી શું વાનરની સ્ત્રીઓ હશે?' જવાબમાં સ્વર્ણરેખા બોલી, 'વાનરને વળી મા બેન કેવી? વાનર જેવા વિવેકહીન કયારેક મનુષ્યો શું નથી હોતા?'

આ શબ્દો સાંભળી એકાએક માનવ ભાષામાં તે વાનર બોલ્યો, 'મારી ટીકા કરનારા પગ નીચે બળતું જોતા નથી. દૂર ડુંગર પરનુ બળતું જુએ છે વિશ્વાસઘાત કરી મિત્રને સમુદ્રમા નાંખનાર તું જ તારી મા અને દીકરીને બગલમાં લઈ બેઠો છે' બોલતો વાનર ઉતાવળે ત્યાથી વાનરીઓ સાથે ચાલી ગયો, સાથે સાથે શ્રીદત્તના હૃદયમાં કારી ઘા કરતો ગયો શ્રીદત્ત વાનરના શબ્દે મનમા મૂંઝાતો સ્વર્ણરેખાને પૂછવા લાગ્યો. 'તમે કોણ છો? વાનરના શબ્દો તમે સાભળ્યા?" જવાબમા સ્વર્ણરેખા હસીને બોલી, 'તમેય શું વાનરના શબ્દે વિચાર કરો છો?' પણ આ જવાબ શ્રીદત્તના હૃદયને સંતોષી શક્યો નહિ. તે બેઠો હતો ત્યાથી ઊઠ્યો, ને આમ તેમ જોતો આગળ વધ્યો. તેની દૃષ્ટિએ વૃક્ષ નીચે બેઠેલા



અવધી જ્ઞાનવાળા મુનીશ્વર શ્રીદત્તને પુર્વજન્મની કથા કહી રહ્યા છે



વાનર મનુષ્યભાષામાં 'મારી ટીકા કરનાર પોતાના પગ નીચે બળતું જોતો નથી...
તું જ તારી મા અને દીકરીને બગલમાં લઈ બેઠો છે.' (પૃ.–૩૨૪)



શંખદત્તો અને શ્રીદત્તો પરસ્પર ક્ષમા માંગે. વાનર રૂપે વ્યંતરે ગુરૂદેવની વાણીથી
સ્ત્રી ઉપરનો રાગ ત્યાગ કર્યો. રાજા વગેરે પણ બોધ પામ્યા. (પૃ–૩૨૩)

મુનીશ્વર પડયા. તે તેમની પાસે ગયો ને બે હાથ જોડી પૂછવા લાગ્યો, 'હે મુનીશ્વર, વાનરે જે કાંઈ કહ્યું, તે શું સાચું છે?'

અવધી જ્ઞાનવાળા મુનીશ્વરે શ્રીદત્તના શબ્દો સાંભળી કહ્યું, 'હા સાચું છે.'

'કેવી રીતે?' શ્રીદત્તે પૂછ્યું. તેના જવાબમાં મુનીશ્વર કહેવા લાગ્યા, 'એ કન્યા તમારી છે. તે જ્યારે દસ દિવસની હતી ત્યારે તમે તમારા મિત્ર સાથે ધન કમાવા નીકળ્યા હતા. તે પછી રાજ પર દુશ્મનો ચઢી આવતા તમારી પત્ની એ બાળકીને લઈ પોતાને પિયર–સિંહપુરમાં રહેતા તેના ભાઈઓ પાસે ગઈ. ત્યા એક રાતના તમારી કન્યાને સાપ ડસ્યો. તે સાપનું ઝેર ઉતારવા ઘણા પ્રયત્નો કર્યા, પણ પરિણામ શુભ આવ્યું નહિ. ત્યારે તમારી પત્નીએ તેને પેટીમા મૂકીને તે પેટી સાગરમાં તરતી મૂકી જે તમારા હાથમા આવી. હવે તમારી માતા વિષે કહું છું તે સાભળો, તમારા પિતા કેટલુક ધન લઈ તમારી માતાને છોડાવવા કોઈ રાજાનો સાથ મેળવવા ગયા. તેમને સાથ મળ્યો. રાજા ભીલો સાથે સૂરકાન્ત પર તૂટી પડયો. સૂરકાન્ત હાર્યો. નગરકોટના દરવાજા બંધ કરી સંતાયો. ત્યારે તમારા પિતાએ કેટલક ભીલો સાથે દરવાજા તોડી નગરપ્રવેશ કર્યો. ત્યા નસીબજોગે એક બાણુ તમારા પિતાને વાગ્યુ. ને તમારી માતાને યાદ કરતાં તમારા પિતા મૃત્યુવશ થયા. ભીલોના હાથમા તમારી માતા આવી. સૂરકાન્ત નાસી ગયો તે

ભીલો તમારી માતા સાથે આગળ વધી એક વનમાં આવ્યાં. ત્યા જ્યારે બધા ઊંઘતા હતા ત્યારે તમારી માતા ત્યાંથી



તમારી માતા નીકળી પડી.

નીકળી પડી ને રસ્તે જતાં અજાણ્યા વૃક્ષનું ફળ ખાતાં તે યુવાવસ્થાને પામી. સૌંદર્યની સામ્રાજ્ઞી થઈ. તે જ્યારે વનમાં આમથી તેમ ભટકતી હતી, ત્યારે તે ધન સાર્થવાહ નામના વેપારીની દૃષ્ટિએ પડી. તે તેને સમજાવી પોતાની સાથે લઇ સુવર્ણકૂલ નગરમાં આવ્યો. ત્યાં આવી પોતાની સાથેની વસ્તુઓ વેચી નવી ખરીદી. પણ બીજે જ દિવસે તે વસ્તુઓ સસ્તી મળતી હોવાથી તે લેવા વિચાર્યું. પણ તેની પાસે પૈસા નહિ હોવાથી તમારી માતાને વેચવા બજારમા લાવ્યો. રૂપમતી નામની વેશ્યાએ તમારી માતાને વેચાતી લીધી. ત્યારે તમારી માતાએ પોતાનું નામ રૂપને અનુસરી સ્વર્ણ-

રેખા રાખ્યું હતું. એ જ સ્વર્ણરેખા દિવસો જતાં રાજાની ચામરહારિણી થઈ.'

આ સાભળી શ્રીદત્તે ફરીથી પૂછયું, 'વાનર આ બધું શી રીતે જાણી શકયો?' ત્યારે મુનીશ્વર કહેવા લાગ્યા, 'તમારા પિતા તમારી માતાનું ધ્યાન ધરતા મરણ પામ્યા, તેથી તે વ્યંતર જાતિમાં પ્રેત થયા. તેમણે અવધિ જ્ઞાનથી તમને બધાંને જોયા. એમણે વાનરનું રૂપ લઈ ત્યાં આવી



સ્વર્ણરેખા વાનર સોમશ્રીને ઉપાડી ચાલ્યો ગયો.

તમને કહ્યું, ને હવે તે થોડીવારમાં તમારી માતાને પણ લઈ જશે.' મુનીશ્વરના મોઢામાંથી આ શબ્દો નીકળ્યા તે સાથે જ વાનર ત્યાં આવ્યો ને સ્વર્ણરેખા–સોમશ્રીને ઉપાડી ચાલ્યો ગયો. પછી શ્રીદત્ત મુનીશ્વરને નમી પેલી કન્યા સાથે તે પોતાને મુકામે આવ્યો. તે વખતે રૂપમતી સ્વર્ણરેખા વિષે દાસીને પૂછપરછ કરી રહી હતી. તેને જવાબ મળ્યો, 'શ્રીદત્ત સ્વર્ણરેખાને લઈને ગયો છે.' એટલે રૂપમતી શ્રીદત્તને ત્યાં આવી સ્વર્ણરેખા માટે પૂછવા લાગી, ત્યારે શ્રીદત્તે કહ્યું, 'મને તે સંબધમાં કાંઈ જ ખબર નથી.'

આ જવાબ સાભળી રૂપમતીએ રાજાને ફરિયાદ કરી. રાજાએ શ્રીદત્તને બોલાવી પૂછ્યું, 'પણ રાજા પોતાની કહેલી વાત સાચી માનશે નહિ,' તેવું વિચારી તે મૂંગો રહ્યો. એટલે રાજાએ તેને કારાગૃહમા પૂર્યો, પછી તેનાં ઘરની ઝડતી લેતા પેલી કન્યા હાથમા આવી, રાજાએ તેને પોતાના અંતઃપુરમાં રાખી.

કારાગારમાં પૂરાયેલા શ્રીદત્તે કેટલુ મનોમંથન કરી રાજા આગળ બધી વાત કહેવા નક્કી કર્યું. ને તે કહી પણ ખરી, પણ અર્થ કાંઈ સર્યો નહિ ને તેને શૂળીએ ચઢાવવા આજ્ઞા થઈ. બિચારો શ્રીદત્ત !

રાજાએ શ્રીદત્તને શૂળીએ ચઢાવવા આજ્ઞા કરી તે જ વખતે ઉદ્યાનપાલકે આવી જણાવ્યુ. જ્ઞાની ગુરુ શ્રી મુનિચદ્રના ઉદ્યાનમાં આગમનના સમાચાર આપ્યા. રાજા સપરિવાર ઉદ્યાનમાં

વાંદવા ગયો. બધા વંદન કરી રહ્યા તે પછી ગુરુદેવને ઉપદેશ દેવા વિનંતી કરી ત્યારે ગુરુદેવ બોલ્યા, 'જે ન્યાય કરી જાણતો નથી, તેને વળી ઉપદેશ શો દેવો ?' આ સાંભળી રાજા બે હાથ જોડી બોલ્યો, 'મહારાજ, હું ક્યારે પણ ન્યાય કરવામાં ભૂલ કરતો નથી'

'એ કહેવું બરાબર નથી. તેં સત્યવાદી શ્રીદત્તને શૂળીએ ચઢાવવા આજ્ઞા કરી છે ને ?'

જ્ઞાની ગુરુના શબ્દો સાભળી રાજા આશ્ચર્ય પામ્યો ને સેવકને મોકલી શ્રીદત્તને ત્યા બોલાવ્યો. શ્રીદત્ત આવતા જ રાજાએ માન સાથે પોતાની પાસે બેસાડયો. ને ગુરુને પૂછ્યું, 'તમે શ્રીદત્તને સત્યવાદી કેવી રીતે કહ્યો ?'

ગુરુ આ પ્રશ્નનો જવાબ આપે તે પહેલાં જ પેલો વાનર સોમશ્રી સાથે ત્યા આવ્યો, ને સોમશ્રીને પીઠ પરથી ઉતારી ઉપદેશ સાંભળવા બેઠો. ગુરુએ ઉપદેશ દેવા માડયો, તે પૂરો થતાં શ્રીદત્તે પૂછ્યુ, 'ગુરુદેવ, કયા કર્મના પ્રભાવથી મને મા અને પુત્રીમાં અનુરાગ ઉત્પન્ન થયો ?' જવાબમાં ગુરુએ કહ્યું, 'પૂર્વજન્મના કર્મોથી જ આ બન્યું છે.' કહેતા ગુરુદેવ શ્રીદત્તનો પૂર્વજન્મ કહેવા લાગ્યા, 'પાચાલ દેશમાં એક કાંપિલ્યપુર નામનુ નગર હતુ. ત્યાં ચૈત્ર નામના બ્રાહ્મણને ગૌરી અને ગંગા નામની સ્ત્રીઓ હતી આ ચૈત્રે એક દિવસ પોતાના મિત્ર મૈત્રને પરદેશ કમાવા જવાની વાત કહી, મૈત્રે તે વાત માની ને બંને જણા કમાવા માટે ત્યાંથી

નીકળ્યા. તેઓ કોંકણદેશમાં ગયા, ત્યાં તેઓ સારી પેઠે કમાયા. પછી આગળ વધ્યા. ત્યારે મૈત્રના મનમાં લોભવૃત્તિ જન્મી. તેને ચૈત્રનો કાંટો દૂર કરવા વિચાર આવ્યો. ક્ષણ પછી તે કરેલા વિચાર માટે પસ્તાયો

બંને મિત્રો ખૂબ કમાઈ સ્વદેશ જઇ રહ્યા હતા તેવામાં તેઓ નદીના જળમાં ડૂબી મરણ પામ્યા. તે પછી કેટલીય યોનિઓમાં ભટકી અનેક ભવો કરી, ચૈત્ર તમે શ્રીદત્ત અને મૈત્ર શંખદત્ત થયો.

તમારી તે ભવની સ્ત્રીઓ ગંગા અને ગૌરી તમારી રાહ જોતી દિવસો પસાર કરતી હતી, આખરે તેમને તમારાં દર્શન ન થયા ને તેમને વૈરાગ્ય આવ્યો. તેમણે વ્રતાદિ કરવા માંડયા. એક દહાડો તે બે જણીઓ ગંગા તટ પર ગઇ ત્યા તેમણે વેશ્યાને જોઇ, તે સાથે જ વિચાર આવ્યો, 'આ વેશ્યા પોતાના ઇચ્છિત મનુષ્ય સાથે રહી શકે છે, પણ અમે જ અભાગિણીઓ પતિથી વિમુખ થયેલી છીએ.' આવા વિચારથી દુઃખી થતી તેમણે ઉપવાસાદિ સર્વ કર્મો છોડી દીધા. તે પછી તે બંને શરીર ત્યાગી જયોતિષ્કદેવીના સ્થાનમાં દેવીપદને પામી. સમય જતા તે બંને સ્ત્રીઓ પૂર્વ જન્મના સંબંધે તમારી માતા અને પુત્રી થઈ. અને પૂર્વ જન્મના વેરના કારણે જ તમે શંખદત્તને સમુદ્રમાં નાંખ્યો. આ બધાં તમારા કર્મ.'

ગુરુદેવના મુખેથી શ્રીદત્તે પોતાનો પૂર્વ ભવનો વૃત્તાંત

સાંભળ્યો ને તેને વૈરાગ્ય આવ્યો. ચારિત્રગ્રહણ કરવા મન સાથે નક્કી કરી ગુરુદેવને પૂછ્યું, 'હે ભગવન ! મારી આ કન્યા કોને આપું ?' જવાબમા ગુરુદેવે કહ્યું, 'શંખદત્તને.'

'શંખદત્ત' નામ સાંભળતાં શ્રીદત્તની આખમાં આસુ આવ્યાં. તે રડતો રડતો બોલ્યો, 'હવે એ મિત્ર કયાથી મળે ?'

ગુરુદેવ આશ્વાસન આપતા કહેવા લાગ્યા, 'શ્રીદત્ત, તમે શાંત થાવ. તમારો મિત્ર તમને મળશે.' આ શબ્દો શ્રીદત્તના કાને પડે તે જ વખતે ક્રોધથી લાલપીળો થતો શંખદત્ત ત્યાં આવ્યો. તેણે ગુરુને પ્રણામ કર્યા. ગુરુએ ક્રોધને શાંત કરવા ઉપદેશ આપ્યો. તે શાંત થયો ત્યારે શ્રીદત્તે પૂછ્યું, "આ શંખદત્ત અહીં શી રીતે આવ્યો ?' જવાબમાં ગુરુદેવે કહ્યું, 'તમે તો તેને સમુદ્રમા નાંખી દીધો હતો, પણ તેના નસીબે તેને પાટિયું મળી ગયું. તે પાટિયાના આધારે સાતમે દહાડે તે સાગરકાંઠે આવ્યો ત્યાં તેના મામા સાથે તેનો મેળાપ થયો, મામા તેને પોતાને ત્યાં લઈ ગયા ને જમાડયો, પછી તેણે તેના મામાને પૂછ્યું, 'અહીંથી સુવર્ણકુલ કેટલું દૂર છે ?' ત્યારે મામાએ કહ્યું, 'ભાઇ, એ નગર અહીંથી છત્રીસ યોજન દૂર છે.' આ સાંભળી શંખદત્ત ધન અને કન્યા મેળવવા નીકળ્યો.' બોલતા ગુરુદેવે શંખદત્તને કહ્યું, 'પૂર્વ જન્મના કારણે જ શ્રીદત્તે તને સમુદ્રમાં નાંખ્યો હતો. હવે વૈર વસુલ થઈ ગયું. તમે ભાઈ, ભાઈ બનો.'

ગુરુના શબ્દો ત્યાં બેઠેલો રાજા સાંભળતો હતો. તેને

મન સાથે કાંઇક નિશ્ચય કરી ગુરુ પાસેથી સમ્યકત્વ મૂળ દ્વાદશ વ્રત ભાવ ઉલ્લાસ સાથે ગ્રહણ કર્યું. વ્યંતરે પણ ગુરુદેવની વાણીથી પૂર્વ જન્મની સ્ત્રીના અનુરાગનો ત્યાગ કર્યો. બધાંએ એકબીજાની ક્ષમા માગી વૈરની સમાપ્તિ કરી.

સ્વર્ણરેખાએ વેશ્યાધર્મનો ત્યાગ કર્યો ને શ્રીજિનેશ્વર દેવે ફરમાવેલા ધર્મને સમજી તે ધર્મ આચરવા લાગી. શ્રીદત્ત અને શંખદત્ત પવિત્ર બુદ્ધિવાળા થયા ને ધર્મમાર્ગે આગળ વધ્યા. જૈન ધર્મનો સ્વીકાર કરી પોતપોતાને સ્થાને ગયા. પછી શ્રીદત્તે શંખદત્તને અડધું દ્રવ્ય અને કન્યા આપી સંસારથી તરવા દીક્ષા લઇ તપ કરતા વિહાર કરવા લાગ્યો, તપરૂપી અગ્નિથી શ્રીદત્તે કર્મોનો નાશ કર્યો ને તે જ હું શ્રીદત્ત."

કેવળી ભગવંતે કહ્યું, "હું સંસારના પ્રાણીઓનું હિત કરવા અહીં આવ્યો છું. મેં કર્મવશ થઇ માતા અને પુત્રી પર પ્રેમ કર્યો." બોલતા તે શાંત થયા ક્ષણ પછી શુકરાજને ઉદ્દેશી બોલ્યા, "આ સંસાર એક વિચિત્ર નાટક છે. તેમાં ભ્રમણ કરતા જીવો કેટલીયવાર એકબીજાના માતા-પિતા વગેરે સબંધી થાય છે તેથી બુધ્ધિમાને લોકવ્યવહારનો ત્યાગ કરવો જોઈએ નહિ."

ગુરુ ભગવાનના આ શબ્દો સાંભળી શુકરાજ પોતાના માતાપિતાને બોલાવવા લાગ્યો. આ જોઈ મૃગધ્વજ રાજાએ શ્રીદત્ત કેવળી ભગવતને ધન્યવાદ આપ્યા ને કહ્યુ, " આપ

જેવા મુનિ ધન્યવાદને પાત્ર છે. જેમણે યુવાવસ્થામાં સંસારથી વિમુક્ત થઈ વૈરાગ્ય પ્રાપ્ત કર્યો." બોલતાં મૃગધ્વજ રાજાએ પૂછ્યું, "મને વૈરાગ્ય ક્યારે પ્રાપ્ત થશે?" કેવળી ભગવંતે કહ્યું. "રાજન, જ્યારે તમારી દૃષ્ટિએ તમારી રાણી ચંદ્રવતીનો પુત્ર પડશે ત્યારે તમને પણ વૈરાગ્ય પ્રાપ્ત થશે"

કેવલી ભગવંતના શબ્દો હૃદયમા ધારણ કરી વિધિપૂર્વક વંદન કરી સંસારને સ્વપ્નવત્ માનતો રાજા પોતાના નગરમાં ગયો ને કેવળી ભગવંત જ્ઞાનપ્રકાશ પાથરવા સ્થળે-સ્થળે વિચરવા લાગ્યા.



રાજા મૃગધ્વજ અસાર સંસારમાંથી મુક્ત થવાના વિચાર કરતા, રાજ કરતા દિવસો પસાર કરી રહ્યા છે, તેવામાં તેમને ત્યાં બીજા એક પુત્રનો જન્મ થયો. તેનું નામ હંસરાજ પાડવામાં આવ્યું. શુકરાજ અને હંસરાજ દિવસોના આગળ વધવા સાથે વયે વધવા લાગ્યા, તેવામાં ગાંગલી ઋષિ સભામાં આવ્યા, આશીર્વાદ આપ્યા. પોતાના પિતાના આવવાના સમાચાર સાંભળી મહારાણી કમલાવતી ત્યા આવી, ને પ્રણામ કર્યા. ગાંગલી ઋષિને આવવાનું કારણ રાજાએ પૂછ્યું ત્યારે ઋષિએ કહ્યું, 'મને ગોમુખ યક્ષે સ્વપ્નામાં કહ્યું. 'હું વિમલાચલ પર બિરાજેલા ભગવાનને પ્રણામ કરવા જાઉં છું. તમે પણ આવો.' ત્યારે મેં પૂછ્યું, 'મારા આશ્રમનું શું ?' તેણે કહ્યું. 'તમે શુકરાજ કે હંસરાજ એમાથી એકને અહીં લઈ આવો.' તેથી હું અહીં આવ્યો છું. આ સાંભળી રાજા બોલ્યો, આ નાના કુમારો આશ્રમનું શું રક્ષણ કરશે ?

આ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી ફરીથી ગાંગલી




એકાએક સ્ત્રીના રડવાનો અવાજ તેણે સાંભળ્યો-તેની પાસે જઈ રડવાનું કારણ પૂછ્યું. (પૃ.-૩૩૫)



'હું ચક્રેશ્વરી દેવી છું.....તું તારી માને જલદી મળ.' વગેરે વાત કરી. (પૃ.-૩૩૬)



વિમાનમાં બેસી જતા શુકરાજનું વિમાન એકાએક અટક્યું...
વિમાનમાંથી ઉતરી. ધર્મજ્ઞાન સાંભળવા બેઠા. - - [પૃ.-૩૪૫]



સંઘપતિ રૂક મહારાજે ગિરિરાજનું શ્રી શત્રુંજય નામ સ્થાપન કરી ચતુર્વિધ સંઘ સાથે ભાવભક્તિપૂર્વક યાત્રા કરી ખુબ આનંદ મનાવ્યો. (પૃ-૩૪૬)

ઋષિએ રાજકુમારની માંગણી કરી એટલે રાજાએ કુમારોને પૂછયું, ત્યારે હંસરાજે કહ્યું; હું આશ્રમનું રક્ષણ કરવા જવા તૈયાર છું.' તે સાંભળી રાજા પ્રસન્ન થયો. ત્યાં તો શુકરાજે આશ્રમનું રક્ષણ કરવા જવા આજ્ઞા માગી, એટલે મંત્રીએ શુકરાજને જવા દેવા જણાવ્યું. તેથી ગાંગલી ઋષિ સાથે શુકરાજ આશ્રમનું રક્ષણ કરવા ગયો. તે પછી ઋષિ વિમલાચલ મહાતીર્થ તરફ ગયા

એક વખત રાત્રિના વખતે શુકરાજ આશ્રમના વનમાં ફરી રહ્યો હતો, ત્યારે ત્યાંની હસતી પ્રકૃતિને જોઇ હૃદય શાંતિ અનુભવી રહ્યુ હતું તેવામાં એકાએક કોઈ સ્ત્રીના રડવાનો અવાજ તેણે સાભળ્યો. એટલે તે અવાજની દિશાએ ચાલ્યો, તો તેની નજરે એક સ્ત્રી રડતી જણાઈ. તેની પાસે જઈ રડવાનું કારણ પૂછયું ત્યારે તે સ્ત્રીએ કહ્યું, 'હું અરિમર્દન રાજાની પુત્રી પદ્માવતીની ધાવ મા છું. મને અને પદ્માવતીને કોઈ આકાશચારી ઉપાડી વિમાનમા બેસાડી લઇ ચાલ્યો, હું અહીં વિમાનમાંથી પડી ગઈ ને પદ્માવતીના વિયોગે રડી રહી છું.'

શુકરાજ તે સ્ત્રીની વાત સાભળી તેને આશ્વાસન આપી પદ્માવતીની શોધ કરવા ચાલ્યો જિનપ્રાસાદ પાસે તેણે એક માણસને રડતો જોયો. એટલે શુકરાજે તેને રડવાનું કારણ પૂછયું. જવાબમાં તેણે કહ્યું, વૈતાઢય પર્વતપર આવેલા ગગનવલ્લભ નગરથી હું પૃથ્વી પર્યટન કરવા નીકળ્યો હતો, હું આકાશચારી છું. મારું નામ વાયુવેગ છે. અહીં આવતાં મારું વિમાન અટકી ગયું. એ વિમાનમાંથી પહેલાં એક સ્ત્રી

પડી. પછી એક રાજકન્યા પડી. છેલ્લો હું પડ્યો. આમ થવાનું કારણ હું સમજી શકતો નથી'

વાયુવેગ, શુકરાજે કહ્યુ, 'આ તીર્થના પ્રભાવથી આમ બન્યું હોવું જોઈએ.' કહી વાયુવેગ સાથે તે આશ્રમમાં આવ્યો, શ્રી જિનેશ્વર દેવને બંને જણાએ પ્રણામ કર્યા. તેવામાં વાયુવેગની દૃષ્ટિએ પદ્માવતી પડી, તે સાથે જ તે બોલ્યો, મેં દુષ્ટ બુધ્ધિથી આ રાજકન્યાનું હરણ કર્યું હતું.

પદ્માવતી, તેની ધાવમા અને વાયુવેગને શુકરાજ, પોતાના આશ્રમમાં લઇ આવ્યો તેમનો સારો સત્કાર કર્યો પછી વાયુવેગને પૂછ્યું, 'તમને આકાશગામી વિદ્યા યાદ છે કે નહિ?' જવાબમાં તેણે કહ્યુ, 'યાદ તો છે, પણ તે અત્યારે નિરર્થક જેવો જ છે.'

શુકરાજે વાયુવેગને તે વિદ્યા પોતાને ભણાવવા કહ્યું, વાયુવેગે તે વિદ્યા તેને ભણુવી પછી શુકરાજ જિનેશ્વર સમક્ષ જઈ વિદ્યાનો જાપ કરવા લાગ્યો વિદ્યા સિધ્ધ થતા તે વિદ્યા તેણે તે વાયુવેગને પુનઃ શીખવી.

દિવસો જતાં ગાગલી ઋષિ આવ્યા. તેમણે આ વિદ્યા સંબંધની વાત જાણી ને તેથી તેમને આનંદ થયો પછી પેલી બે સ્ત્રીઓ અને વાયુવેગ સાથે શુકરાજ વિમાનમાં બેસી ચંપાપુરી ગયા. અરિમર્દન રાજાને મળ્યા. તેમની આગળ શુકરાજની પ્રશંસા કરવામાં આવી; જેથી રાજા અરિમર્દને પોતાની પુત્રી તેની સાથે પરણાવી.

રાજકન્યાને પિયરમાં રાખી વાયુવેગ સાથે શુકરાજ ગગનવલ્લભપુર ગયો. વાયુવેગે પોતાના પિતા સમક્ષ શુકરાજની વાત કહી. વાયુવેગના પિતાએ તે સાંભળી પોતાની વાયુવેગા નામની પુત્રી તેની સાથે પરણાવી. વાયુવેગાને પણ પિયરમાં રાખી બંને જણા શ્રી જિનેશ્વર દેવોને વંદન કરવા ચાલ્યા. રસ્તામાં શુકરાજને પોતાને કોઇ બોલાવે છે તેમ લાગતા તે અવાજની દિશાએ-આગળ વધ્યો ને બોલાવનાર પાસે જઈ તેનો પરિચય પૂછયો. ‘ હુ ચક્રેશ્વરી દેવી છું.’ દેવીએ જવાબ આપ્યો. ‘હું ધર્મીઓનું રક્ષણ કરું છું. હું શ્રી પુંડરિકગિરિની રક્ષા કરવા જઇ રહી હતી. તેવામાં એક સ્રીને રસ્તામા રડતી જોઇ. હું તેની પાસે ગઈ અને રડવાનું કારણ પૂછવા લાગી. તે સ્રીએ કહ્યું: ‘મારો પુત્ર શુકરાજ ગાંગલી ઋષિના આશ્રમે ગયો છે, ઘણા વખતથી તેના કાંઈ સમાચાર નહિ હોવાથી હું રડી રહી છું.’ તેનું રડવાનું કારણ જાણી મેં તેને આશ્વાસન આપ્યું. પછી તું અહીં છે તેવું મેં અવધિજ્ઞાનથી જાણ્યું, એટલે હું અહીં આવી. શુકરાજ, તુ તારી માને મળ.’ આ સાંભળી શુકરાજે પોતાની માતાને કુશળવર્તમાન કહેવા દેવીને પ્રાર્થના કરી, ને પોતાના મિત્ર સાથે આગળ વધ્યો. દેવીએ શુકરાજના કુશળવર્તમાન તેની માતાને પહોંચાડયા અને કહ્યું, ‘ અષ્ટાપદતીર્થની યાત્રા કરી તારો પુત્ર તરતમાં જ ઘેર આવશે.’

શ્રી જિનેશ્વર દેવોને વંદન કરી શુકરાજ પોતાની બંને સ્રીઓ સાથે પોતાના નગરમાં આવ્યો. તેનો નગરપ્રવેશ

ઘણી ધામધૂમથી કરાવવામાં આવ્યો. દિવસો જતાં મૃગધ્વજ પોતાના કુટુંબ સાથે બાગમાં આવ્યો. ત્યાં એક સેવકે આવી જણાવ્યું, 'સારંગપુરના રાજાનો પુત્ર સૂર આપના પુત્ર હંસરાજ સાથે યુદ્ધ કરવા માટે આવે છે.' આ સાંભળી મૃગધ્વજ અને શુકરાજ લડવા તૈયાર થયા, ત્યારે હંસરાજે કહ્યું, 'તેને જ્યારે મારી સાથે જ લડવું છે તો હું જ તેની સાથે લડીશ.' કહેતો તે લડવા તૈયાર થઈ આગળ ગયો બંને સામસામા આવી ગયા. હંસરાજે યુદ્ધમાં તેને હરાવ્યો. તે બેશુદ્ધ થયો એટલે હંસરાજે તેની સેવા કરી. તે શુધ્ધિમાં આવ્યો, ત્યારે તેનું હૃદય હંસરાજ માટે માનથી ભરાઈ ગયું. મૃગધ્વજે તેને પૂછ્યું, 'મારા પુત્રે તમારું શું બગાડ્યું હતું, જેથી તમે તેની સાથે યુધ્ધ કરવા આવ્યા હતા?'

જવાબમાં સૂરે કહ્યું, 'સાંભળો, એક વખત કેવળી ભગવાન સારંગપુર પધાર્યા હતા, મારા પિતા સાથે હું તેમને વાંદવા ગયો હતો. તેમની ધર્મદેશના સાંભળ્યા પછી 'કયા પુણ્યના પ્રભાવે હું રાજકુમાર થયો?' તે પૂછ્યું. જવાબમાં તેમણે કહ્યું. 'ભદ્દિલપુરમાં જિતારી નામનો રાજા હતો, તે પોતાની હંસી અને સારસી તેમજ મંત્રી અને સેવકો સાથે વિમલાચલ ગયો હતો. પાછા ફરતાં રસ્તામાં તેનું મૃત્યુ થયું, તેથી મંત્રીએ બધાંને ભદ્દિલપુર લઈ જતાં રસ્તામાં ચરક નામના સેવકને કહ્યુ, 'વિશ્રામસ્થાનમાં હું રત્નકુંડળ ભૂલી ગયો છું, તે તું લઈ આવ.' ચરક તે રત્નકુંડલ લેવા ગયો પણ જડ્યું નહિ, તેથી તે પાછો ફર્યો ને સમાચાર કહ્યા. આ સાંભળી મંત્રીએ

તેને 'તેં જ તે લીધું છે.' કહી માર માર્યો. પરિણામે તે બેશુદ્ધ થઈ ત્યાં પડયો. ને તેઓ આગળ ગયાં. ચરક જયારે શુધ્ધિમાં આવ્યો ત્યારે તે મંત્રીને તિરસ્કારવા લાગ્યો. અને તરસથી પિડાતો તે રૌદ્રધ્યાન કરતો મૃત્યુ પામ્યો.

એ ચરક ભદ્દિલપુર પાસેના જંગલમાં સાપ થયો, ને તેને મારનાર સિંહ મંત્રીને કરડયો. તેથી મંત્રી મરી નરકમાં ગયો ને રૌદ્રધ્યાન-પરાયણ સાપ પણ નરકે ગયો. નરકયાતના ભોગવી તે ચરક લક્ષ્મીપુરમા ધન શ્રેષ્ટીને ત્યાં જન્મ્યો, ત્યાં તેણે શ્રી જિનેશ્વરદેવની પૂજા કરી તેથી તે રાજકુમાર થયો, ને પેલો મંત્રી નરકયાતના ભોગવી શ્રી વિમલાચલ પર હંસ થયો,



મંત્રીને સાપ કરડયો

ત્યાં તેણે શ્રી જિનેશ્વરદેવને પાંખ પર પાણી લાવી સ્નાન કરાવ્યું, પુષ્પો લાવી પૂજા કરી, તેથી તે મૃગધ્વજ રાજાને ત્યાં જન્મ્યો ને તેનું નામ હંસરાજ પાડવામાં આવ્યુ. આ સાંભળી હું વૈર લેવા તૈયાર થયો. કેવળી ભગવતે મને શાંત થવા ઉપદેશ આપ્યો પણ તે ન માની હું ચુપ્ય

કરવા આવ્યો. હાર્યો. એટલે હવે એ વૈરભાવ મેં તજી દીધો છે, ને હું કેવળી ભગવંત પાસે જઇ દીક્ષા ગ્રહણ કરીશ.' એમ કહી હંસરાજને નમસ્કાર કરી તે કેવળી ભગવંત પાસે ગયો. સૂરની વાતોએ મૃગધ્વજ પર અસર કરી. તેમના મનમાં કેવળી ભગવંતના શબ્દોના પડઘા પડવા લાગ્યા: 'ચંદ્રવતીના પુત્રને જોશો ત્યારે શુદ્ધ વૈરાગ્ય ઉત્પન્ન થશે.' તેવામાં એક બાળક ત્યાં આવ્યો ને તેણે મૃગધ્વજને પ્રણામ કર્યા. રાજાએ પૂછ્યું, 'તું કોણ છે?' તે જ વખતે આકાશવાણી થઇ, 'એ ચંદ્રવતીનો પુત્ર છે. તમારે તેની સત્યતા જાણવી હોય તો અહીંથી પાંચ ગાઉ દૂર ઇશાન કોણમાં જાવ, ત્યાં વનમાં યશોમતિ નામની યોગિની છે. તે તમને બધું કહેશે.'

આ આકાશવાણી સાંભળી રાજા પેલા બાળક સાથે જ્યાં યશોમતિ યોગિની હતી ત્યાં આવ્યો ને પૂછ્યું, 'શું આ ચંદ્રવતીનો પુત્ર છે?' જવાબમાં યોગિની બોલી, 'હા, રાજન્! એ ચંદ્રવતીનો જ પુત્ર છે.' કહેતાં યોગિનીએ આગળ કહેવા માંડ્યું, 'પહેલા ચંપાપુરીમાં સોમ નામનો રાજા હતો, તેની પતિવ્રતા ભાનુમતિ સ્ત્રીને એક યુગલે સૂચના આપી ગર્ભમાં પ્રવેશ કર્યો. પૂરે માસે ભાનુમતિએ એક પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો. પુત્રનું નામ ચંદ્રશેખર અને પુત્રીનું નામ ચંદ્રવતી રાખવામાં આવ્યું. એ ચંદ્રશેખર મોટો થતાં તેનાં લગ્ન યશોમતિ સાથે કરવામાં આવ્યાં. તમે જ્યારે પોપટના દોર્યા ગાંગલી ઋષિના આશ્રમે ગયા હતા. ત્યારે તમારી સ્ત્રી ચંદ્રવતીએ રાજની લગામ હાથ કરવા પોતાના ભાઇ

ચંદ્રશેખરને બોલાવ્યો હતો, પણ તમારા પાછા આવતાં બાજી ધૂળમાં મળી ગઇ. તે પછી ચંદ્રશેખરે કામદેવની આરાધના કરી, ચંદ્રવતીની યાચના કરી. કામદેવે ચંદ્રશેખરને અંજન આપતાં કહ્યું, 'મૃગધ્વજ રાજા ચંદ્રવતીના પુત્રને જોશે નહિ, ત્યાંસુધી આ અંજનથી અદૃશ્ય રહી શકાશે.' કહી કામદેવ ચાલ્યા ગયા ને અંજન આંજી ચંદ્રશેખર અદૃશ્ય થઈ ચંદ્રવતી પાસે આવ્યો બધી વાત કહી.

દિવસો જતાં ચંદ્રવતીએ એક દહાડો ચંદ્રશેખરને કહ્યું, 'હવે મને પ્રસવ થાય તેમ લાગે છે, તો શું કરીશું?' જવાબમાં ચંદ્રશેખરે કહ્યું, 'એ પુત્રને હું મારી સ્ત્રી યશોમતિને આપીશ.' ને આખરે થયું પણ એમ જ. પુત્રનો જન્મ થતાં તે પુત્ર યશોમતિને સોંપવામાં આવ્યો, તેનું નામ ચંદ્રાંક રાખવામા આવ્યું. યશોમતિ પાસે મોટા થયેલા ચંદ્રાકને પોતાનો કરવા એ યશોમતિને વિચાર આવ્યો. તેણે પોતાનો વિચાર જણાવી તે તેની માતા નથી, પણ ચંદ્રવતી તેની મા છે તેમ કહ્યું. ચંદ્રાકે યશોમતિની માંગણીનો અસ્વીકાર કર્યો ને પોતાનાં માતપિતાના દર્શને ચાલ્યો. આથી યશોમતિ દુઃખી થઈ યોગિની થઈ. રાજન્, એ યશોમતિ હું છુ. આકાશવાણીએ તમારી સ્ત્રીના સમાચાર જાણવા માટે તમને અહીં મોકલ્યા છે.'

મૃગધ્વજ આ સાંભળી લાલપીળો થઈ ગયો. યોગિનીએ તેને ઉપદેશ આપી શાંત કર્યો. પછી મૃગધ્વજ ચદ્રાંક સાથે ઉદ્યાનમાં આવ્યો ને ત્યા આવેલા મંત્રીને કહ્યું, 'હવે

હું નગરમા આવવા માંગતો નથી. શુકરાજને રાજ સોંપી હું દીક્ષા ગ્રહણ કરીશ.' ત્યારે મંત્રીએ કહ્યું, 'મહારાજ, જિતેન્દ્રિય ન હોય તેને બધા જ દોષ લાગે છે. માટે આપ રાજમહેલમા પધારી મહેલને ચરણરજથી પાવન કરો.' મંત્રીના શબ્દો સાંભળી રાજા નગરમાં ગયા. શુકરાજને રાજ આપ્યું, સપ્તક્ષેત્રોમાં દ્રવ્યનો વ્યય કર્યો, અઠ્ઠાઇ મહોત્સવ કર્યો ને વિષયવાસના ત્યાગી.

બીજા દિવસે સવારે દીક્ષા લેવા મૃગધ્વજે નિર્ણય કર્યો. આ પ્રકારની ભાવના હૃદયે કરતા રાજાને રાતમાં જ કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું. એટલે સ્વર્ગથી દેવોએ આવી કહ્યુ, 'હે રાજન્! હવે તમે મુનિવેશ ધારણ કરો એટલે અમે તમારી વંદના કરીએ.' દેવોની પ્રાર્થનાથી મૃગધ્વજે મુનિવેશ ધારણ કર્યો. દેવોએ-મનુષ્યોએ મહોત્સવ કર્યો પછી તેમણે ધર્મોપદેશ કર્યો તે પછી હંસરાજ, ચંદ્રાંક અને કમલમાલાએ રાજર્ષિ પાસેથી વ્રત ગ્રહણ કર્યું, ને જગતના પ્રાણીઓનો ઉધ્ધાર કરવા રાજર્ષિએ પ્રયાણ કરવા વિચાર કર્યો. ત્યારે ચંદ્રશેખર પાછળ ભાન ભૂલેલી ચંદ્રવતીએ રાજની અધિષ્ટાત્રી દેવીનું આરાધન કર્યું. દેવી પ્રસન્ન થઇ પ્રગટ થયાં ને કહ્યું, 'તારી ઇચ્છામા આવે તે વરદાન માંગ.' ત્યારે 'શુકરાજનું રાજ ચંદ્રશેખરને મળે' એવું ચંદ્રવતીએ માગ્યું એટલે દેવીએ કહ્યું, 'શુકરાજ જ્યારે નગર બહાર જશે ત્યારે ચંદ્રશેખરને બોલાવજે. હું તેનું રૂપ શુકરાજ જેવું કરી દઇશ.' કહી દેવી અદૃશ્ય થઈ ગઈ ને રાણી શુકરાજ બહાર જાય

તેની રાહ જોવા લાગી. કેટલાક દિવસ પછી શુકરાજે શાશ્વત શ્રી જિનેશ્વર દેવોને પ્રણામ કરવા જવા તૈયારીઓ કરવા માડી. ત્યારે પદ્માવતી અને વાયુવેગાએ તેમને સાથે લઈ જવા કહ્યું. શુકરાજે તેમની માંગણી સ્વીકારી, મંત્રીઓને રાજ સંભાળવા કહી શુકરાજે પત્નીઓ સાથે ચાલવા માંડ્યું. શુકરાજ ગયો એટલે ચંદ્રવતીએ ચંદ્રશેખરને બોલાવ્યો. તે ત્યાં આવ્યો તે સાથે જ તે દેવીના વરદાનથી શુકરાજના રૂપમાં પલટાઈ ગયો. ને મોટેથી બૂમો પાડવા લાગ્યો, 'દોડો દોડો, કોઈ દુષ્ટ વિદ્યાધર મારી સ્ત્રીઓને લઈ જાય છે.' આ અવાજથી મંત્રીઓ ત્યાં આવ્યા ને 'આપ ક્યારે આવ્યા?' તે પૂછવા લાગ્યા. શુકરાજ રૂપધારી ચંદ્રશેખરે વળતો જવાબ આપ્યો, 'હું હમણાં દર્શન કર્યા વિના પાછો આવ્યો. કોઈ દુષ્ટ વિદ્યાધર મારી એ સ્ત્રીઓને હું દેખતો રહ્યો ને તે કપટથી ઉપાડી પૂર્વ દિશામાં લઈ ગયો.' ત્યારે મંત્રીઓએ તેની



શુકરાજના રૂપમાં ચંદ્રશેખરે બૂમો પાડવા માંડી.

આકાશગામી વિદ્યા માટે પૂછ્યું. તેના જવાબમાં તેણે કહ્યું,

'તે પણ વિદ્યાધર લઇ ગયો.' આ સાંભળી મંત્રીઓએ કહ્યું, 'ભલે, બધું ગયું પણ તમે સાજાસારા છો એટલે બસ છે.'

'હા ભાઈ, હા.' શુકરાજરૂપી ચંદ્રશેખર બોલ્યો, 'પણ મારાથી તે સ્ત્રીઓના વિયોગે જીવાશે નહિ ' બોલતા ચંદ્રશેખરને મંત્રીઓએ ખૂબ સમજાવ્યો. બહારથી રડતો ને હૃદયથી હસતો ચંદ્રશેખર આખરે શાંત થયો ને શુકરાજ જેમ રાજ કરતો હતો તેમ રાજ કરવા લાગ્યો.

નગર છોડી નીકળેલો શુકરાજ શ્રી જિનેશ્વર દેવને પ્રણામ કરતો **અષ્ટાપદ** તીર્થમાં ગયો. ભક્તિભાવથી ત્યાં દેવને પ્રણામ કર્યા. તે તીર્થ પર આકાશગામી ચારણમુનિની ધર્મદેશના સાંભળી. પછી શુકરાજ સ્ત્રીઓ સાથે સાસરે ગયો, ત્યાં ત્રણ દિવસ રહી તે પોતાની સ્ત્રીઓ સાથે પોતાના નગરના ઉદ્યાનમાં આવ્યો.



શુકરાજને જોતાં જ ચંદ્રશેખર ગભરાયો. તેને મનથી કાંઈ યુક્તિ વિચારી મંત્રીઓને બોલાવી કહ્યુ, શુકરાજ બેઠો છે ત્યા મંત્રી આવ્યો. 'જે વિદ્યાધર મારી સ્ત્રીઓને લઇ ગયો હતો, તે મારી સ્ત્રીઓ

સાથે મારું રૂપ લઈ આવ્યો છે. મારી સ્ત્રીઓ પણ તેને વશ થઇ ગઈ છે. તે ઉદ્યાનમાં ઉતર્યો છે. તેને જલદી વિદાય કરો.'

શુકરાજ રૂપ ધારી ચંદ્રશેખરના શબ્દો સાભળી બુદ્ધિધન નામનો મંત્રી ઉદ્યાનમાં ગયો. શુકરાજને ત્યાંથી ચાલ્યા જવા કહ્યું. બંને વચ્ચે કેટલીય વાતોની આપલે થઈ, પદ્માવતી અને વાયુવેગાએ પણ વચ્ચે સૂર પૂરાવ્યો પણ તેનો કાંઇ જ અર્થ સર્યો નહિ. લાચાર શુકરાજ પોતાની પત્નીઓ સાથે ત્યાથી વિમાનમાં બેસી ચાલ્યો ગયો. બુધ્ધિધન મંત્રી ચંદ્રશેખર પાસે આવ્યો. બધું કહ્યું, તે સાંભળી ખુશ થયેલા ચંદ્રશેખરે વીસ ગામ તેને ઇનામમાં આપ્યાં.

હવે વિમાનમાં બેસી આગળ વધતા શુકરાજનું વિમાન એક દિવસ એકાએક આગળ વધતું અટકયું. 'વિમાન કેમ અટકયું?' ના વિચાર કરતા શુકરાજે ચોતરફ જોયું, તો પોતાના પિતાને સુવર્ણકમળ પર બેઠેલા જોયા. એટલે વિમાનમાંથી ઉતરી તેમને તેણે વિધિપૂર્વક પ્રણામ કર્યા. કેવળી ભગવંતે ધર્મોપદેશ કર્યો. એ સાભળ્યા પછી શુકરાજે કહ્યુ, 'કોઇએ મારું રૂપ લઇ મારું રાજ લઈ લીધું છે.' શુકરાજના આ શબ્દો સાભળ્યા ન સાભળ્યા કરી કેવળી ભગવંત શાત રહ્યા, ત્યારે શુકરાજ ફરીથી બોલ્યો, 'હે ભગવન્ આપનાં શ્રેષ્ટ દર્શન થયા પછી મારું રાજ્ય જાય એ મારું દુર્ભાગ્ય જ કહેવાય ને?' આમ બોલતા શુકરાજે કેટલીય પ્રાર્થનાઓ કરી ત્યારે કેવળી ભગવંતે કહ્યું, 'મોક્ષ અને સુખ આપનાર વિમલાચલ તીર્થ છે. તેની ગુફામાં છ મહિના સુધી નમસ્કાર મહામંત્રનો જાપ કરો. તે ગુફામાં

જયારે તેજ ઉત્પન્ન થશે ત્યારે શત્રુ આપોઆપ ચાલ્યો જશે.' કેવળી ભગવંતનું કહેલું સાંભળી શુકરાજ ભગવંતને પ્રણામ કરી પત્નીઓ સાથે વિમાનમાં બેસી વિમલાચલ પર ગયો. ત્યાં ગુફામાં બેસી નવકાર મંત્રનો જાપ કરવા માંડયો. ૭ માસ પૂરા થતા ત્યાં અપૂર્વ તેજ ઉત્પન્ન થયું. પછી તે પોતાની પત્નીઓ સાથે પોતાના નગર તરફ જવા લાગ્યો, ત્યારે ચંદ્રશેખરને રાજની અધિષ્ટાત્રી દેવીએ કહ્યું, 'તું આજથી ચંદ્રશેખર થઇ જશે, શુકરાજનું રૂપ ચાલ્યું જશે.' આ સાંભળતા જ ચંદ્રશેખર ત્યાંથી નાસી છૂટયો. ને શુકરાજ પોતાના નગરમાં આવી પહોંચ્યો. રાજ સંભાળ્યું, ત્યારે 'આ બધું કેમ બન્યું ?' તેમ મંત્રીઓએ પૂછ્યું. શુકરાજે યોગ્ય જવાબ આપ્યો, તે પછી વિદ્યાધર સાથે તીર્થાધિરાજ શ્રી વિમલાચલ પર વિરાજેલા શ્રી ઋષભદેવ પ્રભુને પ્રણામ કરવા શુકરાજ સંઘપતિ થઈ સકળ સંઘ સાથે ચાલ્યો. માર્ગમાં પૂજા વગેરે કરતા અનુક્રમે ચતુર્વિધ સંઘ ગિરિરાજ શ્રી વિમલાચલ મહાતીર્થને વિષે આવ્યો. એટલે શુકરાજે કહ્યું, "અહીં પંચપરમેષ્ટિ નવકાર મંત્રનો જાપ કરી મેં શત્રુપર વિજય મેળવ્યો હતો, માટે આ ગિરિરાજને આજથી શત્રુંજય કહેવામાં આવશે.'

ચંદ્રશેખર પણ શ્રી આદિનાથ પ્રભુને પ્રણામ કરી પોતાનાં કરેલાં કર્મનો મનમાં પસ્તાવો કરવા લાગ્યો ને શ્રી મહોદય મુનિવર પાસે ભાવથી દીક્ષા લીધી. શુકરાજ ત્યાં આવ્યો ને મુનીશ્વરને વંદના કરી પૂછવા લાગ્યો, 'કપટથી મારું રાજ્ય કોણે લઈ લીધું હતું ?' જવાબમાં મુનીશ્વરે

કહ્યું 'આ અવતારથી બાવન ભવ પહેલાં તમે જેનું કપટથી રાજ લઈ લીધું હતું તેણે ?'

'મેં કોનું રાજ લઈ લીધું હતું ?' શુકરાજે પૂછ્યું. મુનીશ્વરે કહ્યું, 'આ તમારા મામા ચંદ્રશેખરનું.' આ સાંભળી શુકરાજ આશ્ચર્ય પામી ઊભો થયો ને મુનિ ચંદ્રશેખરને પ્રણામ કર્યા. તે પછી પોતાનાં પાપ કર્મોની નિંદા કરતાં મુનિ ચંદ્રશેખરે ઉગ્ર જ્ઞાન, ધ્યાન અને તપવડે અષ્ટ પ્રકારનાં કર્મોનો નાશ કરી કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું.

શુકરાજ ગિરિરાજ શ્રી શત્રુંજયની યાત્રા કરી પોતાના નગરમાં પાછો આવ્યો ને રાજકાજ સંભાળવા લાગ્યો. દિવસ જતાં પદ્માવતીએ સ્વપ્નમાં ચંદ્રને પોતાના મોઢામા પ્રવેશતો જોયો. તે દેખતાં જ તે જાગી અને ધર્મધ્યાનપૂર્વક રાત્રિ વિતાવી ને પ્રભાતમાં ઊઠીને દાન પુણ્ય કર્યાં

પૂરે માસે તેણે તેજસ્વી પુત્રનો જન્મ આપ્યો. શુકરાજે તેનું નામ ચંદ્ર રાખ્યું. તે ચંદ્ર મોટો થતાં સૂર નામના રાજાની કન્યા સાથે લગ્ન કર્યાં.

એક વખતે શ્રી કમલાચાર્ય નામના ધર્માચાર્ય પોતાના પરિવાર સાથે વિહાર કરતા તે નગરના ઉદ્યાનમા આવ્યા. આ સમાચાર શુકરાજને મળતાં પોતાનાં કુટુંબ સાથે વાંદવા ગયો. શ્રી કમલાચાર્યે ધર્મોપદેશ આપ્યો.

ઉપદેશ દેતા ગુરુએ ધીરવણિક અને ધનદશ્રેષ્ટીની કથા કહ્યા પછી અરિમર્દન રાજાની કથા કહી.

❀

## પ્રકરણ પાંત્રીસમું ... ... ... ... ... અરિમર્દન

વરસો પહેલાંની વાત છે, આપણા ભારતવર્ષમાં સ્વર્ણપુર નામનું એક નગર હતું. એ નગરમાં ભગવાન જિનેશ્વરોના ગગનચુંબી મંદિરો હતાં. એ નગર પર અરિમર્દન રાજાનું આધિપત્ય હતું. તેને લક્ષ્મીવતી નામે ગુણનો ભંડાર રાણી હતી. તેનાં રાજકાજમાં સાથ આપવા રાજનીતિજ્ઞ મતિસાર નામનો મંત્રી હતો.

એ રાજાને એક રાતના સ્વપ્નમા ઉત્તમ વિમાન, વન, આલિશાન મકાનો, સરોવરથી સુશોભિત સ્વર્ગ દેખાયું ને તે જાગ્યો. તેના મનમા વિચાર જન્મ્યો.

'મારું નગર એ સ્વર્ગ જેવું ન થાય તો હું જન્મ્યો ને ન જન્મ્યો તે સરખું જ છે.'

આ વિચારથી રાજાના મુખ પર ઉદાસીનતાની છાયા છવાઈ તે મંત્રીની દૃષ્ટિએ પડતાં તેણે નમ્રતાથી પૂછ્યું, 'રાજન્, કંઈ ચિંતાએ તમને ઘેર્યા છે? કહી શકાય તેવું હોય તો મને કહો.'

'શું કહું?' બોલતો રાજા ચૂપ થઈ ગયો. તેથી

મંત્રીએ વધુ ને વધુ આગ્રહ કર્યો. રાજાએ પોતાનું સ્વપ્ન કહી પોતાના નગરને સ્વર્ગતુલ્ય બનાવવા કહ્યું. મંત્રીએ અનેક પ્રકારના રત્નો–મણિઓથી નગરને શોભાવ્યું. મણિમય મહાલયો બનાવડાવ્યા. રાજાએ તે જોઈ શાંતિનો શ્વાસ લીધો.

એક દિવસ રાજા રાણી સાથે મહેલના ઝરૂખામાં બેસી નગરની શોભા જોતો રાણીને ઉદ્દેશી કહેવા લાગ્યો, 'આવું નગર તો પૃથ્વીમાં ક્યાં ય જડે તેમ નથી.'



રાજા પોપટ પોપટીના શબ્દો સાભળે છે.

'હે પોપટ!' તોરણ પર બેઠેલી પોપટીએ રાજાના શબ્દો સાંભળી પોપટને પૂછ્યું, 'શું રાજાજી કહે છે તે સત્ય છે?' જવાબમાં પોપટે કહ્યું, 'માણસ પોતાના મનથી અભિમાન કરે તેથી શું થયું? જ્યા રતનચંદ્ર નામનો રાજા રાજ કરે છે તે રત્નકેતુપુર આગળ આ નગર કાઇ હિસાબમાં નથી.'

રાજાના કાને આ શબ્દો પડયા. એટલે તે પોપટ હતો ત્યાં જવા લાગ્યો, ત્યાં તો તે પોપટ પોપટી ઊડી ગયાં. ને રાજા ચિંતાસાગરમાં ડૂબવા લાગ્યો. મંત્રીઓએ રાજાના-

મનદુઃખને જાણવા પ્રયત્ન કર્યો. ને રાજાએ પોપટે કહેલા શબ્દો કહ્યા. આ સાંભળતાં જ એ રત્નકેતુપુર નગરને શોધવા ચોતરફ સેવકો દોડાવવામાં આવ્યા. પણ પરિણામ શૂન્ય આવ્યું. રાજા નિરાશ થયો. ને નિરાશા તેને ભરખી જશે, તેમ તેણે મંત્રીને કહ્યું. મંત્રીએ રાજાને આશ્વાસન આપ્યું. ને પોતે જ તે નગર શોધવા જવા તૈયાર થયો. ત્યારે રાજાએ કહ્યું, 'એ નગર નહિ જડે તો હું મૃત્યુ પામવાનો.' મંત્રીએ કહ્યુ, 'મહારાજ, હું તે નગરને શોધી કાઢવાનો. અને તે માટે મને છ મહિનાની મુદત આપવામાં આવવી જોઈએ. કોઈ કાર્ય ઉતાવળથી થતું નથી, ધૈર્ય રાખવાથી સૌ સારાંવાનાં થાય છે.' રાજાએ ત્રણ માસની તેને અવધી આપી.

મંત્રીએ માથું નમાવ્યું ને તે નગર શોધવા તે ત્યાથી નીકળ્યો. તે ઘણુંય આથડયો, ઘણાય નગર, વન વગેરે જોયાં પણ રત્નકેતુપુર કયાંય દેખાયું નહિ. નિરાશ થયેલો મંત્રી આખરે રત્નપુરી નામના નગરમાં પહોચ્યો. ત્યાં જિનાલયમાં જઈ, શ્રી ઋષભ જિનેશ્વરની સ્તુતિ કરી બહાર આવ્યો. ને તે પછી નગરમાં કોઈ એક મોહી નામની કંદોઈયણ હતી તેને ત્યા જઈ ભોજન કરવા બેઠો. ઉદાસ મને ખાતા મંત્રીને જોઈ કંદોઇયણે પૂછ્યું, 'કહો ન કહો, તમને કાંઈ ચિંતા છે. તમારા મનની વાત મને કહો.' ને મંત્રીએ પોતાની વાત કહી. તે સાભળી મોહી બોલી, 'તમારી ઇચ્છા પૂરી થઈ શકશે. તમે તમારા રાજાને લઇ આવો.' મંત્રી ત્યાંથી ગયો, રાજાને લઇ આવ્યો. મોહીએ

તેને સત્કાર્યો તેને જમાડી તે કહેવા લાગી, 'તે રત્નકેતુનગર અહીંથી ત્રણસો યોજન છે. તે નગરની રાજકુમારી સૌભાગ્યસુંદરી મનુષ્યજાતિ તરફ ઘૃણા કરે છે.'

'એમ ?' રાજાએ નવાઈ પામતાં પૂછ્યું, 'મને ત્યાં લઈ જશો ?'

'તમારી ત્યાં જવાની ઇચ્છા છે તો તમારા મંત્રી સાથે આ શય્યા પર બેસો." મેહીએ કહ્યું. તે રાજા તેમજ મંત્રી શય્યા પર બેઠા. તે સાથે જ મેહીએ સાથે બેસીને આકાશગામી વિદ્યાથી તે બંનેને રત્નકેતુપુર નગરની બહારના બાગમાં લાવી મૂકયા, ને કહ્યું. 'આ તે નગર. હવે તમારે જે કરવું હોય તે કરો. હું તો હવે પાછી જઈશ.'

'પણ અમે પાછા શી રીતે જઈશું ? અમને કયાં આકાશગામી વિદ્યા આવડે છે ?' રાજાએ કહ્યું. ત્યારે મહીએ અગિયારમા દિવસે પાછા આવવાનો વાયદો કરી ચાલવા માંડયું.

મહીના ગયા પછી રાજાએ રૂપ પરિવર્તન કરનારી વિદ્યાથી પોતે કન્યાનું



રાજા અને મંત્રી શય્યા પર બેઠા.

ને મંત્રીએ બ્રાહ્મણનું રૂપ લીધું. પછી બંને જણું નગરમાં ફરતાં ફરતાં રાજસભામાં આવ્યાં ને રાજાને આશીર્વાદ આપ્યો. એટલે રાજાએ પૂછ્યું, 'તમે કોણ છો? ક્યાંથી અને કઈ ઇચ્છાથી આવ્યાં છો?'

'મહારાજ, હું બહુ દૂર દેશથી તમારા નગરની શોભાનુ વર્ણન સાંભળી આવ્યો છું. પણ આ કન્યા મારી સાથે હોવાથી મારાથી નગરભ્રમણ થઈ શકતું નથી હું નગર ભ્રમણ કરું ત્યાંસુધી આ કન્યા તમારે ત્યાં રાખો એવી મારી ઇચ્છા છે.'

'ઠીક.' કહેતા રાજાએ તે કન્યાને પોતાની કુંવરી પાસે મોકલી. બ્રાહ્મણ ત્યાથી નગર જોવા ગયો.

કન્યાસ્વરૂપમાં રહેલા રાજા અરિમર્દને રાજકુમારીને મીઠા શબ્દોથી વશ કરી લીધી. રાજકુમારીને પળ પણ તેના વગર ચેન પડતુ ન હતું, વાત વાતમાં અરિમર્દને તે પુરુષોની કેમ ધૃણા કરે છે તે પૂછ્યું જવાબમાં રાજકુમારીએ કહ્યું, "સખિ! અત્યાર પૂર્વેના ભવમાં હું ચકલી હતી. મેં મારા પતિ ચકલાને પ્રસવકાળ નજીક આવતાં એક વખતે કહ્યું, 'અત્યારે આપણે માળો બાંધી લેવો જોઈએ.' પણ ચકલાએ સાંભળ્યુ નહિ. ત્યારે મેં ઘણા કષ્ટે માળો બાંધ્યો. તેવામાં એકાએક જંગલમાં દવ લાગ્યો. મેં મારા પતિ ચકલાને પાણી લાવી માળાને છાંટવા કહ્યું, પણ તેણે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. છેવટે મેં પાણી લાવી છાંટવા વિચાર કર્યો, તેટલામાં એ દવમાં હું બળી ગઈ. ચકલો ક્યાંય ઊડી ગયો.

તે અવતારમાં મેં ભગવાન આદિનાથની પૂજા કરી હતી, તેથી હું રાજકન્યા થઈ. મને ગત જન્મનું સ્મરણ રહ્યું. એ સ્મરણ જ મને પુરુષ જાતનો તિરસ્કાર કરવા પ્રેરે છે.'

'બેન.' અરિમર્દન બોલ્યો, 'સ્ત્રીઓ ગુસ્સામાં શું નથી કરતી? એ ગુસ્સો, એ ક્રોધ, સર્વ પુણ્યનો નાશ કરનાર છે'

રાજમહેલમાં આ બે જણા આમ વાત કરે છે, ત્યારે બ્રાહ્મણ રૂપધારી મંત્રી નગરમા ફરી રાજસભામાં આવ્યો ને રાજાને કહ્યું, 'મહારાજ, મારી પુત્રી મને હવે આપો' બ્રાહ્મણના શબ્દે રાજાએ તે છોકરીને લાવવા દાસીને મોકલી. દાસીએ રાજકુમારીને રાજાનો સંદેશો કહ્યો ત્યારે રાજકુમારીએ કહ્યું, 'હું આ બ્રાહ્મણકન્યાને આપનાર નથી હું તેના વગર રહી શકું તેમ નથી'

આ શબ્દો દાસીએ રાજાને કહ્યા. ત્યારે બ્રાહ્મણ-સ્વરૂપી મંત્રી મરવા તૈયાર થયો, તે જોતા જ રાજા જાતે જ ત્યાં ગયો. ને કન્યા લાવી બ્રાહ્મણને સોંપી. પોતાની કન્યા લઇ બ્રાહ્મણે ત્યાથી ચાલવા માડ્યુ. ચાલતા ચાલતા તેણે કહ્યુ, 'આવું નગર ક્યાય નથી.' ને તેની કન્યાએ માથું હલાવ્યું. પછી બંને જણા નગર જોતા જોતા નગર બહાર આવ્યા. ને મૂળ સ્વરૂપમા આવી ગયા; તેવામાં મેહી પણ આવી પહોંચી. તેણે બનેને શય્યા પર બેસાડી પોતાને ત્યાં લાવી, તેમને ભોજન કરાવ્યું. તે પછી રાજાએ કહ્યું, 'હું સૈન્ય સાથે અહીં આવીશ, તું મને ત્યાં લઇ જશે?'

મહીએ તેમ કરવા ખુશી બતાવી. પછી રાજાએ પૂછ્યું, ‘આ શય્યા તારી પાસે ક્યાંથી આવી?’ જવાબમાં મહીં કંદોઇયિણે કહ્યું, ‘પહેલાં ધારાપુરીમાં ધન નામનો શ્રેષ્ઠી હતો. તેની ધન્યા નામની સ્ત્રીએ શત્રુંજય આદિ તીર્થોની યાત્રા કરી ધર્મધ્યાન કરીને તે પ્રથમ સ્વર્ગલોકમાં ગઈ. સમય જતા હું તે ધન્યા સ્વર્ગલોકમાંથી અહીં આવી. ધન શ્રેષ્ટી પણ ધર્મધ્યાન કરી બીજા સ્વર્ગલોકમાં ગયા. તેમણે ગત જન્મના સ્નેહને યાદ કરી મને આ આકાશગામીની શય્યા આપી. હું તેનાથી મારાથી થતો ઉપકાર કરું છું.’

રાજા તે સાંભળી પ્રસન્ન થયો ને મંત્રી સાથે પોતાના નગરમાં આવી ‘યાત્રા કરવા જવું છે’ તેવું બહાનું કરી સૈન્ય સાથે મોહીને ત્યાં આવ્યો. મોહીએ બધાને શય્યાને સ્પર્શવા કહ્યું. બધા અડકયા તે સાથે જ શય્યા ઊડી અને રત્નકેતુપુરનાં વનમાં આવ્યા. રત્નચંદ્ર રાજાએ સૈન્ય સાથે રાજાને આવેલો જોતા ‘પોતાના રાજ પર કોઈ દુશ્મન ચઢી આવ્યો છે’ તેવું માન્યું ને યુદ્ધ કરવા નગર બહાર આવ્યો: ત્યાં અરિમર્દને પોતાનો માણસ મોકલી કહેવડાવ્યું. ‘ધર્માત્મા અરિમર્દન યાત્રાર્થે અહીં આવ્યા છે, તેઓ સ્ત્રીનું મુખ જોતા નથી. અરે, તેનું વચન સરખુંય સાંભળતા નથી. સ્ત્રીનાં દર્શન થતાં તે મૃત્યુ પામે છે.’ આ સાંભળી રત્નચંદ્ર—રત્નકેતુ શાંત થયો. ને અરિમર્દન પાસે આવ્યો. તે વખતે તે ભગવાન આદિનાથની પૂજા કરી રહ્યો હતો. પૂજા પૂરી કરી રહ્યા પછી બન્ને મળ્યા. તે પછી રત્નકેતુએ પૂછ્યું, ‘આપ

સેના સાથે કયા હેતુથી નીકળ્યા છો?' જવાબમાં અરિમર્દને કહ્યું, 'ભવસાગરથી છૂટવા શ્રી જિનેશ્વર દેવોની યાત્રા કરવા નીકળ્યો છું. તીર્થમાર્ગની ધૂળનો સ્પર્શમાત્ર થતાં માનવ નિષ્પાપ થઈ જાય છે, તો તીર્થ સ્થાનોમાં ભ્રમણ કરવાથી ભવભ્રમણ દૂર થઈ જાય જ.'

રાજાના ધર્મયુક્ત વાક્યો સાંભળી રત્નકેતુ પ્રસન્ન થયો ને તે ધર્માત્માને પોતાને ત્યા ભોજન કરવા આવવા આગ્રહ કરવા લાગ્યો, ત્યારે તેણે કહ્યુ, 'નગરમા આવીશ નહિ. કારણ, હું સ્ત્રીમુખ જોતો નથી, જોવાઈ જાય તો મારો પ્રાણ જાય માટે ભોજન સારુ આગ્રહ કરશો નહિ.'

'તેમ નહિ બને, નગરમાં સ્ત્રીજાતને પોતાના ઘરમા રહેવા સૂચન કરવામાં આવશે. અને અંતઃપુરમા પણ તેવી જ વ્યવસ્થા કરવામાં આવશે.'

રાજાના શબ્દો સાંભળી અરિમર્દને જમવા માટે હા પાડી. ને રત્નકેતુએ પોતાના શબ્દોનું પાલન કરતાં ઉત્તમ પ્રકારની રસોઇ બનાવી. રસોઇ થતાં જ તે અરિમર્દનને પોતાને ત્યાં તેડી લાવ્યો. ને પુરુષદ્વેષિણી રાજકન્યાના મહાલય પાસે રહેલા ભોજનમંડપમાં અરિમર્દનને બેસાડયો. ભોજનકાર્ય પત્યા પછી રાજકન્યાના મહાલયમા વિશ્રાન્તિ લેવા માટે રત્નકેતુ અરિમર્દનને લાવ્યો. પછી પૂછ્યું, 'તમે સ્ત્રીનું મોઢું કેમ જોતા નથી?' જવાબમાં અરિમર્દને કહ્યું, 'મારા ગત જન્મમાં એવું બન્યું છે, તેથી મને સ્ત્રીજાત પ્રત્યે તિરસ્કાર રહે છે.'

'તો તમારો પૂર્વભવ મને કહો.' રત્નકેતુએ ઘણા આગ્રહપૂર્વક કહ્યું, ત્યારે અરિમર્દન પોતાનો પૂર્વ ભવ કહેવા લાગ્યો. રાજકુમારી ગુપ્ત રહી તે સાંભળવા લાગી. રાજાએ કહેવા માંડ્યું. 'ગયા ભવમાં મલયાચલ પર્વત ઉપર હું ચકલો હતો. મેં મારી ચકલીને એક વખતે માળો બાંધવા કહ્યું, પણ તેને ગણકાર્યું નહિ. મેં દુઃખ વેઠી માળો બાંધ્યો, તેવામાં અમારાં કર્મે દવ લાગ્યો. મેં ચકલીને પાણી લાવી માળા પર છાંટવા કહ્યું, પણ સાંભળે તે બીજી. તે તો નિરાંતથી બેસી જ રહી. આખરે હું ભગવાન શ્રી આદિનાથનું ધ્યાન કરતો પાણી છાંટવા લાગ્યો. તેવામાં દાવાનળ આવી પહોંચ્યો. હું મરણ પામ્યો. ને આદિનાથ પ્રભુના ધ્યાનના પ્રભાવથી હું અહીં રાજા થયો છું.'

અરિમર્દનના શબ્દો સાંભળી રાજકુમારી મનમા બોલી, 'આ જૂઠું બોલે છે.' મનમાં બોલતી તે બોલી ઊઠી, 'જૂઠું, જુઠું. જળાશયથી પાણી લાવી મેં છાટ્યું હતું.'

'ના, ના, મેં છાંટ્યું હતું.'

'ના મેં.' કહેતી રાજકુમારી પડદામાંથી બહાર આવી. રાજાનું મોઢું જોયું તેથી જેમ સૂર્ય ઉગવાથી અંધકાર નષ્ટ થાય તેમ પુરુષ પ્રત્યેનો દ્વેષ પીગળી ગયો. ને બોલી, 'બાપુ, આ મારા ગત જન્મના પતિ છે. માટે મારાં લગ્ન તેમની સાથે કરી આપો.'

રત્નકેતુએ પોતાની પુત્રીમાં આવેલું પરિવર્તન જોઈ

આનંદ અનુભવ્યો. ને અરિમર્દન સાથે પોતાની પુત્રી સૌભાગ્યવતીનું લગ્ન શુભ મુહૂર્તમાં કર્યું. તે પછી મહીની સહાયતાથી તેઓ રત્નપુર પહોંચ્યાં. મહીએ કરેલી સેવાથી પ્રસન્ન થઈ રાજાએ ચાર મણિ તેને આપ્યા ને પોતાના નગર તરફ ચાલ્યાં. રાજય-રાણી આવતાં નગર શણગારવામાં આવ્યું, અને પ્રજાએ બહુ જ હર્ષથી રાજા-રાણીને નગરપ્રવેશ કરાવ્યો.

દિવસો જતાં સૌભાગ્યવતીને ગર્ભ રહ્યો. ત્યારે તેને દેવપૂજા વગેરે શુભેચ્છાઓ થવા લાગી. રાજા તે ઇચ્છાઓ પૂરી કરતો. યોગ્ય સમયે રાણીએ પુત્રનો જન્મ આપ્યો. જન્મ મહોત્સવ ઉજવી રાજાએ તેનું નામ મેઘનાદ પાડ્યું.

વયે વધતા મેઘનાદકુમારને ચંદ્રપુરના રાજાની પુત્રી મેઘવતી સાથે પરણાવવામાં આવ્યો. પછી તે પતિ-પત્ની અને કુટુંબીજનો ભગવાન શ્રી આદિનાથને વંદન-નમન કરવા ગયાં. ભગવાનની મૂર્તિ જોતાં જ તે બંને જણાં મૂર્છિત થયાં. તેમને જાગૃત કરવા બધાએ ઘણાય યત્નો કર્યા. ત્યારે તે જાગૃત તો થયા, પણ બોલતા ન હતાં. તેવામાં નગરના ઉદ્યાનમા જગતના જીવોને બોધ આપતા શ્રી ગુણસૂરીજી ત્યા પધાર્યા. આ સમાચાર મળતા રાજા સપરિવાર વાંદવા ગયો. સૂરિજીએ ધર્મનું સ્વરૂપ સમજાવતાં બધી રીતે ધર્મ મહાન છે તે સમજાવ્યું. ધર્મોપદેશ પૂરો થતા રાજાએ પોતાનાં પુત્ર તેમજ પુત્રવધૂ કેમ બોલતાં નથી તે પૂછ્યું, ત્યારે સૂરિજીએ કહ્યું, ‘તે વાત સાંભળતાં જ તેઓ ગૃહત્યાગ કરી સંસારસમુદ્રથી તરી જવા ચારિત્ર ધારણ કરશે.’

'જે થાય તે ખરું પણ કારણ કહો.' રાજાએ કહ્યું, ત્યારે શ્રી ગુણસૂરિજી કહેવા લાગ્યા, 'પહેલાં ભીમપુરમાં શૂર નામનો રાજા હતો. તે ઘણો જ ન્યાયી હતો. તેણે પોતાના શત્રુના વીરપુર નગરનો નાશ કર્યો ત્યારે સોમ નામના શ્રેષ્ઠીના ત્રણ વર્ષની ઉંમરના સુંદર પુત્ર ધીરને અને બે વર્ષની કન્યા વીરમતીને એક સૈનિક લઈ ત્યાંથી નાસી છૂટયો. તેણે ઘણું દ્રવ્ય લઈ તે બંનેને કમલ શ્રેષ્ટીને સોપ્યાં. દિવસો જતા તે યુવાવસ્થામા આવ્યાં. બંનેના લગ્ન કરવામા આવ્યાં.

એક વખત શ્રી ધર્મઘોષ નામના મુનિ મહારાજ પધાર્યા, તેમને વાદવા કમલ સપરિવાર ગયો. ત્યાં જઈ તેણે ધીર અને વીરમતિમા ગાઢ પ્રેમ થવાનું કારણ પૂછયું. જવાબમાં તેમણે તે બંને ભાઈબહેન છે તેવું કહ્યું. તે સાંભળતાં જ બંને જણાએ વનમાં જઈ ભગવાન શ્રી આદિનાથને પ્રણામ કરી ગૃહત્યાગ કર્યો. દીક્ષા લીધી, ઉગ્ર તપ કરી બંને સ્વર્ગમાં ગયાં. આયુષ્ય પૂર્ણ થતાં ત્યાંથી તેઓ પૃથ્વી પર આવ્યાં. તમારાં પુત્ર–પુત્રવધૂ થયા ને તેમને પૂર્વજન્મનું સ્મરણ થવાથી મૌન ધારણ કર્યુ છે.'

અરિમર્દન તેમજ બીજાઓએ આ સાંભળ્યું. ત્યારે એ દંપતીએ મૌન ત્યાગી ત્યાં જ દીક્ષા લીધી ને ઉગ્ર તપશ્ચર્યા કરવા ત્યાંથી ચાલ્યાં ગયાં, પછી રાજાએ પૂછયું. 'મારા કયા પુણ્ય-કર્મથી આ રાજ મળ્યુ છે?' જવાબમાં ગુરુએ કહ્યું. 'ગત જન્મમાં તમે શ્રી જિનેશ્વરદેવની ભાવસહિત પૂજા કરી હતી તેથી આ બધું પ્રાપ્ત થયું છે.'

જિનધર્મનો પ્રભાવ સાંભળી રાજાએ ત્યાં શુધ્ધ સમ્યકત્વ વ્રત ગ્રહણ કર્યું ને પછી પોતાને મહેલે આવ્યો. શુદ્ધ સમ્યકત્વ ખૂબ ભાવથી પાલન કરતા ક્રમશઃ સર્વે બંધનોને નષ્ટ કરી મોક્ષ મેળવ્યો.'

એ ધર્મોપદેશ સાંભળતાં શુકરાજને સંસાર પરથી વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે પુત્રને રાજ સોંપી ગુરુ મહારાજ પાસે મોટા ઉત્સવ સાથે દીક્ષા ગ્રહણ કરી, તપશ્ચર્યા કરીને કર્મોનો ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કર્યો."



પ્રકરણ છત્રીસમુ ... ... ... ... વિ-સે-મિ-રા

પૂજ્યપાદ-આચાર્ય શ્રી સિધ્ધસેનદિવકરસૂરીશ્વરજીના મુખેથી શ્રી શત્રુજય મહાતીર્થનો મહિમા સાંભળી મહારાજા વિક્રમના મનમા શ્રી શત્રુંજય ગિરિરાજની વિધિપૂર્વક યાત્રા કરવા વિચાર જન્મ્યો. ગુરુદેવને કહ્યું "હે ગુરુદેવ, શત્રુંજય તીર્થની યાત્રા કરવા મારી ઇચ્છા છે, તો આપ આપના પરિવાર સાથે પધારવા કૃપા કરો." ગુરુદેવે વિક્રમ રાજાના મનની ઇચ્છા જાણી સાથે આવવા અનુમતિ આપી. શ્રી સિદ્ધસેનદિવાકર-સૂરીશ્વરજી સંઘ સાથે પધારવાના છે આ સમાચારે લોકોમાં ઉત્સાહનું પૂર આણ્યું.

રાજા વિક્રમે રાજાઓ, સામંતો, શ્રીમંતો, પૂજ્ય આચાર્યો, પૂજ્ય સાધુસાધ્વીઓ અને ધર્મપ્રેમી જનતાને નિમંત્રણપત્રિકાઓ મોકલી.

સંઘના પ્રયાણનો દિવસ આવતાં આખા ય અવંતીને શણગારવામાં આવી.અવંતીમાં જયાં જુઓ ત્યાં આનંદ ને આનંદ.

શુભ મુહૂર્તે સંઘે પ્રયાણ કર્યું. તેમાં ચૌદ રાજા હતા, સિત્તેર લાખ શુદ્ધ શ્રાવક કુટુંબ હતાં, શ્રી સિદ્ધસેનદિવાકર-સૂરીશ્વરજી આદિ ક્રિયાકલાપમાં કુશળ અને સદ્ગુણી એવા પાંચસો જૈનાચાર્યો પોતાના પરિવાર સાથે હતા. છ હજાર નવસો સુવર્ણના શ્રેષ્ઠ દેવાલયો, ત્રણસો ચાંદીના દેવાલયો, પાચસો હાથીદાંતના દેવાલયો, અને અઢારસો કાષ્ટના દેવાલયો હતાં, બે લાખ નવસો રથ, અઢાર લાખ ઘોડા, છ હજાર હાથી, ખચ્ચર, ઊંટ, બળદો અને જનસંખ્યા ગણી ગણાય તેમ ન હતી.

આ સંઘ એક ગામથી બીજે ગામ જતો આખરે શત્રુંજય ગિરિરાજ લગભગ થયો. પરમ પાવન ગિરિરાજનાં દર્શન થતા જ સંઘમા આનંદવર્ષા થઈ, બધાંએ તે દિવસને ધન્ય માન્યો. ગિરિરાજની તળેટીમાં સંઘ આવ્યો ત્યારે યાચકોને ઘણા ઘણાં દાન આપવામાં આવ્યાં. પછી શ્રી જિનેશ્વરદેવને પ્રણામ કરવા સંઘ ગિરિરાજ પર ચઢયો. ત્યાં સ્નાત્ર, પૂજા, ધ્વજારોપણ આદિ શુભ કાર્યો ભક્તિપૂર્વક કરી પ્રભુની સ્તુતિ કરી સૌએ જીવન કૃતાર્થ કર્યું. તે પછી રાજા વિક્રમે કેટલાક ચૈત્યોનો કેટલોક ભાગ ખંડિત થયેલો જોઈ ગુરુદેવને પૂછ્યું, “શું આ પ્રાસાદ પડી જ જશે?” ત્યારે ગુરુદેવે કહ્યું, “રાજન્, નામના માટે શ્રી જિનેશ્વર દેવોના નવિન મંદિરો બંધાવવા કરતાં જીર્ણ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવવાથી નવિન મંદિર બંધાવવાથી જે પુણ્ય મળે છે તેનાથી આઠગણું વધુ પુણ્ય મળે છે. જીર્ણોદ્ધાર

કરાવવાથી જે પુણ્ય મળે છે તે બીજા કશાથી મળતું નથી."

ગુરુદેવના આ વચનો સાંભળી વિક્રમે શત્રુંજય તીર્થમાં જીર્ણ થયેલા પ્રાસાદોનો જીર્ણોદ્ધાર કરાવ્યો પછી, સંઘ સાથે જઈ ગિરનાર તીર્થને વિષે બિરાજતા શ્રી નેમિનાથ પ્રભુને પ્રણામ કરી અવંતી તરફ પ્રયાણ કર્યું. અનેક તીર્થોની યાત્રા કરી બધા અવંતી આવ્યા ને શ્રીસિદ્ધસેનદિવાકરસૂરીજીના મુખથી ધર્મકથાઓ સાંભળતા રાજા વિક્રમ જીવન સફળ કરતા હતા.

એક દિવસ એક ગરીબ માણસ સભામા આવ્યો. તેણે નંદરાજાની વાત કહેતાં કહ્યું. "એ રાજાએ શારદાનંદન ગુરુનો વગર વિચારે વધ કરવા હુકમ આપ્યો. પણ ડાહ્યા મંત્રીએ તેમને પોતાને ત્યાં ગુપ્ત રાખ્યા. થોડા દિવસ પછી રાજકુમાર વિજયપાલ પોતાના માણસો સાથે શિકારે ગયો. શિકાર પાછળ પડતા દૂર નીકળી ગયો.

એ પાછો આવ્યો ત્યારે વિચિત્ર દર્દ લઈને આવ્યો. એ દર્દ પણ ખૂબ વિચિત્ર હતું. રાજકુમારને ન હતો કોઈ શારીરિક વ્યાધિ કે ન હતો કોઈ માનસિક વ્યાધિ. માત્ર રાજકુમારની જીભપર 'વિ–સે–મિ–રા' નામનો કોઈ શબ્દરાક્ષસ સવાર થયો હતો.

એ 'વિ–સે–મિ–રા' શબ્દ પાછળ શું રહ્યું છે એ શોધવા રાજાએ દેશપ્રદેશના વૈદો, ભૂવા, જતિઓ વગેરેને બોલવ્યા હતા, પણ પરિણામ શૂન્યમાં આવ્યું. 'વિ–સે–મિ–રા' ની રટણા ઘટવાને બદલે વધવા લાગી.

આખરે 'બહુ રત્ના વસુંધરા' માની પડહ વગડાવ્યો.

વિશાળા નગરીના ચોગાનમાં પડહ વાગી રહ્યો હતો. એ પડહના શબ્દો હતા, 'વિશાળા નગરીના રાજરાજેશ્વર મહારાજા નંદ આથી જાહેર કરે છે, 'જે કોઇ માનવી રાજકુમાર વિજયપાળનું દર્દ દૂર કરી આપશે, તેને રાજા પોતાનુ અર્ધું રાજ્ય આપશે, તેમ જ તેનું રાજ્યમાં ભારે સન્માન કરવામા આવશે.'

અર્ધું રાજ્ય અને રાજસન્માન ! કંઇ કંઈ યુવાનો, પ્રૌઢો અને વિચક્ષણ પુરુષો ઘડીભર કલ્પનાના તરંગો પર સવાર થઈ ગયા, પણ પડહ ઝીલવાની કોઈની હિંમત ચાલતી ન હતી.

વિશાળા નગરીના ટોળે વળેલા લોકો કૌતુકપૂર્વક આમ-તેમ જોતા હતા. કલાક, બે કલાક, ત્રણ કલાક વીત્યા પણ પડહને કોઈ સ્પર્શતું ન હતું.

સમય આગળ વધતાં પ્રધાનકન્યા એ પડહ સ્વીકારે છે એવી જાહેરાત એક યુવાને લોકોના ટોળાને ભેદીને દોડતા આવી કરી. તેણે કહ્યું, 'પૂરજનો, તમને જાણીને આનંદ થશે કે, આપણા મહાઅમાત્યે જાહેર કર્યું છે તેમની ચોસઠ કળા પારંગત પુત્રીએ મંત્રોચ્ચાર દ્વારા રાજકુમારને 'વિ-સે-મિ-રા'ના ભેદી દર્દમાંથી મુક્ત કરવાની હામ ભીડી છે...'

લોકો ઘડીભર સ્તબ્ધ બની ગયા. 'રાજકુમારનું આવું ભયંકર દર્દ પ્રધાનપુત્રી દૂર કરી શકશે ?' સહુના મનમાં એક સાથે શંકાનાં વમળ ઉમટવા લાગ્યાં.

* * *

જાહેર નગરમંડપમાં આજે લોકોની મેદની માતી નથી. રાજકુમારને રોગમુક્ત કરવાનું પ્રધાનપુત્રીએ બીડું ઝડપ્યા પછી તે માટેનો જાહેર કાર્યક્રમ યોજાયો છે. રાજા, પ્રધાન, રાજતંત્ર-વાહકો, સેનાપતિ, અધિકારી મંડળ, પુરોહિત, નગરશેઠ, રાજ્યના સર્વ અગ્રેસરો અને લોકો પોતપોતાના દરજ્જા પ્રમાણે યોગ્ય સ્થાને ગોઠવાઈ ગયા.

નિરવ શાંતિને ભેદતો રાજકુમાર વિજયપાળનો 'વિ રો–મિ–રા'નો અવાજ ભયંકર ચીસની જેમ વાતા-વરણને ભેદે છે. રાજકુમારની એ રટણાએ આજે ઉગ્રતમ સ્વરૂપ ધારણ કર્યું છે.

દૂર વ્યાસપીઠ પર શ્વેતવસ્ત્રમાં સજ્જ થયેલી પ્રધાન-પુત્રી પડદા પાછળ પદ્માસન વાળીને બેઠી છે. એના હાથ-માં કમળદંડ છે. રાજકુમારને ચાર અનુચરોએ પકડીને અંજલીબદ્ધ સ્થિતિમાં બેસાડયો છે. રાજકુમારની 'વિ–સે-મિ-રા' ની બુલંદ ચીસની આરપાર નીકળતી પ્રધાનપુત્રીની મંત્રાક્ષરી વાણી સંભળાઇ રહી છે.

પ્રધાનપુત્રીની વાણીમાં નીચેની ગીતી વણાઈ છે.

'વિશ્વાસુ સાથી મિત્રોની વંચનામાં ન વીરતા,
ખોળે સુતેલ વાનરને ફેંકયો એ તો હતી ભીરુતા.'

મંત્રની અસર થતાં ઝેરનો વેગ ઓછો થાય તેમ 'વિ–સે–મિ–રા' 'વિ–સે–મિ–રા' બોલતો રાજકુમાર ક્ષણભર અવાક થઈ આંખો ફાડી રહ્યો.

શ્લોક પૂરો થયો ને કુમારીએ, મંત્રેલ પાણીનો રાજકુમારના મસ્તકે કમળદંડથી છંટકાવ કર્યો ત્યારે તે 'વિ–સે–મિ–રા' 'વિ–સે–મિ–રા' ભૂલી 'સે–મિ–રા' 'સે–મિ–રા' શબ્દો જ બોલી રહ્યો.

પ્રધાનપુત્રીની મંત્રાક્ષરી વાણીની ચમત્કારિક અસરના મંગળ આરંભે સહુના મોં પર મંગળ ભાવિની સુરખી લહેરાવી દીધી.

પ્રધાનપુત્રીએ બીજો શ્લોક શરૂ કર્યો.

'સેતુના પુણ્યદર્શને સંગમે સ્નાન કાર્યથી;
મિત્રઘાતી વિના સર્વે છૂટે છે પાપ માત્રથી.

'સે–મિ–રા' 'સે–મિ–રા' બોલતો રાજકુમાર ફરી અવાક્ બની ઊંડા વિચારમા ડૂબી ગયો હોય તેવો બની રહ્યો, શ્લોકનું પુનઃ રટણ કરી પ્રધાનપુત્રીએ તેના મસ્તક પર કમળદંડથી વિશુદ્ધ જળનો છંટકાવ કર્યો. ત્યારે તેની જીભ પરથી 'સે–મિ–રા'નો પ્રથમાક્ષર 'સે' પણ લુપ્ત થઈ ગયો. હવે તે બોલતો હતો. માત્ર 'મિ–રા' 'મિ–રા.'

રાજકુમારને 'મિ–રા' 'મિ-રા' બોલતો સાંભળી સહુ કોઈના મોં પર આનંદની ઝલક છવાઇ ગઈ. મનમાં ને મનમાં સહુ કોઇ પ્રધાનપુત્રીની શક્તિ પર પ્રશંસાની પુષ્પવૃષ્ટિ કરી રહ્યા.

પ્રધાનપુત્રીએ શ્લોકોચ્ચાર આગળ ચલાવ્યાઃ

'મિત્ર દ્રોહી, કૃતઘ્ન ને ચોર વિશ્વાસઘાતક;
ચારે એ જાય છે નરકે યાવચ્ચંદ્રદિવાકરૌ.'

શ્લોકનું પુનઃ રટણ કરી મંત્રેલ પાણી પ્રધાનપુત્રીએ રાજકુમારના મસ્તક પર છાંટયું. ને 'મિ–રા'નો 'મિ' અક્ષર પણ લુપ્ત થયો. હવે રાજકુમાર માત્ર 'રા' 'રા' બોલવા લાગ્યો. લોકોના આનંદ અને આશ્ચર્યમા ખૂબ ખૂબ વૃદ્ધિ થઈ.

પ્રધાનપુત્રીએ છેલ્લો શ્લોક કહ્યો:

'રાજન, તું રાજપુત્રનું હોય કલ્યાણ ઇચ્છતો;
સુપાત્રદાન આરંભ, દાને ગૃહસ્થ શુદ્ધ થતો'

શ્લોકનો છેલ્લો અક્ષર રાજકુમારના કર્ણપટ પર અથડાયો ને એકાએક 'રા' 'રા' બોલતો અટકી ગયો અને શૂન્યદૃષ્ટિથી આમતેમ જોવા લાગ્યો.

થોડીવારે તે સ્વસ્થ બન્યો અને પોતાની આસપાસ જામેલી વિરાટ માનવમેદની, પોતાની સમીપ પડદા પાછળ ઝાંખી દેખાતી પદ્માસના–પ્રધાનપુત્રીને જોઇ શરમ અનુભવવા લાગ્યો.

રાજાના આનંદનો પાર ન રહ્યો. પ્રજા પણ નાચી ઊઠી. સહુની નજર મંડાઈ હતી પેલા જાદુઈ પડદા પાછળ. એ પડદા પાછળ પ્રધાનપુત્રીએ એવી તે શી દૈવી રચના કરી હશે કે, તેના શ્લોક મંત્રના શ્રવણથી રાજકુમાર રોગમુક્ત બની ગયો?

એ પડદો ચીરીને રહસ્ય જાણીએ એમ સહુને થયું પણ રાજાનો આદેશ હતો, ને પ્રધાનકુંવરીની કડક શરત હતી કે તે પડદાની પાછળ રહીને જ રોગોપચાર કરશે.

રાજાને લાગ્યું પ્રધાનપુત્રીને જરૂર કોઈ દેવી સહાય હશે, નહિ તો તે માત્ર ત્રણ ચાર સામાન્ય શ્લોકો જ બોલીને ક્યાંથી રાજકુમારને રોગમુક્ત કરે, રાજકુમારને પણ હવે પોતાનો ભૂતકાળ યાદ આવ્યો. તેના મનમાં વિચાર આવ્યો. 'જંગલમા મેં વિશ્વાસઘાત કરીને વાનરને વાઘના મોંમાં હડસેલી દીધો, એ વાતની પ્રધાનકન્યાને ક્યાંથી ખબર પડી હશે?' પણ શરમનો માર્યો રાજકુમાર બોલી શકતો નહિ.

ત્યા તો રાજાએ વિનંતિ કરી, 'હે પ્રધાનપુત્રી, તમે અમારા પર ઉપકાર કર્યો. તમને જરૂર કોઇ દેવીની સહાય છે. રાજકુમારને જે 'વિ–સે–મિ–રા' શબ્દ-રાક્ષસ વળગ્યો હતો તે કોણ હતો? અને તેને વળગવાનું કારણ શું હતું? તે કૃપા કરી તમે સમજાવશો.'

પડદામાંથી અવાજ આવ્યો: 'રાજન્, સાભળો, આ 'વિ–સે–મિ–રા' વ્યાધિના જનક આપ પોતે જ છો.

આપણા રાજ્યમાં વર્ષો પૂર્વે એક ખૂબ જ વિચક્ષણ રાજ-પુરુષ હતો, એ ખૂબ જ જ્ઞાની હતો. જેમ સહદેવને અતિજ્ઞાન હતું, તેમ આ વિચક્ષણ પંડિતને પણ અતિજ્ઞાન હતું.

એક વખત એવું બન્યું, આપે આપની સાથે જ બિરાજતી એવી આપની પ્રાણથી પણ અધિક પ્રિય અને

સ્વરૂપવાન મહારાણી ભાનુમતીનું હૂબહૂ ચિત્ર ચિતરાવ્યું. આપની એક ટેવ હતી, રાજકાર્યની અતિ ગુપ્ત મંત્રણા પ્રસંગે પણ આપ મહારાણી ભાનુમતીનો વિરહ સહી શકતા નહિ. તેથી તમારે મંત્રણાગૃહમાં મહારાણીને સાથે નહિ રાખતાં તેમનું હૂબહૂ ચિત્ર રાખવું, એવો માર્ગ પેલા વિચક્ષણ પંડિતે જ તમને બતાવેલો.

બન્યું એવું, એ ચિત્ર ચિત્રકારે તૈયાર કરીને આપ્યું. તેમાં નિરુપાયેલું મહારાણીનું આબેહૂબ સ્વરૂપ જોઇ આપ વારી ગયા. ત્યારે પેલા વિચક્ષણ પંડિતથી બોલાઇ ગયું: 'રાજન્, આ ચિત્રને ભલે તમે આબેહૂબ કહી વખાણતા હો, પણ તેમાં મહારાણીના સાથળ પરનો તલ બતાવાયો નથી!'

પંડિતજી બોલી તો ગયા પણ આપના હૃદયમાં શંકાના:બીજ વવાયાં. વિચાર આવ્યો, 'મહારાણીના જમણા સાથળ પરનો તલ પંડિતજીએ દેખ્યો જ કેવી રીતે? શું પંડિતજીનો રાણી સાથે અનિચ્છાનીય સંબંધ હશે!'

શંકા ડાકિનીએ આપને પાગલ બનાવ્યા ને કોઇપણ બીજો વિચાર નહિ કરતાં મંત્રીને બોલાવી પંડિતજીનો શિરચ્છેદ કરવાની આજ્ઞા આપી દીધી.

પણ પંડિતજીનું નસીબ તેજ હતું. અને મંત્રી પણ દીર્ઘદૃષ્ટિવાળા હતા. તેમણે વિચાર્યું, 'રાજા હંમેશાં મનસ્વી હોય છે, તે ઉતાવળમાં બોલે તે બધું માન્ય ન કરાય. ક્રોધ ઉતરતાં સંભવ છે કે રાજા પોતાની ફરજ

સમજશે.' તેથી પંડિતજીનો વધ ન કરાવતાં તેમણે પોતાને ત્યાં રાખ્યા. અને આપને જણાવ્યું, 'પંતિજીનો નાશ થઇ ગયો છે.'

આ પછી તો વર્ષો વહી ગયા. પંડિતજી મંત્રીને ત્યાં ભોંયરામા આરામથી જીવન વીતાવતા હતા. ત્યારે આપનો રાજકુમાર એક દિવસ શિકાર કરવા જંગલમાં ગયો. એક હરણની પાછળ દોડતા દોડતા તેના સાથીદારોથી છૂટો પડી ઘોર વનમાં થઈ ચઢયો. સૂર્યાસ્ત થઈ ગયો, રાજકુમારને કયાંય રસ્તો હાથ આવતો નહોતો.

રાત વધતી ગઈ અને વાઘની ગર્જના પણ વધતી ગઈ રાજકુમાર જીવ બચાવવા એક ઝાડ પર ચડી ગયો. આ ઝાડ પર એક વ્યંતરાધિષ્ઠિત વાનર હતો

વાનરે કુમારને કહ્યું : 'સારું થયું તું ઝાડ પર ચડી ગયો. આ ઝાડની નીચે જ વાઘ આવી પહોચ્યો છે.'

કુમારને તો વાઘ જોતાં જ કંપારી છૂટી. વાનરે હિંમત આપી, 'આપણે બે જણા છીએ ગભરાવાની જરૂર નથી.' વાઘ તો ઝાડ પાસેથી ખસે જ નહિ. તેને ખાતરી હતી રાત્રિના સમય દરમ્યાન આ બેમાંથી એક તો જરૂર તેનાં મોંમાં આવીને પડશે.

પેલો વાનર વ્યંતરાધિષ્ઠિત હતો. તે જાણતો હતો કે, જો હિંમત રાખીને રાત વીતાવશું તો વાઘ થાકીને



રાજકુમાર ઝાડ પર ચઢી ગયો

ચાલ્યો જશે. તેણે રાજકુમારને કહ્યું, 'તમે મારા ખોળામાં સૂઇ જાવ, હું જાગતો રહી તમારું રક્ષણ કરીશ. જ્યારે હું તમને ઊઠાડું ત્યારે તમે જાગતા રહી મારું રક્ષણ કરજો, એમ રાત વીતી જશે અંતે સહુ સારા વાનાં થશે.'

રાજકુમાર તો આખા દિવસનો થાકેલો હતો એટલે એણે તો તરત જ પેલા વાનરની વાત સ્વીકારી લીધી અને એ તો નિરાંતે વાનરના ખોળામાં ઘસઘસાટ ઊંઘી ગયો. પેલા વાઘની ત્રાડો ચાલુ હતી, પણ રાજકુમારને વાનરની શક્તિ

અને વફાદારીમાં એવી શ્રધ્ધા પ્રાપ્ત થઇ હતી કે, તેણે તેની લેશમાત્ર ચિંતા રહી નહિ. રાજકુમાર નિદ્રાધિન થયો, ત્યારબાદ વાઘે વાનરને કહ્યું, 'અરે વાનર! હું બહુ ભૂખ્યો છું, આ રાજપુત્રને નીચે નાખ, જેથી તૃપ્ત થઇને હું ચાલ્યો જાઉં.' વાનરે જવાબ આપ્યો, 'મારા આશ્રયે આવેલા રાજપુત્રને હું તને નહિ આપું.' ત્યારે વાઘે કહ્યું, 'ભલા ભાઇ, તું ભૂલે છે, માનવી તો આશ્રિતનોય સ્વાર્થે આવે ઘાત કરનારા હોય છે.' આવું ઘણું ઘણું કહ્યું તો પણ વાનરે વાઘનું માન્યું નહિ. અને રાજપુત્રનું રક્ષણ કર્યું. અર્ધ રાત્રિ વીતી ગઈ. એટલે વાનરે રાજકુમારને જગાડયો. રાજકુમારે પણ તરત જ જાગીને વાનરને કહ્યું, 'તમે મારા ખોળામાં સૂઇ જાવ, હું જાગતો રહી તમારું રક્ષણ કરીશ.'

આ વાનર રાજકુમારના ખોળામાં સૂતો તે દરમ્યાન પેલા વાઘે વધુ જોરથી ત્રાડો પાડવા માંડી અને રાજકુમારને ભયભીત કરવા ઝાડની ડાળી તરફ છલંગો મારવા માડી. એક છલંગમાં તો વાઘ એટલો બધો ડાળીની નજીક આવી ગયો, જેથી રાજકુમારને થયું, હવે જો વધુવાર ઝાડ પર રહ્યા તો મોત જ આવી જવાનું.

પોતાનો જીવ જોખમમાં છે એ ભાન થતાં રાજકુમારની બુદ્ધિ બગડી, તેને થયું. 'આ વાઘ ભૂખ્યો છે. તે કોઈનું પણ ભક્ષ લેશે ત્યારે જ જંપશે, ને અહીંથી વિદાય થશે, તો પછી આ વાનરને જ શા માટે હોમી ન દેવો?'

એ રાજકુમારમાં વાનરે પોતાના પર કરેલા ઉપકારને

યાદ કરવા જેટલી પણ સજ્જનતા રહી નહિ.



વાઘ છલંગ મારવા તૈયાર થયો.

વાઘે બીજી છલંગ મારી કે, રાજકુમારે વાનરને ખોળામાંથી નીચે ફેંકી દીધો. વાઘના મોઢા પાસે પડતાં વાનરે ખડખડાટ હસવા માંડ્યું.

વાઘનો પંજો તેના પર પડે તે પહેલાં તે એકાએક કુદ્યો અને ફરી ઝાડ પર ચઢી રાજકુમાર પાસે જઈ તે મોટેથી રડવા લાગ્યો.

વાઘને વાનરના આ વિચિત્ર વર્તનથી આશ્ચર્ય થયું. તેણે વાનરને પૂછ્યું, 'હે વાનર, તને આ શું થયું છે? તું મૃત્યુના મુખમાં હતો ત્યારે હસતો હતો અને હવે મારા પંજામાંથી છટકી ગયા પછી ત્યાં જઈને કેમ રડે છે?'

વાનરે જવાબ આપ્યો, 'હે વાઘ, હું મારા દુઃખે રડતો

નથી. વિશ્વાસઘાતના ઘોર પાપને કારણે હું રડું છું. મારો આ માનવ-મિત્ર નરકનો અધિકારી બનશે! અરેરે મારા, આ મિત્રને કેવી કુબુદ્ધિ સુઝી?'

આવી વાનરની ચમત્કાર ભરેલી વાત સાંભળી નિરાશ થઇને વાઘ પોતાને સ્થાને ચાલ્યો ગયો.

પોતાના વિશ્વાસઘાતી કૃત્યથી વાનર અને વાઘ આગળ છોભીલો પડી જતાં રાજકુમારનું મગજ ચમકી ગયું. અને વ્યંતરાધિષ્ઠિત વાનરની પ્રેરણાથી તે 'વિ-સે-મિ-રા' 'વિ સે-મિ-રા' બોલતો ગાંડાની જેમ જંગલમાં ભમવા લાગ્યો.

હવે વનમાથી રાજકુમારનો ઘોડો સવાર વિના નગરમાં પાછો ફરેલો હોઈ આપે આપના સૈનિકોને જંગલમાં રાજકુમારનો શોધવા મોકલ્યા. ત્યાં તેઓને રાજકુમાર 'વિ સે-મિ-રા, વિ-સે-મિ-રા'ના અવાજો કરતો વિચિત્ર હાલતમાં મળી આવ્યો...'

રાજા અને પ્રજાજનો આ અદ્ભુત પૂર્વકથા સાંભળી સ્તબ્ધ બની ગયા.

સહુએ એક અવાજે પૂછયું: 'પ્રધાનપુત્રી, કૃપા કરી કહેશો, આપે કયા જ્ઞાનથી આ હકીકત આપના આવાસમાં બેઠા બેઠા જાણી?'

પડદા પાછળથી જવાબ આપ્યો, 'જેમ પંડિત શ્રી શારદાનંદને, રાણીના સાથળમાં રહેલા તલની વાત જાણી

હતી તેમ મેં આ વાત પણ તે પંડિતજીના જ્ઞાનના પ્રભાવે જ જાણી છે.'

આ સાંભળી રાજા બોલ્યો, 'એ પંડિતજીને કૃપા કરી અહીં લાવો, હું મારી ભૂલ માટે ક્ષમા માંગુ અને તેમનું યોગ્ય સન્માન કરું.'

પડદા પાછળથી જવાબ આવ્યો, 'પંડિતજી અહીંયાં આપ સમક્ષ હાજર છે.' પંડિત શ્રી શારદાનંદજી પડદામાંથી પ્રધાનપુત્રી રૂપે આવ્યા. રાજા તેમને ભેટી પડયા. ત્યાં આનંદ આનંદ થઇ રહ્યો. રાજાએ તેમનું ભારે સન્માન કરી ગૌરવ વધાર્યું.'

રાજા વિક્રમે આ વાત સાંભળીને ગરીબ માણસોને કોટી સુવર્ણ મુદ્રાઓ આપી ને કહ્યું, "કોઇપણ યાચક મારા દર્શને આવે તો તેને એક હજાર સોના મહોર અને હું જેની સાથે બોલું તેને લાખ સોના મહોરો આપવી. તે પછી મહારાજા વિક્રમ દાન કરતા ન્યાયથી રાજ કરવા લાગ્યા.

卐

## પ્રકરણ સાડત્રીસમું ... ... .. ... ઉદાર વિક્રમ

એક દિવસે મહારાજા વિક્રમ સભામાં બેઠા હતા. તેમણે ભટ્ટમાત્રને કહ્યું, “હે મંત્રીશ્વર! રાજા પ્રજાને કઇ રીતે સુખી રાખી શકે?”

“મહારાજ! રાજા અને પ્રજાનો સંબંધ બાપ–બેટાના જેવો છે. રાજા જો પ્રજાને સુખી કરવા વિચારે તો તો તેનું વર્તન પ્રજા પ્રત્યે બાપ જેવું હોવું જોઇએ.”

મહારાજા વિક્રમ ભટ્ટમાત્રના શબ્દો વિચારી રહ્યા. એ શબ્દોમાં કેટલું સત્ય રહ્યુ છે, તે જાણવા વેશ પરિવર્તન કરી નગરચર્ચા જોવા નીકળ્યા. ફરતા ફરતા નગર બહાર શેરડીના ખેતર પાસે આવ્યા ને તે ખેતરની માલિકણને કહ્યું, “મા, મને તરસ લાગી છે, તો શેરડીનો રસ આપશો?”

“શા માટે નહિ?” કહી ખેતરની માલિકણે કહ્યું, “હું શેરડીનો રસ કાઢું છું. તમે હાથ નીચે રાખો.” કહેતી ખેતરની માલિકણે શેરડીમાંથી રસ કાઢ્યો. મહારાજા પીને તૃપ્ત થયા તે પછી મહેલે ગયા, ત્યારે તેમને વિચાર આવ્યો. “એ ખેતરની માલિકણને સારા જેવી ઊપજ થતી

હશે. પણ તે રાજનો કર આપતી નથી. જો તે કર નહિ આપે તો તે ખેતર લઈ લેવામાં આવશે."

બીજે દિવસે ફરીથી તે તે ખેતરે ગયા ને રસ પાવા કહ્યું. ખેતરની માલિકણે હાથ વીચે રાખવા કહ્યું. તેણે શેરડીમાંથી રસ કાઢવા માંડયો પણ ગઇ કાલ જેટલો રસ નીકળ્યો નહિ. એટલે રાજાએ પૂછ્યું. "કાલ જેટલો રસ કેમ ન નીકળ્યો?" જવાબમાં ખેતરની માલિકણે કહ્યું, "કાલ સુધી રાજાની દૃષ્ટિ સારી હતી. પણ આજ રાજાની દૃષ્ટિમાં ફેર ચડયો હોવો જોઈએ."

આ સાંભળી રાજા મહેલે ગયા. ભટ્ટમાત્રને વાત કહી કહ્યું, "મારો વિચાર લાકડાં વેચનારાઓને મારવાનો છે."

"તો મહારાજ!" ભટ્ટમાત્રે કહ્યું "તેઓ પણ આપનાં મૃત્યુની જ ઇચ્છા કરશે. ચાલો હું એની ખાતરી કરાવું." કહી વેશ બદલી બંને નીકળ્યા ને લાકડાં વેચનારાઓને મળ્યા.

"મહારાજા વિક્રમાદિત્ય મરી ગયા." ભટ્ટમાત્રે કહ્યું.

"સારું થયું." લાકડાં વેચનાર બોલ્યા, "અમારાં લાકડાં વેચાશે?"

આ સાંભળી મહારાજા ભટ્ટમાત્ર સાથે આગળ વધ્યા ને કહ્યું. "હું રબારીની સ્ત્રીનું સન્માન કરવા વિચારું છું."

"તો તેઓ પણ તમારું ભલું જ ઇચ્છશે." ભાટ્ટમાત્રે કહ્યું ને આગળ વધ્યા રબારીના નેશમાં આવી એક વૃદ્ધ

રબારીને ભટ્ટમાત્રે કહ્યું, "મહારાજા વિક્રમાદિત્ય આજ મરી ગયા છે."

ભટ્ટમાત્રના શબ્દો સાંભળતાં રબારીઓ ભેગા થઈ રડવા લાગ્યા. દહીંના વારણો ફોડવા લાગ્યા. વાસણ ફોડતાં એક રબારણ રડતી રડતી કહેવા લાગી, "હે કરુણાસાગર વિક્રમાદિત્ય! તમે ક્યાં ચાલ્યા ગયા? આ પૃથ્વીનું પાલન હવે કોણ કરશે?"

એ રડતી રબારણને શાંત કરતા મહારાજા અને ભટ્ટમાત્ર મહેલ લઈ ગયા ને ખૂબ ધન આપ્યું સાચે જ :–

બુરા બુરા સબ કો કહે, બુરા ન દીસે કોય;
જો ઘટ ખોજા આપકા, મુઝ સા બુરા ન કોય.

મહારાજા વિક્રમ નગરચર્ચા જોવા એક દિવસે નીકળ્યા તો એક શ્રેષ્ટીના ઘરમા ચોરાશી દિવા બળતા હતા. તે જોઈ તે આશ્ચર્ય પામ્યા ને બોલ્યા, "આ શ્રેષ્ટીના ઘરમાં ચોરાશી દિવા કેમ બાળવામાં આવતા હશે? શા માટે ઓછા અથવા વધારે નહિ?"

આ મનના સંદેહને ટાળવા મહારાજાએ એ શ્રેષ્ટીને બીજે દિવસે સભામા બોલાવી પોતાનો સંદેહ જણાવ્યો, તો શ્રેષ્ટીએ કહ્યું, "મારા ઘરમાં જેટલી સુવર્ણ મુદ્રાઓ છે તેટલા દિવા બાળવામાં આવે છે."

શ્રેષ્ટીના શબ્દો સાંભળી મહારાજાએ કોષાધ્યક્ષને

બોલાવી સોળ લાખ સોના મહોરો અપાવી ને તે શ્રેષ્ટી સમય જતાં કોટયાધિપતિ થયો.

મહારાજાએ પ્રજાના સુખની ચિંતા કરતાં જુગાર, મદિરા,શિકાર, વેશ્યાગમન, ચોરી, વ્યભિચાર આ સાત વ્યસનો ન કરવા આદેશ આપ્યો. એ વ્યસનોથી પ્રજા બચે તે માટે સમયે સમયે યોગ્ય પ્રચાર કરતા. પરિણામે પ્રજા એ વ્યસનોથી દૂર રહેવા લાગી. મહારાજા વિક્રમ વ્યસનોને દેશવટો આપી રહ્યા હતા, ત્યારે પણ કેટલાક ચોર ચોરી કરતા હતા. આ માટેની ફરિયાદ કરવા સુવર્ણ, મણિ અને વસ્ત્ર બજારના વેપારીઓ મહારાજા પાસે આવ્યા. તેમણે પોતાની ફરિયાદ સંભળાવી. મહારાજાએ ફરિયાદ સાંભળી ઘટતું કરવાનું કહ્યું, વેપારીઓ ગયા. મહારાજાએ ચાર રસ્તે ચોકીદારો ગોઠવ્યા પણ....પણ...ચોરો હાથમાં આવતા ન હતા.

'લોકો પાસેથી કર લેવાવાળો પણ ચોરોથી પ્રજાનું રક્ષણ નહિ કરનારો રાજા ચોરીના પાપવાળો થાય છે. આવું સ્મૃતિમાં કહેવાયું છે.

મહારાજાના મનમાં આ વિચાર રમતો હતો તેથી ચોરોને પકડવા તલવાર લઇ એકલા જ મહેલમાંથી બહાર નીકળ્યા.

રાજા ફરતા ફરતા માણેકચોકમાં પહોચ્યા. તે વિચારવા લાગ્યા, 'જરૂર ચોરો અહીં આવશે.' વિચારતા રાજા ધીરે ધીરે આગળ વધતા રત્નચોકમાં પહોંચ્યા, ત્યાં તેમને કેટલાક

માણસો જોયા ને વિચાર આવ્યો. 'કદાચ ચોકીદારો મને ન ઓળખે ને મારી બેસે તો મારી શી સ્થિતિ થાય?'

મનથી વિચારતાં રાજાએ આવનાર વ્યક્તિઓ ચોર છે ને તેમની સાથે મળી પોતે ચોર છે ને તેવું જ નામ ધારણ કરવું તેવો નિર્ણય કર્યો ને આગળ વધ્યા. ત્યાં તો ચોરો ભેગા થયા. એટલે રાજાએ પૂછ્યું, "તમે અત્યારે ક્યાં જઈ રહ્યા છો?"

"અમે લોકોએ મેઘ શ્રેષ્ઠીને ત્યા પરદેશથી આવેલું ઘણું ધન જોયું છે, તેથી તે ધનની ચોરી કરવા જઈએ છીએ. અમે ચોર છીએ. અમારે ધન જોઇએ છે. પણ તમે કોણ છો? અહીં કેમ આવ્યા છો? તે તો કહો?" ચોરોએ પોતાની વાત કહેતાં મહારાજાને પૂછ્યું.

"હું પ્રજાપાલ નામનો જાણીતો ચોર છું. હું આજે રાજાનો ભંડાર જોઇ આવ્યો છું. ભાઇઓ, તેલ મગને વેચી પૈસો ભેગો કરનારનું ધન ચોરવાથી જરૂર મોત થાય છે. કેમ કે જો કોઈ કોઇને મારે તો તે મરનારને ક્ષણ માટે દુઃખ થાય છે, પણ ધનની ચોરી કરવાથી પુત્રપૌત્રની સાથે આખી જિંદગી દુઃખ થાય છે. પણ રાજાને ત્યાં વિના પરિશ્રમે ધન ભેગું થાય છે. તેથી ત્યાં ચોરી કરવાથી નહિ જેવું દુઃખ થાય છે."

"તમે સાચું કહ્યું." ચોરોએ કહ્યું, "અમે લોકો રાજાને ત્યાં ચોરી કરવા જઇશું."

"ખરાબર, પણ ચોરીમાં તમારા ચારનો જ ભાગ છે કે કોઈ બીજાનો પણ ભાગ છે?"

"અમારો જ ભાગ છે. મહારાજા વિક્રમાદિત્યના રાજમાં અમને ચોકીદારો કે કોઈ સાથ આપતું નથી."

"તમે સાચું કહ્યું. પણ તમારી ઇચ્છા હોય તો હું તમને સાથ આપું?'

"જરૂર, ચોરીના માલમાંથી ભાગ આપવાથી અમને ખોટ આવવાની નથી, તો તમે પણ અમારી સાથે રાજાના મહેલે ચાલો."

"ઠીક, પણ તમારામા શું શક્તિ છે, તે તો કહો?" મહારાજાએ પૂછ્યું.

"હું ગંધથી ઘરમાં શું શું છે તે કહી શકું છું." એકે કહ્યું.

"મારો હાથ અડકતાં ઘણાં મજબૂત તાળાંઓ, કમાટો ખૂલી જાય છે." બીજાએ કહ્યું.

"હું કોઈનો અવાજ સાંભળું છું. તેને સો વર્ષ અરે તેથીય વધારે વર્ષ થઇ જાય તો પણ ઓળખી શકું છું." ત્રીજાએ કહ્યું.

"હું પશુપક્ષીઓની ભાષા જાણું છું." ચોથાએ કહ્યું.

"પણ તમારામાં કઇ શક્તિ છે?" ચોરોએ મહારાજાને પૂછ્યું.

"હું જેની સાથે હોઉં છું, તેને ક્યારે પણ રાજાનો ભય રહેતો નથી." મહારાજાએ કહ્યું, આ સાંભળી ચોરો ખુશ થયા, બોલ્યા, "અમારા સારા નશીબે તમે અમને મળી ગયા, હવે અમે મોટા મોટા શ્રીમંતોને ત્યાં ચોરી કરીશું."

ચોરોના શબ્દોથી ચોરોનો નાશ કરવા મહારાજાને વિચાર આવ્યો. તે વિચારનો અમલ કરે તે પહેલાં તેમની શક્તિનો પરિચય મેળવવા વિચાર આવ્યો. ને ચોરો સાથે મહારાજા આગળ વધ્યા. ને ભંડાર પાસે આવ્યા.

"હે ગંધજ્ઞાની ! અહીંયાં શું શું છે ?" ગંધજ્ઞાનીને ચોરાએ પૂછ્યું.

"અહીંયાં પિત્તળ, તાંબુ વગેરે ઘણું છે. બાજુમાં ચાંદી તે પછીનામા સોનું અને ચોથા ઓરડામાં રત્નો છે."

"તો આપણે રત્નોની ચોરી કરીશું." કહેતાં રાજાએ કહ્યું, "તમે હાથથી અડકી તાળાં ખોલી નાંખો."

પેલાએ હાથથી અડકી તાળાં ખોલ્યાં એટલે ચોરી કરવા તેઓ આગળ વધ્યા. ત્યાં તો શિયાળવાંનો અવાજ આવ્યો. આ અવાજ સાભળી પશુ–પંખીના અવાજ જાણનારે કહ્યું, "શિયાળવાં કહે છે, ધનનો માલિક તમારી સાથે છે. તમે કેવી રીતે ચોરી કરશો ?"

આ સાંભળી ચોરો આગળ વધતા અટક્યા. ત્યારે મહારાજાએ કહ્યું, "રાજા તો સાતમે માળ સૂઈ જાય છે,

તે ક્યાંથી અહીં આવવાનો છે? શિયાળવાં ખોટું બોલે છે આપણે જલદીથી રત્નો લઇને જઈએ."

મહારાજાને શબ્દે દીવાલ તોડવા લાગ્યા. ત્યાં તો ફરીથી શિયાળવાનો અવાજ આવ્યો. "ઘરધણી જોઈ રહ્યો છે તેથી ચોરી કરવાનું માંડી વાળો."

પશુ–પંખીના અવાજ જાણનારે આ કહ્યું, ત્યારે મહારાજા બોલ્યા, "આપણી વચ્ચે આ મહેલનો માલિક નથી. શિયાળવાં નકામું બોલી રહ્યા છે. તમે રત્નો લઇ લો."

ને બધા ચોરી કરવા આગળ વધ્યા ત્યારે પશુ–પંખીની ભાષા જાણનારે કહ્યું. "શિયાળ કૂતરાને કહી રહ્યું છે: 'તું રાજાને ત્યાનું સારું સારું ખાય છે, તો રાજાને ચોરીની ખબર કેમ આપતો નથી? તું નીચ, કૃતઘ્ન છે. તેમ મને લાગે છે.' ત્યારે કૂતરો કહે છે 'એમનામાં માલિક પોતે હાજર છે. પછી ચોરી કેવી રીતે થવાની છે?'

આ સાંભળી બધા ડરી ગયા. ત્યારે રાજાએ કહ્યું, "જો રાજા વચમાં છે, તો હું જેમની સાથે હોઉં છું, તેમને રાજાનો ભય રહેતો નથી. પછી ગભરાવ છો શા માટે? મૂર્ખા લોકો જ પશુ–પંખીના અવાજ પર વિશ્વાસ રાખે છે."

રાજાના આ શબ્દો સાંભળી ચોરોએ સારી એવી ચોરી કરી. એકએક રત્નની પેટી લઈ ચાલવા માંડયું. ત્યારે રાજાએ કહ્યું, "આપણી વચ્ચે ઘરધણી નથી. શિયાળવાં ખોટું બોલે

છે. આપણા હાથમાં રત્નથી ભરેલી એકએક પેટી આવી.”

“બરાબર બરાબર.” કહેતા બધા ચાલવા લાગ્યા. ચાલતા ચાલતા માણેકચોકમાં આવ્યા, ત્યારે રાજાએ પૂછ્યું; “આપણે હવે ક્યાં મળીશું ?”

“કાલે સંધ્યાકાળે આપણે અહીં જ મળીશું.” ચોરોએ કહ્યું.

“પણ અહીં તો અનેકોની અવરજવર રહે છે, તો ઓળખીશું શી રીતે ?” રાજાએ પૂછ્યું.

“જેના હાથમાં બીજોરું હોય તેને તમારો સાથી માનજો.” ચોરોએ કહ્યું. ને છૂટા પડયા.

રાજા પોતાને મહેલે આવ્યા ને પેલી રત્નપેટીને ગુપ્ત સ્થાનમાં મૂકી સૂઈ ગયા. પ્રભાતના મંગળ અવાજો થતાં મહારાજા ઊઠયા. પંચપરમેષ્ઠિ નમસ્કાર–નવકાર મહામંત્રનો જપ કરી પ્રાતઃક્રિયાથી પરવારી સભાજનોથી શોભતી રાજસભામાં ગયા ત્યારે કોષાધ્યક્ષ ભંડારમાં ગયો. ને ત્યાં ભંડારના બારણાં ખુલ્લા જોયા. રત્નની પાંચ પેટી ચોરાયલી જોઇ તે સાથે જ વિચાર આવ્યો. “હું પણ એક પેટી ઊઠાવી ઘેર પહોંચાડું પછી રાજાને ખબર આપું.”

તેણે પેટી ઘરે મોકલી બૂમો પાડવા માંડી. “કોઇએ દીવાલ તોડી રત્નની પેટીઓની ચોરી કરી છે, ચોકીદાર, સિપાઈઓ દોડો, દોડો.”

આ બૂમોથી લોકો ભેગા થયા. ને જોઈને મહારાજાને

ખબર આપી. આ સાંભળી મહારાજા બોલ્યા, "ચોકીદાર તમે આ નગરની રક્ષા કરતા નથી—ચોરોને પણ પકડતાં નથી. તેથી તમને જ ચોરી માટેની શિક્ષા કરવામાં આવશે. જો શિક્ષાથી વાચવું હોય તો ચોરોને શોધી લાવો."

ચોકીદાર ચોરોને શોધવા ચાલ્યો. પણ ચોરો હાથમાં આવ્યા નહિ તેથી લાચાર થઈ તે ઘેર ગયો. તેને ઉદાસ જોઈ તેની સ્ત્રી પૂછવા લાગી, "તમારું મોઢું ઉદાસ કેમ છે?" જવાબમાં ચોકીદારે ચોરીની વાત કરી કહ્યુ, "ચોર ન પકડાય તો ચોરીની શિક્ષા મને કરવામાં આવશે."

"તમે જરાય ગભરાશો નહિ, કાયર થવાથી કાર્યસિદ્ધિ થતી નથી. તમે આપણા ઘરની બધી સંપત્તિ ભેગી કરી તે લઇ રાજા પાસે જાવ ને કહો, હું મારી આજીવિકા માટે બીજે જાઉં છું. તમે નારાજ થયા તેથી હું અહીં રહેવા માગતો નથી."

આ સાંભળી ચોકીદાર મહારાજા સમક્ષ જઇ કહેવા લાગ્યો, "મહારાજ! આપ મારા પર નારાજ છો તેથી હું નગર છોડી બીજે જાઉ છું. આપ મારા ઘરની બધી સંપતિ લઇ શકો છો."

"ના, ના. તેમ કરવાની જરૂર નથી. ભલે ચોર પકડાય કે ન પકડાય, ભલે ચોર ચોરી કરતા રહે, તમારે ગભરાવાની કે ડરવાની જરૂર નથી. તમે માણેકચોકમાં જાવ ને જેના હાથમાં બીજોરું હોય તેને પકડી લાવો."

રાજાના શબ્દે રાજી થતો ચોકીદાર માણેકચોકમાં ગયો. બીજોરાવાળાને શોધવા લાગ્યો.

સંધ્યા સમય થયો. ચોરો માણેકચોકમાં આવ્યા ને પ્રજાપાલની રાહ જોવા લાગ્યા. ત્યાં તો કાગડાનો અવાજ આવ્યો, 'તમે જલદીથી અહીંથી નાસી જાવ, તમને પકડવા ચોકીદાર આવી રહ્યા છે." આ વાત પેલાએ પોતાના સાથીદારોને કરી ત્યારે પેલા કહેવા લાગ્યા, "હવે રહેવા દે, ગઈ કાલે તારી વાત માની હોત તો રત્નની પેટીઓ હાથમાં આવત નહિ. તારા શબ્દો માની ચાલવા માંડીએ તો પ્રજાપાલ જેવો નીડર સાથી ગુમાવીએ."

ચોરો આમ વાતો કરતા પ્રજાપાલની રાહ જોવા લાગ્યા, ત્યાં તો ચોકીદારે તેમને જોયા. તેમના હાથમા બીજોરાં હતા. તેમને પકડયા, ત્યારે ચોરો કહેવા લાગ્યા. "અમારું બધું ધન તમે લઇ લો. અમને છોડી દો. અમારા ઘરમાં જે ઘરડા છે તે રાજા પાસે આવશે."

"એ કેમ ચાલે ? મહારાજાએ બીજોરા જેના હાથમાં હોય તેને પકડવા આજ્ઞા કરી છે." કહેતો ચોકીદાર તેમને પકડી રાજસભામા આવ્યો.

"રત્નની પેટીઓ આપી દો. નહિ તો તમને શિક્ષા કરવામાં આવશે."

આ અવાજ સાંભળતા ચોરો મનમાં વિચારવા લાગ્યા,

"રાતનો સાથીદાર આ જ છે." વિચારતા ચોરોએ ચાર રત્નની પેટીઓ લાવી આપી.

"ચાર કેમ? બીજી બે પેટીઓ ક્યાં?"

"અમે તો ચાર જ પેટીઓ લીધી છે. વધારે લીધી નથી."

"ઠીક." કહી મહારાજાએ ચોકીદારને કહ્યું, "આ લોકોને શૂળી પર ચડાવી દો."

ચોકીદાર આજ્ઞાનો અમલ કરવા ચોરોને લઈ ચાલ્યો, ત્યારે શબ્દજ્ઞાનીએ કહ્યું. "આ રાજાએ રાતના કહ્યું હતું. હું જેની સાથે હોઇશ તેને રાજાનો ડર નહિ હોય. માટે આપણે રાજાને મળી વાત કરીએ"

"હા. હા આપણે એમ જ કરીએ." કહી ચોકીદારને કહ્યું, "ભાઇ, અમને રાજા પાસે લઈ ચાલો, અમે બધી પેટીઓ આપી દઇશું."

"ચાલો." કહી ચોકીદાર રાજસભામા ચોરો સાથે આવ્યો.

"કેમ શું છે?" મહારાજાએ પૂછ્યું. ત્યારે શબ્દજ્ઞાનીએ કહ્યું, "રાતના અમે ચોરી કરવા નીકળ્યા હતા. ત્યારે અમને એક ભાઈ મળ્યા હતા તેને કહ્યુ હતું, હું જેમની વચમાં, સાથમાં હઇશ. તેમને રાજાનો ડર રહેશે નહિ. તો પછી અમને શૂળી પર કેમ ચઢાવવામાં આવે છે? અમે બીજી તો પેટીઓ લઈ ગયા છીએ તેમ માનતા હો તો અમારા ઘરમાં જે કાંઇ હોય તે તેની કિંમત ગણી લઇ લો. રાજા જ્યારે કોપે છે ત્યારે પ્રજાને જ સહન કરવાનું રહે છે."

ચોરો આ કહી રહ્યા હતા. ત્યારે મહારાજાએ ગુપ્ત રાખેલ પેટી મંગાવી. એટલે કોષાધ્યક્ષે પણ પોતે લીધેલી પેટી લાવી દીધી. તે પછી મહારાજાએ ચોરોને કહ્યું. "હું તમારી સાથે ચોરી કરવા આવ્યો હતો તેથી આપણે ભાઈઓ થયા. હવે તમારે ડરવાની જરૂર નથી. હવે હું તમારી પાસે ભીખ માગું છું."

"ચોરી સિવાય તમે અમારી પાસે ગમે તે માંગો." ચોરોએ કહ્યું.

"ભાઈઓ !" મહારાજા બોલ્યા, "ચોરી કરવાથી આ લોક તેમજ પરલોકમાં દુઃખ મળે છે. આ સંસાર રૂપી રણમા ભમતા રહેવું પડે છે. ચોરી કરનારની આ લોક અને પરલોકમા ધર્મ; ધૈર્ય બુધ્ધિ બધાની ચોરી થાય છે. ચોરી કરનારના કુટુંબને રાજા પકડે છે, ચોરી કરવાનો ધંધો ત્યાગ કરવાથી ચોર પણ સ્વર્ગમા જાય છે."

રાજાની શિખામણથી ચોરોએ ચોરી નાહ કરવાનો નિર્ણય કર્યો. ને રાજા સાથે રહેવા લાગ્યા. રાજાએ તેમને તેમની આજીવિકા માટે પાંચ સો ગામ આપ્યાં. ચોરોએ પોતાનું શેષ જીવન ધર્મ, ધ્યાન અને સદાચારમાં વિતાવ્યું. ને ઘણા સુખી થયા.

આમ દાન કરતા રાજા વિક્રમે પોતાની કીર્તિ વિસ્તારી.

આઠમો સર્ગ સંપૂર્ણ





## સર્ગ નવમો



### પ્રકરણ આડત્રીસમું ... ... ... દેવદમની

સંવત પ્રવર્તક મહારાજા વિક્રમના સમયમાં અંવતી-નગરી બધી જ રીતે આબાદ હતી. જાણીતી હતી. એ નગરીમાં નાગદમની નામની ધાચણ રહેતી હતી. તે બુધ્ધિશાળી હતી, ચાલાક હતી, શ્રીમંત હતી. તેની બુધ્ધિ અને ચાલાકીનાં સર્વત્ર ભારોભાર વખાણ થતાં. ને વધુમા તેનાં સબંધમાં અવનવી વાતો પણ સંભળાતી. સાચે જ તેનું જીવન પણ રહસ્યમય જ હતું.

નાગદમનીની દેવદમની નામની સ્વરૂપવાન દીકરી હતી. તે તેથી સાથી સવાઈ હતી તેવી લોકવાયકા હતી. તે સર્વ કલામાં પારંગત હતી અને તેની વાહવાહ બધે બોલાતી.

આ નાગદમનીની હવેલી રાજમાર્ગ પર હતી અને તે પ્રત્યેક માટે આકર્ષણનું સ્થાન હતી.

એક દિવસે લાવલશ્કર, તેમજ દરબારીઓ સાથે મહા-રાજા વિક્રમ હાથી પર બેસી નગર બહાર આવેલા બાગમાં આનંદ માટે ગયા, ત્યાંથી પાછા વળતા તે નાગદમનીની હવેલી પાસેથી પસાર થઈ રહ્યા. હતા તે વખતે દેવદમનીની

દાસી કચરો કાઢી રહી હતી તેથી ધૂળ ઊડતી હતી, એટલે રાજસેવકે દાસી પાસે આવી કહ્યું, "હે બાઈ, ધૂળ ઉરાડવી બંધ કરો" આ સાંભળી દાસીએ પૂછ્યું, "કેમ?" જવાબમાં રાજસેવકે કહ્યું, "જુઓ, મહારાજા અહીંથી પસાર થઈ રહ્યા છે."



મહારાજાની સવારી જઈ રહી હતી

રાજસેવક અને દાસી વચ્ચે આ વાતચિત થઈ રહી છે, ત્યાં દેવદમની આવી ને રાજસેવકને પૂછ્યું, 'વિક્રમાદિત્યે શું પંચદંડવાળું છત્ર માથા પર ધારણ કર્યું છે?"

આ શબ્દો જાણે અજાણે મહારાજાના કાને પડયા. તે પંચદંડવાળા છત્રના વિચારમાં પડયા. મનમાં બોલ્યા, 'શું

પંચદંડવાળું છત્ર હોઈ શકે ખરું ? આવું છત્ર મેં ક્યારે પણ જોયું નથી. તેમ તેના વિષે સાંભળ્યું પણ નથી."

વિચારવશ રાજાની સવારી મહેલે પહોંચી ત્યાં પણ દેવદમનીના શબ્દોના પડઘા પડતા હતા. એ પંચદંડ છત્ર તેમને માટે રહસ્યપૂર્ણ વસ્તુ બની ગયું હતું.

મહારાજાએ મહેલમાં આવી દેવપૂજા કરી ભોજન કર્યું. તે પછી દેવદમનીને બોલાવવા દૂત મોકલ્યો, દૂતે નાગદમનીને ત્યા આવી કહ્યું, "હે નાગદમની, તારી પુત્રીને મહારાજા બોલાવે છે."

"કેમ ?" નાગદમનીએ પૂછ્યું, જવાબમાં દૂતે કહ્યું, "મહારાજ સમક્ષ એ તારી દીકરીએ કાંઇને કાંઇ બાફ્યું હશે, એ બટકબોલીને મારી સાથે મોકલ."

"નજીવી વાતની મહારાજ ગાંઠ વાળશે તો પ્રજાને કાંઇપણ બોલવાની છૂટ રહેશે નહિ." નાગદમનીએ કહ્યું, "રાજા તો ઉદાર અને પ્રજાવત્સલ હોવો જોઈએ, જેથી છોકરાં જેમ માબાપ આગળ છૂટથી બોલી શકે છે તેમ તે બોલી શકે"

"મહારાજ કાંઇ તારી દીકરીને શિક્ષા કરવાના નથી. પણ પંચદંડવાળા છત્ર માટે પૂછવાના છે."

"તો રાજાને કહો," નાગદમનીએ કહ્યું 'વિદ્યા વિનય વગર શોભતી નથી."

"હવે એ બધી વાતો રહેવા દે ને તારી દીકરીને મોકલ."

નાગદમની 'શું કરવું ?' ના વિચારમાં પડી, તે મનમાં બોલી, 'બાળકના ગમે તેવા શબ્દોથી મહારાજ પોતાનું અપમાન સમજી તેને સજા કરે તો?' વિચારતી તે કાંઈક નિર્ણય પર આવી બોલી, "હું જ ત્યાં આવું છું." બોલી તે દૂત સાથે મહારાજા સમક્ષ આવી ઊભી, તેને જોતાં જ વિક્રમે કહ્યું, "તારી દીકરીના શબ્દોથી મને ક્રોધ થયો નથી, પણ તેની પાસેથી પંચદંડવાળું છત્ર શું છે તે જાણવું હતું, હવે તું આવી છે તો તું જ કહે."

"આપને પંચદંડવાળા છત્ર માટે જાણવા ઇચ્છા હોય તો આપના રાજમહેલથી મારી હવેલી સુધી સુંદર ગુપ્ત માર્ગ તૈયાર કરાવો." નાગદમની બોલી, "તે પછી મારી પુત્રી સાથે સોગઠાબાજી રમો અને તેને તેમા ત્રણવાર હરાવી, તેની સાથે લગ્ન કરો. તે પછી આપને પાંચ આદેશ–કાર્ય બતાવવામાં આવશે, તે પૂરાં થયે તે અથવા હું પંચદંડવાળા છત્ર સંબંધમાં કહીશું."

"નાગદમની," મહારાજ બોલ્યા, "આજ સુધી મેં ન તો તેવા છત્ર વિષે સાંભળ્યું છે અથવા દેખ્યું છે તેથી તે જાણવા તારા કહેવા પ્રમાણે કરવામાં આવશે."

આ સાંભળી નાગદમની પોતાને ત્યાં ગઈ ને મહારાજાએ માણસો બોલાવી નાગદમનીના કહ્યા પ્રમાણેનો સુંદર ગુપ્ત માર્ગ પુષ્કળ ધન ખરચી તૈયાર કરાવ્યો. તે તૈયાર થતાં દૂતને બધું સમજાવી નાગદમનીને ત્યાં મોકલ્યો. દૂતે નાગદમનીને

ત્યાં આવી કહ્યું, "મહારાજાએ તારા કહેવા પ્રમાણે કાર્ય કર્યું છે, માટે હવે તારી દીકરીને મારી સાથે મોકલ."

નાગદમનીએ દેવદમનીને અનીઠની રાજસભામાં જવા કહ્યું. દીકરીએ માના કહ્યા પ્રમાણે સુંદર વસ્ત્રાભૂષણો પહેર્યાં અને દૂત સાથે રાજસભામાં ગઈ. 'શું અપ્સરા સદેહ પૃથ્વી પર આવી છે?' મહારાજાના મનમાં તેને જોતા વિચાર જન્મ્યો.

મનના એ વિચારને ખંખેરતા મહારાજા બોલ્યા, "મેં તને સોગઠા બાજી રમવા બોલાવી છે.'

"હું તૈયાર છું," દેવદમની બોલી ને મહારાજાએ તેમજ દેવદમનીએ બાજી રમવાની શરૂઆત કરી.

બંને જણા એક બીજાને હરાવવા પ્રયત્ન કરતાં હતાં પણ કોઈ હારતું ન હતું, તેથી મહારાજા મૂંઝાવા લાગ્યા, મનમાં વિચારવા લાગ્યા, 'જો, આ મને જીતી ગઈ તો જગતમાં મારી અપકીર્તિ થશે-નિંદા થશે.' વિચારતા મહારાજાએ અગ્નિવૈતાલને યાદ કર્યો, યાદ કરતા જ અગ્નિવૈતાલ આવ્યો એટલે મહારાજા ઉત્સાહભેર રમવા લાગ્યા, મધ્યાહ્ન થયો. જમવાનો સમય થયો. મંત્રીઓ વગેરે મહારાજાને ભોજન કરવા કહેવા લાગ્યા, પણ મહારાજા બાજી છોડી ઊઠવા તૈયાર ન હતા. તેમણે કહ્યું "તમે જમવા જાવ મને સમય નથી." ત્યારે મંત્રીઓએ કહ્યું, "અન્નના અભાવે અશક્તિ જણાશે. વળી આખાય રાજ્યનો આધાર આપના પર છે."

આમ મંત્રીઓ વારંવાર કહી રહ્યા હતાં, ત્યારે દિવસ એક કલાક બાકી રહ્યો હતો. રાત્રિ ભોજનના પાપના ભયથી સોગઠા-

બાજી પર વસ્ત્ર ઢાંકી મહારાજા જમવા ઊઠયા. દેવદમની પોતાને ત્યાં ગઈ. ભોજનાદિકાર્ય પરવારી મહારાજા દેવદર્શન કરી નગરચર્ચા જોવા નીકળ્યા, ત્યારે રાત્રિએ પોતાનો અમલ વિસ્તાર્યો હતો. ચોરેચૌટે મહારાજા અને દેવદમની સંબંધમાં અનેક મુખે અનેક વાતો થતી હતી. કોઈ કહેતું, "મહારાજાએ દેવદમની સાથે બાજી રમવા માંડી છે, તે સારું તો નથી જ કર્યું", આખાય રાજમાં મહારાજાને સાચી શિખામણ આપનાર મંત્રી નથી? દેવદમની સાથે બાજી રમવામાં મહારાજાએ મૂર્ખાઈનું પ્રદર્શન કર્યું છે, આ દેવદમની દેવીની ઉપાસક છે. તેણે સોકોતરી દેવીને સિધ્ધ કરી છે. તેથી તેને કોઈ હરાવી શકે તેમ નથી." ત્યારે એક વૃધ્ધે કહ્યું, "રાજાઓની નીતિરીતિનું ઠેકાણું હોતું નથી તેમ મોટેરાઓ કહી ગયા છે.

**રાજા જોગી અગન જળ ઈનકી રીત;**
**ડરતે રહીએ પરસરામ ઓછી પાળે પ્રિત."**

આમ જુદી જુદી વાતો પ્રજાના મોઢેથી સાભળી મનથી દુઃખી થતા મહરાજા મહેલે આવ્યા. સુખશય્યામાં પડયા, પણ ઊંઘ ન આવી તે ન જ આવી, બાકી રહેલી રાત વિચારમાં વિતાવી.

બીજે દિવસે સવારમાં મહારાજાએ ઇષ્ટ દેવાદિનું સ્મરણ કરી સુખશય્યા ત્યાગી, નિત્યકર્મ પરવારી દેવદર્શનાદિ કરી રાજસભામાં આવ્યા. સભામા દેવદમની તેમની રાહ જોતી જ બેઠી હતી. મહારાજાએ આવી બેઠક લીધી ને અધુરી બાજી રમવા માંડી. આખો દિવસ રમતમાં જ પસાર થઈ

ગયો. દિવસ થોડો બાકી રહ્યો, ત્યારે મંત્રીઓના આગ્રહથી બાજી પર વસ્ત્ર ઢાંકી મહારાજા ભોજન કરવા ઊઠયા. તે પછી નગરચર્યા જોવા નીકળ્યા.

નગરમાં ફરતા ફરતા મહારાજા કારુ-નારુના વાસમાં આવ્યા. ત્યાં તેમના કાને શબ્દો પડયા, "મહારાજાએ હાથે કરીને તાવને તેડું આપ્યું છે. દેવદમની તો દેવોનું પણ માન મર્દન કરે તેવી છે. તેથી તો તેને દેવદમની કહેવામાં આવે છે." આમ અનેક પ્રકારની વાતો સાંભળતાં મહારાજા મહેલે આવી સુખશય્યામાં પડયા. વિચારવા લાગ્યા. 'દેવદમની-ને હરાવવાનો એકે માર્ગ જડતો નથી.' વિચારતા મહારાજાને પાછલી રાતના ઊંઘ આવી પણ પ્રભાતના મંગળ શબ્દોએ મહારાજા જાગ્યા. નિત્યકર્મ પરવારી સભામાં ગયા ને આખો દહાડો રમ્યા. દિવસના છેલ્લે કલાકે ભોજન આદિ પરવારી અંધેરપછેડી ઓઢી મહારાજા નગરચર્યા જોવા નીકળ્યા. ફરતા ફરતા મહારાજા ગંધવાહા સ્મશાનમાં આવ્યા. એ સ્મશાન પાસે નાનુંશું એક મંદિર હતું, તે મંદિરમાંથી ડમરુનો અવાજ આવતો હતો. તે અવાજની દિશાએ મહારાજા થોડું ચાલ્યા, અને તે મંદિરની લગભગ થયા ત્યારે તેમની દૃષ્ટિએ ભયંકર દૃશ્ય પડ્યું, ઊંટ જેવા હોઠ, બિલાડી જેવી આંખો, ગધેડા જેવા દાંત, કુહાડી જેવા નખ, પથ્થર જેવી આંગળિયો, મોટું પેટ, ચપટું નાક, ઉંદર જેવા કાન, કાળા રંગનું શરીર, સૂગ ચઢે તેવું મોઢું, વિચિત્ર પ્રકારના માથાના વાળ, હાથમાં ઢાલ અને તલવાર, ગળામાં માણસની ખોપરીઓની

માળા, હુંકારથી પૃથ્વીને ધ્રુજાવતો ઘોડા પર બેઠેલા જાણે યમરાજ જોયો. આવી આકૃતિ જોતા મહારાજા આશ્ચર્ય પામ્યા. જેવી તે વ્યક્તિ મંદિર છોડી આગળ વધી તો તેની



ક્ષેત્રપાલ અને મહારાજ વિક્રમ

પાછળ મોટું સૈન્ય મહારાજાએ જોયું. તે વ્યક્તિને ઉદ્દેશી મહારાજાએ મોટે અવાજે પૂછ્યું, "તમે કોણ છો? ક્યાંથી આવો છો?" સામેથી અવાજ આવ્યો, "આ નગરીનું રક્ષણ કરનાર હું **ક્ષેત્રપાલ છું. તું** કોણ છે?" જવાબમાં મહારાજાએ કહ્યું, "હું વિક્રમ નામનો પરદેશી છું. જો તમે આ નગરીના રક્ષક હો તો રાજાનું રક્ષણ કરો."

"અત્યારે રાજા દેવદમનીની સંકટજાળમાં ફસાયેલ

છે.” જ્ઞાનથી જાણી ક્ષેત્રપાલ બોલ્યો, “ભાગ્યવશાત્ રાજા આ સંકટમાંથી બચે. નાહક રાજાએ દેવદમની સાથે હોડ કરી છે. તેને દેવ-દાનવ કોઈ જ હરાવી શકે તેમ નથી.”

“પણ તમે રાજા જીતે તેવું કરો.” વિક્રમે કહ્યું, “રાજા એ જાળમાંથી છૂટવો જ જોઈએ.”

‘પણ તે માટેનો ઉપાય તને કહેવાથી લાભ શો? જો રાજા બળિ વગેરે આપી પૂછશે તો હું ઉપાય બતાવીશ.”

‘હું બળિ વગેરે આપી તમારું પૂજન કરીશ.” મહારાજાએ કહ્યુ, “તમે પ્રસન્ન થઈ, રાજા જીતે તેવો ઉપાય બતાવો.”

“રાજા,” ક્ષેત્રપાલે પોતાના જ્ઞાનના ઉપયોગથી વિક્રમને ઓળખી કહ્યુ, “દેવદમની સાથે બાજી રમવામા તમે મોટી ભુલ કરી છે રાજન, તે જીતાય એમ નથી.”

“પણ હવે મારાથી પ્રતિજ્ઞા ભંગના ભયે બાજી પડતી મૂકાય તેમ પણ નથી” મહારાજાએ કહ્યું, “હું તમને બળિદાન આપીશ હુ જીતી શકું તેવો ઉપાય બતાવો.”

“ઉપાય તો બતાવું.” ક્ષેત્રપાલ બોલ્યો, “પણ ભૂલેચૂકે મારું નામ તમારે તેની આગળ દેવું નહિ.”

“ખાતરી રાખો, તમારું નામ ક્યારે પણ દેવામાં આવશે નહિ.”

"તો સાંભળો." ક્ષેત્રપાલે કહેવા માંડ્યું, "અનેક વૃક્ષોથી વિંટાયેલો સિદ્ધસીકોતર નામનો પર્વત છે. તે પર્વત પર પરમ પ્રતાપી સિદ્ધસીકોતરી નામની દેવીનું સ્થાન છે. ત્યાં આ વદ ચૌદશની રાતે ઇન્દ્ર, ચોસઠ યોગિનીઓ, બાવન વીર, ગણનાયકો, ભૂત, પ્રેત, પિશાચ આદિ અનેક દેવતાઓ આવશે તેમના સભાખંડમાં દેવદમની નૃત્ય કરશે. ત્યા તમે ગુપ્ત રીતે જઈ, તેને સુંઝવી ત્રણ વસ્તુઓ લઈ પાછા નગરમાં આવજો. તે વસ્તુઓ તેને જુદી જુદી બતાવશો તો તે સહજમા હારશે."

ક્ષેત્રપાલના શબ્દો સાંભળી જયનો ઉપાય જાણી મહારાજા પ્રસન્ન થયા. સારા ભાગ્યે તેમનો માર્ગ સરળ કરી આપ્યો. મહારાજા પોતાના ભાગ્યની પ્રશંસા કરતા મહેલે આવ્યા. સુખશય્યામાં પડયા. માથા પરનો ભાર દૂર થવાથી સહજમાં ઊંઘ આવી ગઈ.

મંગળ શબ્દોથી પ્રભાતે મહારાજા જાગ્યા. દેવદર્શનાદિ કરી ક્ષેત્રપાલનું આહ્‌વાન કરી ભક્તિપૂર્વક આઠ મુઠક પ્રમાણ બળિ આપી, સુગંધવાળા ફૂલોથી પૂજન કરી રાજ-સભામા ગયા. દેવદમની સાથે રમત રમવા માંડી સાંજ થતાં મહારાજા મહેલે ગયા. ભોજનાદિથી પરવારી અગ્નિવૈતાલને યાદ કર્યો. યાદ કરતા જ અગ્નિવૈતાલ આવ્યો, પૂછ્યું, "મને કેમ યાદ કર્યો?" જવાબમાં વિક્રમે બધી વાત કહી. વાત સાભળી અગ્નિવૈતાલ વિક્રમને લઈ ગુપ્ત રીતે સિદ્ધસીકોતર-



મહારાજા વિક્રમને લઇ અગ્નિવૈતાલ સિદ્ધસિકોતરી
તરફ જરા આગળ વધ્યો

પર્વત તરફ આગળ વધ્યો. ત્યા આવી જોયું તો ઇંદ્રની સભામા દેવો, યોગિનીઓ, વીરો, ભૂત, પ્રેત અને રાક્ષસો હતા. તેમની વચમાં દેવદમની સુંદર વસ્ત્રાલંકારો પહેરી નૃત્ય કરી રહી હતી, તે વખતે વિક્રમે અગ્નિવૈતાલને કહ્યુ, "દેવદમનીને મુંઝવો." વિક્રમના શબ્દો સાભળતાં અગ્નિવૈતાલે ભમરાનુ રૂપ ધારણ કર્યું ને નૃત્ય કરતી દેવદમનીના માથામા રહેલા ફૂલને પગના ઝાંઝર પર પાડ્યું. એકાએક ફૂલના પડવાથી દેવદમની ચમકી-મુંઝાઈ ગઈ.

દેવદમનીના નૃત્યથી ત્યા હાજર રહેલા બધા પ્રસન્ન થયા હતા, ત્યારે મહારાજા મનમાં વિચારતા હતા, "આ કન્યાને મારી સ્રી ન બનાવું તો મારો જન્મ એળે ગયો માનવો રહ્યો."

મહારાજા વિક્રમ જ્યારે આ વિચાર કરી રહ્યા હતા, ત્યારે નૃત્યથી પ્રસન્ન થયેલા ઇન્દ્રે દેવદમનીને એક દિવ્ય પુષ્પોની માળા આપી. દેવદમની તે માળા પોતાની સખીને આપી રહી હતી ત્યારે અગ્નિવૈતાલે તે વચ્ચેથી જ હરી લઇ મહારાજા વિક્રમને આપી. પ્રસન્ન થયેલા ઇદ્રે દેવદમનીને ફરીથી દિવ્ય ઝાંઝર આપ્યું. તે પણ વૈતાલે હરી લીધું. ત્રીજી વખતે પાનનું બીડું આપ્યુ. તે પણ વૈતાલે હરી લીધું. આ ત્રણે વસ્તુઓ લઈ વિક્રમ સાથે વૈતાલ રાજમહેલે પાછો આવ્યો. તે પછી મહારાજા વિક્રમ નિશ્ચિંત થઇ સૂતા. સવાર થયું છતાં મહારાજા જાગૃત થયા નહિ દેવદમની તો નિયમ પ્રમાણે રાજસભામાં આવીને મહારાજા માટે પૂછતાં રાજસેવકે કહ્યું, “ મહારાજા તો સૂતા છે” આ સાભળી દેવદમનીએ સેવક દ્વારા મહારાજાને કહેવરાવ્યું. “આ શું રમત માડી છે? મારી સાથે હોડમાં ઉતર્યા પછી શાતિથી સૂઈ રહેવાય કે?”

મહારાજા થોડીવારે રાજસભામા આવ્યા, ને કહ્યુ, “આજ ઊંઘ ન ઊડી.’ કહી રમત રમવા માંડી રમતાં રમતાં મહારાજાએ કહ્યુ “આજ મને કાચી ઊંઘમાથી ઉઠાડયો.” ત્યારે દેવદમનીએ કહ્યુ, “ મારી જોડે રમવા માડયા પછી, હોડ કર્યા પછી સૂઇ કેમ રહેવાય?”

મહારાજા વિક્રમે એનો જવાબ ન આપ્યો. પણ રમતાં રમતાં જાણે ઊંઘ આવતી હોય ને બગાસાં ખાતા હોય તેમ બગાસાં ખાવા લાગ્યા, ત્યારે દેવદમનીએ પૂછ્યું, “તમને ઊંઘ આવે છે?” જવાબમાં વિક્રમે કહ્યું, “ સિધ્ધસીકોતર

પર્વત પરનું દૃશ્ય જોવા રાતના ગયો હતો, એટલે ઉજાગરો થયો, તેથી અત્યારે બગાસા આવે છે.

ઇંદ્રની સભામાં એક નર્તક-સુંદર રૂપધારી નૃત્ય કરતો હતો. તે ભમરાને જોઈ મૂંઝાઇ ગયો.” કહેતા વિક્રમે ફૂલની માળા બતાવી. એ માળા જોતા દેવદમની આંખી પડી ગઈ ને પહેલી બાજી હારી ગઈ.

મહારાજા વિક્રમે રમત જારી રાખી. રમતાં રમતાં પાનનું બીડું દેવદમનીને બતાવ્યું. તે સાથે જ તે તેજરહિત થઇ ગઈ. બીજી બાજી પણ હારી ગઇ, વિક્રમે આગળ રમતાં ઝાંઝર બતાવ્યું. દેવદમની વ્યાકુળ થઈ ગઇ અને ત્રીજી બાજી પણ હારી ગઈ.

મહારાજા વિક્રમે દેવદમનીને ત્રણવાર હરાવી, તેની જાણ તેની માતા નાગદમનીને કરવામાં આવી એટલે તે ત્યાં આવી. મહારાજાએ તેને તેનું કહેલું પૂરું કરવા કહ્યું ને નાગદમનીએ મહારાજા વિક્રમ સાથે દેવદમનીનાં લગ્ન ધામધૂમથી કર્યાં.

પવનવેગે આ સમાચાર નગરમા ફેલાઈ ગયા.

મહારાજાની આજ્ઞાથી મંત્રીઓએ નગરીને આસોપાલવ ધજા, પતાકા અને તોરણોથી શણગારી, નૃત્ય-ગીત સાથે ઉત્સવ ઉજવાઇ રહ્યો. પ્રજા આનંદસાગરમાં સ્નાન કરવા લાગી. મહારાજાએ છુટ્ટે હાથે યાચકોને દાન આપ્યા. ચૌદિશા મહારાજા વિક્રમની યશગાથા ગવાવા લાગી.

卐

દેવદમની સાથે લગ્ન કર્યા પછી મહારાજા વિક્રમે કેટલોક સમય આનંદપ્રમોદમા વિતાવ્યો, પછી એક દિવસે નાગદમનીને કહ્યું, "તમારા કહેવા પ્રમાણે હું દેવદમની સાથે બાજી રમ્યો, તેને હરાવી અને ઉકરડામા પડેલ રત્ન લઈ લેવાય તેમ કોઈ પણ કુળમાં જન્મેલી સ્ત્રીરત્ન લેવાય તે સિધ્ધાંત પ્રમાણે હું તેની સાથે પરણ્યો પણ ખરો. હવે પંચદંડ છત્ર સંબંધમા કહો, અને તે મેળવવાનો માર્ગ પણ બતાવો."

મહારાજાના શબ્દો સાંભળી નાગદમનીએ કહ્યું, "હું બતાવું તે પાંચ કામો કરો તો હું તમને પંચદંડવાળું છત્ર મેળવી આપું."

"કહો, કહો." મહારાજાએ અધિરાઇથી કહ્યું, "હું કામ કરવા તૈયાર છું."

"તો તમે તામ્રલિપ્તિ જાવ. ત્યાંના રાજાના મહેલના ત્રીજા માળે રત્નપેટી છે તે લઈ આવો. એ રત્નોથી પંચદંડવાળા છત્રની જાળી બનાવવામાં આવશે. રાજન્, તેવા અપૂર્વ રત્નો તમારા ભંડારમાં પણ નહિ હોય."

નાગદમનીના શબ્દો સાંભળતાં મહારાજાએ રાજકારભાર સુયોગ્ય પ્રધાન ભટ્ટમાત્રને સોંપી તામ્રલિપ્તિ તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં આવતાં વનો, નદીઓ, પહાડો અને ગામો ઓળંગી મહારાજા તામ્રલિપ્તિ નગરમાં આવી પહોંચ્યા. નગરના પૂર્વ ભાગમાં મનોહર બાગ હતો; તેમાં જાતજાતના અને ભાત-ભાતનાં વૃક્ષો હતાં, પુષ્પો હતાં. આ બાગ નંદનવન જેવો જ હતો. તે બાગના પુષ્પોની સુગંધી લઇ જતો પવન મનને શાંતિ આપતો હતો. એ બાગ જોવા મહારાજા આકર્ષાયા. ત્યાં પહોચતા નગરવાસીઓ ભોજન સમારંભ ઉજવી રહ્યા હોય તેમ લાગ્યું. તેમણે એક ભાઇને પૂછ્યું, "આજે શું છે?" તેના જવાબમા તેણે કહ્યું, "અઢળક દ્રવ્ય ખરચી આ નગરના રાજાએ આ નગરને રત્નમય કરી દીધું છે. નગરના મહાલયો, ચિત્રશાળા, હાથીદાંતની પૂતળીઓ નિર્મળ જળ જેવી જણાય છે. ચંદ્રોદયની જેમ સફેદ મોતીઓની માળ જયાં ત્યાં જણાય છે, એ સુંદરતા નાશ ન પામે તે માટે મહારાજાએ નગરમાં ભોજન ન બનાવવા આજ્ઞા ફરમાવેલ છે. અગ્નિનો ધુમાડો સુંદરતા નષ્ટ કરી નાખે તે સહેજે સમજાય તેમ છે." કહતા તે ભાઇએ મહારાજાને અતિથિ સમજી ભોજન કરી વિશ્રાંતિ કરવા વિનંતી કરતાં કહ્યુ, "નગરવાસીઓ ભોજન તેમજ વિશ્રાંતિ કરી સંધ્યાકાળે નગરમાં જશે. લંકા કે અમરાવતી અમારા આ નગરની શોભાની બરાબરી શકે તેમ નથી. શ્રી જિનેશ્વરદેવનાં, શિવનાં અને કૃષ્ણજીનાં દેવાલયોથી કૈલાસ સમું આ નગર જણાય છે."

એ ભાઈના શબ્દો સાંભળી મહારાજા મનમાં વિચારવા લાગ્યા, "જરૂર મારું કાર્ય અહીં પૂર્ણ થશે. કેમ કે, આ જાતનું નગર, રાજા, ધનાઢ્ય વ્યક્તિ, હાથી, અશ્વ, છત્ર, ચામર આદિ દેખવાથી અથવા શુભ અને મનોહર શબ્દો સાંભળવાથી કાર્ય સિદ્ધ થાય છે, તેવું શુકન શાસ્ત્રમાં કહ્યું છે." આ પ્રમાણે વિચારતા મહારાજાએ ભોજન અને આરામ કરી અદૃશ્ય રૂપે નગરમાં ભ્રમણ કરવા માંડ્યું. ત્યારે રાજા ચંદ્ર, નગરજનો સાથે પ્રસન્નતાપૂર્વક પોતપોતાના સ્થાને ગયા.

લક્ષ્મીવતી : રાજા ચંદ્રની કુમારીએ પોતાના મહેલે આવી સાતમે માળે જઇ નગરની પ્રતિષ્ઠિત નર્તકીઓને બોલાવી નૃત્ય-સંગીતનો સમારંભ કર્યો, ત્યાં અદૃશ્ય રૂપે મહારાજા આવ્યા ને જોવા લાગ્યા. મોડી રાત સુધી નૃત્ય સંગીત ચાલ્યું. તે પછી આદરસહ ઇનામ અને પાન આપી નર્તકીઓને રજા આપવામાં આવી. ને દ્વારબંધ કરાવ્યા મહારાજા પેટી માટે ગુપ્ત રીતે મહેલમા રહ્યા, તેવામાં પૂર્વ સંકેતાનુસાર કલાકના દસ ગાઉ ચાલવાવાળી સાઢણી સાથે રાજા ભીમ ત્યા આવ્યો ને વાસનો સહાયથી મહેલમા આવી. લક્ષ્મીવતીને કહ્યુ, "રાજકુમારી, ચાલો, ઊઠો. વખત ન ગુમાવો." આ સાભળી રાજકુમારીએ કહ્યુ, "પહેલાં રત્નપેટી ઉતારો તે પછી હું આવું છું."

ભીમે રાજકુમારીના કહેવા પ્રમાણે કર્યું. એટલે રાજકુમારી ઉતરવા લાગી, ત્યારે વિક્રમે વિચાર કર્યો, "રાજકુમારી

અને રત્નની પેટી લઈ ભીમ ચાલ્યો જશે.” આમ વિચારતા મહારાજાએ અગ્નિવૈતાલની સહાયથી ઉતાવળે રાજકુમારીનું વસ્ત્ર હરણ કરી લીધું. એટલે રાજકુમારી બીજું વસ્ત્ર પહેરવા ગઈ, તેટલામાં મહારાજા વિક્રમે અગ્નિવૈતાલને ભીમરાજાને અહીંથી દૂર દેશમાં મૂકી આવવા કહ્યું. વૈતાલે ભીમને દૂર દેશમાં હરણ કરી મૂકી દીધો, એટલે વિક્રમે રાજકુમારી સાથે સાંઢણી પર બેસી ઉજ્જન તરફના માર્ગે જવા માંડયું, તે જોઈ રાજકુમારીએ પૂછયું, “હે નાથ! પૂર્વ



ઉજ્જન તરફના માર્ગે જવા માંડયું

દિશા છોડી ઉત્તર તરફ કેમ જાવ છો?” જવાબમાં વિક્રમે કહ્યું, “ભીમપુર નામનું ભીલોની વસતીવાળું ગામ છે, તેમાં અનેક ધૂર્તો વસે છે. એક દિવસ હું ચતુરંગ નામના ભીલને ત્યાં ગયો, જુગાર રમ્યો, તેમાં કન્યા અને ઘણું દ્રવ્ય હાર્યો,

નાથી તને અને આ ધનને તેને આપી હું દેવામાંથી મુક્ત થઈશ" આ સાંભળતાં કન્યા ગભરાઈ ને પોતાનાં કર્મને ધિક્કારતી બોલી, "ખરેખર મેં ખોટું સાહસ ખેડયું, આના પંજામાંથી હવે છૂટાય તેમ નથી મારી ધારણા ધૂળમાં મળી ગઈ." બોલતી કર્મ-પ્રારબ્ધ પર વિચાર કરતી બોલી, "હવે રડે, કૂટે કે કર્મને દોષ દેવાથી કાંઈ જ વળવાનું નથી. હવે અહીંથી છૂટી કયાંય જઈ શકવાની નથી." રાજકુમારી આ પ્રમાણે બોલતી હતી, ત્યારે વિક્રમ સાંઢણીને ઝાડો-ઝાખરામાંથી લઈ જઈ રહ્યા હતા. તે ઝાડ-ઝાંખરા રાજકુમારીને વાગતા હતા તેથી તેણે કહ્યું, "જરા સંભાળીને હાંકો. મને ઝાડ-ઝાખરા લાગવાથી દુઃખ થાય છે." આ સાંભળી હસી વિક્રમ બોલ્યા, "આટલાથી ગભરાવ છો? આ જુગારીને પનારે પડી હજી કેટલુંય વેઠશો" આ સાંભળી રાજકુમારી ચૂપ જ થઈ ગઈ ને વેઠવું પડતું દુઃખ શાંતિથી સહન કરવા લાગી.

સાંઢણી સાથે મહારાજા પોતાના રાજની હદમાં આવી પહોંચ્યા ત્યારે રાત ઢળી રહી હતી. તેથી નદીકિનારે મુકામ કરી કહ્યું, "હું સૂઈ જાઉં છું, તું મારા પગ દબાવ." કહી મહારાજા સૂતા ને લાચાર રાજકુમારીએ પગ દબાવવા માંડયાં. તેવામાં સિંહ ગર્જના સંભળાઈ. તે સાભળી ગભરાઈને વિક્રમને કહ્યું, "ભયંકર અવાજ સંભળાઇ રહ્યો છે." મહારાજાએ આ સાંભળી બેઠા થઇ અવાજની દિશાએ બાણ માર્યું અને પાછા સૂઈ ગયા. રાજકુમારી પગ દબાવે ગઈ. તેવામાં

ફરીથી વાઘનો અવાજ આવ્યો. ફરીથી ગભરાતા ગભરાતા મહારાજાને કહ્યું ને મહારાજાએ ફરીથી બાણ માર્યું અને




મહારાજાએ બાણ માર્યું

સૂઈ ગયા. સવાર થતાં જ પોતે મારેલાં બાણ લઈ આવવા રાજકુમારીને કહ્યું. રાજકુમારીએ મરેલા વાઘ અને સિંહના શરીરમાંથી બાણ ખેંચી કાઢી વિક્રમને આપ્યાં. વિક્રમે ભાથામા નાંખી કહ્યું, "તું બહુ ભલી છે. તારે આ વાત ક્યારે પણ કોઇને કહેવી નહિ." આ સાંભળી રાજકુમારીનું હૃદય કહેવા લાગ્યું, "તેના વર્તનથી બોલીચાલીથી કોઈ ઉત્તમ-વીર પુરુષ હોય તેમ લાગે છે." રાજકુમારી આમ વિચારતી હતી ત્યારે વિક્રમે તેને સાંઢણી પર બેસવા કહ્યું. રાજકુમારી બેઠી એટલે વિક્રમે સાંઢણી દોડાવી, લક્ષ્મીપુરના બાગમાં આવ્યાં. ત્યાં રાજકુમારીને રત્નપેટી અને સાંઢણી

સોંપી તેને વનમાં મૂકી, ભોજન સામગ્રી લેવા તે નગરમાં ગયા. વિક્રમના ગયા પછી થોડીવારે રૂપશ્રી નામની વેશ્યા ત્યાં આવી રાજકુમારીને પ્રપંચમાં ફસાવી રત્નપેટી અને સાંઢણી સાથે લઈ ગઇ.



વેશ્યા રાજકુમારી હતી ત્યાં આવી.

રૂપશ્રીને ત્યાં જતાં જ રાજકુમારીને પોતે ફસાઇ છે તેમ લાગ્યું. તેથી કડવા શબ્દો કહ્યા. પણ વેશ્યાએ તેની પરવા ન કરતાં વેશ્યાનો ધંધો કરવા તેને કહ્યું. રાજકુમારીએ તેનો તિરસ્કાર કર્યો. તેનીય પરવા ન કરતાં વેશ્યાએ રાજકુમારીને કોટવાળના દીકરાને સોંપી. એ કોટવાળના દીકરાએ રાજકુમારીને ઝરૂખામાં બેસાડી પોતે તેની સાથે સવારે લગ્ન કરશે કહી પોતાની ઉમ્મરના છોકરાઓ સાથે બાગમાં રમવા ગયો. ત્યાં તેણે બિલાડીના

મોઢામાં ઉંદર જોયો તે સાથે જ એક ઢેખાળો મારી પોતાના સાથીદારોને કહ્યું, "જોયુંને, મારું બાહુબળ. મેં એક જ ઢેખાળાથી ઉંદરને મારી નાંખ્યો. મારા જેટલી શક્તિ આ જગતમાં કોઇનામાં નથી."

કોટવાળના દીકરાનું આ કાર્ય જોઈ, રાજકુમારી પોતાના સંચિત કર્મોની નિંદા કરતી મનમાં બોલી, "આ એક માણસ છે, જે પોતાનાં નહિ જેવાં કામ માટે ગર્વ કરે છે. અને તે બીજો માણસ સિંહ અને વાઘને મારવાની વાત કોઇને ન કહેવા કહે છે. ક્યા આ અને ક્યા પેલો?" આ પ્રમાણે વિચારતી રાજકુમારી વેશ્યા પાસે જઇ કહેવા લાગી, "તું મને ગમે તેવાના હાથમાં સોંપવા કેમ તૈયાર થઈ છે? જેની સાથે હું અહીં આવી છું, તેના સિવાય બીજા સાથે રહેવાની નથી. તે મને નહિ મળે તો હું જીવતી બળી મરીશ. જો તું મને બળાત્કારે કોઇને સોંપીશ તો હું ફરિયાદ કરીશ. મારે માટે તો જે મને લઇ આવ્યો છે તે જ મારા તન-મન-ધનનો સ્વામી છે. બીજા ગમે તેવા હોય છતાં તે મારે માટે મારા ભાઇ ને બાપ જેવા છે."

રાજકુમારી એવી રીતે બોલી, જેથી વેશ્યા ગભરાઇ ને દોડતી રાજા પાસે જઈ કહેવા લાગી, "મારી પુત્રી તેના પતિ વિયોગે જીવતી બળી મરવા તૈયાર થઈ છે."

"આમ બળી મરવું તે સારું નથી." વેશ્યાના શબ્દો સાંભળી રાજાએ કહ્યું, "આમ બળી મરી આત્મહત્યા કરવાથી

દુર્ગતિ થાય છે. જે પતિના મોહથી તેની પાછળ બળી મરવા ચાહે તેને કોણ રોકી શકે?"

રાજાના શબ્દો સાંભળી મનમાં રાજી થતી વેશ્યા ગણગણવા લાગી, "તે બળી મરશે તો સાંઢણી અને રત્નપેટી મને મળશે." ગણગણતી વેશ્યા ઘેર આવી ને રાજકુમારીને ઘોડે બેસાડી રાજમાર્ગ પરથી લઈ જવા લાગી. રાજકુમારી જ્યારે જઈ રહી હતી, ત્યારે રાજાની દૃષ્ટિ તેના પર પડી. એટલે તે રાજકુમારી પાસે આવી પૂછવા લાગ્યો, "તું કોની દીકરી છે?" જવાબમાં રાજકુમારીએ કહ્યુ, "હું આ વેશ્યાની દીકરી નથી પણ આ વેશ્યા મને પ્રપંચથી ફસાવી તેને ત્યા લઈ ગઇ હતી. આ નગરમાં દીન-દુ:ખી-ઓની રક્ષા કરનાર કોઇ હોય તેમ જણાતું નથી. દુઃખી, અનાથ, વૃદ્ધ, તપસ્વી અને અત્યાચારથી પીડિતનો રક્ષક રાજા જ હોઇ શકે." આ સાભળી રાજા બોલ્યો, "હે બાળા, તું આમ કેમ બોલે છે? હું મારી પ્રજાનું-રાજ્યનું ન્યાયથી જ પાલન કરું છું."

"સારાસારનો વિચાર ન કરવો તેને તમે ન્યાય માનો છો?" કુમારીએ પૂછ્યું.

"તમે કોણ છો? કોની દીકરી છો? કયાં જઈ રહ્યાં છો?" રાજાએ પૂછ્યું. ને રાજકુમારીએ કહ્યું, "મારે કાંઈ જ કહેવાનું નથી. જે મને લઈ અહીં આવ્યો છે, તેના

સિવાય બીજા કોઈની હું થવા માંગતી નથી." આ સાંભળી રાજાએ પૂછ્યું, "તે કયા ગયો છે?" જવાબમાં રાજકુમારીએ કહ્યું, "તે નગરમાં ભોજનસામગ્રી લેવા ગયો તે દરમ્યાન વેશ્યા મને ફસાવી તેને ત્યાં લઇ ગઈ, અત્યારે તે કયાં છે તે હું હવે કેવી રીતે કહી શકું? હું તેના વિયોગે દુઃખી થઈ ગઇ છું." આ સાંભળી રાજાએ કહ્યુ, "નિરર્થક શા માટે શરીરને બાળે છે? 'જીવતો નર ભદ્રા પામશે' હે કન્યા! આ નગરમાથી તારા ઇચ્છિત પુરુષને–જે તને અહીં લાવ્યો




રાજા રાજકુમારીને કહી રહ્યા છે

છે, તેને શોધી તેનો સ્વીકાર કર." રાજાનું કહેવું સાંભળી રાજકુમારી પ્રસન્ન થઈ. ત્યાં ઊભેલી માનવમેદની તરફ જોવા લાગી. તે વખતે રાજા વિક્રમ ભોજનસામગ્રી લઈ જયાં રાજકુમારી હતી ત્યાં ગયા. પણ ત્યાં તેને નાહ જોવાથી વિચારમાં પડી ગયા

અને બોલવા લાગ્યા, "શું કરું? ક્યાં જાઉં? કોને કહું? ઘણા યત્ને રત્નપેટી લાવ્યો હતો, તે રાજકુમારી સાથે જતી રહી." બોલતા મહારાજા વિક્રમ પળ માટે શાંત રહ્યા. પછી બોલ્યા, "વિચાર કરી મનમાં બળ્યા કરવું તે કાયરનું કામ છે. બસ, મારે તો આગળ વધવું રહ્યુ. 'સાહસથી સિદ્ધિ છે.' જે થવાનુ હશે તે થશે." બોલતાં તે રાજકન્યાને શોધવા ચાલ્યા. શોધતા શોધતા જ્યાં નગરમાં માનવમેદની ભેગી થઈ હતી ત્યાં આવ્યા, રાજકુમારી અને વિક્રમની દૃષ્ટિ એક થતાં જ રાજકુમારી આનંદમા આવી ગઈ ને બોલી, "જુઓ, જુઓ, પેલા આવી રહ્યા છે, તે જ મારા સ્વામી."

તે નગરના રાજા સિંહે મહારાજા વિક્રમને જોયા તે સાથે જ દોડતો જઈ તેમના ચરણે પડયો, મહારાજાએ ઊઠાડી કહ્યું, "તમારા રાજમાં આવું જ ચાલે છે? તમને રત્ન અને કાચની પરીક્ષા નથી?" વિક્રમના શબ્દો સાંભળી સિંહ રાજાએ ધીમા અવાજે કહ્યું, "આ સ્રીએ બળી મરવા પ્રાર્થના કરી. પણ મારી મૂર્ખતા આડે આવી, સત્ય જોઈ સમજી શક્યો નહિ, હું અપરાધી છું, ક્ષમા ચાહું છું." બોલતો તે હાથ જોડી રહ્યો, ત્યારે વિક્રમે કહ્યું, "આ બધું સમજફેરથી થયું હોય તેમ લાગે છે. તેથી તું અપરાધી નથી. અફસોસ કરવાની જરૂર નથી. હું આ રાજકુમારીને રત્નની પેટી સાથે તામ્રલિપ્તિથી અહીં લાવ્યો છું." કહેતા વિક્રમે અથેતિ બધું કહ્યું. તે સાંભળી રાજા સિંહે ધામ-

ધૂમથી મહારાજા વિક્રમ અને રાજકુમારી લક્ષ્મીવતીનાં લગ્ન કર્યાં. ત્યાર બાદ રૂપશ્રી વેશ્યાને અભય વચન આપી તેની પાસેથી રત્નની પેટી અને સાંઢણી લીધી ને ઉજ્જન તરફ પ્રયાણ કર્યું. ઉજ્જનના બાગમાં મહારાજા આવ્યા. આ સમાચાર નગરમાં પહોંચતા તેમનું સ્વાગત કરવામાં આવ્યું. ને તેમને નગરમાં લઇ ગયા. મહારાજાએ લક્ષ્મીવતીને રહેવા માટે સુંદર મહાલય આપ્યો. ને નાગદમનીને બોલાવી કહ્યું, "મેં તમારા કહ્યા પ્રમાણે કાર્ય કર્યું છે. હવે પંચદંડવાળું છત્ર બનાવો."

"આ રત્નોથી પંચદંડવાળું છત્ર બનશે નહિ, આ તો જાળી બનાવવાના કામમાં આવશે. હું તમને બીજું કામ બતાવું તે પૂરું કરો એટલે તમારી ઇચ્છા પૂરી થશે."

"કહો મારે શું કામ કરવાનું છે?" મહારાજાએ પૂછ્યું.



## પ્રકરણ ઓગણચાલીસમું ... .. ... . ઉમાદેવી.

નામદમનીએ મહારાજાના પ્રશ્નના જવાબ કહ્યું, "હે રાજન્! શ્રીસોપારક નગરમાં સોમશર્મા નામનો બ્રાહ્મણ રહે છે. તેની ઉમાદેવી નામની મધુરભાષિણી સ્ત્રી છે, તેનું ચરિત્ર તમે તે નગરમાં જઈ જાણીને આવો."

નાગદમનીના શબ્દે મહારાજા વિક્રમે સોપારક નગરનો રસ્તો લીધો, કેટલેય દિવસે તે નગરના પાધરે આવ્યા. મહારાજાએ દૂરથી એ ભવ્ય નગરી નીહાળી, જેની રજકણથી માનવ મોક્ષ મેળવી શકે, એવી શ્રી શત્રુંજયની તળેટીમાં વસેલી નગરી માટે સામાન્ય માણસ શું કહી શકે?

મહારાજા નગરની શોભા જોતા જોતા નગરમાં પ્રવેશ્યા, પ્રભુ આદિનાથના મંદિરમાં જઇ પૂજા કરી પ્રાર્થના કરતાં કહ્યું, "હે પ્રભુ, તમારા ચરણકમળની સેવા કરનાર અવશ્ય પરમાનંદને પામે છે. તમારો હૃદયકમળમાં વાસ થતાં પવિત્ર થઈ જવાય છે, હે પ્રભુ, મને તમારા ચરણકમળમાં સ્થાન આપો."

પ્રાર્થના કરી રહ્યા પછી મંદિર બહાર આવી મહારાજે પૂજારીને પૂછ્યું, "સોમશર્મા બ્રાહ્મણનું ઘર ક્યાં આવ્યું, પૂજારીજી?"

"તમે ક્યા સોમશર્મા માટે પૂછી રહ્યા છો ભાઈ? પૂજારીએ પૂછ્યું, "અહીં તો ઘણા સોમશર્મા છે."

"જેને ઘેર ઉમાદેવી સ્ત્રી છે, તે સોમશર્મા માટે હું પૂછી રહ્યો છું." વિક્રમે કહ્યું.

"ઓળખ્યા, "ઓળખ્યા," પૂજારી બોલ્યો, "ફૂટી-બદામ લીધા સિવાય વિદ્યાર્થીઓને જે રાખે છે, જમાડે છે તે સોમશર્મા, જેને ત્યાં અત્યારે ત્રેંસઠ વિદ્યાર્થીઓ છે, તે ભીમપાટકમાં રહે છે."

પૂજારીનો જવાબ સાંભળી રૂપપરાવર્તિની વિદ્યાથી અઢાર વર્ષના વિદ્યાર્થીનુ રૂપ ધારણ કરી મહારાજા સોમ-શર્માને ત્યાં ગયા, પ્રણામ કર્યા, એટલે સોમશર્માએ પૂછ્યું, "ભાઇ, તમે કોણ છો? કઈ આશાએ અહીં આવ્યા છો?"

વિદ્યાર્થી વેશધારી મહારાજાએ કહ્યું, "તમારું નામ સાભળી વિદ્યાભ્યાસ કરવા હું અહીં આવ્યો છું."

"ભલે, ભલે સોમશર્માનું ઘર વિદ્યાર્થીઓ માટે સદાય ખુલ્લું છું. અહીંયાં પાઇની પણ જરૂર નથી." સોમ-શર્માએ કહ્યુંઃ ને મહારાજા ત્યાં રહ્યા, ઉમાદેવી પર ચાંપતી

નજર રાખવા લાગ્યા, પણ વસ્ત્રમાં મોઢુ ઢાંકી ફરતી ઉમાદેવીનો તાગ મેળવી શકયા નહિ.

એક દિવસે રાતના ઉમાદેવી એક દંડ લઇ વિદ્યાર્થીઓ અને સોમશર્મા સૂતા હતા ત્યાં આવી. જાગતા રહેલા મહારાજા તેને જોઇ રહ્યા, ઉમાદેવીએ પોતાના પતિનું નામ લઈ ત્રણ વખત દંડનો પ્રહાર શય્યા આગળ કર્યો ને ચાલવા



ઉમાદેવીએ દંડનો પ્રહાર કર્યો

માંડયું, મહારાજા વિક્રમ પણ અવાજ ન જાય તેમ તેની પાછળ પાછળ જવા લાગ્યા.

ઉમાદેવી એક ઝાડ પાસે આવી, ઝાડ ઉપર ચડી દંડના ત્રણ પ્રહાર કર્યા, એટલે ઝાડ ઊડવા માંડયું. આ જોતાં

મહારાજા વિક્રમ તો પથ્થરમાંથી કંડારેલી પ્રતિમા જેવા થઇ ગયા ને ઉમાદેવી ઝાડ સાથે પાછી આવી ત્યાં સુધી ઊભા જ રહ્યા, ઉમાદેવી ઝાડ પરથી ઉતરી જવા લાગી. તેની પાછળ પાછળ તે ગયા, ઉમાદેવીએ પતિની શય્યા પાસે આવી દંડપ્રહાર કર્યા ને ચાલી ગઈ, મહારાજાએ બાકીની રાત વિચારવશ સ્થિતિમાં કાઢી.

બીજે દિવસે તે ઝાડના પોલાણમા મહારાજા વહેલા જઈ ભરાઈ બેઠા, ઉમાદેવી રોજની ક્રિયા કરી ઝાડ પાસે આવી ઉપર ચઢી દંડપ્રહાર કર્યો ને ઝાડ ઉડ્યું, પર્વત, નદી, વન



દંડ પ્રહાર કર્યો ને ઝાડ ઉડયુ

વટાવતું તે ઝાડ શોભાયમાન જંબુદ્વીપમાં પહોંચ્યું, સ્થિર થઇ ગયું. ઉમાદેવી નીચે ઉતરી તેની પાછળ મહારાજા ઝાડના

પોલાણમાંથી ધીરેથી નીકળી અગ્નિવૈતાલની સહાયથી અદશ્ય-રૂપે જવા લાગ્યા. તેમણે પાછળ જતા સિકોતરીદેવી પાસે ચોસઠ જોગણીઓ, બાવન ક્ષેત્રપાળ વગેરે દેવોને જોયા, તેમજ ઉમાદેવી માથું નમાવી દરેકને પ્રણામ કરી રહી છે તે પણ જોયું, તેવામાં સિકોતરાદેવીનો અવાજ સાંભળાયો, "ઉમાદેવી, આ સભાને શોભાવો."

દેવીના શબ્દે ઉમાદેવી બેઠી ત્યારે ક્ષેત્રપાળ લાલપીળો થઈ બોલ્યો, "ઉમાદેવી, હવે ક્યાં સુધી બાનાં બતાવવા છે? સર્વરસ દંડ લઈ ગયે કેટલોય સમય થઇ ગયો, પણ તમે કહ્યા પ્રમાણે પૂજન કરતાં નથી."

"શું કરું?" લાચારી દર્શાવતી ઉમાદેવી બોલી, "જોઇતા બત્રીસ લક્ષણા ભેગા થયા ન હતા, પણ હવે ચોસઠ વિદ્યાર્થીઓ થઈ ગયા છે, પાંસઠમા મારા પતિ. એ બધાનું બલિદાન હવે હું તમને આપીશ સમજયાને? હવે ગુસ્સે ન થતા." કહી પૂછ્યું, "મારે શું કરવાનું છે?"

"કરવામા એટલું," ક્ષેત્રપાલે કહેવા માંડયું, "વદ ચૌદસની રાતે ચોસઠ વિદ્યાર્થીઓના ચોસઠ મંડળ કરવા, પાંસઠમું તમારા પતિનું. પાંસઠને પાંસઠ આસન પર બેસાડજો. પાંસઠ પાત્રોમાં પકવાન પિરસજો, કરવીરની માળાઓ એ પાંસઠને પહેરાવજો. બધાને તિલક કરી રક્ષાદોરો બાંધજો, ને તેમના પર ચોખાના દાણા છાંટજો, પછી સંકલ્પ મૂકજો, પછી અમે ભક્ષણ કરી લઇશું."

ઉમાદેવી તેમ કરવા મનમાં નિશ્ચય કરી બે હાથ જોડી બોલી, "તમારા કહેવા પ્રમાણે જરૂર કરવામાં આવશે."

આ બધું સાભળી મહારાજા તો સ્તબ્ધ થઇ ગયા, મનમા બોલ્યા, "સ્ત્રીઓ શું નથી કરી શકતી! તેમના હૃદયનો પાર કોણુ પામી શક્યું છે? નક્ષત્રોની ગણુના થઈ શકે, સમુદ્રની ઊંડાઈ માપી શકાય, પણ સ્ત્રીના હૃદયને જાણી શકાતું નથી, આ બ્રાહ્મણી શું કરશે? તેનાં કાર્યને હું પુરુષાર્થથી ધૂળમા મેળવીશ. બધાના જીવ ઉગારીશ." આમ મનમાં વિચારતા મહારાજા ઝટ ચાલી પેલા વૃક્ષના પોલાણુમાં બેસી ગયા, ઉમાદેવીએ આવી દંડનો પ્રહાર કર્યો ને તે ઉડતું ઝાડ પોતાની જગાએ આવી સ્થિર થઈ ગયું. ઘરમાં રોજની ક્રિયા કરી તે સૂઈ ગઇ. મહારાજા પણ સૂઇ ગયા.

સવારે સોમશર્મા સાથે જંગલ જતા મહારાજાએ પૂછ્યું, 'ગુરુદેવ, તમે શું શું જાણો છો?"

"અર્થ સાથે હું ઘણા શાસ્ત્રો વગેરે વિગતથી જાણું છું." ગુરુદેવે કહ્યું.

"શું તમે તમારું મરણ જાણો છો?" મહારાજા વિક્રમે પ્રશ્ન પૂછ્યો.

"ના, હું તે જાણતો નથી" સોમશર્માએ કહ્યું.

"જે જરૂરનું છે તે જાણતા નથી, તો પછી બીજું જાણીને કરવાનું ય શું?" વિક્રમે પૂછ્યું.

"શું તું તે ગુરુકૃપાથી જાણે છે?" સોમશર્માએ પૂછ્યું.

"હા, હું ગુરુકૃપાથી તે જાણું છું." વિક્રમે જવાબ આપ્યો.

"તો મારું મરણ ક્યારે થશે તે કહે." સોમશર્માએ પૂછ્યું.

"ગુરૂદેવ," વિક્રમે કહ્યું, "આ વદ ચૌદસે અમે ચોસઠ વિદ્યાર્થીઓ સાથે તમારું દેવીઓ અને ક્ષેત્રપાલને બલિદાન અપાશે. આપણું મરણ થશે."

"હું!" ગભરાતા ગુરુદેવના મોઢામાંથી શબ્દ સરી પડયો, તેમને થતો ગભરાટ જોઇ વિક્રમે તેમને હિંમત રાખવા કહ્યું, સાથે સાથે ઉમાદેવીનું તેમને જે કાંઈ ચરિત્ર જોયું હતું તે કહ્યું, આ સાંભળી સોમશર્માએ પૂછ્યું, "એમાંથી બચવાનો કોઇ ઉપાય નથી?"

"ઉપાય શોધીશું એટલે મળશે જ. કાંઈક તો કરવું જ પડશે. ગભરાયે દહાડા થોડા જ વળવાના છે?" કહેતા વિક્રમે કહ્યું, "જો તમારે મારું કહેલું પ્રત્યક્ષ જોવું હશે તો તે હું બતાવી શકું તેમ છું. ઝાડના પોલાણમાં સંતાઇ જજો. હું વેશ બદલો કરાવી દઈશ."

મહારાજા વિક્રમ સાથે બધું નક્કી કરી સોમશર્મા ઘેર આવ્યા. ને ઉમાદેવીને કહ્યું, "હું દ્રવ્યાર્થે ચંદ્રનગર જાઉં છું કાલે આવીશ." કહી સોમશર્મા ગયા. પેલા ઝાડના પોલાણમાં સંતાઈ ગયા ને બધો બનાવ જોયો.

બીજી સવારે સોમશર્મા ઘેર આવ્યા. વિક્રમને મળ્યા ને કહેવા લાગ્યા, " આમાંથી આપણો બચાવ થવો મુશ્કેલ છે."

"ગભરાવ ના. સહુ સારાવાનાં થશે. ચૌદસની રાત્રે હું કહું તેમ કરશો તો બધા બચી જશો. તમારે વિદ્યાર્થીઓને ચૌદસે સૂચન કરી દેવાનું." વિક્રમે કહ્યું ને સોમશર્માએ તેમ કરવા નક્કી કર્યું.

બીજે દિવસે ઉમાદેવીએ સોમશર્માને કહ્યું, " આજ રાતના કુળદેવી મારા સ્વપ્નામાં આવ્યાં હતાં. તેમણે કહ્યું, "તમારા પતિ તેમજ ચોસઠ વિદ્યાર્થીઓને બલિદાનની વિધિથી જમાડ, નહિ તો બધાનો નાશ થશે. હવે શું કરીશું ?"



ઉમાદેવીએ પાત્રોમાં પકવાન પીરસ્યાં.

"કરવાનું કાંઈ નહિ." સોમશર્મા ગંભીરતાથી બોલ્યા, "કુળદેવીની આજ્ઞા પ્રમાણે કરવાનું. વિદ્યાર્થીઓ કરતાં શું વધારે છે?"

ચૌદસનો દિવસ આવતાં બધી વસ્તુઓ મંગાવી ક્ષેત્રપાલના કહ્યા પ્રમાણે કર્યું, વિદ્યાર્થીઓ અને સોમશર્મા શાંત બેઠા છે. ઉમાદેવીએ સંકલ્પ કરવા જળપાત્ર લીધુ તે સાથે જ વિક્રમે જમીન પર મૂકેલા સર્વરસ દંડને ઉઠાવ્યો. સર્વને સંકેત કર્યો. બધા જ ઊભા થયા. નાસવા લાગ્યા. નાસતા નાસતા ઘરથી અને નગરથી ઘણે દૂર ચાલ્યા ગયા. ઉમાદેવી તેમની પાછળ થોડી દોડી, પણ નિરાશ થઈ પાછી ઘરે આવી.

બહુ દૂર નીકળી ગયેલા વિદ્યાર્થીઓ ને સોમશર્મા સમય વિતાવવા જહાજમાં બેસી કટાહદ્વીપમાં ગયા. ત્યાં એક ઝાડની છાયામાં બધા આરામ કરવા લાગ્યા. આરામ કરી નજીકમાં દેખાતા નગર તરફ જવા લાગ્યા. મહારાજા વિક્રમ એકલા ઉતાવળે નગરમાં ગયા, આખું નગર માનવવિહોણું હતું. આ જોતાં મહારાજા નવાઈ પામ્યા. ને શૂન્ય નગરને જોતા જોતા રાજમહેલે પહોંચ્યા. એ કલામય રાજમહેલ જોતા સાતમે માળે ગયા. ત્યાં સૌંદર્યસંપન્ન નવયૌવના જોઈ, એટલે તેને પૂછવા લાગ્યા, "હે કન્યે તું અહીં એકલી કેમ છે? શું કોઈ રાક્ષસ તારું હરણ કરી અહીં લાવ્યો છે?"

"હા, હું રાજકુમારી છું." વિક્રમને જોતાં તેનું હૃદય આકર્ષાયું. ને તેમનું સન્માન કરતાં તે બોલી, "મારા પિતા વિજય આ શ્રીપુરનગરના રાજા હતા, મારી માતાનું નામ વિજયા હતું. મારું નામ ચંદ્રાવતી આ નગરને રાક્ષસે ઉજ્જડ કરવા માડ્યું તેથી રૈયત અને રાજકુટુંબ અહીંથી નાસી ગયું. હું ઝડપાઈ ગઈ રાક્ષસે મને પરણવાના ઈરાદે જીવતી રાખી છે. હે મહપુરુષ, તમે તમારા જીવનનો ખપ કરતા હો તો જલદીથી ભાગી જાવ, નહિ તો મહાન ઉપાધિમાં આવી પડશો."

"શુ ઉપાધિ આવશે?" શાંતિથી મહારાજાએ પૂછ્યું.

"હે નરોત્તમ!" રાજકન્યા કહેવા લાગી, "જે રાક્ષસે મને જીવતી રાખી છે તે તમારો નાશ કરશે."

"ઉં...હ!" મહારાજાએ કહ્યું

"મારા દુઃખનો પાર નથી ત્યા......"

"રાજકુમારી," મહારાજા બોલ્યા, "ગભરાવ ના. દુઃખ જેમ વણમાગ્યું આવે છે તેમ સુખ પણ વણમાગ્યું આવે છે.' 'કહેતા મહારાજા રાજકુમારી સામે જોઇ પૂછવા લાગ્યા, "તું અહીં રહે છે, તો તેના મૃત્યુનો ઉપાય પણ તું જાણતી હશે?"

મહારાજાના પ્રશ્નના જવાબમા ચંદ્રાવતીએ કહ્યું, "તે પૂજામા હોય ત્યારે નાશ થઈ શકે તેમ છે, કારણ કે તે

સમયે તે બોલતોચાલતો નથી. તે તેનો વજ્રદંડ તે વખતે વેગળો મૂકે છે. જો તે વખતે તેના માથા પર પ્રહાર કરવામાં આવે તો તે મરણ પામે."

"એમ છે?" આનંદમાં આવી વિક્રમે કહ્યું, "હવે જરાય ચિંતા જેવું નથી. તું મને અહીં સંતાડ." ને રાજકુમારીએ વિક્રમને સંતાડયા, તેવામાં રાક્ષસ આવ્યો બોલ્યો, "મને માણસની ગંધ આવે છે."

"અહીં માણસમાં તો હું છું." ચંદ્રાવતીએ કહ્યું. "ખાવું હોય તો મારું માંસ ખાવ."



રાક્ષસ પોતાના ઇષ્ટ દેવની પૂજા કરવા લાગ્યો

ચંદ્રાવતીના શબ્દો સાંભળી "માણસ મને શું કરવાનો છે ?" બોલતો તે વજ્રદંડને વેગળો મૂકી સ્નાનાદિ ક્રિયા પરવારી પૂજામાં બેઠો, તે વખતે મહારાજા ત્યાં આવ્યા ને વજ્રદંડ ઉઠાવી બોલ્યા, "હે દુરાત્મા ! છેલ્લે છેલ્લે ભક્તિપૂર્વક પૂજન કરી લે. તારાં કર્મનાં ફળ આપવા તારો કાળ હું આવી પહોંચ્યો છું. હું ક્યારે પણ પાછળથી ઘા કરવા ઇચ્છતો નથી."

આ સાંભળી રાક્ષસ મનમાં બોલ્યો, "મનફાવે તેમ મારી આગળ બોલનાર આ કોણ હશે ?" બોલતાં તેણે પૂજા પૂરી કરી કહ્યું, "ઓ કાળના કોળિયા ! તને મારી શક્તિની ખબર નથી. એટલે જ તું ગમેતેમ બોલે છે. જો જીવવા માગતો હોય તો ચાલ્યો જા. તું તો મારી આગળ મગતરા જેવો છે. હું દેવ, દાનવ અને માનવવિજેતા છું."

"ઓ ગર્વાંધ રાક્ષસાધમ ! તારા શબ્દો મને કંઇ જ અસર કરતા નથી. એ શબ્દોથી ડરીને ભાગી જનાર બીજા. તારા ભ્રમણકાળ દરમ્યાન મારું નામ તારા કાને અથડાયું તો હશે ? મેં ભયંકરમા ભયંકર ખર્પર ચોરને માર્યો છે. અગ્નિવૈતાલ જેવા દૈત્યને મેં વશ કર્યો છે. કેટલાય દૈત્યનો નાશ મારાથી થયો અને કેટલાક મારા સેવકો પણ થયા છે. આજ એ વિક્રમ આ નગરને ઉજ્જડ કરનારને તેનાં કર્મનાં ફળ ચખાડવા અહીં આવ્યો છે. જો તને જીવન વહાલુ હોય તો આ રાજકન્યાને અહીં રાખી નાસી છૂટ."

મહારાજાના શબ્દે રાક્ષસ ભાન ભુલ્યો. અને વિક્રમનો નાશ કરવા તેણે ત્રણ ગાઉ મોટું શરીર બનાવ્યું. પગ પછાડયો. ધરતી ધ્રૂજવા લાગી. આ જોઈ મહારાજા વિક્રમે અગ્નિવૈતાલની સહાયથી રાક્ષસ કરતાં બમણું શરીર કર્યું ને તેના ખભા પર ચઢી માથા પર પ્રહાર કર્યો. તે સાથે જ રાક્ષસ ભયંકર બૂમ પાડી ધરાશાયી થયો. આ જોતાં રાજકન્યા સ્તબ્ધ થઇ ગઈ. અને 'પોતાને છોડાવવા કોઇ દેવ, કંદર્પ કે રાજા આવેલ છે' તેવુ વિચારવા લાગી. ત્યારે અગ્નિવૈતાલ રાક્ષસના અંગોનું ભક્ષણ કરતો આનંદ અનુભવવા લાગ્યો. (દેવો માંસ માટી ખાતા નથી પણ લોકોને ચેષ્ટા બતાવે છે.)

આનંદ અનુભવતા અગ્નિવૈતાલને મહારાજાએ કહ્યું, "તું અહીંથી જલદી જા અને રાજકુટુંબ તેમજ પ્રજાજનોને લઈ આવ."

આજ્ઞાનો અમલ તાત્કાલિક થયો. થોડી જ વારમાં રાજકુટુંબને શોધી તેમજ પ્રજાવર્ગને લઈ અગ્નિવૈતાલ પાછો આવ્યો. રાજા વિજય તો 'આ બધું શી રીતે બન્યું ? નો વિચાર કરતો મહારાજા વિક્રમને પૂછવા લાગ્યો, "આપ કોણ છો? આ બધુ શી રીતે બન્યું ?"

"એ જાણવાથી લાભ શો ?" વિક્રમે પૂછ્યું.

મહારાજાના આ શબ્દોથી વિજય રાજાને મહારાજા પ્રત્યે વધુ માન ઉપજ્યું. મનમાં બોલ્યો, "આ કોઈ અસાધારણ

વ્યક્તિ છે." બોલતા રાજાએ મન સાથે કાંઈ નિર્ણય કરી કહ્યું, "આપ મારી પુત્રી સાથે લગ્ન કરો." કહી ઘણો ઘણો આગ્રહ કરવા લાગ્યો. મહારાજા એ આગ્રહને પાછો ઠેલી શકયા નહિ. ને ઘણી ધામધૂમથી મહારાજા વિક્રમ અને ચંદ્રાવતીનાં લગ્ન થયાં. તેવામા સોમશર્મા અને વિદ્યાર્થીઓ ત્યાં આવ્યા. રાજકુમારી સાથે મહારાજાને જોતાં તેમના માથા નમી પડયા.

મહારાજા વિક્રમે અગ્નિવૈતાલને ઉમાદેવીના સમાચાર જાણવા મોકલ્યો. થોડીવારમા સમાચાર જાણી અગ્નિવૈતાલ પાછો આવ્યો, બોલ્યો, "જોગણીઓ અને ક્ષેત્રપાલે ઉમાદેવીનું ભક્ષણ કર્યું છે." આ સાભળી મહારાજાએ દંડ લઈ રાજા-વિજયની રજા લઈ સોપારક નગર તરફ રાજકન્યા, સોમશર્મા અને વિદ્યાર્થીઓ સાથે પ્રયાણ કર્યું. ત્યાં આવી સોમશર્મા અને વિદ્યાર્થીઓને દ્રવ્ય આપી સંતોષ્યા પછી ભગવાન આદિનાથના મંદિરે જઈ અપૂર્વ ભક્તિભાવથી સ્તુતિ કરી અવંતી ગયા. ને નાગદમનીને એ સર્વરસ દંડ અને વજ્ર દંડ એ બન્ને દંડ આપ્યા. દંડ લઈ નાગદમનીએ કહ્યુ, "હવે છત્ર માટે આગળ વિધિ થશે."

**જો પરાયે કામ આયે, ધન્ય હૈ જગમેં વહી;**
**દ્રવ્ય કો જોડ કર કોઈ સુયશ પાતા નહીં.**



મહારાજા વિક્રમાદિત્યે નાગદમનીને કહ્યું, "હે નાગદમની, મને ત્રીજું કાર્ય બતાવો, જે હું સત્વરે પૂરું કરું." જવાબમાં નાગદમનીએ કહ્યું, "હે રાજન્, તમારા મંત્રી મતિસારને સહકુટુંબ દેશનિકાલ કરો."

મહારાજા વિક્રમના એ મંત્રી મતિસારને સંસ્કારી વિદ્વાન-સોમ, ચંદ્ર અને ધન નામના ત્રણ પુત્રો હતા. આ છોકરાઓનાં લગ્ન શ્રીમંત કુટુંબની કન્યાઓ સાથે કરવામાં આવ્યાં હતાં. ત્રણે વહુઓમા નાની ઘણી હોંશિયાર હતી, વળી તે પક્ષી-ઓનીબોલી પણ જાણતી હતી. માણુસ પૂર્ણભાગ્યશાળી હોય ત્યારે જ તેને સુપુત્ર, ન્યાયથી મેળવેલ ધન અને સંસ્કારી પુત્રવધૂ મળે છે.

એ નાની વહુ એક દિવસે સંધ્યાકાળે ઝરૂખામા ઊભી હતી, તેવામાં એકાએક તેના કાને શિયાળનો શબ્દ પડયો. "તેમાં તેના નિરપરાધી સસરાને છ મહિના પછી દેશપાર કરવામાં આવશે" તેવું સૂચન હતું. આગાહી સાંભળતાં તે વિચારવશ થઈ. 'જાગે તે જીવે, આળસમાં રહે તે દુઃખી થાય.'

કહેવત યાદ આવી, સાથે એક વાત પણ યાદ આવી, શિકારની શોધમાં નીકળેલા સિંહે ગુફામાં પેસી અંદર આવનાર પશુનો નાશ કરવા વિચર્યું. ત્યાં મોડેથી શિયાળ આવ્યું. તેણે ગુફા બહાર સિંહનાં પગલાં જોયાં, તે સાથે જ તેનઃ મનમાં વિચાર આવ્યો. 'ગુફામાં સિંહ છે. તેનો મારે નિર્ણય કરવો જોઇએ.' તેણે ગુફાને પ્રશ્ન કર્યો. ને શિકાર મેળવવા અધીરા થયેલા સિંહે અંદરથી જવાબ આપ્યો. તે સાંભળી શિયાળ ચેતી ગયો—જીવ બચી ગયો ને સિંહ માથાં કુટતો રહ્યો. 'માટે હું પણ યુક્તિ કરીશ.' વિચારતી એ નાની વહુએ 'શું કરવું' નો વિચાર કરવા માંડયો. તેને યુક્તિ સુઝી. તેણે છાણાં થાપતી વખતે ઘર-માંથી એક એક રત્ન લઇ છાણામાં તે સંતાડી છાણા



છાણાં થાપવા માડયા,



શિયાળે ગુફાને પૂછ્યુ

થાંપવા માંડયાં સગાંસંબંધીઓએ તેને તેમ કરતાં રોકી. લોકો તો ' આ વહુ કુળનો ઉદ્ધાર કરવા આવી છે.' શબ્દો બોલતા. પણ તે એક કાને સાંભળતી અને બીજે કાને કાઢી નાંખતી. ને પોતાનું કાર્ય કરે જ જતી, કારણ કે 'દુનિયા દોરંગી' છે.

દિવસો એક પછી એક જતા. મંત્રીશ્વર ન્યાય, નીતિ પૂર્વક રાજકારભાર ચલાવતા હતા. મહારાજાને મંત્રીના કાર્યથી સંતોષ હતો

શિયાળે ઉચ્ચારેલી ભવિષ્યવાણીની અવધ આવી રહી હતી. છઠ્ઠા મહિનાના અંતમાં મહારાજાએ મતિસારને રાજ્યનો હિસાબ લાવવા કહ્યું : અને જો તે હિસાબ ન



મંત્રીશ્વર કુટુંબ સાથે અવંતી છોડી ચાલવા માંડયું.

બતાવી શકે તો રાજ્ય છોડી ચાલ્યા જવા કહ્યું. ત્યાથી મતિસારે હિસાબ બતાવવા માંડયો. પણ મહારાજાએ તેમાં વાધાવચકા પાડવા માંડયાં. પરિણામે તેમની માલમિલકત જપ્ત કરવામાં આવી. ને તેમનાથી ઉપાડાય તેટલો સમાન ઉપાડી અવંતી છોડી ચાલવા માંડયું. ત્યારે લોકોએ પ્રશંસા-નિંદા કરવા માંડી. મરજીમાં આવે તેમ કહેવા માંડયું.

રાત દિવસ ચાલતાં ત્રાસ વેઠતાં તેઓ રત્નપુર આવ્યાં. લોકોને પુછતાં નગરનું નામ જાણ્યું. રાજાનું. નામ રત્નસેન, રાણીનું નામ રત્નવતી. રાજકુમારનું નામ ચંદ્રકુમાર અને રાજકુમારીનું નામ વિશ્વલોચના છે તે જાણ્યું.

આ નગરમાં રહી મંત્રીએ ધંધો કરવા માંડયો. પણ જ્યા ભાગ્ય જ પલટાયું હોય ત્યાં થાય શું? ગરીબી સાથે ગૃહકલેશ વધ્યો, ત્યારે નાની વહુએ છાણામાંથી રત્નો કાઢી તેના સસરા, બન્ને જેઠો અને પતિને આપ્યા. તે રત્નો લઈ ધંધો કરવા તેઓ દૂર દેશાવર ચાલ્યા ગયા.

પતિની ગેરહાજરીમા સ્ત્રીને માથે શું શુ આફત આવે છે તેનો વિચાર કરી પોતાની જેઠાણીઓ સાથે બીજે ગામ તે ચાલી ગઈ. અને ત્યાં જઇ એક વૃધ્ધાના ઘરમાં પુરુષના વેશમાં તેણે રહેવા માડયું તેણે પોતાની પાસેના રત્નોમાથી એક રત્ન વટાવી ઘર ચલાવવા માડયું. તેણે એક વૃદ્ધાને પણ ચાકરીમાં રાખી. એ વૃદ્ધા ઘર માટે જોઈતું કરતું લાવી દેતી.

નાની વહુ હંમેશાં જમ્યા પછી છજામાં બેસતી. એક દહાડો તે છજામાં બેઠી હતી, ત્યારે તેણે પોતાના સસરાને રડતો જોયો. તેણે વૃદ્ધાને બોલાવી કહ્યું, "પેલો રડે છે તેને બોલાવી લાવ"

વૃધ્ધા દોડતી તેની પાસે આવી બોલી, "પેલા છજામાં બેઠેલા કુમાર તમને બોલાવે છે." બોલતી વૃધ્ધા લાકડાનો ભારો ઉપાડેલા વૃદ્ધ સાથે નાની વહુ હતી ત્યાં આવી. પોતાના સસરાને જોતા તેણે પૂછ્યું. "તમે શા માટે રડો છો? જો તમે મારે ત્યાં કામ કરશો, તો હું તમારું દુઃખ દૂર કરીશ."

"પેટનો ખાડો પૂરવા તમે જે કહેશો તે હું કરીશ." મતિસારે કહ્યું.

"ઠીક, ઠીક" કહી નાની વહુએ પોતાના સસરાને પોતાને ત્યાં રાખ્યો. તેની પાસે તેનાથી થાય એટલું કામ કરાવતી. એ જ પ્રમાણે પોતાના બન્ને જેઠો અને પતિને પોતાને ત્યાં કામે રાખ્યા. તેમના ખાવાપીવા વગેરેની સારી કાળજી લેવાતી.

એક દિવસે નાની વહુએ પોતાનો મૂળ વેશ–સ્રીવેશ ધારણ કર્યો નાની વહુને જોતા જ મતિસાર આશ્ચર્યમાં ડૂબી ગયો. ત્યારે નાની વહુએ પૂછ્યું, "તમને મેં સવા લાખની કીમતનું રત્ન આપ્યું હતુ, છતા તમારી આવી દુર્દશા શાથી થઇ પિતાજી?" જવાબમાં ગતિસારે કહ્યું, "આ રત્ન બજારમા હું વેચવા ગયો, ઝવેરીને તે બતાવ્યું, પણ

ગારા દુર્ભાગ્યે તે કીમતી રત્ન તેને કાચ લાગ્યું. માત્ર એક જ ઝવેરીએ નહિ પણ બીજા કેટલાય ઝવેરીએ તે કાચ છે તેમ કહ્યું, 'મારા ગુજરાન માટે મારા નાના છોકરાની વહુએ આ આપ્યું છે. અને તે કાચ ન હોય.' તો તેમણે કહ્યું. 'તમારા નાના છોકરાની વહુએ તમને છેતર્યા છે.' બસ થઈ રહ્યું. મારા કમનશીબને ઠપકો આપતો જ્યાં મારા પુત્રો હતા ત્યાં આવ્યો. ત્યાય કોઇ મળે નહિ. કોઈ ને નહિ જોવાથી હું દુઃખી થઈ ગયો. ને લાકડાં વેચી, લોકોના કામ કરી પેટ ભરવા લાગ્યો. આમ દિવસો વિતાવતો અહીં આવ્યો. પૂર્વે કરેલ કર્મ ભોગવતો હું તારી નજરે પડયો."

"તે રત્ન તમારી પાસે છે કે ફેંકી દીધું?" નાની વહુએ પૂછ્યું.

"ના, તે તો મારી પાસે સહિસલામત છે." મતિસારે કહ્યું.

"તે રત્ન લાવો જોઇએ." વહુએ માંગ્યું ને મતિસારે આપ્યું. ત્યારે તે રત્ન પ્રકાશી રહ્યું હતું. પ્રકાશ જોતાં જ મતિસાર આભો જ બની ગયો.

મંત્રીના ત્રણે પુત્રોને રત્ન માટે પૂછતાં જેવો મતિસારે જવાબ આપ્યો હતો, તેવો જ જવાબ આપ્યો ને રત્નો બહાર કાઢયાં. ત્યારે તે પ્રકાશતાં હતાં.

તે દિવસથી મતિસારે નાની વહુની હોંશિયારી જોઈ તેનાં કહેવા પ્રમાણે ચાલવા નિર્ણય કર્યો. ને એક રત્ન વેચી તેની ઉપજેલી કીમતથી આનંદથી તેઓ રહેવાં લાગ્યાં.

બરાબર છ મહિનાના અંતમાં નાની વહુએ શિયાળના શબ્દો સાંભળ્યા. તે સાથે જ તેણે પોતાના સસરાને કહ્યું, "પિતાજી, પૂર્વ દિશામાં આવેલા ચંદ્ર સરોવરે મહારાજા વિક્રમાદિત્ય મળશે. માટે બધા કામ છોડી ત્યાં જાવ."

* * *

એક દિવસે મહારાજા વિક્રમાદિત્યે નાગદમનીને ચોથા કાર્ય માટે પૂછ્યું. ત્યારે નાગદમનીએ કહ્યું, "રાજન્. તમે રત્નપુર જાવ અને ત્યાંથી મંત્રીશ્વર મતિસારને લઈ આવો." નાગદમનીના શબ્દે મહારાજા રત્નપુર તરફ ચાલ્યા. તે જ્યારે ચંદ્ર સરોવરે આવ્યા, ત્યારે એકાએક મતિસાર સાથે મેળાપ થયો. મંત્રીને જોતાં પ્રેમથી મહારાજા તેને ભેટી પડયા.



મહારાજાને મતિસારનો મેળાપ થયો.

મહારાજાનો સત્કાર કરતો મંત્રી તેમને પોતાને ત્યાં લઈ આવ્યો. મહારાજા મંત્રીનો વૈભવ જોતાં આશ્ચર્ય પામ્યા. ત્યારે મંત્રીએ કહ્યું, "આપની કૃપા અને સમયસૂચક-હોંશિયાર નાની પુત્રવધૂના પ્રતાપે આ સંપત્તિ મળી છે. ગયા જન્મના દુષ્ટ કૃત્યનાં ફળ ભોગવી હમણાં સુખી થયો છું."

"સમયસૂચક-હોંશિયાર નાની પુત્રવધૂથી? એ કેવી રીતે?" મહારાજાએ પૂછ્યું. જવાબમાં મતિસારે બધું જ કહ્યું, તે સાંભળી મહારાજા બોલ્યા, "આ સંપત્તિની પ્રાપ્તિમાં મારા પ્રભાવ-કૃપા જેવું કંઈ નથી."

રાજા અને મંત્રી વાતો કરે છે તેવામા ડાંડીનો અવાજ સંભળાયો. મહારાજાએ તપાસ કરવા મંત્રીને કહ્યું. મતિસાર તપાસ કરી આવી કહેવા લાગ્યો, "આ રાજમાં પહેલાં ઐન્દ્રજાલિક આવ્યો હતો. તેણે રાજા પાસે પોતાની શક્તિનો સાક્ષાત્કાર કરાવવા રજા માગી. રાજાએ રજા આપી. એટલે ઐન્દ્રજાલિકે કેટલાય હેરત પમાડે તેવા ખેલો કર્યા પછી કહ્યું, 'જો આપની ઇચ્છા હોય તો સદાય ફળ આપનાર આંબાની વાડી બનાવું.' રાજાની આજ્ઞાથી ઐન્દ્રજાલિકે સદાય ફળ આપનાર આંબાની ગોટલી વાવીને વાડી બનાવી. તેની પાસે સુંદર પર્વત બનાવ્યો. વાડીની વચમાં એક નદી બનાવી. જેનું પાણી વૃક્ષોને મળતું, તેથી વાડી ફાલીફૂલી રહેતી. આ જોઈ બધાં આશ્ચર્ય પામ્યા. તે પછી ઐન્દ્રજાલિકે કહ્યું, "શરીરની પુષ્ટિ માટે આપ જો આજ્ઞા આપો તો આપના પરિવારને આંબાના ફળ આપું.' રાજાએ તેમ કરવા કહ્યું.

ઐન્દ્રજાલિકે બધાંને ફળ આપ્યાં. તે ખાધા પછી રાજાને વિચાર આવ્યો, 'આ ઐન્દ્રજાલિકને જો મારી નાંખવામાં આવે તો આ બધું અહીંને અહીં રહે.'

રાજાએ આ વિચારને અમલમાં મૂકયો. ઐન્દ્રજાલિકને મારી નંખાવ્યો.

રાજાએ એ વાડીમાંથી સેવકને ફળ લેવા માટે મોકલ્યો. પણ સેવકના હાથમાં ફળને બદલે પથ્થર, નદીના પાણીને બદલે રેતી હાથમાં આવી. આ સમાચાર રાજાને કહ્યા. આમ થવાનું કારણ, ઐન્દ્રજાલિક મૃત્યુ પામી દેવલોકમાં ગયો હતો અને તેણે તે વાડીનો નાશ કરાવ્યો હતો.

સેવકે આપેલા સમાચારથી રાજા પસ્તાવા લાગ્યો તેણે શાંતિકર્મ કરાવ્યું; છતાં પરિણામ શૂન્ય આવ્યું. વગર વિચારે કામ કરવાથી દુઃખી થવાનો સમય આવે છે તે વિચાર તેને આવ્યો. તે પછી પોતાના મંત્રી સાથે વાટાઘાટ કરી ડાંડી પિટાવી 'જે કોઇ વાડીને હતી તેવી કરી દેશે, નદીને પ્રવાહિત કરશે તેનું રાજા સન્માન કરશે. અર્ધું રાજ આપશે અને પોતાની રાજકુમારી પરણાવશે.'

આ સાભળી મહારાજાએ મંત્રીને ડાંડીને અડકવાનું કહ્યું. મંત્રીએ મહારાજાની આજ્ઞા પ્રમાણે કર્યું મહારાજા વિક્રમે અગ્નિવૈતાલની સહાયથી બધું હતું તેવું કરી દીધું. તેથી મહારાજા વિક્રમને અર્ધું રાજ આપ્યું અને પોતાની રાજકુમારી વિશ્વલોચના પરણાવી. આથી લોકોમાં

અનેક પ્રકારની વાતો થવા લાગી. ઉહાપોહ થયો. ત્યારે મતિસારે મહારાજા વિક્રમાદિત્યની ઓળખાણ આપી. આ સાંભળતાં જ ઠેર ઠેર આનંદ ઓચ્છવ થવા લાગ્યા. તે પછી સદાય ફળ આપનારા આંબાનું બી તેમજ મતિસાર અને તેનાં કુટુંબ સાથે પોતાની પત્નીને લઈ મહારાજા અવંતી આવ્યા, ને બી નાગદમનીને આપ્યું. મંત્રી મતિસારને તેમનું મંત્રીપદ પાછું આપ્યું.

"હે નાગદમની," મહારાજાએ નાગદમનીને પૂછ્યું, "હવે મારે શું કરવું?"

નાગદમનીએ કહ્યું, "રાજન, સુપાત્રદાન આપવા માંડો."

મહારાજાએ સુપાત્ર દાન માટે શોધ કરતા તેમણે બ્રાહ્મણોને બોલાવી પૂછ્યું, "તમારામાં સુપાત્ર કોણ છે?"

"અમે બધા જ સુપાત્ર છીએ." બ્રાહ્મણોએ કહ્યું.

"તમને શું દાન આપવામાં આવે?" મહારાજાએ પૂછ્યું. જવાબમાં બ્રાહ્મણોએ કહ્યુ, "લોકો પોતાની સદગતિ માટે પૃથ્વી, રત્ન, પત્ની, ગાય, યંત્ર તેમજ મુશળ આદિનું દાન કરે છે."

"ઉગ્ર તપશ્ચર્યા કરી બ્રહ્મને જાણે છે તે બ્રાહ્મણ. આત્મજ્ઞાનને માટે ભરત ચક્રવર્તીએ જેમને સ્થાપિત કર્યા છે, તેમને જ બ્રાહ્મણ કહેવામાં આવે છે, બીજાને નહિ. પુરાણોમાં પણ કહ્યું છે. 'બ્રહ્મચર્યથી બ્રાહ્મણ, શિલ્પથી શિલ્પી બને છે, તે વિના ગોકળગાયની જેમ નામ માત્ર જ રહે છે." વિક્રમે કહ્યું

રાજાના શબ્દો સાંભળી બ્રાહ્મણો ગુસ્સે થયા. બોલ્યા. "તમારા મોઢામાંથી આ કેવા શબ્દો નીકળે છે? નાગદમનીના સંસર્ગથી તમારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ લાગે છે."

બ્રાહ્મણોના શબ્દો સાંભળી મહારાજાને આ બ્રાહ્મણો અહંકારી લાગ્યા. અને તેમને નોકરો દ્વારા દાન અપાવી વિદાય કર્યા. તે પછી જૈન સાધુઓને બોલાવી તેમને પૂછ્યું. તે સાધુઓએ મહારાજાના પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું, "ગુરુઓ બે પ્રકારના હોય છે, ક્રિયાકાંડ, લગ્ન આદિ કરાવનાર ગૃહસ્થ કર્મગુરુ કહેવાય છે, અને ભિક્ષાથી જીવન ગુજારનાર, ધર્મનો ઉપદેશ કરનાર સદ્ગુરુ કહેવાય છે. વળી ચાર વર્ણોમાં જે શીલ, સત્ય આદિથી યુક્ત હોય, મોક્ષને ઇચ્છનાર હોય તેને દાન આપવાથી સુપાત્ર દાન આપ્યું કહેવાય છે.'

નિસ્પૃહિ સાધુઓની સુંદર વાત સાંભળી તેમને જ દાનને યોગ્ય માની, નમસ્કાર કરી કહ્યું, 'તમારે વસ્ત્રાદિ જે કાંઈ જોઇએ તે લ્યો." ત્યારે સાધુઓએ મુખ પાસે હાથમા મુહપત્તી રાખી કહ્યું, "રાજન્, જૈન ધર્મમા ચોવીસ તીર્થંકર થયા છે જેમાનાં બીજા તીર્થંકરથી તે તેવીસમા તીર્થંકર સુધીના સાધુઓને રાજપિંડ ખપે છે. પરંતુ પહેલા આદિનાથ અને ચોવીસમાં તીર્થંકર મહાવીર દેવના સાધુઓને રાજપિંડ ખપતો નથી. આવું જૈન શાસનમાં ફરમાવ્યું છે. માટે દીન દુઃખીઓને દાન આપો જેથી કલ્યાણ થાય. અભયદાન

અને સુપાત્ર દાન મોક્ષ આપનાર છે. અનુકંપાદન, ઉચિતદાન અને કીર્તિદાન એ ભોગસામગ્રી આપનાર છે."

સાધુઓના શબ્દો સાંભળી દીન-દુઃખીઓને પણ રાજાએ ખૂબ ખૂબ દાન આપ્યું. તે પછી અંધારપછેડી ઓઢી નગરચર્ચા જોવા મહારાજા નીકળ્યા. ફરતા ફરતા રાજ પુરોહિતના ઘર પાસે આવ્યા. ત્યાં દેવદમનીની બહેન હરિતાલી વસ્ત્રાભૂષણ પહેરી ત્યાં આવી. તેણે માલણ જઇતુને ઉતાવળથી જતી જોઈ પૂછ્યું, "કેમ આટલી બધી ઉતાવળમાં ?" જવાબમાં જઇતુએ કહ્યું, "પાતાળમાં નાગશ્રેષ્ઠીનો વિવાહ આજ રાતના ધામધૂમથી થશે. ત્યાં નાગકુમારો ભેગા થશે માટે ત્યાં ફૂલની છાબ લઇ જવાનું છે."

'મને પણ નિમંત્રણ છે. તેથી વસુધાસ્ફોટન દંડ લઇને ઉદ્યાનમાં યોગિનીઓ સાથે થોડો સમય આનંદપ્રમોદ કરવા જાઉ છું. તું પુરોહિતની પુત્રી ગોમતીને વિષનાશક દંડ લઈ ત્યાં આવવા કહે. આપણે બધાં ભેગાં થઈને જઇશું." કહી હરિતાલી ચાલી ગઈ. જઇતુએ પુરોહિત પુત્રીને સમાચાર આપ્યા. બંને જણીઓ તૈયાર થઈ બહાર નીકળી ત્યારે જઇતુએ કહ્યું, "મારાથી આ ભાર ઉચકાતો નથી, જો કોઈ બટુક-નોકર મળી જાય તો મહેનતાણું આપી તેની પાસે ઉંચકાવીએ."

મહારાજા વિક્રમે આ સાંભળ્યું એટલે બટુકનું સ્વરૂપ ધારણ કરી તેમની પાસે આવ્યા. બટુક રૂપધારી મહારાજાને

જોઇ તેમણે પૂછ્યું, "આ ભાર તું લઈ લેશે? તને મહેનતાણું આપવામાં આવશે."

"જરૂર." બટુક રૂપધારી મહારાજાએ કહ્યું. પછી મજૂરી નકકી કરી, છાબ માથાપર મૂકી બંને જણીઓ સાથે મહારાજા હરિતાલી હતી ત્યાં આવ્યાં. હરિતાલી તે વખતે યોગિનીઓ સાથે નૃત્ય કરતી હતી. આનંદપ્રમોદ કરતી હતી. આનંદ કરી રહ્યા પછી બધાં વૃક્ષપર ચઢયાં. વૃક્ષ ઉડયું. ને સ્વર્ણદ્વીપમાં પહોચ્યું. ત્યાથી વસુધાસ્ફોટન દંડથી પૃથ્વી ફોડી પાતાલ તરફ આગળ વધ્યાં. વિષનાશક દંડથી સર્પોને દૂર કરતા હાથમાં પકડતા પાતાળનગર સમીપ પહોચ્યાં. ત્યાં સરોવર આવતાં દંડ, છાબ વગેરે બટુકને સોંપી ત્રણે જણીઓ સ્નાન કરવા સરોવરમાં પડી. બટુક સ્વરૂપધારી મહારાજા બધી વસ્તુઓ લઈ પાતાલનગરીની શોભા જોવા ચાલ્યા, ત્યારે સરઘસના રૂપમાં નાગકુમારો વસ્ત્રાભૂષણ પહેરી આવ્યા બરાબર તે જ સમયે મહારાજા ત્યાં આવ્યા. ને અગ્નિવૈતાલની સહાયથી નાગકુમારોને અદૃશ્ય કરી પોતે તેવા જ સુંદર સ્વરૂપવાન થઈ મનોહર ઘોડા પર બેસી માતૃગૃહમાં-માંહ્યરામાં જઈ શ્રીદ શ્રેષ્ઠીની પુત્રી સાથે પરણ્યા, ત્યારે પેલી ત્રણે સખીઓ સ્નાંન કરી બહાર આવી. તેમની દૃષ્ટિએ

અટુક નહિ પડવાથી નિરાશ થઈ તેને શોધતી નાગકુમારને જોવા શ્રીદ શ્રેષ્ઠીને ત્યાં ગઇ. તે સમયે મહારાજા વિક્રમે પુનઃ અટુકનું સ્વરૂપ ધારણ કર્યું. અટુકને જોતા પેલી ત્રણે જણીઓ કહેવા લાગી; “ ઠગારા, અમારા દંડ આદિ આપી દે. નહિ તો તારી દશા બુરી થશે.”

બાળાઓના શબ્દો સાંભળતાં મહારાજા વિક્રમે પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું. મહારાજા વિક્રમને જોતાં તેઓ સ્તબ્ધ થઇ ગઈ. ને કહેવા લાગી. “કૃપા કરી અમારી સાથે લગ્ન કરો.”

શ્રેષ્ઠી તો મહારાજાને જોતાં આનંદમાં આવી ગયો ને ત્રણે જણીઓનાં લગ્ન કરી આપ્યાં. ત્યાર બાદ નાગકુમારોના પિતાએ પોતાના પુત્રો માટે કહ્યું. મહરાજાએ અગ્નિવૈતાલની સહાયથી નાગકુમારો પ્રગટ કર્યા. એટલે નાગકુમારોએ પ્રસન્ન થઈ સુરસુંદરી નામની કન્યા પરણાવી ને મણિદંડ આપ્યો. ચંદ્રચૂડ નાગકુમારે પોતાની કમળા નામની કન્યા સ્વીકારવા મહારાજાને કહ્યું. મહારાજાએ તે સ્વીકારીને નાગકુમારને પરણાવી તે પછી પાંચ સ્ત્રીઓ, ત્રણ દંડ સાથે મહારાજા અવંતી આવ્યા. દંડો નાગદમનીને આપ્યા. નાગદમનીએ દંડોથી છત્ર બનાવ્યું અને પહેલા આણેલા મણિઓ વડે ચતુરાઇથી જાળી બનાવી.

નાગદમનીએ સદાય ફળ આપનાર આંબાનું બી મહારાજાના મ્હેલ પાસે વાવ્યાં. ને આંબાનો બાગ બનાવ્યો તેમાં સુંદર સભાગૃહ બનાવ્યું. વળી ઉત્તમ રત્નોનું સુંદર સિંહાસન બનાવ્યું.

મહારાજા પંચદંડવાળા સિહાસન તરફ ચાલ્યા.

શુભ મુહૂર્તમાં પંચ દંડવાળા છત્રને ધારણ કરી બત્રીસ પૂતળીવાળા સિહાસન પર મહારાજાએ બેસી, બધા જ કર માફ કર્યા ને ન્યાયથી રાજ કરવા લાગ્યા.

નવમો સર્ગ સમાપ્ત





## સર્ગ દસમો



### પ્રકરણ એકતાલીસમું ... ... .. મહાકવિ કાલીદાસ

મહારાજા વિક્રમાદિત્યને સૌંદર્યસંપન્ન પ્રિયગુમંજરી નામની યોગ્ય પિતાની યોગ્ય પુત્રી હતી, તે બાલ્યાવસ્થાથી ચતુર, મધુરભાષી અને તીવ્ર યાદશક્તિવાળી હતી. સર્વને પ્રિય થઇ પડે તેવી હતી.

તે આઠ વર્ષની થઈ ત્યાં તો મહારાજાએ શાસ્ત્રના જાણકાર પ્રખર પંડિત શ્રી વેદગર્ભ પાસે તેને ભણાવવાનું શરૂ કર્યું. તે પોતાની તીવ્ર બુદ્ધિથી વિદ્યાને ઝડપે ગ્રહણ કરતી. શિષ્યાની સ્મરણશકિતથી પંડિત મહારાજ પણ વિચારમાં પડી જતા.

રાજકુમારીએ ગુરુ પાસેથી શાસ્રો, ન્યાય, વ્યાકરણ અને સ્રીવર્ગની ચોસઠ કલાઓનો અભ્યાસ કર્યો, તેમાં તે પારંગત થઇ.

આ વિદ્યાસંપન રાજકુમારીએ દિવસો જતાં યુવાવસ્વથામાં

પાદાર્પણ કર્યું ને તે પોતાની સમવયસ્ક સખીઓ સાથે મહેલ અને ઉદ્યાનમાં કાળ નિર્ગમન કરવા લાગી.

હવે તે સારાસાર સમજવા લાગી હતી. તે વડીલોનો આદર કરતી, નાનાઓ પ્રતિ પ્રેમ દર્શાવતી, નોકરચાકરો સાથે વાત્સલ્ય ભાવ બતાવતી.

વધે વધતી આ રાજકુમારી એક વખત કેરીની મોસમમાં મધ્યાહન સમયે મહેલના ઝરૂખામાં બેસી કેરીઓ ખાઈ રહી હતી. તે જ સમયે તેના ગુરુ પંડિત શ્રી વેદગર્ભ ક્યાંકથી આવી રહ્યા હતા, તે વખતે તાપ તો કહે મારું કામ

બપોરના તાપમાં ચાલીને આવતા વેદગર્ભને થાક તો



રાજકુમારીએ વેદગર્ભને જોયા

લાગ્યો હતો. તે મહેલના ઝરૂખાની છાયામાં બેઠા. તેમને બેઠેલા જોતાં પ્રિયંગુમંજરીએ પૂછયું, "ગુરુદેવ, આપ અહીં કેમ? આપની ઇચ્છા મને જણાવશો?"

"રાજકુમારી," વેદગર્ભે કહ્યું, "મને કેરીની ઇચ્છા છે."

"ઊની કે ટાઢી?" રાજકુમારીએ પૂછયું.

"ઊની." વેદગર્ભે કહ્યું.

"તો લ્યો, ત્યારે." કહેતાં રાજકુમારીએ ઝરૂખામાં રહે રહે એવી ચતુરાઈથી કેરી ફેંકી જે તેમનાં કપડામાં ન પડતા જમીન પર ધૂળમાં પડી. વેદગર્ભે તે કેરી લઇ ધૂળ ઉડાડવા ફુંકો મારવા માંડી. તે જોઈ રાજકુમારી હસી, વ્યંગમા બોલી, "ગુરુદેવ, કેરી શું બહું ઊની છે? ફુંકો તેમાં મારવી પડે છે?"

રાજકુમારીના એ શબ્દોએ વેદગર્ભ માટે તીરની ગરજ સારી. પોતાનું અપમાન થયેલું લાગ્યું ને ગુસ્સે થયા, ને બોલ્યા, "રાજકુમારી! તેં ગુરુનું અપમાન કર્યું છે તેથી તને ગોવાળ-મૂર્ખ પતિ મળશે."

ગુસ્સામાં શાપ આપી વેદગર્ભ ચાલ્યા ગયા, સાથે રાજકુમારીના હૃદયમાં અશાન્તિની આગ પ્રગટાવતા ગયા. તે અશાંતિની પરવા કર્યા વિના તે બોલી, "પરણીશ તો વિદ્યાવિશારદને, નહિ તો જીવતી ચિતા પર ચઢીશ."

ઉપરોકત બનાવ બને કેટલાય દિવસો વીતી ગયા.

રાજકુમારી પૂર્ણ યુવાસ્થામાં આવી ગઈ હતી. તેને મહારાજાએ એક દિવસ જોઈ તે સાથે જ 'પુત્રીને પરણાવી જોઇએ'નો વિચાર આવ્યો.

'માબાપે યોગ્ય વયની પોતાની કન્યાને કુળવાન, શીલયુકત, વસ્તારી, વિદ્વાન, બળવાન અને તંદુરસ્ત પુરુષના હાથમા સોંપવી જોઇએ' ના પડઘા તેમના કાને પડવા લાગ્યા. તેમણે રાજકન્યાને યોગ્ય પુરુષની શોધમાં રાજદૂતો દોડાવ્યા, પણ પરિણામ શૂન્ય આવ્યું. તેથી ચિંતા-ડાકિની મહારાજના હૃદયને કોરી ખાવા લાગી.

એક દિવસ રાજસભામાં વેદગર્ભે મહારાજને ચિંતાગ્રસ્ત જોઇ પૂછ્યું, "મહારાજ, આપને હું કેટલાય દિવસથી ચિંતા-ગ્રસ્ત જોઉં છું. આપની ચિંતાનું કારણ જણાવવા જેવું હોય તો જણાવશો"

"વિપ્રદેવ," મહારાજા બોલ્યા, "તમારી દૃષ્ટિ સાચી છે, મને પ્રિયંગુમંજરીની ચિંતા ભરખી રહી છે."

"મહારાજ," વેદગર્ભે કહ્યું, "આપની તે ચિંતાને હું દૂર કરીશ. રાજકુમારી માટે હું ગમે ત્યાંથી વર શોધી લાવીશ."

પોતાના શાપને સિધ્ધ કરવાનો અવસર મળવાથી વેદગર્ભના આનંદે મર્યાદા મૂકી હતી. તે આનંદ અનુભવતા બોલ્યા, "રાજાઓ પોતાના કાર્ય સેવકો પાસે કરાવે છે

જયારે બીજાઓ પોતાનાં કાર્યો પોતાની જાતે જ કરી લે છે. મહારાજાએ આ કાર્ય મને સોંપ્યું છે તે હું સારી રીતે પૂરું કરીશ."

વેદગર્ભના શબ્દોથી મહારાજાએ આશ્વાસન લીધું. તે પછી એક દિવસે વેદગર્ભે વર શોધવા જવા મહારાજાની આજ્ઞા લીધી ને નગર, વન, પહાડ વગેરે સ્થળોએ ભ્રમણ કર્યું. પણ પોતાની ઇચ્છા પ્રમાણેનો રાજ્યકન્યા માટે વર ન મળ્યો.

એક દિવસે તે વનમાંથી પસાર થઈ રહ્યા હતા, ત્યારે તેમને તરસ લાગી. તેમણે પાણી માટે ચોતરફ દૃષ્ટિ દોડાવી પણ ક્યાંય પાણી હોય તેમ લાગ્યું નહિ, તેવામાં એકાએક તેમની દૃષ્ટિએ ગોવાળ પડ્યો. તેને જોતા જ તે તેની પાસે ઉતાવળે આવ્યા ને પૂછવા લાગ્યા, "હે ગોવાળ, મને તરસ લાગી છે, તું મને કૂવો, તળાવ અથવા નદી બતાવી શકશે? જ્યા જઇ હું મારી તરસને શાંત કરું."

"આટલામાં ક્યાંય પાણી નહિ મળે" ગોવાળે કહ્યું ને વેદગર્ભ તરફ જોવા લાગ્યો. વેદગર્ભને પાણી વગર મુંઝાતો જોઇ તે બોલ્યો, "હે બ્રાહ્મણ, તને બહુ તરસ લાગી છે તો કરચંડી કર, હું ગાયના દૂધથી તે ભરી દઈશ. તારી તરસને શાંત કરીશ."

ગોવાળના શબ્દોથી વેદગર્ભ પ્રસન્ન થયા પણ

“કરચંડી’ શબ્દ સમજાયો નહિ. તે શબ્દનો અર્થ શોધવા પોતાના જ્ઞાનસમુદ્રમાં ડુબકી મારી પણ અર્થ જડયો નહિ, તેથી તે પોતાની જાત પર ગુસ્સે થઈ મનમાં બોલ્યા, “આ એક ગોવાળે કહેલો ‘કરચંડી’ શબ્દ મને સમજાતો નથી તો વ્યાકરણ શાસ્ત્ર ભણ્યાનો અર્થ શો?”

પંડિતને વિચારવશ થયેલા જોઈ ગોવાળ બોલ્યો, “શું દૂધથી તરસ શાંત થાય તે તને ગમતું નથી? ચૂપ કેમ છે? જલદીથી મારી જેમ બે હાથ ભેગા કરી કરચંડી વાસણ બનાવ, એટલે હું ગાયોને દોહી તને દૂધ પાઉં.” કહેતા ગોવાળે બે હાથ ભેગા કરી કરચંડી બનાવી. વેદગર્ભે તેનું અનુકરણ કર્યું ને ગાયોની પાસે બેઠા. ગોવાળે પ્રેમથી દૂધ પાયું. વેદગર્ભની તરસ મટી સાથે જ ગોવાળની ચતુરાઇનો વિચાર આવ્યો ને મનમાં બોલ્યા, “આ ગોવાળ જ પ્રિયંગુમંજરી માટે યોગ્ય છે, આને સાથે લઇ જઈ રાજકુમારી સાથે લગ્ન કરાવતાં મારી મનેચ્છા પૂર્ણ થશે.”

તેમણે પોતાની મનેચ્છા પૂર્ણ કરવા ગોવાળને આડું-અવળું સમજાવી પોતાની સાથે લીધો. પોતાને ત્યા છ માસ જેટલો સમય તેને રાખી સ્નાન કેમ કરવું, કપડાં કેમ પહેરવાં, સુંદર, શુધ્ધ અને મધુર ભાષામાં કેમ બોલવું તેમજ બ્રાહ્મણની રીત પ્રમાણે ‘સ્વસ્તિ’ શબ્દથી આશીર્વાદ કેમ આપવો, રાજસભામાં કેમ વર્તવું વગેરે જ્ઞાન આપ્યું. ગોવાળ બરાબર તૈયાર થઇ ગયો ત્યારે એક દિવસે વેદગર્ભ તેને સભામાં લઇને આવ્યો. ત્યાં સિંહાસન પર બેઠેલા મહારાજાને

પોતે 'સ્વસ્તિ' શબ્દથી આશીર્વાદ આપ્યો, પણ પેલો ગોવાળ તો રાજા અને સભાને જોતાં જ ભાન ભૂલી જઇને 'સ્વસ્તિ' કહેવાને બદલે 'ઉપરટ' કહી બેઠો.

એ 'ઉપરટ' શબ્દ સાંભળતાં મહારાજા નવાઈ પામ્યા. વેદગર્ભે સમયસૂચકતા વાપરી મહારાજાને કહ્યું, "આ નવીન પંડિતે આપને ગર્ભિત આશીર્વાદ આપ્યો છે. તેનો અર્થ સાંભળો.

આશીર્વાદમાં પહેલો અક્ષર 'ઉ' છે તેનો અર્થ ઉમા–પાર્વતી થાય છે. અને 'શ' શબ્દથી શંકર અર્થ થાય છે. 'ર' અક્ષરથી 'રક્ષણ' અને 'ટ' અક્ષરથી ટંકાર અર્થ થાય છે. હે રાજન, વિદ્વાન પંડિત આશીર્વાદ આપતા કહે છેઃ ઉમાપતિ ત્રિશૂળને ધારણ કરનાર શંકર તમારું રક્ષણ કરો. અને તમારી કીર્તિનો ટંકાર ચોતરફ ફેલાવ"

વેદગર્ભે સમજાવેલો અર્થ સાંભળતાં મહારાજા ઘણા પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા, "આ સરસ્વતીપુત્ર તો નથી ને?"

મહારાજાના પ્રશ્નના જવાબમાં વેદગર્ભે કહ્યું, "મહારાજ, મેં સરસ્વતીની આરાધના કરી રાજકન્યા માટે આ વર શોધ્યો છે."

આમ ચતુરાઈથી વેદગર્ભે મહારાજાને પ્રસન્ન કર્યા. ને શુભ મુહૂર્તમાં ગોવાળ અને રાજકન્યાનાં લગ્ન થયાં.

આ લગ્ન થતાં વેદગર્ભને આનંદ થયો. તેમણે ગોવાળને કહ્યું, "તારે કોઈની સાથે અક્ષરે બોલવો નહિ. ચૂપ—મૌન રહીશ તો બધા તને પંડિત સમજશે."

ગોવાળે વેદગર્ભના શબ્દોને સાચા માની. તેમ વર્તવા નિર્ણય કર્યો. પરિણામે તેની ચોતરફ પ્રશંસા થવા લાગી.

વિદ્વાન પતિ સાથે વાક્‌વિલાસ કરવા પ્રિયંગુમંજરી અધિરી થઇ રહી. એક દિવસે તે સ્વરચિત ગ્રંથ લઈ ગોવાળ પાસે આવી પ્રાર્થના કરતા બોલી, "સ્વામિ! આપ આ પુસ્તકનું સંશોધન કરવા કૃપા કરશો."



રાજકુમારી ગ્રંથ લઈ ગોવાળ પાસે આવી.

ગોવાળે પ્રિયંગુમંજરીના અત્યાગ્રહથી તે ગ્રંથ લીધો અને રાજકુમારીના ગયા પછી પોતાના નખથી કેટલેક ઠેકાણે અક્ષરો ઉપરના કાના-માત્ર કોતરી નાખ્યા. પરિણામે તે ગ્રંથ અશુદ્ધ થઈ ગયો.

રાજકુમારીના હાથમાં જ્યારે તે ગ્રંથ પાછો આવ્યો—જોયો ત્યારે તેનાં દુ:ખનો પાર ન રહ્યો. તે બોલી, "આ તો કોઈ મૂર્ખ છે, શું વેદગર્ભનો શાપ સાચો થયો?"

મનથી દુ:ખી થતી રાજકુમારીએ પોતાના પતિનું કુળ જાણવા વિચાર્યું. તે તેને ચિત્રશાળામાં લઈ આવી, જ્યાં પશુ પંખી વગેરેનાં ચિત્ર હતાં. ગાયો અને ભેંસો ચરાવતા ગોવાળનાં ચિત્ર હતાં. પાણી ભરતી પનિહારીઓ ચિત્રમાં હતી. બાગમાં રમતા બાળકો હતા. રાજા, શેઠ, વેપારીઓથી શોભતી રાજસભા હતી. ચોર લૂંટારાઓનાં પણ ચિત્રો હતાં.

ગોવાળ જ્યારે આ ચિત્ર જોઈ રહ્યો હતો, ત્યારે રાજકુમારી એક ઠેકાણે સંતાઈ ગઈ. ગોવાળ ચિત્રો જોતો જોતો આગળ વધ્યો ને ભેંસ ચરાવતા ગોવાળના ચિત્ર પાસે આવી અટક્યો.

એ ચિત્ર જોતાં ગોવાળ આનંદમાં આવી ગયો. ભાન ભૂલી ગયો ને બોલ્યો, "ડિઉ, ડિઉ."

પોતાના પતિના મોઢામાંથી 'ડિઉ' શબ્દ નીકળતાં 'પોતાનો પતિ ગોવાળ છે,' તેમ રાજકુમારી સમજી ગઈ.

આશુસનું કુળ તેના વ્યવહાર, શરીર, વચન અને આકારથી સમજાઈ જાય છે તે આ ગોવાળે સિદ્ધ કરી આપ્યું.

ગોવાળ પતિ સાથે નહિ બોલવાનો, તેનું મોઢું નહિ જોવાનો રાજકુમારીએ નિર્ણય કર્યો. ત્યારે ગોવાળાના મનમાં એકાએક વિચાર આવ્યો, "લોકો રાજાના જમાઈને વિદ્વાન માને છે. સરસ્વતીપુત્ર માને છે પણ હું કક્કો ય જાણતો નથી. મને ધિક્કાર છે."

આ પ્રમાણે પોતાની મૂર્ખતા પર વિચાર કરતો તે ચિત્રશાળામાંથી નીકળી નગરના બાગમા જ્યાં મહાકાળી માતાનું મંદિર હતું ત્યાં ગયો. ને દેવીની મૂર્તિને વંદન કરી મનમાં બોલ્યો, "હું અહીંથી દેવીને પ્રસન્ન કરી વિદ્યા પ્રાપ્ત કર્યા વિના ખસવાનો નથી." બોલી દેવીને વિનવવા લાગ્યો, "હે ભગવતિ! હું તારે શરણે છું, તું મને વિદ્વાન બનાવ, નહિ તો આ દેહ તારા ચરણુ આગળ પડશે. હું તારો પુત્ર સરસ્વતીપુત્ર તરીકે પ્રસિધ્ધ થયો છું. તું હવે લાજ રાખ."

ગોવાળ આમ પ્રાર્થના કરે જ જતો. પણ તેની પ્રાર્થના બહેરા કાનો પર પડી; છતાં પોતાનો નિશ્ચય દેવી આગળ બોલે જતો. પ્રાર્થના કરે જતો

માતાને વિનવતા, ભૂખે-તરસે કેટલાંયે દહાડા પસાર થયા. તે સૂકાયો પણ ખરો.

આ સમાચાર પવનની પાંખે ચઢી અવંતીના ખૂણે ખૂણે પહોંચી ગયા. મહારાજાએ પણ જાણ્યા. એટલે મંદિરે આવ્યા. ગોવાળની સ્થિતિ જોતા દુઃખી થયા ને પોતાની પુત્રીના સૌભાગ્યની ચિંતા કરવા લાગ્યા. તેમણે દેવીને પ્રસન્ન કરવા મહાપૂજા કરવા નિર્ણય કર્યો. ને તે નિર્ણય અમલમાં મૂક્યો. તેમણે વિધિપૂર્વક મહાકાળીની પૂજા કરાવી છતા દેવી પ્રસન્ન ન થયાં તે ન જ થયાં. મહારાજા નિરાશ થયા.

નિરાશ–ચિંતામગ્ન મહારાજાને એક વિચાર આવ્યો. અંધકારમાં પ્રકાશનું કિરણ જણાયું. દુઃખમાય મોઢા પર સ્મિત ફરક્યું. તેમણે કાલી નામની દાસીને બોલાવી પોતે ગોઠવેલી યુક્તિ સમજાવી. દાસી બરાબર સમજી ગઈ. તે તે યુક્તિ પાર પાડવા લપાતીછુપાતી મહાકાલીની મૂર્તિ પાછળ સંતાઈ ત્યારે ગોવાળ પોતાનો નિર્ણય, પોતાની પ્રાર્થના બોલે જ ગયો. ત્યારે મૂર્તિ પાછળ સંતાયેલી દાસી કાલી બોલી, "હે સેવક, હું તારા પર પ્રસન્ન થઈ છુ, તને વરદાન દઈશ."

આ શબ્દો ગોવાળને કાને પડતાં તેનાં આનંદનો પાર ન રહ્યો. તે તો માને ચરણે પડી પ્રાર્થના કરે જ ગયો. ત્યારે દેવી મહાકાલી મુઝાવા લાગી, વિચારવા લાગી, "મારા નામથી બોલેલી દાસીના શબ્દો સાચા નહિ થાય તો જગતમાં મારી અપકીર્તિ થશે. લોકોની મારામાંથી શ્રદ્ધા ઊઠી જશે. મને કોઈ જ માનશે નહિ." વિચાર કરતી દેવીએ નિર્ણય કર્યો,

"મારી પ્રતિષ્ઠા સાચવવા મારે એ દાસીના શબ્દો સાચા, કરવા પડશે–વિદ્વાન બનાવવો પડશે."

ગોવાળ પર દેવી પ્રસન્ન થયા ને વરદાન આપ્યું. એ સમાચાર અવંતીમાં ફેલાઈ ગયા. પ્રિયંગુમંજરીએ પણ જાણ્યા. ને તરત જ મહાકાલીના મંદિરે આવી. પૂછયું, "શું મા કાલી તમારા પર પ્રસન્ન થયા?"

આ પ્રશ્ને દેવીની મુઝવણમા વધારો કર્યો. પ્રતિષ્ઠાની ચિંતા થઈ તે પ્રગટ થયાં ને ગોવાળને અપૂર્વ સુંદર કાવ્ય રચવાની શક્તિ આપી સાથે બીજી વિદ્યાઓ પણ આપી. આથી પતિ–પત્નીએ હર્ષમાં આવી મહાકાલીને વંદન કર્યું ને તેઓ મહેલ તરફ જવા લાગ્યા.

ગોવાળ મહેલે નહિ જતા રસ્તેથી રાજકુમારીથી છૂટો પડી રાજસભામા ગયો. રાજા પાસે આવ્યો. પોતાના જમાઈને જોઇ મહારાજા હસીને બોલ્યા, "હે કાલીદાસી પુત્ર, પધારો. અને સુંદર કાવ્ય સંભળાવો"

"હું કાલીદાસી પુત્ર નથી" ગોવાળ બોલ્યો, "પરંતુ હું કાલીદેવીનો દાસ બન્યો છું એટલે હું કાલીદાસ છું."

આ શબ્દો સાંભળતા પોતાના જમાઇની પરીક્ષા કરવા મહારાજાએ સમસ્યા કહેતાં કહ્યુ, "વાહન પર બેસી સમુદ્ર તરે છે."

મહારાજાના મુખથી સમસ્યા નીકળતા કાલીદાસ બોલ્યા,

"જળથી પરિપૂર્ણ મેઘોને પહાડો પર વરસતા જોઈ વિદ્વાનો કહેવા લાગ્યા. સમુદ્ર પહાડરૂપી વાહનોથી તરે છે."

સમસ્યા પૂર્ણ થતાં બધા નવાઈ પામ્યા. પ્રસન્ન થયા. કાલીદાસ રાજસભામાંથી પોતાના મહેલે ગયા, ત્યાં પ્રિયંગુ મંજરીએ તેનું સ્વાગત કર્યું, પછી બોલી, "પતિદેવ, મારી સાથે વાક્‌વિલાસ કરશો ને ?" જવાબમાં કાલીદાસે કહ્યું, "ભારત દેશના ઉત્તરે હિમાલય નામનો પર્વત છે. જે પૂર્વથી પશ્ચિમ સુધી પથરાયેલો, સમુદ્રને સ્પર્શ કરે છે. તે જોઈ જાણે એમ જ લાગે છે, તે જાણે પૃથ્વીનું માપ કરવાનો માપદંડ ન હોય !" બોલતા કાલીદાસ પળ માટે શાંત થયા. ક્ષણ પછી બોલ્યા, "પ્રિયે ! તમે વાર્તાલાપ કરતાં 'અસ્તિ', 'કશ્ચિદ્' અને 'વાગ્' આ ત્રણ શબ્દોનો ઉપયોગ કર્યો, હું તે શબ્દોના આધારે ત્રણ કાવ્યોની રચના કરીશ." કહેતા કાલીદાસે પોતાની પ્રિયતમાને પોતાની વિદ્વતાથી પ્રસન્ન કરી.

કાલીદાસે પોતાનું બોલેલું પાળ્યું ને 'અસ્તિ' શબ્દથી કુમારસંભવ, 'કશ્ચિદ્'થી મેઘદૂત અને 'વાગ્'થી રઘુવંશ મહાકાવ્યની રચના કરી. જે કાવ્યો આજે પણ સંસ્કૃત સાહિત્યમાં અદ્વિતીય મનાય છે.

આ વિદ્વતાપૂર્ણ કાવ્યોથી મહારાજા વિક્રમાદિત્ય અને અવંતીની પ્રજા ગાંડીઘેલી થઇ ગઈ.

卐

## પ્રકરણ બેતાલીસમું ... ... ... અવનવા અનુભવો

"દેશાટન કરવાથી બુદ્ધિ તીવ્ર થાય છે, અવનવા અનુભવો થાય છે." વિદ્વાનોના મોંઢેથી આ વાક્ય સાંભળી મહારાજા વિક્રમને દેશાટન કરવા ઇચ્છા થઈ, તેમણે રાજ-કાજથી નિવૃત્ત થઈ, ભંડારમાંથી પાંચ રત્ન લીધાં અને પ્રયાણ કર્યું, અનેક શહેરો, જંગલો, પહાડો અને નદીઓ ઓળંગી તે પદ્મપુર નામના શહેરમાં આવી પહોંચ્યા. આ શહેર સાચે જ સુંદર હતું. પણ એ શહેરમાં વસનારા બધા જ ધુતારા–ઠગ હતા. આ શહેરના રાજાનું નામ હતું અન્યાયી અને મંત્રીનું નામ હતું સર્વભક્ષી અને પાષણહૃદયી.

શહેરથી પરિચિત થવા મહારાજા ફરતા ફરતા એક શાહુકારની દુકાને જઈ ચઢયા, ત્યારે એક તાપસ ત્યા આવ્યો ને તેણે એક શેર ઘીની માંગણી કરી. તાપસની માંગણી સાંભળી શાહુકારે શેરને બદલે બશેર ઘી આપ્યું. ઘી લઈ તાપસ પોતાના ગુરુ હતા ત્યાં આવ્યો. ને ઘી ગુરુ પાસે મૂક્યું. ગુરુની ઘી પર દૃષ્ટિ પડતાં જ પૂછ્યું, "આ ઘી કેટલું છે?" જવાબમાં શિષ્યે કહ્યું, "ગુરુદેવ, એ બશેર ઘી છે."

આ સાંભળી ગુરુ કર્કશ અવાજે બોલ્યા, "વધારે ઘી શું કરવા લાવ્યો ? ચોરી રૂપી પાપ વૃક્ષનું ફળ આ સંસારમા વધ-ફાંસી, બંધન-કારાવાસ છે અને પરભવમાં નર્કની વેદનાઓ છે, માટે પાછે પગલે જઇ વધારાનું ઘી આપી આવ."

ગુરુની આજ્ઞા સાભળતા જ શિષ્ય ઘી લઇ શાહુકારની દુકાને પાછો આવ્યો ને વધારાનું ઘી પાછું લેવા આગ્રહ કરવા લાગ્યો. આ જોઈ વિક્રમાદિત્ય નિર્લોભી ગુરુની મનમાં પ્રશંસા કરતા, શિષ્યની પાછળ પાછળ ચાલ્યા. આશ્રમમાં પહોંચતા જ ગુરુને નમસ્કાર કરી પોતાની પાસેના પાંચ રત્ન તેમની સમક્ષ મૂકી પ્રાર્થના કરતાં કહ્યું, "હે મહાત્મા ! હું દેશાટન કરવા નીકળ્યો છું. આપની કીર્તિની સુવાસથી આકર્ષાઈ અહીં આવ્યો છું. આ રત્નો સાથે દેશાટન કરવું ભયકારક થઈ પડ્યું છે, તેથી રત્નોને આપની પાસે રાખો. વિદ્વાનો કહે છે, જ્યા મનુષ્યમા સુંદર આકૃતિ-રૂપ છે ત્યા ગુણો અવશ્ય હોય છે જ, અને જ્યા ધન હોય છે, ત્યા ભય જરૂર હોય છે ? તેથી જ આ રત્નો અહીં મૂકી જવા ચાહું છું, તો કૃપા કરી તે આપની પાસે રાખો. મને નિર્ભય બનાવો."

મહારાજાના શબ્દો સાંભળી તાપસે મોઢેથી ન બોલતાં હાથથી ઇશારો કરતા કહ્યું, "ધનને દેખવાની વાત તો દૂર રહી પણ અમે તેને સ્પર્શ પણ કરતા નથી, કારણ કે સાધુ માટે દ્રવ્ય




તાપસે રત્નો રાખવા આનાકાની કરી

સંગ્રહ એ દોષ છે.' કહેતા ગુરુએ રત્નો રાખવા આનાકાની કરતા કહ્યું, "જો ભાઈ, તારે રત્નો સાથે લઈ જવા ના હોય તો તારા જ હાથે પેલા નાળામા તે મૂકી દે."

તાપસની નિર્લોભ વૃત્તિની પ્રશંસા કરતા મહારાજાએ તાપસે બતાવેલા નાળામાં રત્નો મૂકી પ્રણામ કરી સંસારનાં કૌતુકો જોવા આગળ પ્રયાણ કર્યું.

વિક્રમના ગયા પછી પેલા તાપસે લોકોને સારી રીતે ઠગી ઘણુ ધન એકઠું કર્યું અને અલકાપુરીના મહેલ જેવો મઠ બંધાવી તેમાં રહી સાધુ વેશથી બધાને છેતરતો સમય વિતાવવા લાગ્યો

કેટલાય દિવસો પછી અનેક દેશો જોઈ એ તાપસ હતો ત્યાં મહારાજા આવ્યા ને આશ્રમને બદલે સુંદર મઠ જોઇને વિચારમાં પડયા. ક્ષણ પછી તે મઠમા પ્રવેશ કરતાં, 'એ તાપસે જ મઠ બંધાવ્યો છે' એવું જાણ્યું. એટલે તાપસ પાસે જઈ પ્રણામ કરી રત્નોની માંગણી કરી. જવાબમાં તપાસે કહ્યું, "અરે, આ તું શું બોલે છે? કોની પાસે રત્ન માંગે છે? તેં કોને રત્ન આપ્યાં છે? તું કોણ છે? મેં તને ક્યારે જોયો હોય તેવું યાદ આવતું નથી. તારી બુદ્ધિ હરામ છે." આ પ્રમાણે તાપસ 'ચોર કોટવાળને દંડે' તે કહેવતાનુસાર વિક્રમ સાથે લઢવા લાગ્યો. આ જોઈ મહારાજા મનમાં વિચારવા લાગ્યા, "આ ઢોગી ધુતારો–ઠગ તાપસ મારા રત્નો હજમ કરી જવા ઇચ્છે છે, સાચે જ ઠગ, દુર્જન, લુચ્ચા અને ક્રૂર માણસો બહુ જ સાવધ હોય છે." આમ મનમાં વિચારતા મહારાજાએ લક્ષ્મણ સાથે વનમાં ભ્રમણ કરતા રામચંદ્રજીએ સરોવરકિનારે જોયેલા બગલાનું દૃશ્ય મનઃદૃષ્ટિ સમક્ષ જોયું. જાણે માછલી કહી રહી હોયઃ 'મહારાજ, આપ આ બગલાને ધાર્મિક વૃત્તિવાળો માનો છો, પણ તે દુષ્ટ છે. તેણે તો અમારા કુટુંબનો નાશ કર્યો છે. ઉજળું એટલું દૂધ ક્યારે પણ ન માનતા' એવું લાગ્યું.

ક્ષણો પસાર થતાં મહારાજાએ ફરીથી નમ્રતાપૂર્વક કહ્યું, "આપનાં દર્શનથી પવિત્ર થઇ અહીંથી જતા મેં પાંચ રત્નો નાળામાં તમારા કહેવાથી મૂકયા હતા તે હવે ના કેમ પાડો છો?" જવાબમાં તાપસ સાકર પિરસતાં

બોલ્યો, "ઓ ભાઇ, તારી ક્યાંક ભૂલ થાય છે, મારી પાસે નહિ પણ કોઇ બીજા પાસે મૂક્યાં હશે."

તાપસના શબ્દો સાંભળી 'વધારે બોલવાથી કાંઇ લાભ નથી.' એમ માની ચાલવા માંડ્યું. રસ્તે જતાં પાપીને શિક્ષા કરાવવા પોતાની વાત કહેવા પાષાણહૃદયી મંત્રીને ત્યાં જવા વિચાર્યું. મહારાજા તેને ત્યાં ગયા તે વખતે મંત્રી કોઇ વાણિયા સાથે વાત કરી રહ્યા હતા. મહારાજા તેમની વાત સાંભળવા લાગ્યા.

હર નામના વાણિયાને મંત્રીએ એક વર્ષ માટે એક લાખ રૂપિયા વ્યાજે આપ્યા હતા, આપ્યા પછી બીજે જ દિવસે વાણિયાને બોલાવી વર્ષનું વ્યાજ માંગ્યું. વાણિયાએ આનાકાની કરી એટલે કારાવાસની સજા ફરમાવી. લાચાર વાણિયે એ અન્યાયી મંત્રીને વર્ષનું વ્યાજ આપી છુટકારો મેળવ્યો.

આ સાંભળી 'આ મારો ન્યાય શું કરશે! આવા મંત્રીથી પ્રજા દુઃખી થાય છે. ક્યાંય શાંતિ હોતી નથી, આવા રાજ્યમા રહેવું પણ ન જોઇએ.' ના વિચારો મહારાજાને આવ્યા

મહારાજા વિચાર કરે છે ત્યાં એક ખેડૂત એ મંત્રી પાસે વિનંતી કરવા આવ્યો, બોલ્યો, "હે મંત્રીજી, એક મુસાફરે પોતાના બળદો છોડી મારા ખેતરમાં ભેલાણ કર્યું. તો દયા કરી મને નુકસાની અપાવો."

ખેડૂત આ કહી રહ્યો હતો તે વખતે પેલો મુસાફર ત્યાં આવ્યો ને કહેવા લાગ્યો, "હે મંત્રીશ્વર, હું મારે રસ્તે જઇ રહ્યો હતો, મારી ગાડી સામાનથી ભરેલી હતી. એકાએક તે ગાડીની ધરી તૂટી ગઇ. એટલે બળદોને છોડી મેં ગાડી સાથે તેમને બાંધ્યા ને ગાડી ઠીક કરવા લાગ્યો. બાંધેલા બળદો ખેતરમાં ભેલાણ શી રીતે કરે? આ ખેડૂત ખોટી ફરિયાદ કરી રહ્યો છે. તેણે ખોટી રીતે ગાડી ભાંગી નાખી છે, હવે હું તમારે આશરે છું. આ પારકા પ્રદેશમાં મારું કોઈ નથી, માટે મારો બરોબર ન્યાય કરો."

બન્નેની વાતો સાંભળી મંત્રીશ્વરે ફેંસલો આપ્યો, "ગાડી ભાંગી જતા તે બળદોને ગાડી સાથે બાંધ્યાં, એટલે એ બળદોએ ખેતરનું અનાજ ખાધું છે. આથી તારો માલ જપ્ત કરવામાં આવે છે."

મંત્રીનો ફેંસલો સાંભળતાં મુસાફર રડી પડયો હાથ પગ જોડવા લાગ્યો પણ કાંઈજ અર્થ ન સર્યો મંત્રી મુસાફરનો માલ જપ્ત કરીને જ અટકયો, પછી મુસાફર છાતી માથું કુટતો ત્યાંથી ગયો, ત્યારે ખેડૂતને ધમકાવતો મંત્રી બોલ્યો, "ઓ નીચ, તે મુસાફરની ગાડી ખોટી રીતે ભાંગી નાંખી તેથી તારું ઘર જપ્ત કરવામા આવે છે." કહેતા મંત્રીએ પોતાના કર્મચારીઓને ખેડૂતનું ઘર જપ્ત કરવા આજ્ઞા કરી. આજ્ઞાનો અમલ તરત જ થયો. ખેડૂતનો બધો માલ જપ્ત કરવામાં આવ્યો. બિચારો ખેડૂત રડતો કકળતો ત્યાંથી ગયો. આવું અન્યાયી કૃત્ય જોઇ

મહારાજા વિક્રમ રાજા પાસે જવા લાગ્યા. રાજાના મહેલે આવ્યા તે વખતે એક ડોસી રડતી રડતી ત્યાં આવી રાજાને કહેવા લાગી, "મહારાજ, આપના રાજ્યમાં અન્યાય થઈ રહ્યો છે, પ્રજાના સુખદુઃખની કોઇને પણ પડી નથી. દુષ્ટોને દંડ દેવો, ધર્મનું રક્ષણ કરવું તે રાજાનો ધર્મ છે. મોટો નાનાને ખાય એવું ચાલશે તો સંસાર નાશ પામશે. રાજાની શોભા ન્યાય કરવામાં છે. કુંડલ પહેરવામાં નહિ, મુગટ-કુંડળ તો નટ લોકો પણ પહેરે છે."

ડોસીના કડવા પણ સાચા શબ્દો સાંભળી રાજાએ પૂછ્યું, "આવું બધું લાંબુ લાંબુ કહેવાથી શો ફાયદો? તારે જે કહેવું હોય તે કહે."

"હે રાજન્," ડોસી કહેવા લાગી, "મારો દીકરો ગોવિંદ શેઠને ત્યા રાત્રે ચોરી કરવા ગયો હતો. તે જેવો દીવાલ ખોદી ઘરમાં પેસવા જાય છે, ત્યાં તો દીવાલ તૂટી પડી ને મારો દીકરો દબાઈ-મરી ગયો. હવે હું નિરાધાર થઇ ગઈ. મહારાજ, મારા પર દયા લાવી ન્યાય કરો."

ડોસીની વાત સાભળી રાજાએ ગોવિંદ શેઠને બોલાવી કહ્યું, "મકાનની દીવાલ તે કમજોર બનાવી તેથી આ ડોસીનો દીકરો માર્યો ગયો. આ કારણથી તને શૂળીની શિક્ષા કરવામાં આવે છે."

રાજાના મોઢામાથી શબ્દો નીકળતાં જ સેવકો શેઠને લઈ જવા તૈયાર થયા, ત્યારે શેઠે રડતાં રડતાં કહ્યું, "મહારાજ, મારી વાત દયા લાવી સાંભળો, દીવાલ કમજોર હોવામાં વાંક મારો

નથી. વાંકસો તેને બાંધનાર કડીયા કારીગરનો છે." આ સાંભળી રાજાએ કારીગરને બોલાવી 'દીવાલ કમજોર બનાવવાથી ડોસીનો દીકરો મરી ગયો.'ની વાત કહી એ દોષ માટે શૂળીની શિક્ષા ફરમાવી. ત્યારે કારીગરે કરગરતાં કહ્યું, "એમા મારો જરીય દોષ નથી. હું કામ કરી રહ્યો હતો, ત્યારે કામલતા વેશ્યા ત્યાંથી નીકળી. તેને જોતાં ભાન ભુલ્યો, ઈંટો બરાબર ન મૂકાઈ, તેથી દીવાલ કમજોર રહી ગઈ હશે, તેમાં મારો દોષ નથી." કારીગરના શબ્દો સાંભળી કામલતા વેશ્યાને બોલાવી કારીગરના કહેલા શબ્દો કહી શૂળીની શિક્ષા ફરમાવી. ત્યારે કામલતાએ કહ્યું, "મહારાજ, એમાં મારો દોષ નથી. હું મારે રસ્તે જતી હતી, ત્યાં રસ્તામાં દિગંબર સાધુ ઊભો હતો. તેથી શરમની મારી હું એ રસ્તે ન જતાં ગોવિંદ શેઠના ઘર આગળથી નીકળી." વેશ્યાના શબ્દો સાંભળી રાજાએ દિગંબર સાધુની શોધ કરાવી પકડી મંગાવ્યો ને બધી વાત કહી, શૂળીની શિક્ષા ફરમાવી. જલ્લાદો તેને લઈ ગયા. ને જ્યાં શૂળી હતી ત્યાં લાવી ગળામાં ફાંસો નાંખ્યો એ દિગંબર સાધુ દુબળો પાતળો હોવાથી વારે ઘડીએ ફાંસામાંથી નીકળી પડી જતો. જલ્લાદે આ વાત રાજાને કરી. રાજાએ જાડા માણસને પકડી લાવી શૂળી દેવા મંત્રીને હુકમ કર્યો. મંત્રીએ આ હુકમ જલ્લાદને સંભળાવ્યો. એટલે જાડા માણસની શોધ કરતા રાજાનો સાળો હાથમાં આવ્યો. તેને શૂળીએ ચઢાવ્યો. આ બધું જોઈ મહારાજા વિક્રમ નવાઈ પામ્યા. ને મનમાં વિચારવા લાગ્યા, "અહીં તો અન્યાય જ ચાલે છે. રત્નની તપાસ કરતાં પોતાના દેવા થઈ પડશે. માટે ન્યાયની વાત ન

"કરતાં બુદ્ધિથી કામ લેવું રહ્યું." આમ વિચારતા મહારાજા કામલતા વેશ્યાને ત્યાં ગયા ને પોતાની વાત કહી. મહારાજાની



રાજાના સાળાને ફાંસી આપી.

વાત સાંભળી કામલતા આશ્વાસન આપતી કહેવા લાગી, "મહાનુભાવ, ચિંતા ન કરશો, હું મારી બુદ્ધિથી એ તાપસ પાસેથી તમારાં રત્ન અપાવીશ." કહી કાંઇક વિચાર કરી બોલી, "કાલે હું તાપસના મઠે રત્નોનો થાળ લઇ જઇશ. તે પછી થોડીવારે તમે ત્યાં આવી તમારાં રત્ન માંગજો."

મહારાજા વેશ્યાની યુક્તિ સમજી ગયા. તે પછી બીજા દિવસનો સમય નક્કી કર્યો. બીજે દિવસે નક્કી કરેલા સમયે વેશ્યા તાપસના મઠે જઈ વિનંતી કરતી કહેવા લાગી,

"મહારાજ, મારી દીકરીએ બળી મરવા નિશ્ચય કર્યો છે. તેનાં મરતાં મારે ધનની કાંઈ જ જરૂર રહેતી નથી. તેથી મારી બધી સંપતિ હું દાન પુણ્યમાં વાપરવા ઇચ્છું છું, તેથી જ આ રત્ન ભરેલો થાળ લઇ અહીં આવી છું. આપ તે સ્વીકારો."

આ પ્રમાણે કામલતા કહી રહી છે, તેવામાં મહારાજા વિક્રમ ત્યાં આવ્યા ને પોતાના રત્નોની માંગણી કરી. તાપસ બરાબર જાળમાં ફસાઈ ગયો, તે મનમા વિચારવા લાગ્યો, 'આના રત્નો જો હું નહિ આપું તો આ વેશ્યા મને ઠગ સમજશે ને રત્નો લઈ પાછી જશે. હું લાભ ખોઈ બેસીશ. તેથી આનાં રત્નો આપી દેવા દે.' આમ વિચારી એ ઠગ તાપસે મહારાજાના રત્નો લાવીને આપ્યાં, મહારાજા



તાપસને રત્ન ભેટ આપ્યું.

એ તે લઈ તેમાંથી એક રત્ન તાપસને ભેટ આપ્યું, તેવામાં કામલતાની દાસી શિખવ્યા પ્રમાણે ત્યાં આવી કહેવા લાગી, "બાઈજી, તમારી દીકરીએ બળી મરવાનો વિચાર માંડી વાળ્યો છે, માટે તમે જલ્દી પાછા ચાલો."

દાસીના શબ્દો સાંભળી પોતાના હાથમાં રહેલો થાળ દાસીને આપી કહ્યું, "તું જા, હું તારી પાછળ જ આવું છું."

થાળ લઇ દાસી ગઈ એટલે વેશ્યાએ તાપસને કહ્યું, "મહારાજ, આજ્ઞા આપો તો હું મારી દીકરીને મળીને પાછી આવું." કહેતી વેશ્યા ત્યાંથી ગઇ. વિક્રમ પણ ગયા. ને તાપસ કામલતા પાછી આવે તેની રાહ જોવા લાગ્યો.

મહારાજા કામલતાને ત્યા આવ્યા. ને તેનો ઉપકાર માનતાં પોતાની પાસેના રત્નોમાંથી એક અમૂલ્ય રત્ન તેને આપ્યું. ને તે રાત તેને ત્યાં રહી બીજે દિવસે અવંતી તરફ પ્રયાણ કર્યું. રસ્તે જતાં એક ગરીબ માણુસ મળ્યો. તેણે મહારાજાને ઓળખી કહ્યું, "સંસારમાં ગરીબાઇ જેવું બીજું દુઃખ નથી. ગરીબ ગમે તેવો સદ્ગુણી કે વિદ્વાન હોય છતાં તેનો ભાવ પૂછાતો નથી. પણુ લક્ષ્મીસંપન્ન માનવ, મૂર્ખ, દુર્ગુણી કે ગમે તેવો હોય છતા તેના અવગુણ ગુણ રૂપ થઇ જાય છે. તેનું સર્વત્ર સન્માન થાય છે."

ગરીબની વાતો સાભળી મહારાજાએ પોતાની પાસેનાં રત્નો તેને આપી દીધા. તેની ગરીબાઇનો નાશ કરી અનેક જંગલ, પહાડો, શહેરો અને નદીઓ વટાવી તે અવંતીમાં આવ્યા.

## પ્રકરણ તેંતાલીસમું .. .. .. વિક્રમની મહત્વાકાંક્ષા

મહારાજા વિક્રમનો સમય પ્રજાને પુત્રવત્ પાળવામાં, ન્યાયનીતિથી રાજ ચલાવવામા વ્યતીત થાય છે. એ વ્યતીત થતા સમયમાં એક વખતે મહારાજા વિક્રમને વિચાર આવ્યો, "હું રાજા રામની જેમ જ મારી પ્રજાનું પાલન કરું છું, રાજા રામના રાજ્યમાં કોઈને દુઃખ ન હતું, તેથી તે સમય રામરાજ્યનો કહેવાયો, તેમ મારા રાજ્યમાં પણ કોઈને દુઃખ નથી, અન્યાયનું નામ નિશાન નથી, તો શું હું રામ જેવો ન ગણાઈ શકું? મારું રાજ્ય રામરાજ્ય ન કહેવાય? મારું સન્માન રામ જેવું ન થાય?"

મહારાજા વિક્રમે મનમાં આમ ગર્વ લેતાં પોતાનો વિચાર પોતાના મંત્રીઓને જણાવ્યો. મંત્રીઓ મહારાજાનો વિચાર સાભળતાં મનથી દુઃખી થવા લાગ્યા, ને દિશા ભૂલેલ રાજા યોગ્ય માર્ગે આવે તે માટે ઉપાયો વિચારવા લાગ્યા

એક દિવસે વાતો કરતાં કરતા મંત્રીએ કહ્યું, "હે રાજન્, આ સંસારમાં શેરના માથે સવાશેર હોય છે જ. એક એકથી ચઢિયાતા હોય છે. પૃથ્વીમાં અનેક રત્નો છે,

અને તે પણ એક એકથી વધુ કીમતી, બુદ્ધિશાળીઓમાં પણ એક એકથી વધુ બુદ્ધિવાળા છે, બળમાં તેમજ ધનમાં પણ તેમજ છે. માટે કોઇએ પોતાનાં ઐશ્વર્ય, જ્ઞાન–બુદ્ધિ, બળ વગેરેનો ગર્વ ન કરવો જોઇએ. અભિમાન ન કોઈનું રહ્યું છે કે રહેવાનું છે.”

વિક્રમ માટે આ શબ્દો પથ્થર પર પાણી જેવા નિવડયા, તેથી મંત્રી બીજો ઉપાય શોધવા લાગ્યા. મહારાજાને યોગ્ય માર્ગે લાવવા મંત્રીઓ વિચારતા હતા, તેવામાં એક દિવસે મહારાજાએ નગરના પંડિતોને બોલાવી કહ્યું, “તમારામાંથી કોઈ મને રામરાજ્યની કથા સંભળાવી શકે તેમ છે?”

મહારાજાના પ્રશ્નના જવાબમા એક વૃધ્ધ મંત્રીએ આગળ આવી કહ્યું, “રાજન્, અયોધ્યા નગરીમા એક વૃધ્ધ બ્રાહ્મણ છે, તેને વારસામા રામરાજ્યની કથા કહેવાનું મળ્યું છે, તો તે વૃધ્ધ બ્રાહ્મણને બોલાવી તેના મોંઢેથી રામરાજ્યની કથા સાંભળો.’

વૃધ્ધ મંત્રીની વાત સાભળતાં જ મહારાજાએ તે વૃધ્ધ બ્રાહ્મણને લઈ આવવા એક દૂતને અયોધ્યા મોકલ્યો. કેટલાક દિવસો પછી તે દૂત પેલા વૃધ્ધ બ્રાહ્મણને લઈ મહારાજા સમક્ષ આવ્યો, મહારાજાએ વૃધ્ધ બ્રાહ્મણનો સત્કાર કર્યો ને પોતાની ઇચ્છા જણાવી.

મહારાજાની ઇચ્છા જાણી અયોધ્યાવાસી વૃધ્ધ બ્રાહ્મણે કહ્યું, “રાજન્” હું આ સ્થળે અવંતીમાં રામરાજ્યની કથા સારી

રીતે કહી શકીશ નહિ. જો તમે અયોધ્યા આવો તો સારી રીતે રામરાજ્યની કથા સંભળાવી શકું."

"એમ?" કહેતા મહારાજાએ અયોધ્યા જવાનો મન સાથે નિર્ણય કર્યો. તેમણે રાજ્યકારભારનો ભાર મંત્રીઓને સોંપ્યો. પછી કેટલાક માણસો સાથે લઈ વૃધ્ધ બ્રાહ્મણ સાથે અયોધ્યા તરફ મહારાજાએ પ્રયાણ કર્યું. ચાલતા ચાલતા કેટલાય દહાડે તેઓ અયોધ્યા પહોચ્યા. અયોધ્યા પહોચતાં જ મહારાજાએ વૃદ્ધ બ્રાહ્મણને રામરાજ્યની કથા કહેવા કહ્યું.

મહારાજાનો આગ્રહ જોઈ બ્રાહ્મણે હાથના ઇશારાથી એક પુરાતન સ્થાન બતાવી કહ્યુ, "આ સ્થાન ખોદાવો."

બ્રાહ્મણના કહેવાથી મહારાજાએ તે સ્થાન પોતાના માણસોને બોલાવી ખોદાવ્યું.

ખોદતા ખોદતાં મહારાજાના માણસોએ સાત હાથ જેટલું ખોધું હશે ત્યાં તો એક જૂનું પુરાણુ મકાન તેમની નજરે પડયું એ મકાન રત્નના પ્રકાશથી ચમકતું હતું. એ જોતા મહારાજા તેમજ તેમની સાથેના માણસો નવાઈ પામ્યા.

એ મકાનને તપાસતાં તેમાથી કીમતી વસ્તુઓથી ભરેલો ઘડો જડયો વધુ તપાસતાં રત્નોથી શણગારેલો એક સુંદર મંડપ દેખાયો. તેજ પ્રમાણે રત્નોથી મઢેલું અને તેના તેજથી પ્રકાશતું સિંહાસન જોયું, વળી બીજી કેટલીય કીમતી વસ્તુઓ મળી, તેમાં રત્ન જડેલી એક પગે પહેરવાની મોજડી પણ હતી

એ મોજડી જોતાં મહારાજા નવાઈ પામ્યા. તેમણે તે મોજડી આગળ ઘણા જ આદરપૂર્વક પોતાનું માથું નમાવ્યું. પ્રણામ કર્યા પછી ઘણા જ માનથી તે મોજડી હાથમાં લઈ પોતાના મસ્તકે અને છાતીએ અટકાડી. આ જોઈ પેલો બ્રાહ્મણ મહારાજાને કહેવા લાગ્યો, "તમે આ મોજડીને આટલું બધું માન શા માટે આપો છો? રાજન્! એ મોજડી તો એક ચમારણની છે, તેને માથે ન અડકાડો"

બ્રાહ્મણના શબ્દો સાંભળતાં મહારાજા તો જડ પૂતળા જેવા થઇ ગયા થોડી ક્ષણો પછી બોલ્યા, "આટલી સુંદર અને કીમતી મણિઓની જડેલી આ મોજડી શું ચમારણની છે? જો એમ જ હોય તો મારે એ ચમારણનો ઇતિહાસ જાણવો રહ્યો. વિપ્રવર્ય, મને તેનું વૃત્તાત કહો"

"હે રાજન્," બ્રાહ્મણે ચમારણનું જીવન વૃત્તાંત કહેવા માંડ્યું, "શ્રી રામચંદ્રજીના સમયમા અહીં ચમાર લોકો વસતા હતા. અને તે ચમારોના સુદર ઘર હતાં. એ ચમારોમાં ભીમ નામનો એક ચમાર રહેતો હતો. તેની સ્ત્રી કર્કશા અને વિવેક વિચાર વગરની હતી. એનું નામ હતું પદ્મા. તે સદાય પોતાના પતિ સાથે લડતી ઝઘડતી. તે કદીય પોતાના સ્વામીના શબ્દોની પરવા કરતી નહિ. એક દિવસે પતિ-પત્ની વચ્ચે ઝઘડાએ ભયંકર રૂપ પકડ્યું. પતિના શબ્દે છંછેડાઇ ગુસ્સે થઈ તે એક જ મોજડી પહેરી પોતાને પિયર ચાલી ગઇ. એની એક મોજડી અહીં રાખી ગઇ.



બ્રાહ્મણ મહારાજાને ચમારણનો વૃત્તાંત કહે છે.

પિયર જઇ પોતાના માબાપની આગળ પોતાના પતિના અવગુણ ગાવા માંડયાં.

એક દિવસ–બીજો દિવસ–ત્રીજો દિવસ થયો. આ દિવસોમાં તેનાં માબાપે તેને આશ્વાસન આપી સમજાવવા માંડયું. ને કહ્યું, 'બેટા, પોતાના પતિનું કહેવું માની સંસારમા રહેનાર જ સ્ત્રી કુળવતી કહેવાય છે. કુળવતી સ્ત્રી માટે પતિનું જ શરણ સર્વોત્તમ છે. તેથી તારે તારા સાસરે જ જવું જોઇએ. પિયરની પાલખી કરતા સાસરાની શૂળી સારી.'

પદ્માના માબાપના આ શબ્દો બહેરા કાને જ પડયા. તે તેનાં માબપને કહેવા લાગી, 'મારું અપમાન કરવામાં આવ્યું છે. માટે હું ત્યા જવાની નથી તે નથી જ.'

માબાપ રોજ ને રોજ પદ્માને કોઈને કોઇ રીતે સમજાવતા, પણ તે માનતી નહિ. એક દિવસ પદ્માના બાપે ગુસ્સે થઈ કહ્યું, 'શું રામ, લક્ષ્મણ અને સીતા તને તેડવા આવશે ત્યારે તું સાસરે જઈશ?'

જવાબમાં પદ્માએ 'હા' કહ્યું. તેણે પોતાના માબાપના શબ્દોની ગાઠ વાળી, જ્યારે જ્યારે તેને સાસરે જવાની વાત કહેવામાં આવતી ત્યારે ત્યારે તે કહેતી, 'જ્યાં સુધી રામ, લક્ષ્મણ અને સીતા મને તેડવા નહિ આવે ત્યા સુધી હું અહીંથી જવાની નથી તે નથી જ.'

આ વાત પવનની પાંખે ચઢી અયોધ્યામાં ફેલાઈ ગઈ. આખરે તે વાત અયોધ્યાપતિ શ્રી રામચંદ્રજીના કાન સુધી પહોચી.

રામચંદ્રજીએ પોતાની પ્રજાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા મનથી નિર્ણય કર્યો. ને સીતા તથા લક્ષ્મણને લઈ જ્યાં પદ્મા હતી ત્યાં આવ્યા.

પદ્માનો બાપ એકાએક શ્રી રામચંદ્રજીને લક્ષ્મણ અને સીતા સાથે પોતાને ત્યાં આવેલા જોતાં પોતાની જાતને ભાગ્યશાળી માનવા લાગ્યો. તેમના સત્કાર માટે રત્નજડિત સિંહાસન વગેરેની વ્યવસ્થા કરવા લાગ્યો.

પોતાની ગરીબ પ્રજા પોતાનો આવો અત્યુત્તમ સત્કાર કરે છે તે, તેમજ રત્નજડિત સિંહાસન, સૂર્યકાન્ત, ચંદ્રકાન્ત

આંગણિઓથી ચમકતાં ઘરો જોઈ તે સંતોષ પામ્યા. અને પોતાની સામાન્ય પ્રજા પણ આટલી સમૃદ્ધિસંપન્ન છે, તે જોઈ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા.

પદ્માનો પિતા પોતાને ત્યાં આવેલા મહારાજા રામચંદ્રજીનો સત્કાર કર્યા પછી પૂછવા લાગ્યો, 'આપે આપના પ્રિય ભાઇ અને મહારાણી સાથે અહીં પધારવા શા માટે તકલીફ લીધી? મારે લાયક કામ સેવા હોય તો ફરમાવો.'

'હે ભાઇ!' ઘણા જ પ્રેમથી રામચંદ્રજી બોલ્યા, 'તારી પુત્રી–આ નગરના ભીમની સ્રીને તેડવા હું આવ્યો છું. 'લક્ષ્મણ અને સીતાજી સાથે રામચંદ્રજી તેડવા આવશે ત્યારે હું મારે સાસરે જઈશ' તે તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા હું આવ્યો છું.'

રામચંદ્રજીના શબ્દો સાભળતાં પદ્માનો બાપ તો આનંદથી ગાડો થઈ ગયો. તે દોડતો જ્યાં પદ્મા હતી ત્યાં ગયો અને કહેવા લાગ્યો, 'બેટા, તારી ટેક પૂરી કરવા તને તારે સાસરે પહોંચાડવા માટે શ્રી રામચંદ્રજી, લક્ષ્મણ અને સીતાજી આપણે ત્યાં આવ્યાં છે.'

'હેં! આ તમે શું કહો છો?' નવાઇ પામતી પદ્મા બોલી, 'સાચે જ શું મને લેવા રામચંદ્રજી આવ્યા છે?' બોલતી તે દોડતી બારણે આવી ત્યાં કેટલાય માણસો વચ્ચે રત્નજડિત સિંહાસન પર બિરાજમાન થયેલા રામચંદ્ર વગેરેને

જોયા. તેણે સીતાજીને નમસ્કાર કર્યા ને તેમને આદરપૂર્વક પોતાના ઘરમાં લઈ જતાં તેમની સાડી પર પડેલા તેલના ડાઘ જોયા, એટલે પૂછવા લાગી, 'મહારાણીજી, શું તમારા મહેલોમાં તેલના દિવા બળે છે? શું તેથી તમારી સાડી પર ડાઘ છે? અને તેમાંથી તેની વાસ આવે છે?'

'હા.' સીતાજીએ સ્મિત કરતાં કહ્યું, 'અમારા મહેલમાં તેલના દિવા બળે છે. તમારે ત્યાં શાના દિવા બળે છે?'

'અમારે ત્યા તો,' પદ્માએ કહ્યું, 'રત્નોના દિવા બળે છે. રત્નોથી જ ઘર પ્રકાશિત થાય છે.'

સીતાજી અને પદ્મા આમ વાતો કરે છે ત્યાં તો રામ અને લક્ષ્મણ આવ્યા ને પદ્માને સમજાવતા કહેવા લાગ્યા, 'હે પુત્રી! સ્ત્રીને માટે પતિ જ એક શરણ છે. તેથી માનને વેગળું કરી તારા પતિને ત્યાં ચાલ. તને તેડવા જ અમે અહીં આવ્યાં છીએ.'

રામચંદ્રજીના શબ્દોને તે અમાન્ય કરી શકી નહિ. અને તેની રત્નજડિત મોજડી ત્યાં જ રહેવા દઈ મહારાજા વગેરે સાથે ચાલતી થઈ, ને પોતાના પતિને ત્યા ગઈ.

પદ્માને તેના પતિને ત્યાં પહોંચાડી રામચંદ્રજી વગેરે પોતાને મહેલે આવ્યા ને પ્રજાને પુત્રવત્ પાળતા ન્યાયથી રાજ ચલાવતા સમય વ્યતીત કરવા લાગ્યા."

વૃધ્ધ બ્રાહ્મણની આ કથા સાંભળી મહારાજા વિક્રમે પૂછ્યું, "એ પદ્માની બીજી મોજડી ક્યાં છે, જે તેના બાપને ત્યાં મૂકી આવી હતી?"

"એ તો જ્યા તેનું પિયર હતું ત્યા જ છે." વૃદ્ધ બ્રાહ્મણે કહ્યુ, "જગા ખોદવામાં આવે તો તે પણ મળી આવે."

મહારાજાએ પદ્માના પિયરવાળુ સ્થાન ખોદાવ્યું, ત્યાંથી મોજડી જડી આવી. જે ભીમના ઘરમાથી મળેલી મોજડી જેવી જ હતી.

"હે વિપ્રવર," મહારાજાએ પૂછ્યું, "આ મોજડી, રત્ન સિંહાસન, મંડપ વગેરે અહીંયાં જ છે તે તમે કેવી રીતે જાણ્યું?'

"હે રાજન્!" બ્રાહ્મણે કહ્યું. "આ વાત મારા પૂર્વજો એકબીજાને કહેતા. એટલે વારસાગત મને મળેલ છે, તેથી જ હું તે જાણું છું. આ બધું જોતાં મહારાજા રામચંદ્રજી કેટલા પ્રજાવત્સલ હતા, તે સ્પષ્ટ થાય છે. તેમની પ્રજા સુખી હતી તે પણ જાણી શકાય છે. વળી રામચંદ્રજી પોતે મહારાજા હોવા છતા કેટલી સાદાઈ અને નમ્રતાથી રહેતા હતા તે તો ચમારને ત્યાં ગયા તે ઉપરથી જણાઈ આવે છે.

ચમારના ઘરમાં અગણિત દ્રવ્ય જોઈ રામ–લક્ષ્મણ અને સીતા પ્રસન્ન થયા, પણ તેમનું ધન પડાવી લેવા વિચાર સરખોય ન કર્યો.

આ બધી વાતોનો વિચાર કરી તમે અભિનવ રામ થવાનો અને રામરાજ્ય કહેવડાવવાનો વિચાર માંડી વાળજો. રાજન્ 'હું મહારાજા છુ.' એવો વિચાર તો ક્યારે પણ કરવો જોઈએ નહિ.

રામના સ્મરણ માત્રથી અગ્નિ શાંત થઈ જાય છે. અનેક રોગો નાશ પામે છે. જેમણે બાલ્યાવસ્થામાં પોતાના પિતાની આજ્ઞા માનીને મહાન રાજ્યનો ત્યાગ કરતા જરાય વિચાર ન કર્યો, દુઃખ માન્યું નહિ, વળી મહારાજા રામચંદ્રજીની સ્ત્રી સીતા પોતાના શીલ-ગુણ વગેરેથી સમસ્ત વિશ્વની સ્ત્રી સમાજ માટે આદર્શરૂપ છે, જે રામના હનુમાન, સુગ્રીવ જેવા મહાન વીરો સેવક થયા, તે રામચંદ્રજીની બરાબરી તમે કેવી રીતે કરી શકશો ? હું તો તમને ફરીથી કહું છું, તમેં અભિમાન છોડી દો. નવીન રામ થવાનો વિચાર માડી વાળો, હે રાજન્, મેં આ શ્રી રામચંદ્રજીના જીવનનો એક જ પ્રસંગ સંક્ષિપ્તમાં કહ્યો. હું એ રામચંદ્રજીની પ્રશંસા કેટલી કરું ?"

મહારાજા વિક્રમાદિત્યે આ વાતો સાંભળી 'નવીન રામ' થવાની મહત્વાકાંક્ષા જતી કરી અને પોતાના માણસો સાથે અયોધ્યાથી પાછા અવંતી આવ્યા.

અયોધ્યાની સફળ યાત્રા કરી આવ્યાથી મહારાજા વિક્રમે યાચકોને ઉદારતાથી ઘણું દ્રવ્ય આપ્યું



ન્યાયનીતિથી રાજ્ય ચલાવતા મહારાજા વિક્રમને એક દિવસે વિચાર આવ્યો. 'મેં મારા રાજ્યમા તેમજ પાસેનાં રાજ્યોમાં કેટલુંય જોયું અને જાણ્યું. પણ દૂર દૂરના દેશોમાં શું ચાલે છે તે જાણવું જોઇએ.' આમ વિચારતા મહારાજાએ પરદેશ ભ્રમણ કરવા જવાનો નિર્ણય કર્યો.

મહારાજા વિક્રમ માત્ર નિર્ણય કરીને ન અટક્યા, તેમણે રાજકાર્ય વ્યવસ્થિત રીતે ચાલે તેવો પ્રબંધ કર્યો ને અવંતીથી નીકળ્યા. અનેક નગરો–સ્થાનો જોતા જોતા, તેના રીતરિવાજો વગેરેથી જાણકાર થતા આગળ ને આગળ જવા લાગ્યા. ચાલતા ચાલતા તેઓ ચૈત્રપુર નામના સુંદર નગરમાં આવી પહોચ્યા.

નગરમા ફરતા ફરતા મહારાજા જ્યા કેટલાક માણસો ટોળે વળી ઊભા હતા ત્યા આવ્યા ને એકજણને પૂછવા લાગ્યા, "અહીં આ બધા કેમ ભેગા થયા છે?" જવાબમાં તે ભાઇએ કહ્યુ, "આજે ગામના ધનિક ધનદ શેઠને ત્યાં ઉત્સવ છે."

"શાનો ઉત્સવ છે?" મહારાજાએ પૂછ્યું.

"સાંભળો," કહેતાં તેણે કહેવા માંડયું. "આ શેઠને ત્યા આજ સુધી કાંઈ છોકરું ન હતું. પ્રભુભક્તિ અને ધર્મના પ્રભાવથી તેમનો મનોરથ સિદ્ધ થયો છે. શેઠને ત્યાં પુત્રજન્મ થયો છે. પુત્ર જન્મે કાલે છ દિવસ થશે. તે કારણથી આજ ઉત્સવ ઉજવવામાં આવે છે. કાલે અહીં છઠ્ઠીનું જાગરણ થશે. નવા જન્મેલા બાળકનું ભાવી લખવા, કર્મફળઅધિષ્ટાત્રી વિધાતા અહીં આવશે."

મહારાજા આ સાંભળી પોતાના મુકામે ગયા. ને વિધાતાને જોવા, તે કોણ છે, અને શું લખે છે તે જાણવા મન સાથે નિર્ણય કર્યો.

બીજે દિવસે કરેલા નિર્ણય પ્રમાણે સંધ્યાકાળે કાળાં કપડાં પહેરી અદૃશ્ય થઈ મહારાજા વિક્રમ ધનદ શેઠને ત્યાં આવ્યા. ને એકાતમાં ગુપ્ત રૂપમા રહ્યા.

રાત ધીમે ધીમે આગળ વધવા લાગી, ને કર્મ-અધિષ્ટાત્રી દેવી વિધાતા આવી. તેણે શેઠના પુત્રના લલાટમાં લખવા માંડ્યું. વિધાતા જ્યારે લખી રહી અને પાછી જવા લાગી ત્યારે મહારાજાએ હાથ પકડીને તેને આગળ વધતા અટકાવી પૂછ્યું, "તેં આ બાળકના ભાગ્યમાં શું લખ્યું?"

"તમે એ પૂછનારા કોણ?" વિધાતાએ સામો પ્રશ્ન પૂછ્યો.



વિધાતાનો હાથ પકડી મહારાજા પૂછવા લાગ્યા

"હું વિક્રમ" મહારાજા વિક્રમે કહ્યુ, "તમે બાળકના ભાગ્યમા શું લખ્યું છે તે કહેશો, તે પછી જ તમને જવા દેવામા આવશે."

કહેતા મહારાજા વિક્રમે વિધાતાને લખેલું કહેવા આગ્રહ કરવા માંડયોઃ મહારાજાના આગ્રહથી લાચાર થઈ વિધાતાએ કહ્યુ, "આ બાળક જ્યારે મોટો થઈ ધનવાન શેઠની પુત્રી સાથે લગ્ન કરશે તે જ વખતે વાઘ તેને મારી નાંખશે." કહી વિધાતા ઉતાવળે ત્યાંથી ચાલી ગઈ. ને મહારાજા પણ પોતાને મુકામે ગયા.

બીજે દિવસે પોતાના પ્રાતઃકર્મથી પરવારી મહારાજા ધનદ શેઠને ત્યા આવ્યા. ધનદ શેઠે પોતાને ત્યાં આવેલા

અતિથિને જોતાં તેમનો સારા જેવો સત્કાર કર્યો. ભોજન વગેરે કરાવ્યું. પછી વાતે ચઢયા. વાત કરતા કરતા શેઠે મહારાજાને પૂછ્યુ, "તમે કોણ છો? કયાંના રહેવાસી છો? તમારું નામ શું છે?"

શેઠના પ્રશ્નોનો જવાબ આપતા મહારાજાએ કહ્યું, "શેઠજી, હું અવંતીનો રહેવાસી છું. મારું નામ વિક્રમ છે. દેશો જોવા નીકળ્યો છું ને ફરતો ફરતો અહીં આવ્યો છું"

સમય જતા-વાતો પૂરી કરતા મહારાજાને ધનદ શેઠે કહ્યું, "મારા દીકરાનાં લગ્નપ્રસંગે તમે જરૂર આવજો હો."

"તમે મને બોલાવશો તો જરૂર તમારાં પુત્રનાં લગ્ન પ્રસંગે આવીશ" કહી મહારાજા ત્યાથી ચાલતા થયા.

કેટલાય દેશો અને દૃશ્યો જોઇ મહારાજા કેટલેય વખતે અવંતી પાછા ફર્યા ને રાજકાજ સંભાળવા લાગ્યા.

ચૈત્રપુરમા ધનદ શેઠનો છોકરો લાલનપાલન કરાતો મોટો થવા લાગ્યો. યોગ્ય ઉંમરનો થતાં તેને વિદ્વાન પંડિતને ત્યાં ભણવા મોકલ્યો. તે છોકરો ગુરુ જે ભણાવતા તે સારી રીતે ગ્રહણ કરતો.

થોડા જ સમયમા ધર્મધ્યાન, જપ. તપ, દયા, પરોપકારાદિ સત્કર્મો કરી સદ્ગતિ કરાવનારી વિદ્યા પ્રાપ્ત કરી, તેમજ ન્યાયનીતિથી જીવનનિર્વાહ કરી શકાય તે માટેની પણ વિદ્યા શિખ્યો.

પોતાના ભણી ચૂકેલા પુત્ર માટે ધનદ શેઠે કન્યાની શોધ કરવા ચોતરફ નજર દોડાવવા માડી તપાસ કરતા કરતા તેણે સોળ ધનવાન શેઠીઆઓ આગળ કન્યાનું માંગું કરાવ્યું. તેથી કન્યા મળી ને લગ્નની તૈયારીઓ કરવા માંડી. પરંતુ ધનદ શેઠના પ્રત્યેક કાર્યમા કાંઈ ને કાંઈ વિઘ્ન આવવા માડ્યું. અપશુકન થવા લાગ્યા.

વિઘ્નો અને અપશુકનોથી ગભરાઈ 'કેમ આમ થાય છે?' તેનો તે વિચાર કરવા લાગ્યો. વિચાર કરતા તેને યાદ આવ્યું 'દીકરાના લગ્ન વખતે અવંતીનિવાસી વિક્રમને બોલાવવો.'

આ યાદ આવવાં જ બધું પડતું મૂકી તેણે અવંતી જવા તૈયારી કરી. તેણે અવંતી આવી લોકોને વિક્રમ માટે પૂછવા માંડ્યું. ત્યારે લોકોએ કહ્યું, "અહીં તો કેટલાય વિક્રમ રહે છે, તમે કયા વિક્રમ માટે પૂછો છો?" જવાબમા ધનદ શેઠે વિક્રમના રૂપ, રંગ, શરીર અને ઉંમરનું વર્ણન કર્યું. આ સાંભળતા જ "આ તો મહારાજાનાં જ લક્ષણ છે." તેવું તેમને લાગ્યું. ને તેમણે રાજમહેલનો રસ્તો બતાવ્યો.

ધનદ મહેલ પાસે આવ્યો, ત્યારે મહારાજા હાથીની અંબાડીમાં બેઠા હતા. ધનદે મહારાજાને જોયા અને મહારાજાની દૃષ્ટિ પણ ધનદ પર પડી. તે સાથે અંબાડીમા બેઠે બેઠે પૂછ્યું, "ધનદ શેઠ, તમે તમારા પુત્રના લગ્ન કર્યાં?"

આ પ્રશ્ન સાંભળતા 'મહારાજા વિક્રમ જ પોતાને ત્યાં આવ્યા હતા.' તેની ધનદની ખાતરી થઈ ગઇ. ને મનમાં બોલ્યો. 'મારે ત્યાં અવંતીપતિ આવ્યા. ત્યારે મેં તેમનો યોગ્ય સત્કારે કર્યો ન હતો'

ધનદ મનમા બોલી રહ્યો હતો, ત્યારે મહારાજાએ પૂછયું, "શેઠ, તમે ચિંતાતુર કેમ જણાવ છો ? તમે કેમ આવ્યા છો ?"

"મહારાજ." ધનદે પોતાનું અવંતીમા આવવાનું કારણ કહેતા કહ્યું, "તમે મારે ત્યા આવ્યા, ત્યારે મારાથી તમારો કાંઇ જ સત્કાર થઈ શકયો ન હતો. તે માટે મને ક્ષમા કરશો."

મહારાજા અને ધનદ વચ્ચે થતો વાર્તાલાપ સાભળી, મંત્રીઓ, અધિકારીઓ વગેરે ધનદ શેઠને ધારી ધારીને જોવા લાગ્યા. અને તેનો પરિચય જાણવા ઇચ્છા કરવા લાગ્યા, એટલે મહારાજાએ બધી વાત કરી.

"મહારાજ." ધનદ શેઠે હાથ જોડી કહ્યું, "હું તમારા આવ્યા સિવાય લગ્ન સંબંધમાં કાંઇ જ કરવાનો નથી, માટે તમે સહકુટુંબ પરિવાર તેમજ લાવલશ્કર સાથે ચૈત્રપુર ચાલો."

"શેઠ," હસીને મહારાજા વિક્રમ બોલ્યા, "હું મારા કુટુંબપરિવાર તેમજ લાવલશ્કર લઈ ચૈત્રપુર આવું તેથી તમને ઘણું સહન કરવું પડશે. ખર્ચ પણ ઘણો જ થશે."

"ચિંતા ન કરો." ધનદ શેઠે કહ્યું, "મહારાજ, એ ચિંતા કરવી નકામી છે. હું તમારા મોભાને છાજે તેવો સત્કાર કરવા માટે કરવું જોઈતું ખર્ચ કરતાં પાછી પાની નહિ જ કરું. તો જરૂરથી તમે સહકુટુંબ, પરિવાર લાવ-લશ્કર લઈ ચૈત્રપુર આવો."

"સારું. મહારાજાએ કહ્યું, "તમારી ઇચ્છા છે, તો જરૂર હું બધાને લઈ ચૈત્રપુર આવીશ. હવે તમે જાવ અને લગ્નની તૈયારી કરવા માંડો."

"જરૂર આવજો." કહી ધનદે ચૈત્રપુર તરફ જવા માંડયું. ચૈત્રપુર જઈ મહારાજા વિક્રમના આવવાના રસ્તામાં ભોજન, વિશ્રામસ્થાન વગેરેની સુંદર વ્યવસ્થા કરવા માંડી.

"મહારાજા વિક્રમ બધા સાથે ચૈત્રપુર તરફ આગળ વધી રહ્યા હતા, ત્યારે ધનદ શેઠે રસ્તામાં કરેલી વ્યવસ્થા જોઈ ઘણા પ્રસન્ન થયા.

મહારાજા વિક્રમ ચૈત્રપુર પાસે આવી પહોંચ્યા છે તે સમાચાર ધનદને મળ્યા તે સાથે જ મહારાજાને સત્કારવા તે તૈયાર થયો. સત્કાર માટે થતો ખર્ચ જોઈ ચૈત્રપુરવાસીઓ અજાયબીમાં ડૂબી ગયા. શેઠની ઉદારતાની પ્રશંસા કરવા લાગ્યા.

ધનદ શેઠ મહારાજાને સત્કારવા ચાલ્યો. મહારાજા તેમજ લાવલશ્કરને જોતાં ચંદ્રના ઉદયથી કુમુદિની વિકસે તેમ ધનદ શેઠનું હૃદય આનંદસાગરમાં સ્નાન કરવા લાગ્યું. તેણે મહારાજા તેમજ તેમની સાથેના માણસોનો મિષ્ટાન્ન,

મીઠાં પીણાં, વસ્ત્રાભૂષણ વગેરેથી સત્કાર કર્યો. ને નગરમાં લઈ આવ્યો. ત્યાં પણ ધનદ શેઠે કરેલી વ્યવસ્થાથી મહારાજા આનંદ પામ્યા.

મહારાજાના આવ્યા પછી આખાય નગરને ધ્વજા, પતાકા, આસોપાલવના તોરણોથી શોભાવ્યું. ને શુભ દિવસે, શુભ મુહૂર્તમા લગ્નનું કામકાજ શરૂ કર્યું.

યોગ્ય સમયે જાન નીકળી, વરરાજાને સુંદર શોભાયમાન રથમા બેસાડવામા આવ્યા. મહારાજા વિક્રમ અને



વરરાજા લગ્નના મંડપમા આવી પહોંચ્યા.

લશ્કરના માણસો રથની આસપાસ ગોઠવાઈ ગયા. આથી જાનની શોભામાં વધારો થયો.

છઠ્ઠીના દિવસે વિધાતાના કહેલા શબ્દો મહારાજાને યાદ હતા, તેથી જાન–વરરાજાનો રથ આગળ વધ્યો તે સાથે જ મહારાજાએ પોતાના સૈનિકોને વરરાજાનું રક્ષણ કરવા આજ્ઞા આપી. મહારાજા પોતે પણ ઉઘાડા હથિયારે વરરાજાનું રક્ષણ કરતા આગળ વધ્યા.

મહારાજા અને લશ્કરથી રક્ષાતા વરરાજા યથા સમયે લગ્ન મંડપમાં આવી પહોંચ્યા. ને લગ્નનું કામકાજ શરૂ થયું. જાનમા આવેલા લોકો પોતપોતાને યોગ્ય સ્થાને બેઠા; ત્યારે પણ મહારાજા અને સૈનિકો વરરાજાનું રક્ષણ કરતા ઊભા હતા.

લગ્નનું કાર્ય ચાલી રહ્યું હતું. ચોતરફ આનંદ આનંદ જણાતો હતો. બધાંનાં મોઢા હસતાં હતાં, ધનદ શેઠ અને તેમના સંબંધીઓ આનંદસાગરમાં ડૂબકાં ખાતાં હતા તે વખતે રક્ષણ કરવા ઊભેલા એક સૈનિકની ઢાલમાંથી એકાએક વાઘ ઉત્પન્ન થયો. ને વરરાજા પર કૂદ્યો માર્યો. અદૃશ્ય થયો.

વરરાજાનું મૃત્યુ થતાં ધનદ શેઠ તો બેભાન થઇ ગયાં. તેમનાં સંબધીઓ દુઃખી થતાં હાય–હાય કરવા લાગ્યાં. પળ પહેલાં જ્યાં આનંદ આનંદ થઇ રહ્યો હતો, ત્યાં શોકનું કાળું વાદળ છવાઈ ગયું હતું.

ધનદ શેઠને બેભાન થયેલા જોતા જ મહારાજા દોડતા તેની પાસે આવ્યા અને સેવકો દ્વારા શીતોપચાર કરાવી ધનદ શેઠને શુદ્ધિમા આણ્યા. ધનદ શેઠ શુધ્ધિમા આવતાં જ રડારોળ કરવા લાગ્યા. કયા માબાપને પુત્રનાં મરણથી દુઃખ ન થાય ?

મહારાજા વિક્રમ ધનદ શેઠને આશ્વાસન આપવા લાગ્યા. કેટલીવારે ધનદ શેઠ કાંઈક શાંત થયા ત્યારે મહારાજાએ કહ્યું, " મને આ થવાનુ છે તેની પહેલેથી જ ખબર હતી. અને તેથી જ આ લગ્નપ્રસંગે હાજર રહેવા મેં સ્વીકાર્યું હતું. ઘણીય સભાળ રાખવા છતાંય વિધાતાના લેખ પર મેખ ન મારી શક્યો. લાચાર. "

ધનદ શેઠને મહારાજા સમજાવી રહ્યા હતા પણ પુત્રના મૃત્યુનો ઘા એમ રુઝાય તેમ ન હતો. તેઓ દુઃખી થતા પુત્રની પાછળ મરવા વિચારતા હતા.

મહારાજા ધનદ શેઠની આ દશા જોતા દુઃખી થવા લાગ્યા ને મ્યાનમાથી તલવાર બહાર કાઢી દેવી-વિધાતાને ઉદ્દેશી બોલ્યા, " હે દૈવ-કર્મ અધિષ્ઠાત્રી દેવી, જો આ ધનદ શેઠનો પુત્ર જીવતો નહિ થાય તો હું મારું બલિદાન આપીશ. "

મહારાજાના મોઢામાંથી આ શબ્દો નીકળ્યા તે સાથે જ કર્મઅધિકાષ્ટાત્રી દેવી વિધાતા પ્રગટ થઈ અને બોલી, " હે રાજન, આ શેઠના પુત્રને હું કઇ રીતે જીવાડું ? આ શેઠના આ પુત્રે તેના ગયા જન્મમાં કેસરી સિંહને માર્યો

હતો. એ સિંહના જીવે વાઘના રૂપે પ્રગટ થઈ અત્યારે તેને માર્યો. એમાં કોઈનો દોષ નથી. જીવે જે શુભાશુભ કર્મો કર્યાં હોય તેનાં ફળ ભોગવ્યા વિના ન ચાલે.

કર્મ ગતિ વિચિત્ર છે. તેમાં કોઇ કાં કરી શકતું નથી. કર્મ અને કાળનો નિયમ અટલ છે. તેની આગળ માનવની ચાલાકી કાંઇ જ ચાલી શકતી નથી,

બ્રહ્માજી કર્માધિન થઈ સંસારરૂપી પાત્ર બનાવવા કુંભારની જેમ કાર્ય કરે છે. શિવ ખોપરી જેવી અપવિત્ર વસ્તુ હાથમા લઈ ભિક્ષા માગવા ફરે છે. વિષ્ણુ દસ અવતાર લેવાનું સંકટ સહન કરે છે. સૂર્યને રોજ આકાશમાં ભ્રમણ કરવું પડે છે. એવા કર્મને નમસ્કાર જ કરવા રહ્યા ? ”

“હે દેવી,” વિધાતાના શબ્દો સાંભળી મહારાજા બોલ્યા. ગયા જન્મમા આ શેઠના પુત્રે સિંહને માર્યો હતો. તે પાપ કર્મનું ફળ તેના મરી જવાથી મળી ચૂકયું. હવે તેને તમે પુનર્જીવન આપો નહિ તો હું મારું બળિદાન આપીશ.”

મહારાજાનો સંકલ્પ જાણી કર્મઅધિષ્ટાત્રીદેવીએ બાળકને નવજીવન આપ્યું ને અદ્દશ્ય થઈ ગઈ.

ધનદ શેઠના પુત્રને જીવતો થયેલો જોતા બધા આનંદમાં આવી ગયા. શોકનું કયાંય નામ નિશાન ન રહ્યું : સાચે જ કહ્યુ છે કે, રણમાં, વનમાં, શત્રુઓની વચ્ચે, અગ્નિમાં, પર્વતના

શિખર પર, સૂતા, જાગતા, કોઈ પણ ભયંકર સ્થળમાં પૂર્વે કરેલું પુણ્ય જ રક્ષણ કરે છે.

મહારાજા વિક્રમના પ્રભાવથી જીવતા થયેલા પુત્રનો ધનદે મહોત્સવ ઉજવ્યો. લોકોને કેટલુંય દ્રવ્ય દાનમાં આપ્યું. પછી આનંદથી લગ્નવિધિ પૂરી કરવામાં આવી.

ધનદે મહારાજા વિક્રમનો ઉપકાર માન્યો, તેમને ધન્યવાદ આપ્યા, પ્રશંસા કરી. તે પછી મહારાજા વિક્રમે અવંતી જવા જણાવ્યું ને પોતાના લાવલશ્કર સાથે આવંતી તરફ આગળ વધ્યા.

"દાનવ દેવ ભૂપ માનવ હો યા ગંધર્વ યક્ષ વિકરાલ;
પાપકર્મ કા ભોગ ભુગા કર સબકો કરતા વશમેં કાલ.

જો પરાયે કામ આતા, ધન્ય હૈ જગ મેં વહી;
દ્રવ્ય હી કો જોડ કર, કોઇ સુયશ પાતા નહીં:

卐

## પ્રકરણ પીસ્તાલીસમુ ... ... ... ... રત્નનું મુલ્ય

ન્યાયનીતિથી રાજ કરતા મહારાજા વિક્રમના દરબારમાં એક દિવસે એક વણિક આવ્યો, તેની પાસે એક રત્ન હતું. એ રત્ન મહારાજા આગળ તેણે મૂકયું. તેનો પ્રકાશ જોતાં જ તે રત્ન અમૂલ્ય છે, એમ સહેજે લાગતું હતું. તે રત્ન જોઈ મહારાજાએ વણિકને પૂછ્યું, "આવું રત્ન તમને કયાંથી મળ્યું?" જવાબમાં તે વણિકે કહ્યું, "મહારાજ, ખેતર ખેડતાં આ રત્ન મને મળી આવ્યું છે."

"આ રત્નની કીમત શુ હોઈ શકે તે તમે કહી શકો છો?" મહારાજાએ પૂછ્યું.

"ના, મહારાજ." તે વણિકે કહ્યું, "હું તેની કીમત જાણતો નથી."

વણિકના શબ્દો સાંભળી મહારાજાએ નગરમાંથી આબરૂદાર–પ્રતિષ્ઠિત ગણાતા ઝવેરીઓને રત્નની પરીક્ષા કરવા માટે બોલાવી લાવવા સેવકોને આજ્ઞા કરી, આજ્ઞા સાંભળતાં જ સેવકો દોડયા અને ઝવેરીઓને લઇ સભાગૃહમાં આવ્યા. ઝવેરીઓ બે હાથ જોડી સામે ઊભા રહ્યા. એટલે મહારાજાએ

ઝવેરીઓને રત્ન બતાવતાં કહ્યું. "તમે આ રત્નને સારી રીતે જુઓ. અને તેનું મૂલ્ય શું હોઈ શકે તે મને કહો."

ઝવેરીઓએ સારા જેવો સમય રત્ન તપાસવામાં ગાળ્યો, પણ રત્નની કીમત આંકી શકયા નહિ. તેઓ તો ચૂપ જ રહ્યા ત્યારે મહારાજાએ પૂછ્યું, "તમે આમ ચૂપ કેમ ઊભા છો? એ રત્નનું મૂલ્ય મને કહો."

મહારાજાને જવાબ આપ્યા વિના હવે છુટકો ન હતો, તેથી એક ચતુર ઝવેરી બોલ્યો, "અમારાથી આ રત્નનું મૂલ્ય આંકી શકાય તેમ નથી. પણ જો આપને આ રત્નનું મૂલ્ય જાણવું હોય તો પાતાળમાં બળીરાજા પાસે જાવ. બળીરાજા રત્નના સારા પરીક્ષક છે, તે જ આ રત્નનું મૂલ્ય આંકી શકશે. બીજા કોઈથી મૂલ્ય અંકાય તેમ નથી આવું રત્ન અમે તો કયારે પણ જોયું નથી, તો પછી મૂલ્ય તો શી રીતે આંકી શકીએ?"

ઝવેરીઓનો નિરાશાભર્યો જવાબ મહારાજાએ સાંભળ્યા પછી બળીરાજા પાસે જઈ રત્નનું મૂલ્ય અંકાવવા મન સાથે નિર્ણય કર્યો. તેમણે વણિકને કહ્યું, "હું રત્નની પરીક્ષા કરાવવા પાતાળમાં જઈશ. તમે આ રત્ન મારી પાસે બે દિવસ રહેવા દો." વણિક માથું નમાવી મહારાજાની ઈચ્છા માન્ય કરીને ત્યાંથી ગયો.

વણિકનું રત્ન લઈ મહારાજા અગ્નિવતાલની સહાયથી પાતાળમાં ગયા, બળીરાજાના ભવન પાસે આવ્યા. એ ભવનના

પ્રવેશદ્વાર આગળ કૃષ્ણ નામનો દ્વારપાળ ઊભો હતો. તેણે મહારાજાને પૂછયું, "તમે કોણ છો? અહીં કેમ આવવું થયું છે?"

"એ બધું બળીરાજાને કહીશ." મહારાજા વિક્રમે કહ્યું-"તમે તમારા સ્વામી પાસે જઇ એક રાજા મળવા આવ્યા છે, તેમ કહો."

દ્વારપાળે વિક્રમના શબ્દે પોતાનું સ્થાન છોડી ચાલવા માંડયું, ને બળીરાજા સમક્ષ જઇ બે હાથ જોડી નમસ્કાર કરી તેણે કહ્યું, "રાજન્, આપને મળવા કોઈ રાજા આવેલ છે, આજ્ઞા આપો તો અંદર આવવા દઉં."

"તેને તું પૂછ," બળીરાજાએ કહ્યું, "શું તમે રાજા યુધિષ્ઠિર છો?"

બળીરાજાના શબ્દો સાંભળી વિક્રમરાજા હતા ત્યાં દ્વારપાળ આવ્યો ને પૂછવા લાગ્યો, "શું તમે યુધિષ્ઠિર રાજા છો?"

"ના," મહારાજાએ કહ્યું, "મંડલિક દરવાજે આવેલ છે, તેવું તમે બળીરાજાને કહો."

મહારાજા વિક્રમના કહેલા શબ્દો દ્વારપાળે બળીરાજાને કહેતા કહ્યું, "તે તો પોતાને મંડલિક કહે છે."

"શું એ મંડલિક અથવા દશમુખ-રાવણ છે?" દ્વારપાળના શબ્દો સાંભળી બળીરાજા બોલ્યા. "જા પૂછ."

કૃષ્ણ દ્વારપાળ મહારાજા વિક્રમ પાસે આવી પૂછ્યું.-
"શું તમે રાક્ષસાધિપતિ રાવણ છો?"

"ના," મહારાજા વિક્રમે કહ્યું, "હું સો મહારાજા-રામનો સેવક છું."

દ્વારપાળ બળીરાજા પાસે જઈ બોલ્યો. "તે તો રામનો-સેવક છું તેમ કહે છે."

"તો તું પૂછ," બળીરાજા બોલ્યા, "તમે હનુમાન છો?"

"શું તમે હનુમાન છો?" દ્વારપાળે મહારાજા વિક્રમ-પાસે આવી પૂછ્યું.

"ના, હું કુમાર છું." મહારાજા વિક્રમે કહ્યુ. "અને બળીરાજા પાસ કાંઈક કામ માટે આવ્યો છું."

"આવનાર પોતાને કુમાર કહે છે" બળીરાજા પાસે જઈ દ્વારપાળે કહ્યું.

"શું પાર્વતી પુત્ર-છ મોઢાવાળા કુમાર છે?" બળીરાજા બોલ્યા.

દ્વારપાળ મહારાજા વિક્રમ પાસે આવી પૂછવા લાગ્યો,-
"શું તમે પાર્વતીપુત્ર છ મોઢાવાળા કુમાર છો?"

"હું શંકર સુત કાર્તિકેય નથી," મહારાજાએ કહ્યું,
'હું અત્યારે પૃથ્વીનું રક્ષણ કરનાર કોટવાળ છું."

આ સાંભળી કૃષ્ણ દ્વારપાળ બળીરાજા પાસે આવ્યો-

ને કહેવા લાગ્યો, "એ તો અત્યારે પૃથ્વીનું રક્ષણ કરનાર કોટવાળ છે એમ કહે છે."

દ્વારપાળના શબ્દો સાંભળી બળીરાજા વિચારમાં પડી ગયા. કેટલીક ક્ષણો વિચારમાં ગુમાવ્યા પછી મનમા બોલ્યો. "વિક્રમાદિત્ય તો નહિ હોય ?"

મનમા બોલતા બળીરાજાએ કૃષ્ણ દ્વારપાળને કહ્યું, "આ કાવ્ય તેને સંભળાવ અને તેનો તે શું જવાબ આપે છે તે સાંભળી પાછો આવ."

કૃષ્ણ દ્વારપાળે મહારાજા વિક્રમ પાસે આવી. બળીરાજાએ કહેલ કાવ્ય સંભળાવ્યું તેમાં 'ધર્મરાજા, રાવણ, હનુમાન, કાર્તિકેય અથવા મહારાજા આમાંથી કોણ મારા મહાલયના દરવાજે આવેલ છે.' તેવો અર્થ રહેલો હતો.

એ કાવ્ય સાંભળી વિક્રમે કહ્યુ, "હું રાજા છું, મંડલિક છું, રામનો ભક્ત છું, કુમાર કહો કે રાજા અથવા પૃથ્વીનો કોટવાલ છું."

મહારાજા વિક્રમે આપેલો જવાબ સંભાળી દ્વારપાળ બળીરાજા પાસે આવ્યો, ને કહેલો જવાબ કહ્યો, આ સાભળતા જ 'મહાલયના દ્વારે મહારાજા વિક્રમ આવેલ છે.' તેવો નિશ્ચય થયો, તેથી માન સાથે તેમને અંદર લાવવા બળીરાજાએ દ્વારપાળને કહ્યુ, આજ્ઞાનો અમલ થયો. માન સાથે મહારાજા વિક્રમને મહાલયમાં પ્રવેશ કરાવ્યો. મહારાજા વિક્રમને પોતાની તરફ આવતા જોતાં જ બળીરાજા

થોડાંક ડગલાં સામા ગયા. ને આદરસત્કાર કરી યોગ્ય આસને બેસાડી કુશળ સમાચાર પૂછયા, ને પૂછયું, "ક્યું કાર્ય તમને અહીં લાવેલ છે?"



બળી રાજા સમક્ષ મહારાજા વિક્રમ

"રાજન્" મહારાજા વિક્રમ કહેવા લાગ્યા, "હું અહીં એક રત્નની પરીક્ષા કરાવવા આવ્યો છું." કહેતા મહારાજાએ પોતાની પાસેનું રત્ન બળીરાજા આગળ મૂક્યું. બળીરાજાએ તે રત્નને લઈ ધારીધારીને જોયું, પછી આશ્ચર્ય પામતા મહારાજા વિક્રમને કહેવા લાગ્યા, "આ અમૂલ્ય રત્નનું મૂલ્ય કોઇ જ આંકી શકે તેમ નથી."

"આવું અમૂલ્ય રત્ન આવ્યું ક્યાંથી?" મહારાજા વિક્રમે આશ્ચર્ય પામતા પૂછયું.

"રાજન્," બળીરાજા કહેવા લાગ્યા, "આજથી લગ-

ભગ ચોર્યાસી હજાર વર્ષ પહેલાં અયોધ્યામાં સત્યવાદી, ધર્માત્મા સર્વગુણસંપન્ન યુધિષ્ઠિર નામના રાજા ન્યાયનીતિ, ધર્મથી રાજ કરતા હતા. પ્રજાને તે પોતાના સંતાનની જેમ પાળતા હતા. એક દિવસે રાજાના ગુણોથી પ્રસન્ન થઇ વરુણદેવે યુધિષ્ઠિરને અસંખ્ય રત્નો આપ્યા. જેનું મૂલ્ય થઇ શકે નહિ. એ રત્નો આપી વરુણદેવ ચાલ્યા ગયા.

ધર્માત્મા યુધિષ્ઠિરે તે રત્નનો ઉપયોગ પ્રજાના હિતાર્થે, દીન-દુઃખીઓનાં દુઃખ દૂર કરવામાં કર્યો. તે પરોપકારી કાર્યોમાં વપરાયેલા રત્નોમાંનું આ એક રત્ન છે, જે તમારા હાથમાં આવ્યું છે. એ અલૌકિક–અપૂર્વ રત્નનું મૂલ્ય કોઈ જ કરી શકે તેમ નથી.”

બળીરાજાના શબ્દો સાંભળ્યા પછી મહારાજા વિક્રમ નમ્રતાપૂર્વક બોલ્યા, “આપ કહો છો, તે હું માની લઉં છું. આ રત્ન અપૂર્વ–અલૌકિક છે, તેનું મૂલ્ય સામાન્ય માણસથી થઈ શકે તેમ નથી. પરંતુ વર્તમાન કાળને વિચારી આપ આ રત્નનું મૂલ્ય કહો, જેથી મને સંતોષ થાય.”

રત્નનું મૂલ્ય જાણવા મહારાજા વિક્રમની પ્રબળ જિજ્ઞાસા જોઇ બળીરાજા કહેવા લાગ્યા, “રાજન્, આ અપૂર્વ રત્નનું મૂલ્ય વર્તમાન સ્થિતિનો વિચાર કરતાં ત્રીસ કરોડ સોનામહોરો થાય.”

બળીરાજાએ કહેલું રત્નનું મૂલ્ય સાંભળી મહારાજા

વિક્રમ નવાઈ તો પામ્યા. પણ મૂલ્ય જાણી શકયા તેથી આનંદ અને સંતોષ પામ્યા. પછી બળીરાજાની રજા લઈ અગ્નિવૈતાલ સાથે અવંતી આવ્યા, ને રાજસભામાં પેલા વણિકને બોલાવી કહ્યું, "તમને મળેલા રત્નનું મૂલ્ય ત્રીસ કરોડ સોનામહોર છે. અને તે હું તમને આપું."

વણિક તો આ સાંભળી આશ્ચર્ય પામ્યો. બળીરાજાએ કહેલું મૂલ્ય મહારાજા વિક્રમે વણિકને રત્નના બદલામાં આપ્યું, વળી વધારામાં દસ ગામ અને પાંચ સુંદર ઘોડા આપી વિદાય કર્યો.



## પ્રકરણ છેતાલીસમું ... ... ... ... ... સ્ત્રીચરિત્ર

એક દિવસે મહારાજા વિક્રમ પોતાની પ્રજાનાં સુખદુઃખ જાણવા નગરચર્ચા જોવા નીકળ્યા હતા. તે વખતે તેમણે એક મકાન આગળ બે છોકરીઓને વાતો કરતી જોઈ. તેમની વાતો સાંભળવા મહારાજા છુપાઇને ઊભા રહ્યા. એમાંથી એક સૌભાગ્યસુંદરી નામની છોકરી ઘણી ચાલાકીથી વાત કરતી તેની બહેનપણીને પૂછવા લાગી, "અલી, તારા બાપા તારાં લગ્ન કરશે, તું સાસરે જશે, ત્યાં તું કેવી રીતે વર્તશે?" જવાબમાં બીજી છોકરી બોલી, "હું તો મારે સાસરે જઇ મારા સાસુ-સસરાની અને મારા પતિદેવ વગેરેની સારી રીતે સેવા કરીશ. અને એ જ સ્ત્રીનો ધર્મ છે ને?" આ સાંભળી સૌભાગ્યસુંદરી નસકોરા ફુલાવતી બોલી, "અં... હું સ્ત્રી ગુલામડી જ છે ને? તેને સેવા કરવા સિવાય બીજો ધંધોય શો છે?"

"તો તું જ કહે" સૌભાગ્યસુંદરીની સખીએ પૂછયું, "તું તારે સાસરે જઇને શું કરવાની છે?"

"જો સાંભળ," સૌભાગ્યસુંદરીએ કહ્યું, "મારા બાપુ

મારાં લગ્ન કરશે એટલે હું મારા સાસરે જઈશ. ત્યાં મારા પતિને છેતરી મારા મનગમતા પુરુષ સાથે પ્રીત જોડી મન-ગમતો આનંદ કરીશ."

જુદા જુદા વિચારની બે બાળાઓના શબ્દો સાંભળી મહારાજા વિચારવશ થયા. ને સ્રીવર્ગની પ્રશંસા કરતા તેમની કપટલીલાના વિચાર કરવા લાગ્યા. કેટલોય વખત વિચારમાં ગુમાવ્યા પછી સૌભાગ્યસુંદરી સાથે પરણી તેની પરીક્ષા કરવા નિર્ણય કર્યો ને મહેલે ગયા.

સવાર થતાં દેવદર્શન પૂજાપાઠ વગેરે કર્મો પતાવી પોતાના વિશ્વાસુ સેવકોને બોલાવી મનની વાત કહેતાં કહ્યું, "તમે સૌભાગ્યસુંદરીના બાપને હમણાંને હમણા બોલાવી લાવો." કહેતા મહારાજાએ અનુમાનથી તેના ઘરનો રસ્તો બતાવ્યો.

મહારાજાની આજ્ઞા થતાં સેવકો મહારાજાએ બતાવેલ રસ્તે જઇ સૌભાગ્યસુંદરીનુ મકાન શોધી કાઢ્યું. ને તેના બાપને મહારાજા પાસે આવવા જણાવ્યું. આ શબ્દોએ સૌભાગ્યસુંદરીના બાપને ગભરાવ્યો. પણ સેવકના આગ્રહ આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. તે મહારાજ પાસે સેવકો સાથે આવ્યો. નમન કરી બોલ્યો, "સેવકને શું આજ્ઞા છે? સેવક હાજર છે."

"તમારી પુત્રીનું નામ સૌભાગ્યસુંદરી છે ને શેઠજી?!" મહારાજાએ પૂછ્યું.

"જી હા, મહારાજ." શેઠે કહ્યું.

"એ...મ." કહેતા મહારાજાએ કેટલીય આડીઅવળી વાતો કરી કહ્યું, "મારો વિચાર તમારી પુત્રી સાથે લગ્ન કરવાનો છે."

"જી, જી પણ....પણ...." કહેતા શેઠે વાત ઉડાવવા યત્ન કર્યો. આનાકાની કરી પણ છેવટે હા પાડવી જ પડી. લગ્ન ધામધૂમથી થયાં. મહારાજાએ શેઠને માલમતા આપી ખૂશ કર્યો. પછી સૌભાગ્યસુંદરીની પરીક્ષા કરવા નગરથી દૂર એકદંડીઓ મહેલ બનાવડાવ્યો. ત્યાં તેને રાખી. ચોકી કરવા કેટલાય સૈનિકો મૂકયા. ને મહારાજા પણ એ વાત ભૂલી ગયા છે તેમ તેની સાથે રહી આનંદમાં દિવસો પસાર કરવા લાગ્યા.

દિવસો જતાં એક દિવસે મહારાજાએ પૂર્વપ્રસંગ યાદ કરી કહ્યું, "હવે તું તારું બોલેલું કયારે પાળવાની છે ?"

"બોલેલું ? શું બોલેલું ?" આશ્ચર્ય પામતી તે બોલી.

"કેમ યાદ નથી ? પરણ્યા પતિને બનાવી મનગમતા પુરુષ સાથે આનંદ કરવાનું." મહારાજે કહ્યું.

આ શબ્દોએ તે શરમાઇ છતાં મનમાં બોલેલું પૂરું કરી બતાવવાનું નક્કી કર્યું.

વળી પાછા દિવસો જવા લાગ્યા. મહારાજ રાજકાજમાં ગૂંથાઇ ગયા. ત્યારે સૌભાગ્યસુંદરી પોતાનું બોલેલું પૂરું

કરવાના વિચાર કરતી હતી, તેવામાં ગગનધૂલી નામનો વાણિયો વેપાર માટે નગરમાં આમથીતેમ આ એકદંડિયા મહેલ આગળ થઈને ઘણી વખત જતો આવતો. એક દહાડો તે પાલખીમાં બેસીને જઈ રહ્યો હતો, ત્યારે તેને સૌભાગ્યસુંદરીએ જોયો. તે સાથે જ તે આકર્ષાઇને તેને પાનના બીડામાં એક કાગળ લખી પાલખીમાં નાખ્યો. તેમાં લખ્યું હતું, "હે નરશ્રેષ્ઠ, હું તમારા રૂપથી ઘેલી થઇ છું, મારું હૃદય તમને ઝંખે છે, તમે તમારી બુદ્ધિનો ઉપયોગ કરી મને મળો. જો તમે નહિ મળો તો તમારા વિયોગમાં હું ઝૂરીઝૂરીને મરીશ."



ચાર આંખો ભેગી થઇ.

આ કાગળ ગગનધૂલીએ વાંચ્યો. વિચારમાં પડયો. ને

તેણે ઊંચે જોયું. ચાર આંખો ભેગી થઈ, તે પણ સૌભાગ્યસુંદરીનું રૂપ જોઈ ભાન ભૂલ્યો. તેની પાલખી આગળ વધી રહી હતી, પણ તેનું મન તો સૌભાગ્યસુંદરી પાસે હતું.

તેણે કેવી રીતે સૌભાગ્યસુંદરીને મળવું તેનો વિચાર કરવા માંડયો. પણ માર્ગ સૂઝયો નહિ. મિત્રની સલાહ લીધી. મિત્રે રસ્તો બતાવ્યો ને તે માટે જોઇતી વસ્તુ ખરીદવા તે બજાર ગયો. તેણે પાટલા ઘો અને રેશમની દોરી ખરીદી. પછી રાત પડવાની રાહ જોવા લાગ્યો. આજે તેને દિવસ ઘણો મોટો લાગ્યો. એક એક પળ યુગ જેવી લાગી. તે મનમા મુઝાવા લાગ્યો. આખરે દિવસ પૂરો થયો. રાતનો અમલ શરૂ થયો. અંધારું થયું એટલે તે એકદંડિયા મહેલ તરફ ચાલ્યો. મહેલની આસપાસ પૂરી તપાસ રાખતા ચોકીદારોની નજર ચૂકવી મહેલ પાસે આવ્યો, પેલી ઘોને રેશમની દોરી બાંધી ફેંકી. ઘો ભીંત સાથે ચોંટી એટલે દોરી પકડીને ચઢવા માંડયું. મહેલમા ગયો. સૌભાગ્યસુંદરીને મળ્યો. ને તે પછી હંમેશા એ જ પ્રમાણે જવા આવવા લાગ્યો. બંને જણા પ્રેમપંથે આગળ વધ્યા.

મહારાજા વિક્રમ પણ આવતા. ચાલાક ચતુરા પ્રેમ બતાવતી પણ મહારાજનું હૃદય કહેતું, “આ નિર્મળ પ્રેમ નથી, પ્રેમ ઓછો થતો જાય છે.” ને આ સંબંધમાં યોગ્ય તપાસ કરવા વિચાર કર્યો. સમય કસમયે તેમણે મહેલમાં આવવા માંડયું. એક દહાડો એકાએક તે મહેલે આવ્યા ત્યાં તેમણે છુપાઇને જોયું તો સુખના સાધનો પડયાં હતાં. તે

જોતાં જ કોઇ પુરુષ મહેલમાં આવે છે તે નક્કી થઇ ગયું. પછી ચાંપતી તપાસ કરતા સૌભાગ્યસુંદરી અને ગગનધૂલીનું નાટક જોઈ શકયા સાથે જ 'ડાહ્યા માણસો ઘરની વાત બહાર કરતા નથી. અને સ્ત્રી દોષવાળી માયા રૂપ છે.' નો વિચાર આવ્યો.

"આગળ શું કરવું ?" નો વિચાર કરતા મહારાજા સમય પસાર કરે છે, તેવામાં એક દહાડો રાતે એકદંડિયા મહેલથી થોડે દૂર પુરાણા ખંડેરમાથી પ્રકાશ આવતો તેમણે જોયો. એટલે તે દિશા તરફ તે ચાલ્યા. ને ભીંત પાછળ ઊભા રહ્યા. ત્યાં રહેલા જટાધારીએ પોતાની જટામાથી એક યુવાન કન્યાને બહાર કાઢી તેની સાથે આનંદ કરી તે સૂઇ ગયો. એટલે તે યુવતીએ પોતાના લાંબા વાળમાંથી એક યુવાનને ઉત્પન્ન કર્યો. તેની સાથે આનંદ કરી તેને વાળમાં છુપાવી દીધો.

મહારાજા તો આ જોઇ આશ્ચર્ય પામ્યા. ને 'સ્ત્રીચરિત્રનો પાર કોઈ પામી શકતું નથી.' નો વિચાર કરતા મહેલે આવ્યા. તે ખબર પડતાં જ સૌભાગ્યસુંદરીએ ગગનધૂલીને સંતાડી સામી આવી આવકાર આપવા લાગી.

મહારાજા જ્યારે મહેલમાં જઇ રહ્યા હતા ત્યારે પેલા ખંડેરમાંથી પેલા યોગીને બોલાવી લાવવા પોતાના માણસને આજ્ઞા કરી મહેલમાં આવ્યા. પછી સૌભાગ્યસુંદરીને પાંચ માણસની રસોઈ કરવા તેમજ તેમને જમવા બેસવાની વ્યવસ્થા કરવા કહ્યું.

બહેનપણીને કહેલા શબ્દોની સાચા કરી બતાવવા આ બધું કરવું પડ્યું હતું." કહીને બધાંને તેમના ગુનાની ક્ષમા આપી કહ્યું, "તમારા જેવા યોગી માયાજાળમા ફસાય તો આ સૌભાગ્ય-સુંદરી અને હું કોણ?" કહેતા મહારાજાએ ગગનધૂલીને પૂછ્યું, "શેઠજી! તમારા પગલાં આ નગરમાં કયારનાં થયાં છે?"

"મહારાજ," ગગનધૂલીએ કહ્યું, "છ એક મહિના થયા."

"તમારા ગળામાં જે માળા છે તે શું કયારે પણ કરમાતી નથી?" ગગનધૂલીના ગળામાં રહેલી ફૂલની માળા જોતા મહારાજાએ પૂછ્યું, જવાબમાં ગગનધૂલી બોલ્યો, "મહારાજ, છે તો એમ જ. અને તેનું કારણ જાણવા માટે તમારે મારું વૃત્તાંત સાંભળવું પડશે."

## ગગનધૂલીનો વૃતાન્ત

"તો કહો." મહારાજાએ કહ્યું એટલે ગગનધૂલી કહેવા લાગ્યો, "ચંપાનગરીમાં ધન નામના એક શેઠ રહેતા હતા. તેમની સ્ત્રીનું નામ ધન્યા હતું. તેમને ત્યાં પુત્રનો જન્મ થયો. એટલે મોટો ઉત્સવ કરી તેનું નામ ધનકેલી પાડ્યું. તે છોકરો આઠ વર્ષનો થયો. ત્યારે પંડિતોને સોંપ્યો. તે કેટલીય વિદ્યાઓમાં પારંગત થયો. તે જ્યારે યુવાવસ્થામાં આવ્યો ત્યારે તે પોતાના બાપને વેપાર–ધંધામાં મદદ કરવા લાગ્યો. તે છોકરો દિવસો જતાં સારો વેપારી થયો એટલે ધન શેઠે વેપારનું કામ ધનકેલીને સોંપીને પોતે ધર્મધ્યાન કરવા લાગ્યા.

એક દિવસે ધન શેઠે પોતાના ધનના ભાગ પાડયા. કેટલોક ભાગ ધર્મકાર્યમાં ખર્ચ્યો. કેટલોક રોકડ ભાગ વેપાર માટે રાખ્યો. ને આફતમાં કામ આવે તે માટે રત્નો, સોનું, ચાંદી વગેરે જમીનમાં દાટયું. તેની યાદી કરીને યાદીનો કાગળ સોનાના માદળિયામાં બંધ કરી પોતાના ગળામાં તે રાખ્યું.

ધનકેલી વેપારમાં પાવરધો થયો એટલે તે બીજા વેપારી સાથે દેશપરદેશ વેપાર માટે જવા લાગ્યો. ધનવાન ધનકેલીનો માલ બીજા વેપારીઓ કરતાં વધારે આવતો જતો. તેનાં વાહનોના ચાલવાથી તેની ધૂળ આકાશ સુધી પહોંચતી, તેથી તેના સાથીદારો ધનકેલીને બદલે ગગનધૂલી કહેવા લાગ્યા. તે ગગનધૂલી તે હું." કહેતાં તે અટકયો ને ક્ષણુપછી આગળ કહેવા લાગ્યો, "મહારાજ! મારા બાપની ઇચ્છાથી મેં કૌશામ્બી પુરીના ચંદ્ર નામના શેઠની પુત્રી રુક્મણિ સાથે ધામધૂમથી લગ્ન કર્યાં ને તેની સાથે મારા દિવસો આનંદમાં જવા લાગ્યા. પણ માણસનું મન હંમેશાં નવાની શોધમાં હોય છે. ને એ નવું શોધતા હું કામલતા વેશ્યાના ફંદામાં ફસાયો. મારા સમયની–ધનની બરબાદી કરવા લાગ્યો. મારાં ઘરડાં માબાપ મને વખતોવખત ઘેર બોલાવતાં, પણ હું કામલતાને છોડી જતો નહિ. પરિણામે મારાં માબાપ મારા વિયોગમા ઝૂરી ઝૂરીને દુઃખી થઇને મરી ગયાં. છતાંય હું ઘેર ન ગયો. મારા બાપના મરણ સમયે મારી સ્ત્રીએ મારા બાપના ગળામા રહેતું સોનાનું માદળિયું કાઢી લીધું હતું ને તે પોતાના હાથે બાંધતી.

આસનો મૂકતા મહારાજાએ યોગીને બોલાવી આસન પર બેસવા કહેતાં કહ્યુ, "યોગિરાજ ! તમે યોગિની વગર શોભતા નથી. તેથી યોગિનીને પ્રગટ કરો."

"હે રાજન્ ! આ શબ્દોથી શું તમે મારું અપમાન કરતા નથી ? મારે અને યોગિનીનું શું કામ ? હું એકલો છું. અવધુત છું."

"બસ, બસ, હવે વધારે ખુશામત કરાવ્યા વિના યોગિનીને પ્રગટ કરોને."

'મહારાજા પોતાની માયાજાળ જાણી ગયા છે." તેમ સમજી લાચારીથી તેણે યોગિનીને પ્રગટ કરી. મહારાજાએ તે યોગિનીને યોગી પાસે બેસાડતા કહ્યું, "હે દેવી ! યોગીરાજે તમને પ્રગટ કરી ચમત્કાર બતાવ્યો. તેમ તમે ય કાંઇ ચમત્કાર બતાવો."

"હું કાંઇ ચમત્કાર બતાવી શકતી નથી." યોગિનીએ કહ્યું.

"અરે, એમ તે કાંઇ ચાલે. તમારે ચમત્કાર બતાવવો જ પડશે." મહારાજાએ કહ્યું, "એક પુરુષને ઉત્પન્ન કરવો જ પડશે."

યોગિની મહારાજાના કહેવાનો અર્થ સમજી ગઈ એટલે 'હા ના' કર્યા સિવાય જ એક પુરુષને પ્રગટ કર્યો. ત્રણ આસન પર તે ત્રણ જણાં બેઠા, ચોથા પર પોતે બેઠા. એક આસન ખાલી રહ્યું તે તરફ જોતાં મહારાજાએ સૌભાગ્ય-સુંદરીને કહ્યું, "પ્રિયે ! તમે કોઈ પુરુષને પ્રગટ કરી શકો છો ?"

"મહારાજ, હું કાંઈ યોગિની થોડી જ છું તે ચમત્કાર બતાવી શકું ?" સૌભાગ્યસુંદરીએ કહ્યું.

"ત્યારે શું આ આસન ખાલી જ રહેશે ?" દુઃખી થતા હોય તેવા અવાજે મહારાજા બોલ્યા, "શા માટે તું તારા પ્રેમી ગગનધૂલીને બોલાવતી નથી ?"

યોગી અને યોગિનીની લીલા જોઈ સ્તબ્ધ થયેલી સૌભાગ્યસુંદરી મહારાજાના શબ્દોથી જડ–પૂતળી જેવી થઈ ગઈ. ને મન સ્વસ્થ થતાં, વધુ વિચાર કરવા ન રહેતાં ગગનધૂલીને ત્યાં લઈ આવી. એ સ્વરૂપવાન ગગનધૂલી પાંચમા



સૌભાગ્યસુંદરીને ચમત્કાર બતાવવા મહારાજે કહ્યું.

ખાલી રહેલા આસન પર બેસાડયો ને જમવા બેઠા. જમી રહ્યા પછી મહારાજાએ કહ્યું, "આ સૌભાગ્યસુંદરીને પોતાની

વેશ્યાએ મારું ધન લૂંટી મને ભિખારી બનાવ્યો. ત્યારે મારી સ્ત્રી પેલા માદળિયા સાથે તેને પિયર ગઈ. ને જેમ પક્ષીઓ પાન વગરનાં વૃક્ષોને તજે છે, ભમરા સુકાયેલાં ફૂલોને તજે છે, ઉજ્જડ થયેલા વનને મૃગલાં વગેરે તજે છે. રાજભ્રષ્ટ થયેલા રાજાને તેના સેવકો તજે છે. સ્વાર્થીઓ સ્વાર્થ પૂરો થતા સંબધીતો ત્યાગ કરે છે તેમ વેશ્યાએ મારા જેવા ભિખારી થઈ ગયેલાનો તિરસ્કાર કરી કાઢી મૂકયો. તે સાથે જ વાદળની છાયા, ઘાસનો અગ્નિ, દુષ્ટનો પ્રેમ, પથ્થર પર રહેલું પાણી, વેશ્યાનો પ્રેમ, સ્વાર્થી મિત્ર, આ બધાં પરપોટા જેવા છે.' તેવું યાદ આવ્યું ને તે પર વિચાર કરતો હું મારે ઘેર આવ્યો. ઘરની થયેલી દુર્દશા જોતાં હું દુઃખી થયો. ને મારી સ્ત્રીને બોલાવી લાવવા કૌશાંબીપુરી ગયો. પણ મારી ગરીબીએ મને કોઇ ઓળખે નહિ એટલો બધો બદલી નાખ્યો હતો. તેથી મારાં સાસરિયાં મને ઓળખી શકયા નહિ એટલે ઘરમાં તો પેસવા જ શાના દે? લાચાર થઇ ભિક્ષુકનો વેશ ધારણ કરી હું મારા સસરાના ઘરની પાસેના ચોતરા પર પડી રહી મેં મારા સ્ત્રીનાં ચરિત્ર જોવા વિચાર્યું. ભૂખથી પિડાતા મેં મારી સ્ત્રીના હાથની ભિક્ષા લીધી. તે પણ મને ઓળખી શકી નહિ.

ચોતરા પર પડી રહેતા મધરાત થઈ. મારી સ્ત્રી હાથમાં લાડુનો થાળ લઈ દરવાજા પાસે આવી. દરવાનને દરવાજો ઉઘાડવા કહ્યું, પરંતુ દરવાને દરવાજો ન ઉઘાડયો. તેથી તે પાછી ઘરમાં ગઈ.

બીજે દિવસે જ્યારે હું ભિક્ષા લેવા ગયો, ત્યારે

તેણે ભિક્ષા આપતાં મને પૂછ્યું, 'તું કોણ છે? ક્યાંથી આવ્યો છે?' મેં કહ્યું, 'નસીબના ચક્કરે ચઢતાં હું ગરીબ થઈ ગયો છું, જાતનો હું વાણિયો છું.' બોલતાં મારો અવાજ ધ્રુજતો હતો. જેસ તેમ કરી આટલું કહી હું ચૂપ રહ્યો. ત્યારે તેણે કહ્યું, 'જો તું મારુ કહ્યું માને, કોઇને કાંઈ ન કહે તો હું તને મારા બાપના ઘરમાં નોકર રખાવું, ખાધેપીધે સુખી કરું. કામમાં તારે મધરાતે દરવાજો ઉઘાડવાનો. બોલ, તારાથી આ થશે?' મેં કબૂલ કર્યું એટલે મને તેના બાપાના—મારા સસરાના ઘરમાં નોકરી મળી. દરવાજે હું રહ્યો.

તે દિવસે મધરાતે હાથમાં લાડુનો થાળ લઇને તે આવી. મને એક લાડુ આપી દરવાજો ઉઘાડવા કહ્યું. મેં તરત જ દરવાજો ઉઘાડયો. તે બહાર આવીને ઝપાટાબંધ ચાલતી આગળ જવા લાગી. મેં પણ તેનું ચરિત્ર જોવા પાછળ પાછળ જવા માંડયું. ચાલતી ચાલતી તે સરાફા બજારમાં આવી. હું પણ તેની લગભગ થયો એટલે એક ઝાડ પાછળ સંતાઈ શું થાય છે તે જોવા ઊભો.

થોડી વાર થઈ હશે ત્યાં તો એક યુવાન આવ્યો ને તેણે મારી સ્ત્રીને જોતા જ એક તમાચો ચોડી દીધો. મારી સ્ત્રી જમીન પર પડી હાથમાં રહેલું માદળિયું જમીન પર પડી ગયું. તેનું તેને ભાન ન રહ્યું, તે ધૂળ ખંખેરતી ઊભી થઈ ને ગરીબડાની જેમ કહેવા લાગી, 'વહાલા, કાલ ન અવાયું તેમાં મારો જરાય દોષ ન હતો. મુવા દરવાને દરવાજો ઉઘાડયો નહિ, એટલે શું કરું? આજથી નવો દરવાન રાખ્યો



રુકમણિ તેના પ્રેમીને કહી રહી.

છે, તે રોજ દરવાજો ઉઘાડશે ને રોજ હું આવી શકીશ.'

મારી સ્ત્રીના શબ્દોથી પેલો શાંત થયો ને આનંદ કરી ચાલ્યો ગયો. મારી સ્ત્રી પણ ઘર તરફ જવા લાગી. એટલે મેં રસ્તા પર પડેલા માદળિયાને લઇ લીધું ને ઉતાવળે જવા માડયું. ને હું મકાનના દરવાજા આગળ આવી સૂઇ ગયો.

સવાર થતાં મેં પેલા માદળિયાને તપાસ્યું. ઉઘાડયું. તેમાંથી મારા બાપાજીનો લખેલો કાગળ નીકળ્યો, તેમાં લખ્યું હતું, 'ધનશ્રેષ્ઠીના ઘરના જમણા ખૂણામાં દસ હાથ ઊંડે જમીનમાં ચાર કરોડનું ધન દાટેલું છે' આ કાગળ વાંચતાં જ હું તો આનંદમાં આવી ગયો.

મેં એ સોનાના માદળિયાને બજારમાં વેચી ઉપજેલી રકમમાંથી કપડાં વગેરે કરાવી. જમી ચંદ્ર શેઠની રજા લઈ હું મારા ગામ ચંપાપુરી તરફ ચાલ્યો.

卐

## પ્રકરણ સુડતાલીસમું ... .. ... ... ... પરીક્ષા

ગગનધૂલી આગળ કહેવા લાગ્યો

"હું મારે ઘેર જઈ જમીન ખોદવા લાગ્યો. ખોદતાં મને ઘણું જ દ્રવ્ય પ્રાપ્ત થયું. એ દ્રવ્યથી મેં સુંદર ઘર વગેરે રાખ્યા બંધાવ્યાં. સવારી માટે ઘોડા રાખ્યા અને નોકરચાકર પણ રાખ્યા. એક દિવસ હું સારાં વસ્ત્ર શણગાર ધારણ કરી કૌશાંબી નગરીમાં મારા સાસરામા ગયો, ત્યાં પહેલાં કરતાં સારા જેવો મારો આદરસત્કાર કરવામાં આવ્યો, પણ મેં મારી સ્ત્રીની પરીક્ષા કરવા તેને ન તો બોલાવી કે ન તેના સામે જોયું. મારા આ વર્તનથી રુક્મિણિ મનથી દુઃખી થવા લાગી.

ભોજન વગેરેથી પરવારી રાતના હું જ્યારે સૂઈ ગયો હતો ત્યાં મારી સ્ત્રી રુકમણિ આવી. મારા પગ દબાવવા લાગી. તેથી હું ઝબકી જાગી ગયો ને કહેવા લાગ્યો, 'હે પ્રિયે ! મને ઊંઘમાથી ઊઠાડયો તે તેં સારું ન કર્યું. હું હમણાં એક સુંદર સ્વપ્ન જોઇ રહ્યો હતો.'

'સ્વામીનાથ ! ' રુકમણિ બોલી, 'જે સ્વપ્ન જોતાં મેં

તમને જગાડયા તેથી આટલા દુઃખી થઇ થઈ રહ્યા છો તો કહેશો, એવું તે કેવું સુંદર સ્વપ્ન તમે જોઈ રહ્યા હતા?'

'તારે તે સાંભળવું છે તો સાંભળ.' મેં કહ્યું. 'એક સ્રીએ મને ઘર સાચવવા નોકર રાખ્યો હતો, તે સ્રીએ ખાવાપીવા વગેરેનો સારો પ્રબંધ કર્યો હતો. તે જયારે રાતના બહાર જતી ત્યારે મને એક 'મોદક' આપતી જતી તે, જયારે 'મોદક' આપી સરાફા બજાર તરફ જવા લાગી ત્યારે હું પણ તેની પાછળ પાછળ ચાલ્યો. ત્યાં એક પુરુષ આવ્યો ને તે સ્રીને કહેવા લાગ્યો, 'તું કાલે રાત્રે કેમ આવી ન હતી?' કહેતાં તેણે જોરથી એક તમાચો તેને માર્યો. તમાચો વાગતાં જ તે સ્રી જમીન પર પડી. તે ઊઠી ને કહેવા લાગી, 'મને માફ કરો, દ્વારપાળે દરવાજો ઉઘાડયો નહિ તેથી હું આવી શકી નહિ.'

તે સ્રી જયાં પડી હતી, ત્યાં તેનું તાવીજ પડી ગયું હતું. તે તાવીજ હું ઉઠાવવા જતો હતો, ત્યાં તો તેં મને જગાડયો. મારી આંખો ઊઘડી ગઇ.'

આ હું કહી રહ્યો હતો, ત્યારે તે શાંત બેસી રહી હતી, એટલે મેં ગુસ્સો કરી કહ્યું. 'રુકમણિ, તેં મને સ્વપ્નમાંથી જગાડી સારું કર્યું નથી., ખાનદાન છોકરીનાં આ લક્ષણ નથી.'

તેની પાપવાર્તા સાંભળીને તેનું હૃદય ફાટી ગયું. તે ત્યાં જ મરી ગઇ. આ જોઇ પહેલાં તો હું ગભરાઈ ગયો ને

વિચારવા લાગ્યો 'હવે હું શું કરું ?' વિચારતા મેં રુકમણિના શબને ઉઠાવી તે સરાફા બજારમાં જ્યાં તેના પ્રેમીને મળતી હતી ત્યાં મૂક્યું ને બાજુમા છુપાઇ ગયો.

થોડીવારમાં તેનો પ્રેમી ત્યાં આવ્યો, તેણે રુકમણિને સૂતેલી જોઈ તે સમજ્યો. રુકમણિ ગુસ્સે થઇ સૂઇ ગઇ છે. તેથી તે ગુસ્સે થઇ બોલ્યો, 'પાપણી, આટલી બધી મોડી કેમ આવી ?' પણ તેના પ્રશ્નનો જવાબ રુકમણિ ક્યાં આપવાની હતી ? જવાબ ન મળવાથી તેણે બેચાર લાતો મારી, તો પણ તે બોલી નહિ, એટલે તે તેને ઢંઢોળવા લાગ્યો; છતાં બોલી નહિ, તેથી તે તેને કાળજીથી જોતાં તેને લાગ્યું, 'મારી લાત તેના મર્મસ્થાન પર વાગવાથી તે મરી ગઇ, અને મને સ્ત્રી હત્યા લાગી.' બોલતો તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો, ગભરાવા લાગ્યો, પછી તેણે એ શબને એક ખાડામાં નાંખી ત્યાંથી ચાલવા માંડ્યું.

હે રાજન્ ! હું મારી ને સ્ત્રીની આ દશા જોઇ ઘણો ગભરાયો. હું ધ્રુજવા લાગ્યો ને મનથી દુઃખી થતો હું મારા સસરાને ત્યાં આવી ચૂપચાપ સૂઇ ગયો.

સવાર થતા રુક્મણિને નહિ જોવાથી તેનાં માબાપ દુઃખી થવા લાગ્યાં. મેં તેમને રાત્રે બનેલ બનાવ કહી મેં મારા સસરાની રજા લઈ ત્યાંથી ચાલવા માંડ્યું, ત્યારે તે શેઠની બીજી પુત્રી સુરૂપા હાથમાં માળા લઈ આવી ને કહેવા લાગી, 'તમે મારો સ્વીકાર કરો' તેના શબ્દો સાંભળી

મેં કહ્યું, 'તું પણ મારી બહેન જેવી નીકળે તો? મને એવી પત્નીની જરૂર નથી.'

'હે બનેવી!' તે વિનયપૂર્વક બોલી. 'હું મારાં માતા-પિતાને સાક્ષી રાખી તમને આ વરમાળા પહેરાવું છું. જો આ માળા સહેજ પણ સૂકાય તો મારામાં અપવિત્રતા આવી છે તેમ જાણજો. મારા ચારિત્રના પ્રભાવથી આ માળા કયારે પણ સૂકાશે નહિ.'

તેના શબ્દો સાંભળી મેં તેની સાથે લગ્ન કર્યાં. તેને લઈ મારે ઘેર આવ્યો. રાજન્! બારબાર વર્ષનાં વહાણાં વાયાં છતાં આ માળા સુકાઈ નથી. તે મારા ગળામાં શોભી રહી છે."

વિક્રમાદિત્ય આ સાંભળી આશ્ચર્ય પામ્યા. ને વિચારવા લાગ્યા, "સ્રીનું ચરિત્ર કોઈજ જાણી શકયું નથી. જાણતાં નથી. શાસ્ત્રમાં કહ્યું છે. 'ઘોડાની ચાલ, વૈશાખ મહિનાની મેઘ ગર્જના, સ્રીનું ચરિત્ર, ભવિષ્ય, અનાવૃષ્ટિ અતિવૃષ્ટિ થવી તે દેવતાઓ પણ જાણતા નથી, તો મનુષ્યની શી વિસાત?' સમુદ્રને પાર કરી શકાય, પણ કુટીલ સ્રીને સમજી ન શકાય." વિચારતા મહારાજાએ ગગનધૂલીને કહ્યું, "જો તમને ખોટું ન લાગે તો કહું. હું તમારી સ્રીની પરીક્ષા કરવા ઇચ્છું છું."

"તમારી ઇચ્છા પ્રમાણે મારી પત્નીની તમે પરીક્ષા કરી શકો છો." ગગનધૂલીએ કહ્યું.

"ઠીક." કહી મહારાજાએ પોતાના ચતુર નોકરો
મૂળદેવ, શશીને બોલાવી ગગનધૂલીએ કહેલું કહ્યું, આ
સાંભળી મૂળદેવે કહ્યું, "જો આપ રજા આપો તો હું
ગગનધૂલીની પત્નીની પરીક્ષા કરું. ને તેને તેના ધર્મથી
ચળાવું."

"જરૂર, મૂળદેવ, તું તારી મરજી પ્રમાણે પરીક્ષા કરી
શકે છે."

મૂળદેવે મહારાજા પાસેથી ગગનધૂલીનું સરનામું મેળવી
ચંપાપુર ગયો. ગગનધૂલીના ઘરનો પત્તો મેળવ્યો. એ
ગગનધૂલીના ઘર પાસે એક ડોસી રહેતી હતી, તેને થોડા
પૈસા આપી તેના ઘરમાં રહેવા લાગ્યો. તેણે એક દિવસે
ડોસીને કહ્યું, "જો તું ગગનધૂલીની સ્ત્રી મને મેળવી આપે,
મારા તરફ આકર્ષાવે તો હું તને ઘણું દ્રવ્ય આપું."

"જરૂર, જરૂર." કહેતા ડોસીમા ચાલ્યાં ગગનધૂલીને
ત્યાં, ને સુરૂપાને કહેવા લાગી, "મારે ત્યાં એક દેવ–
કુમાર જેવો સુંદર યુવાન આવ્યો છે. તેની આંખમા તમે
વસ્યા છો. તમારો પતિ કેટલાય દિવસથી પરદેશ ગયા છે.
તમે અહીં એકલાં છો, તો તે સુંદર પુરુષ ઘણો ધનવાન
છે. તેને મળો તો ખરાં."

ડોસીની વાતો સાંભળી સુરૂપાએ કહ્યુ, "મેં ક્યારે
પણ પરપુરુષનું નામ સાંભળ્યું નથી. હું પરપુરુષને મળવા
ચાહતી નથી."

પૈસાના લોભે લોભાયેલી તે ડોસી સુરૂપા પાસે વારંવાર આવતી. મૂળદેવની વાતો કરતી, આ વાતોથી કંટાળતી સુરૂપાએ મૂળદેવને તેનાં કર્મનાં ફળ આપવા વિચારી કહ્યું, "ડોસીમા ! ચાર દિવસ પછી તે સુંદર યુવાનને અહીં લાવજો."

આ સાંભળી રાજી થતી ડોસી પોતાને ઘેર ગઇ ને મૂળદેવને આ સમાચાર આપ્યા. સુરૂપા મૂળદેવને શિક્ષા કરવા તેણે મકાનમાં એક ઊંડો ખાડો ખોદાવી તેના પર સડેલી દોરીનો ખાટલો મૂકયો, તેના ઉપર રેશમી ચાદર પાથરી તેથી તેના પર બેસનાર ખાડામાં પડે.

આ પ્રમાણે કરી સુરૂપા તેની રાહ જોવા લાગી, ડોસી પાન લઈ આવી એટલે સુરૂપાએ કહ્યું. "કાલે એ યુવાનને લાવજો. હું તેનો સારો આદરસત્કાર કરીશ."

બીજે દિવસે મૂળદેવ સાથે ડોસી આવી. મૂળદેવને જોતાં જ સુરૂપાએ મીઠા શબ્દોથી સત્કાર કર્યો. ડોસી ત્યાથી ચાલી ગઈ, તેનું કામ મૂળદેવને સુરૂપા સાથે મેળવવા જેટલું જ હતું.

સુરૂપાએ મૂળદેવને હસતા હસતાં જમાડયો પછી પેલા ખાડા પર રાખેલા ખાટલા પર બેસાડયો. જેવો મૂળદેવ ખાટલા પર બેઠો, તે સાથે જ સડેલી દોરીઓ તૂટી ગઈ–મૂળદેવ ઊંડા ખાડામા જઇ પડયો, તેણે બહાર આવવા ઘણાય ફાંફાં માર્યાં, પણ તે બહાર આવી શકયો નહિ.

મૂળદેવને ખાડામાં પડેલો જોઈ સુરૂપા બોલી, “ અરે, આ શું થયું ?”

સુરૂપા દરરોજ ખાડામાં તેને ખાવાપીવાનું આપતી અને કહેતી, “આજથી આવું કામ ક્યારે પણ કરતો નહિ.”

દિવસો એક પછી એક જવા લાગ્યા. વૃદ્ધાએ એક દિવસ સુરૂપાને પૂછ્યું, “ એ યુવાન ક્યાં છે ?”

“ એ તો ખાઇ પી અહીં આનંદ કરે છે.” સુરૂપાએ કહ્યું.

ઘણા દિવસ થયા પણ મૂળદેવના કાંઇ સમાચાર ન આવ્યા તેથી મહારાજા વિચાર કરવા લાગ્યા. વિચાર કરતા મહારાજાએ શશીભૃતને દરબારમાં બોલાવી મૂળદેવ માટે પૂછ્યું પણ શશીભૃત શું કહે ? મહારાજાને તેને મૂળદેવના સમાચર જાણી લાવવા કહ્યું, ત્યારે શશીભૃતે કહ્યું, “ હું એ ગગનધૂલીની સ્ત્રીનું શિયળ નષ્ટ કરીશ. મારા ભાઈને શોધી લાવીશ.” કહી તે તો ગયો ચંપાપુરી, ને તો પેલી ડોસીને મળ્યો. મૂળદેવના સર્વ સમાચાર જાણી ડોસીને કહ્યું, “ સુરૂપા સાથે મને મેળવી આપ.” ને ડોસીએ સુરૂપા આગળ શશીભૃતના વખાણ કર્યાં. ગુણ ગાયા.

સુરૂપાએ શશીભૃતને પોતાને ત્યાં લાવવા કહ્યું ને જે દશા મૂળદેવની કરી હતી તે દશા તેની પણ કરી.

એક દિવસ પેલી ડોસી શશીભૃતની ખબર કાઢવા આવી. તેને પણ પેલા બે જણ પાસે મોકલી દીધી. એ ત્રણે

જણાં જીવતાં રહે તે માટે સુરૂપા તેમને થોડું થોડું ખાવાનું આપતી.



ત્રણે જણાને સુરૂપા ખાવાનું આપતી.

મૂળદેવ અને શશીભૃતની મહારાજા ઉત્સુકતાથી રાહ જોતા હતા. તેમના કાંઈ સમાચાર ન હતા.

એક દિવસે મહારાજાએ ગગનધૂલીને પૂછ્યું. "હે વણિક! મારા સેવકો ચંપાપુરી ગયા હતા તે હજુ સુધી પાછા આવ્યા નથી. ને તમારી માળા પણ સુકાઈ નથી. તેથી આશ્ચર્ય થાય છે."

"હે રાજન્!" ગગનધૂલીએ કહ્યું "તમારા સેવકો ફસાઈ ગયા છે. હાર્યા છે અથવા તમે આપેલા દ્રવ્યથી મોજ-મજાહ કરવા કયાંક બીજે ચાલ્યા ગયા છે."

શું બોલે મહારાજા?

દિવસો જતાં ગગનધૂલીએ પોતાને ગામ જવાની વાત મહારાજાને કરી. તે સાભળી મહારાજાએ કહ્યું, "હું પણ તમારી સાથે આવીશ. તમારી સ્ત્રીની પરીક્ષા કરીશ."

"જરૂર, જરૂર. આપ આવશો તો મારી શક્તિ પ્રમાણે હું આપનો આદરસત્કાર કરીશ." ગગનધૂલીએ કહ્યું.

ગગનધૂલીએ ચંપાપુરી જવા તૈયારીઓ કરવા માંડી. લેવું-દેવું પતાવ્યું, પછી મહારાજા અને તેમના પરિવાર સાથે ગગનધુલી ચંપાપુરી આવ્યો. મહારાજાને એક સુદર મહાલયમાં ઉતારો આપ્યો ને પોતે પોતાને ત્યાં જઈ પોતાની સ્ત્રીને પૂછવા લાગ્યો. "ક્યારેક મૂળદેવ અને શશીભૃત તારું શિયળ નષ્ટ કરવા અહીં આવ્યા હતા?"

જવાબમા સુરૂપાએ બનેલું બધું જ કહ્યું. તે સાંભળી ગગનધૂલીએ કહ્યું. "સ્વયં મહારાજા પોતાના એ નોકરોના સમાચાર જાણવા અહીં આવ્યા છે, જો તું કહે તો તેમને જમવા આમંત્રણ આપું."

"જરૂર. ઘરમાં બધી જ વસ્તુઓ છે. અતિથિ સત્કાર કરવો એ આપણો ધર્મ છે."

પત્નીના શબ્દો સાભળી ગગનધૂલીએ મહારાજાને કહ્યુ. "આપના તે સેવકો અહીંયા આવ્યા તો હતા. પણ મારી પત્નીએ તેમનો તિરસ્કાર કરી કાઢી મૂક્યા." કહી મહારાજાને જમવાનું આમંત્રણ આપ્યું. મહારાજાએ તેનો સ્વીકાર કર્યો.

ગગનધૂલીએ સુરૂપાને સમાચાર આપ્યા. સુરૂપા તે સાંભળી જ્યાં ખાડામાં પેલા ત્રણ જણા હતા. ત્યાં આવી કહ્યું. "જે મારું કહ્યું નહિ માને તેનાં મસ્તક છેદાઈ જશે તેવું મને દેવીએ વરદાન આપ્યું છે. જો તમે મારા કહ્યા પ્રમાણે ચાલવા તૈયાર હો તો હું તમને આ ખાડામાંથી બહાર લાવું."

"હે સતી! તમે કહેશો તેમ અમે કરીશું."

"સારુ" કહી તેમને બહાર કાઢયા, નવડાવ્યા તે ભોંયરામાં લઇ ગઈ પછી નીચેના ઓરડામા રસોઈ કરવા લાગી.

ભોજન સમય થતા મહારાજા સર્વ પરિવાર સાથે જમવા આવ્યા પણ ત્યા રસોઈ થતી જોઇ નહિ. ગગનધૂલીને મહારાજાએ કહ્યું, "ભોજનનો સમય તો થઇ ગયો છે, પણ રસોઈનું ઠેકાણું લાગતું નથી અમને તો ખૂબ ભૂખ લાગી છે. જો તાત્કાલિક જમવાની વ્યવસ્થા કરવામા નહિ આવે તો અમે ચાલ્યા જઈશું"

મહારાજાના શબ્દો સાંભળી ગગનધૂલીએ હસીને બધાને આસન પર બેસાડયા ને નીચેથી સામગ્રી મંગાવી સુરુચિ-પૂર્ણ જમણ જમી મહારાજા અને તેમનો પરિવાર આનંદ પામ્યો.

"ગગનધૂલી!" મહારાજા બોલ્યો "આટલા થોડા સમયમાં આ બધી વ્યવસ્થા કેવી રીતે કરી?"

"મહારાજા!" ગગનધૂલી બોલ્યો, 'મારી પત્ની પાસે

બે યક્ષ અને એક યક્ષિણી છે. એ ત્રણેય જણે આ બધી વસ્તુઓ તૈયાર કરી ”

“ એમ ? ” કહેતા મહારાજાએ કહ્યું, “ તમે એ યક્ષ અને યક્ષણી મને આપો, તેથી મારા રસોડાનું કામ સારી રીતે ચાલશે ? ” કહેતા મહારાજાએ યક્ષયક્ષણી આપવા આગ્રહ કરવા માંડયો. એટલે સુરૂપાએ કહ્યું. “મહારાજ ! આપ આપના નગરમાં પહોંચો ત્યા સુધી તમને ભોજનની મુશીબત ન પડે તે માટે હું યક્ષ અને યક્ષણી આપને આપીશ. નગરમા પહોચતા જ તેમને પાછાં મોકલી આપશો, એમ કરવા તૈયાર હો તો હું તમને આપું, નહિ તો નહિ.”

મહારાજાએ તે કબૂલ કર્યું એટલે સુરૂપાએ પેટીમાં ખાવાપીવાનું મૂકી ચંદનાદિથી સુવાસિત કરી ત્રણે જણાંને અંદર બેસાડી પેટી બંધ કરી, મહારાજાને સોપી. તે પેટી લઇ સપરિવાર મહારાજા ત્યાંથી ચાલ્યા.

બીજે દિવસે ભોજનનો સમય થતા મહારાજાએ પેટીની પૂજા કરી ભોજનની સામગ્રી માગી, પણ કાંઈ મળ્યું નહિ. મહારાજાએ ફરીને ફરી માંગણી કરી ત્યારે અંદરથી અવાજ આવ્યો, “ખાવાનું તારો બાપ આપશે ? હું ક્યાંથી લાવું ?”

પેટીની અંદરથી મૂળદેવ અને શશીભૃતે કહ્યું, “ હે રાજન્ ! સુરૂપાએ અમને અને એક ડોસીને પેટીમા બંધ કર્યાં છે. ”

મહારાજા આ અવાજથી પરિચિત હતા એટલે તેમણે

પેટી ખોલાવી તો તેમની દૃષ્ટિએ તેમના સેવકો પડયા. જેઓ દુર્બળ થઇ ગયા હતા.

" તમારી આ દશા કેમ થઇ ? " મહારાજાએ પૂછ્યું. જવાબમાં શરમાતા શરમાતા જે કાંઇ બન્યુ, હતું તે કહેતાં કહ્યું. " અમારા ખોદેલા ખાડામા અમે જ પડયાં."

આ સાંભળી મહારાજ આશ્ચર્ય પામ્યા ને ગગનધૂલીને ચંપાપુરીથી બોલાવી કહ્યું. " હે વણિક ! તમે ભાગ્યશાળી છો. તમારી પત્ની જેવી સતી સ્ત્રી મેં ક્યાંય જોઈ નથી. તમે તમારી પત્ની વિશે મારી આગળ કહ્યું હતું તે સાચું છે. તે ઘણી પવિત્ર છે." કહેતા મહારાજા ગગનધૂલી સાથે ચંપાપુરી પાછા આવ્યા તે સુરૂપાની પ્રશંસા કરતા કહેવા લાગ્યા. " હે સ્ત્રી ! ધન્ય છે. તું સતીઓમાં શ્રેષ્ટ છે. તું નિર્દોષ છે. આ સંસારમાં આદર્શરૂપ છે. તારું વર્તન સંસારીઓને અનુકરણ કરવા જેવું છે." કહેતા મહારાજાએ સુરૂપાની ઘણી ઘણી પ્રશંસા કરી અવંતી તરફ પ્રયાણ કર્યું. ને અવંતીમાં આવી રાજ્યકારભાર સંભાળ્યો.

## પ્રકરણ અડતાલીસમું ... ... ... નસીબનાં નખરાં

ભાગ્યવાન નૃપકો મિલે, સેવક સ્વામિભક્ત
રૂપચન્દ્ર પર ઈસી લિયે, વિક્રમ હુએ અનુરક્ત,

પોતાના પુણ્યપ્રભાવથી મહારાજા વિક્રમ સારી રીતે પ્રજાનું પાલન કરતા હતા. એ મહારાજાની સેવામાં અઘટકુમાર નામનો પ્રતાપી સેવક હતો. એ અઘટકુમારે પોતાની શક્તિથી અગ્નિવૈતાલ નામના અસુરને વશ કર્યો હતો તેથી તેની પ્રશંસા ચોરે-ચૌટે અને ઘરેઘર થતી.

અઘટકુમારનું નામ તો હતું રૂપચંદ્ર. તેના પિતા વીરપુર નગરના ન્યાયપ્રિય રાજા હતા, તેમનું નામ ભીમ. તેમની પટરાણીનું નામ હતું પદ્મા. આ રૂપચંદ્ર નાનપણથી જ રૂપવાન, ગુણવાન અને શૂરવીર હતો.

એ વીરપુર નગરમાં રાજાનો એક માનીતો કોટવાળ હતો. તેનું નામ હતું ચંદ્રસેન. તે રાજભક્ત હતો. એ નગરમાં રાજપુરોહિતનું નામ હતું ગંગાદાસ. આ ગંગાદાસની પત્નીનું નામ હતું મૃગાવતી.

એક વખતે ચંદ્રસેન રાજા ભીમની આજ્ઞાથી રાજકર (મહેસૂલ) વસૂલ કરવા ખેડૂતોની વસ્તી લગભગ થયો, ત્યારે એક મોટા વૃક્ષની નીચે કેટલાય ખેડૂતો ભેગા થયા હતા. તેમની વચ્ચે એક બ્રાહ્મણ બેઠો હતો. એ બ્રાહ્મણ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કહેતો હતો, ત્યા ચંદ્રસેન આવ્યો અને તક મળતાં તેણે પણ તે બ્રાહ્મણને પોતાનો હાથ બતાવ્યો ને પ્રશ્ન પૂછ્યો, "મારા કુટુંબમા કેટલા માણસો છે, તે કહો જોઈએ?"

જોષી મહારાજે પ્રશ્નલગ્ન પર વિચાર કરી, હાથ જોઈ કહ્યુ, "શ્રીમાનજી, તમારા કુટુંબમાં ત્રણ ભાઈ, એક બહેન અને પાંચ સુંદર સ્ત્રીઓ છે"



મહારાજ ચંદ્રસેનનો હાથ જોવા લાગ્યા

બ્રાહ્મણના સાચા શબ્દો સાંભળી ચંદ્રસેન ખુશ ખુશ

થઈ ગયો. ને કહેવા લાગ્યો, “હે ભુદેવ! આ ખેતરોમાથી તમારી ઇચ્છામાં આવે તેટલા મગ લઈ લ્યો.”

ચંદ્રસેનના શબ્દે મહારાજે પોતાનાથી ઊઠાવી શકાય તેટલા મગ લઈ, પોટલી બાંધી અને ત્યાંથી ચાલવા માડયું, ચાલતા ચાલતા રસ્તામા સંધ્યાકાળ થયો. તેથી તે બ્રાહ્મણે વીરપુર નગરની પાસે આવેલ દેવમંદિરમાં રાત ગાળવા વિચાર કર્યો.

એ ગંગાદાસ પુરોહિતની સ્ત્રી મૃગાવતી કોટવાળના પ્રેમમાં પડેલી હોવાથી તે રાતના નક્કી કરેલા સમયે લાડુનો થાળ લઈ મંદિરે આવી. ને સૂતેલા પુરોહિતને ચંદ્રસેન માની પ્રેમથી જગાડયો. અને ખૂબ ભાવથી ખવડાવ્યું. આખા દહાડાના ભૂખ્યા બ્રાહ્મણે લાડવા મળવાથી શાંતિથી ખાધે જ રાખ્યું, તે થાળમા હતા તેટલા લાડુ ખાઈ ગયો. તે જોઈ મૃગાવતીને નવાઈ લાગી ને તેનો સ્પર્શ કર્યો, તે સાથે જ તે ચમકી. આ ચંદ્રસેન નથી તેની ખાતરી થઈ ગઈ ને પૂછવા લાગી, “તમે કોણ છો?....”

“હું....હું બ્રાહ્મણ છું.” તે બોલ્યો.

“તેં મને અહીં કેમ બોલાવી?” મૃગાવતીએ પૂછ્યું.

“હે મૃગનયની.” તે બ્રાહ્મણ બોલ્યો, “ગમે તેમ થયું, પણ હું તને અડકયો તો નથીને? તેં જ મને જગાડી લાડુ ખવડાવ્યા. તારી ઇચ્છા લાડુની કીમત લેવાની

હોય તો આ મારી પાસે મગ છે; તે લઈ જા. ખોટી ધમાલ શાને કરે છે?"

બ્રાહ્મણની અર્થ વગરની વાત સાંભળી મૃગાવતી થાળ લઈ ઘેર ગઈ. અને મકાનની અગાસીમા બેસી વિચારવા લાગી, 'આજ રાતના ચંદ્રસેન ક્યાં હશે?' વિચારમાં ને વિચારમા તે ઊંડી ઉતરી ગઇ.

અગાસીમાં બેઠેલી મૃગાવતીનો કેટલોય સમય વિચારમાં પસાર થઈ ગયો. તેવામા ચંદ્રસેન નોકરના હાથમા દીવા સાથે ત્યાંથી નીકળ્યો ને મંદિર તરફ જવા લાગ્યો. મૃગાવતીએ ચંદ્રસેનને જોયો તે સાથે જ ફરીથી લાડુનો થાળ ભરી મંદિર તરફ ચાલી.

સાચે જ કામાંધ દિવસ રાતને જોઈ શકતો નથી.

ચંદ્રસેન ચાલતો ચાલતો પુરોહિત હતો ત્યા આવ્યો. ત્યા તેણે પેલા બ્રાહ્મણને સૂતેલો જોયો એટલે તેણે બ્રાહ્મણને બીજે સૂઇ જવા કહ્યું. ત્યારે બ્રાહ્મણે કહ્યું, "રાતના હું જોઇ શકતો નથી. રતાંધળો છું. હું કયા જાઉં?" ત્યારે ચંદ્રસેને નોકરને તે બ્રાહ્મણને લઇ જવા કહ્યું. નોકર તેને લઇ ગયો પછી તે દીવો મૂકી ચાલ્યો ગયો.

લાડુ લઇને આવતી મૃગાવતીએ દીવાના પ્રકાશના આધારે ભીમ યક્ષના મંદિર તરફ ચાલવા માંડ્યું. મંદિરે આવી. ત્યા એકાંતમાં બ્રાહ્મણ સૂતો હતો તેને ચંદ્રસેન સમજી જગાડ્યો અને કહ્યું, "હે પ્રિય! આ લાડુ જમો."

બ્રાહ્મણ ઊઠી લાડુ ખાવા મંડયો. પણ તેનાથી ખવાતું ન હતું. મૃગાવતી આગ્રહ કરતી હતી, એટલે બ્રાહ્મણે ના-પાડી. તેનું પેટ ભરેલું હતું.

મૃગાવતી વાતો કરતી તેની પાસે ગઈ. અડકી તે-સાથે જ 'આ તો તે જ બ્રાહ્મણ છે, વળી પાછો કયાંથી આવ્યો?' મનમાં બોલી, ને બ્રાહ્મણને કહેવા લાગી, "મને પાછી તું અહીં કેમ લાવ્યો? હવે મારા મનની ઇચ્છા પૂરી કર"

"હે મૃગલોચની!" બ્રાહ્મણ બોલ્યો, "તું જૂઠું કેમ બોલે છે? હુ તને અડકયો પણ નથી. મેં તારા આપેલા લાડુ ખાધા છે, તારે લાડુની કીમત જોઈતી હોય તો આ પડયા મગ. લઈ જા. હું પરસ્ત્રીનું મોઢું જોવા ઇચ્છતો નથી. પરસ્ત્રીને હું માબહેન સમજું છું તેથી તું મારી બહેન છે. હું તારી અયોગ્ય ઇચ્છાને પૂરી કરી શકું તેમ-નથી. જા, એકદમ અહીંથી ચાલી જા."

બ્રાહ્મણના શબ્દો સાંભળી મૃગાવતી નિરાશ થઈ. પોતાને ઘેર ગઈ. મનમાં આજના બનાવ વિષે વિચાર કરતી તે આખરે થાકી મનને ગમે તેમ સમજાવી સૂઇ ગઈ.

ચંદ્રસેન સવાર થતા પોતાને ઘેર ગયો ને પોતાનાં નિત્યકર્મ કરવા લાગ્યો, ત્યારે પેલા બ્રાહ્મણે પણ ઊઠી સ્નાનાદિ કરી નિત્ય–પૂજાપાઠ કરીને તે નગર તરફ જવા લાગ્યો. રસ્તામાં ચંદ્રસેન તેને સામો મળ્યો ને પૂછવા-

લાગ્યો, "આજ તો તમે ખૂબ ખુશ જણાવ છો?" જવાબમાં તે બ્રાહ્મણ બોલ્યો, "તમારી કૃપા છે."

"તમે આજે જરૂર રાજસભામાં આવજો." ચંદ્રસેને કહ્યું, "હું તમને સારા જેવી ભેટ અપાવીશ."

જમ્યા પછી બ્રાહ્મણ રાજસભામાં ગયો. ને રાજાને સુંદર શબ્દોમાં આશીર્વાદ આપ્યો, તે વખતે તક જોઈ ચંદ્રસેન બોલ્યો, "મહારાજા, આ બ્રાહ્મણ ઘણો વિદ્વાન છે. કુંડળીઓ જોઈ ભૂત, ભવિષ્ય અને વર્તમાનની બધી વાતો કહે છે."

"કહો જોઇએ ભુદેવ!" રાજાએ પૂછ્યું, "કાલે મારા રાજ્યમાં શું બનાવ બનશે?"

રાજાનો પ્રશ્ન સાંભળી પ્રશ્નલગ્ન મૂકી તે પર વિચાર કરી કહ્યું, "કાલે તમારો મુખ્ય હાથી મરણ પામશે."

"તે માટે કાંઈ શાંતિ પ્રયોગ કરવો જરૂરી છે?"

"રાજન્," બ્રાહ્મણ બોલ્યો, "લેખ પર મેખ મારી શકાતી નથી. જે થવાનું છે તે થઇને જ રહેવાનું છે, તેને મિથ્યા કોઈ જ કરી શકતું નથી."

બ્રાહ્મણના શબ્દોની પરીક્ષા કરવા રાજાએ તેને પોતાની પાસે મહેલમાં રાખ્યો અને ગજરાજની સંભાળ રાખવા સૈનિકો ગોઠવી દીધા. રાજાએ લઈ શકાય તેટલા ચાંપતા પગલાં લીધાં, છતાંય થનારને અટકાવી શકાયું નહિ. રાજાનો

મુખ્ય હાથી સવાર થતામા તો મદથી ગાંડો થઈ ગયો, પગમાની સાંકળ તોડી નગરમા આવ્યો. લોકોના ઘરના બારણાં તોડતો, નગરમાં જ્યાત્યા ઘુમવા લાગ્યો, સર્વત્ર ગભરાટ ફેલાઈ ગયો.

સમુદ્રમંથન કરતા જેવો ખળભળાટ થયો હતો તેવો ખળભળાટ આખા નગરમા અત્યારે જણાતો હતો. એ ગાડા હાથી પાસે જ જવાની કોઈની જ હિંમત ચાલતી ન હતી, તે તોફાની-ગાડા હાથીએ એકાએક કૃષ્ણ બ્રાહ્મણની સ્ત્રીને સુંઢમાં પકડી, ઉછાળતો-ચિંઘાડતો તે આગળ વધ્યો. આ વાત નગરમાં ફેલાઈ ગઈ, બધા ત્રાસ પામવા લાગ્યા, પણ કોઈ તે સ્ત્રીને છોડાવવા જવા વિચારતું ન હતું. બ્રાહ્મણીની દયાજનક દશા જોઈ રાજકુમાર રૂપચંદ્ર ભાલો લઈ તેને બચાવવા



રાજકુમાર ચંદ્રસેન હાથીને કહી રહ્યો

આગળ વધ્યો ને હાથીને કહેવા લાગ્યો, "અરે ઓ દુષ્ટ હાથી ! તું બળવાન થઈ નિર્બળ અબળાને કેમ હેરાન કરે છે? જો તારામા શક્તિ–બળ હોય તો મારી સામે આવ,"

રાજકુમારના શબ્દો જાણે તે હાથી સમજ્યો હોય તેમ બ્રાહ્મણીને છોડી રાજકુમારને પકડવા ધસ્યો; ત્યારે તે જાણે યમરાજ જ હોય તેવો જણાતો હતો. રાજકુમારે ગાંડા હાથીનો પોતાના બળથી પૂરેપૂરો સામનો કર્યો હાથીને ખુબ ફેરવ્યો પછી જોરથી તેના મર્મસ્થાનમા ભાલો માર્યો તે સાથે જ વેદનાની બૂમ પાડી હાથી જમીન પર પડયો, મરી ગયો, હાથીના મરતાં રાજા તેમજ પ્રજાએ રાજકુમારની બહાદુરીથી ખુશ થઇ 'જય જય'ના પોકારો પાડી આકાશને ભરી દીધું. આખાય નગરમાં રાજકુમારની બહાદુરીના વખાણુ થવા લાગ્યા.

રાજાએ રાજકુમારને અભિનંદન આપવા આખાય નગરને તોરણો–ધજાઓથી શણગારવા આજ્ઞા આપી, ને ઉત્સવ કર્યો. માનવમેદની સમક્ષ રાજકુમારને અઘટકુમારના નામથી સંબોધ્યો–બોલાવ્યો.

રાજકુમારે કોઇથી ન ઘટી શકે તેવી ઘટનાને ઘટાવી હતી અને તેથી રાજાએ તેને અઘટકુમાર કહ્યો હતો.

રાજાએ પણ રાજકુમારને અભિનંદન આપ્યા પછી તેણે પેલા બ્રાહ્મણને બોલાવી તેનું સન્માન કરી ખૂબ ધન આપ્યું ને વિદાય કર્યો.

રાજકુમારને અભિનંદન આપવા ગરીબથી શ્રીમંત સુધીના બધા જ આવ્યા હતા, પણ રાજનો વડોપ્રધાન સુમતિ આવ્યો ન હતો. તેથી રાજાને ખોટું લાગ્યું, તે આવ્યો ત્યારે રાજાએ બે કડવા શબ્દો કહ્યા, ત્યારે મંત્રીશ્વરે ઘણી શાંતિથી-વિનયથી કહ્યું, "હે રાજન્! રાજકુમારે રાજ્યના મુખ્ય હાથીને માર્યો તે ઠીક કર્યું નથી. હાથી એ રાજનો રક્ષક-મુખ્ય અંગ છે. યુદ્ધના સમયે શત્રુના રાજના કોટનો દરવાજો હાથીથી જ તોડવામાં આવે છે, એ હાથીને રાજમાં મંગળરૂપ ગણવામાં આવે છે.

રાજન્, વધારે તો શું કહું, મને દુઃખ થાય છે એ હાથીના મારવાથી સૈનિકોનું બળ ઘટશે. તેથી રાજકુમારે જે કર્યું તે સારું તો નથી જ કર્યું, હાથીને કોઈપણ રીતે વશ કરવો જોઈતો હતો, અને તમે પણ હાથીના મરતાં ઉત્સવ ઉજવ્યો. રાજકુમારને પ્રોત્સાહન આપ્યું. આ બધું ઠીક ન કર્યું.

તમે જ્યારે રાજના માણસો ભેગા કરી આનંદ મનાવો છો, ત્યારે તમારા દુશ્મનો તમારા તે આનંદમાં તમારી હાર જોઈ રહ્યા છે. હાથીને મારવાનો જે પ્રસંગ બની ગયો તે સારો તો નથી જ બન્યો અને તેથી હું આનંદમાં ભાગ લેવા આવ્યો ન હતો. માતા, પિતા, મિત્ર, ભાઈ, પુત્ર, પુત્રી, વગેરે સ્નેહીઓ અને હાથી, ઘોડા વગેરેના મૃત્યુથી-પ્રિય વસ્તુના વિયોગથી દરેકને દુઃખ થાય જ."

પ્રધાનના શબ્દોમાં રહેલું સત્ય રાજાને સમજાયું અને પ્રધાનના ન આવવાનું કારણ પણ સમજી શક્યા.

આ બનાવ બન્યા પછી કેટલાય દિવસો બાદ રાજા ભીમે રાજકુમારને સખત શબ્દોમાં ઠપકો આપતાં કહ્યું, "કુપુત્રથી કુળ, અધર્મથી મેળવેલ ધન અને રોગથી ઘેરાયેલો દેહ લાંબો સમય ટકતો નથી."

પોતાના પિતાના શબ્દો સાંભળી રાજકુમારના મનને દુઃખ થયું. તે વિચારવા લાગ્યો, "નીચ માણસો ધન ઇચ્છે છે, મધ્યમ વર્ગના માણસો ધન અને માન ઇચ્છે છે, શ્રેષ્ઠ પુરુષો તો માત્ર માન જ ઇચ્છે છે."

પોતાની પ્રતિષ્ઠાની કીંમત સમજનાર રાજકુમારે પોતાની સ્ત્રીને લઇને કોઇને કાંઈ કહ્યા વિના જ રાતના ઘર છોડી ચાલવા માંડયું.

પોતાની પત્ની સાથે રાજકુમાર ચાલતો ચાલતો વીરપુરથી બહુ દૂર નીકળી ગયો. રસ્તામાં રાજકુમારની પત્નીએ શુભ મુહૂર્તમાં સૂર્ય જેવા તેજસ્વી પુત્રનો જન્મ આપ્યો. તે પછી આગળ વધતા કેટલાય નાના મોટા ગામો વટાવતા તેઓ અવંતીમાં આવ્યા ને શ્રીદ નામના વેપારીની દુકાનની બાજુમાં તેની પત્નીને બેસાડી રાજકુમાર નોકરીની શોધમાં નીકળ્યો.

શ્રીદ શેઠની દુકાને એ પુણ્યશાળી બાળકના પ્રભાવે માલ લેનારની ભીડ થઇ, તે દિવસે શેઠને સારા જેવો વકરો

થયો. નફો પણ સારો થયો. આથી શ્રીદ શેઠને નવાઈ લાગી. તે મનમાં વિચાર કરતો બોલ્યો, "આટલો બધો વકરો શાથી થયો ?"

શેઠે થોડીવાર પછી પોતાની દુકાનની બાજુમાં બાળકને ખોળામાં લઈ બેઠેલી એક સ્રીને જોઇ, તે સ્રીની પાસે જઈ વૃદ્ધ શ્રીદ શેઠે પૂછ્યું, "હે બાઇ, તારા ખોળામાં છોકરો છે કે છોકરી ?"

શ્રીદ શેઠના પૂછવાથી તેણે પોતાનો પુત્ર બતાવ્યો. શેઠ સૂર્ય સમાન કાંતિવાળા બાળકને જોઇ, ખુશ થયા. તે મનમાં બોલવા લાગ્યા, "આ જ ભાગ્યશાળી બાળકના પ્રભાવથી મારી દુકાને આજે ખૂબ નફો થયો હોવો જોઈએ."

શેઠ આમ મનમાં બોલી રહ્યા છે તેવામાં નોકરી શોધવા ગયેલો રૂપચંદ્ર રખડી રઝળી ત્યાં આવ્યો ને પોતાની પત્નીને કહેવા લાગ્યો, "પ્રિયે ! અહીં અન્નજળ હોય તેમ લાગતું નથી. આપણે આગળ જવું જોઈશે. અહીં આપણને નોકરી મળે તેમ નથી. કોઇ મને અહીં નોકરી રાખવા તૈયાર નથી."

ધણીધણિયાણી વચ્ચે થતી વાતચીત સાંભળી શેઠે કહ્યું, "હે મુસાફર ! આજ તમે મારે ત્યાં મહેમાન થાઓ. તમને જ્યાં સુધી ઠીક લાગે ત્યાં સુધી મારે ત્યા રહી શકો છો." એ પ્રમાણે કહેતા શેઠના આગ્રહથી લાચાર થઇ રૂપચંદ્ર

પોતાના બાળક તેમજ પત્ની સાથે શેઠને ત્યાં ગયો. રાત ત્યાં જ રહ્યો.

રાતના રૂપચંદ્ર ઊંઘે છે તેમ માની શ્રીદ મનમાં કાંઈક વિચાર કરતો પાસે સૂતેલા નોકરને ધીમેથી કહેવા લાગ્યો, "આ પરદેશી રાતના ચોરી તો નહિ કરી જાય ને?"

રાજકુમારની પત્નીના કાને આ શબ્દો પડતાં તે બોલી, "શેઠજી! તમે એમને માટે જે વિચાર્યું તે સારું તો નથી કર્યું. મારા પતિ બહાદુરીથી કમાઈને ખાવાવાળા છે, તે ચોરી જેવા નીચ કામને ક્યારે પણ નહિ કરે. તમે બેફીકર રહો. ઘડપણથી જર્જરિત થઇ ગયેલો ભૂખ્યો સિંહ ક્યારે પણ ઘાસ નહિ ખાય, મહાપુરુષો પોતાની માન મર્યાદાનો ક્યારે પણ ભંગ કરતા નથી."

રાજકુમારની સ્ત્રીના શબ્દો સાંભળી શેઠ ખૂબ ખુશ થયા. પછી શેઠ મોડી રાત સુધી રાજકુમાર સાથે વાતો કરીને સૂતા.

"ભુખા ઔર દુબલા જરા સે જર્જરિત,
સિંહ કયા ઘાસ કભી ખાતા હૈ?
મહાપુરુષ આપની માન મર્યાદા કા,
કભી ઉલંઘન નહીં કરતે હૈ.



## પ્રકરણ ઓગણપચાસમું ... ... શેરને માથે સવાશેર

રાજકુમાર રૂપચંદ્રે પત્ની અને પુત્ર સાથે આનંદથી શેઠને ત્યાં રાત પસાર કરી. સવાર થતાં બધા જાગ્યાં. સ્નાનાદિ ક્રિયા નિપટી ગયાં, ત્યારે શ્રીદ શેઠે પ્રસન્ન થઈ રૂપચંદ્રની પત્નીને કીમતી સાડી અને રૂપચંદ્રને સારી જાતની ઘોડી આપી સંબંધને દૃઢ કર્યો, તે પછી વિનયથી રૂપચંદ્રે શ્રીદને પૂછ્યું, "મહારાજા વિક્રમાદિત્યના દરબારમાં કેવી રીતે પ્રવેશ કરું અને તેમની સેવા કેવી રીતે કરું તે મને કહો?" જવાબમાં શેઠે કહ્યું, "જે કોઈ મહામંત્રી ભટ્ટમાત્રને છ મહિના સેવા કરી પ્રસન્ન કરે છે તેને મહામંત્રી મહારાજા પાસે લઇ જાય છે, ને તેને મહારાજાની સેવા કરવાનું સૌભાગ્ય મળે છે."

શ્રીદ શેઠના શબ્દો સાંભળી રૂપચંદ્રે મનમાં આજે જ દરબારમાં જવાનો નિર્ણય કર્યો. મહારાજાને ભેટ ધરવા ફૂળફળાદિ લઇ રાજદરબાર તરફ તે ચાલ્યો.

રૂપચંદ્ર રાજસભાના પ્રવેશદ્વાર પાસે આવ્યો. અંદર જવા યત્ન કરવા લાગ્યો, ત્યારે દ્વારપાળે તેને રોક્યો. એટલે

તેણે દ્વારપાલને એક તમાચ મારી ભોંય ભેગો કરી દીધો. ને તે અંદર ચાલ્યો. ઘણા જ વિવેકથી–નિર્ભયતાથી સભાની વચમાં જઈ મહારાજા પાસે ગયો.

મહારાજાએ તેના સામું જોયું તે સાથે જ તેણે ફળફળાદિ તેમનાં ચરણમાં મૂકયાં ને વિનયથી નમસ્કાર કરી પોતાને યોગ્ય સ્થાને ઊભો રહ્યો. મહારાજાએ તેનો પ્રભાવશાળી ચહેરો અને મનોહર રૂપ દેખ્યું, ને તેના તરફ આકર્ષાયા. રૂપચંદ્રે વિવેકથી મહારાજા સાથે વાત કરી, મહારાજા તેના શબ્દો, ચાતુરી, વિનય, વાત કરવાની રીતભાત જોઈ પ્રસન્ન થયા ને તેને દસહજાર સોનામહોરો આપી ભટ્ટમાત્રને કહ્યું, "તમે આ આવેલ ભાઈને રહેવા વગેરેની વ્યવસ્થા કરી આપજો."

રાજસભા જ્યારે વિસર્જન થઈ ત્યારે ભટ્ટમાત્રે દ્વારપાળને કહ્યું, "આ અતિથિ માટે સુંદર ઘર વગેરેની વ્યવસ્થા કરો."

એ દ્વારપાળે તેના હાથની તમાચ ખાધેલી હોવાથી તેના પર પહેલેથી જ ચિડાયેલો હતો; છતાં રાજાનો હુકમ માન્યા વગર ચાલે તેમ ન હતું, તેથી દ્વારપાલ મનમાં બોલ્યો, "એને ફસાવવાની સારી તક મળી છે. મને તમાચ મારી હતી તેનો બદલો હવે લેવા દે." મનમાં આમ બોલતો દ્વારપાળ તેને લઈ નગરમાં ચાલ્યો. ચાલતાં ચાલતા જ્યાં અગ્નિવેતાલ રહેતો હતો ત્યાં આવી અટકયો. ને ઘર બતાવી રૂપચંદ્રને દ્વારપાળે કહ્યું, "આ ઘરમાં તમે રહેજો." કહી તે તો ચાલ્યો ગયો.

બહારથી જ એ મકાનને જોઈ રૂપચંદ્ર પોતાની સ્ત્રીને લેવા શેઠને ત્યાં ગયો. રસ્તામાં ગરીબગરબાંને દાન આપતો શેઠને ત્યાં આવ્યો ને પોતાની સ્ત્રીને બધી વાત કહી. આ વાત સાંભળી શ્રીદ શેઠ રાજી તો થયા પણ અગ્નિવૈતાલના ઘરમાં રહેવાની વાત તેમને ઠીક ન લાગી.

રાજા વિક્રમે જે સોના મહોરો તેને આપી હતી, તે વહેંચતા વહેંચતા માત્ર બે જ રહી હતી. તે તેણે તેની પત્નીને આપી. તેની પત્નીએ ઉદારહૃદયી થઇ તે બે સોનામહોરો શેઠના દીકરાની વહુને આપી. ત્યારે શેઠ મનમાં ચિંતા કરવા લાગ્યા, "આ બિચારા મુસાફરનો જાન જોખમમાં આવી પડ્યો." પણ રૂપચંદ્રે હિંમતથી કહ્યું, "શેઠજી, તમે જરાય ચિંતા કરશો નહિ, મારું તો ભલું જ થશે. તમે રાજી થઈ અમને જવાની રજા આપો."

શેઠની રજા લઈ શેઠની આપેલી ઘોડી પર સવાર થઇ પત્ની અને પુત્રની સાથે તે અગ્નિવૈતાલવાળા મકાને આવ્યો. તે જ્યારે રસ્તેથી પસાર થઇ રહ્યો હતો ત્યારે લોકો કહેતા હતા, 'આ બિચારો મુસીબતની જાળમાં ફસાઇ ગયો. એ અગ્નિવૈતાલના ઘરમાં શી રીતે રહેશે ?'

મકાને પહોંચતાં તેની પત્નીએ કહ્યું, "પતિદેવ, ઘરમાં ઘણો જ કચરો છે. સાફસુફ કરાવ્યા પછી જ રહી શકાશે."

મકાન સ્વચ્છ કરવા માટે મજૂરની જરૂર હતી. તેથી રૂપચંદ્રે આજુબાજુ તપાસ કરી પણ મજૂર ન મળ્યો. એટલે

તેની પત્ની અને પુત્રને ઘરમાં રાખી મજૂર શોધવા તે નગરમાં ગયો. તેની પત્ની તેના બાળકને પારણામાં સુવાડી પારણું ઝુલાવતી ગાવા લાગી, " એ દીકરા, તું શું કરવા રડે છે? તારા બાપુ તને રમવા માટે હમણાં જ અગ્નિકને લાવશે. તું તેની સાથે રમજે. હવે ડાહ્યો થઈ જા."

રૂપચંદ્રની પત્ની આ ગાઈ રહી હતી, તે વખતે અગ્નિવૈતાલ આવ્યો. પશુઓમાં શ્રેષ્ઠ ઘોડી જોઈ અને માણસનો અવાજ સાંભળી તે રાજીરાજી થઈ ગયો. ને બોલ્યો, "આજ મારું ભક્ષ હાલીચાલીને અહીં આવ્યું છે. આજ ખુશીથી ખાવાનું મળશે." કહેતા અગ્નિકે કહ્યું. " આ પ્રાણીઓની પાસે ચાલો." ને તે પોતાના ગણ, ભૂત, પ્રેતો વગેરે સાથે તે ઘોડી પાસે ગયો. ઘોડીના મોઢામા લોઢાની લગામ જોઇ તે ડરી ગયો. ને ઘોડીની પાછળ જઈ ઊભો રહ્યો. તેવામાં એકાએક ઘોડીએ લાત મારી તેથી તે જમીન પર પડયો. ને તરત જ પાછો ઊભો થઇ ગયો, ઊઠયા પછી અંદરથી ગાવાનો અવાજ સાંભળ્યો ને તે ડરી ગયો. તેને ભય પામેલો જોતાં રૂપચંદ્રની પત્ની પદ્માએ પુછ્યું, " ડરો ના, તમે ચિરંજીવ રહો, તમે કોણ છો? અહીં કેમ આવ્યા છો?" જવાબમાં અગ્નિકે કહ્યું, " હું રાક્ષસ છું." એટલે પદ્માએ કહ્યું "હુ' રાક્ષસનો સંહાર કરનારી છું. રાક્ષસ મારો ખોરાક છે. મેં કોઈ સારા ચોઘડિયામાં આ પુત્રનો જન્મ આપ્યો છે, તેના બાપે તેનું નામ મુકુંદ રાખ્યું છે. એક જોષીએ આ બાળકના ગ્રહો જોઈ કહ્યું છે, 'અગ્નિકને મારી

તેનું લોહી આ બાળકને પાવ તેથી તે લાંબા આયુષ્યવાળો થશે.' તેથી મારા પતિદેવ અહીં આવ્યા છે અને અગ્નિવૈતાલની શોધમાં ગયા છે."




પદ્મા અગ્નિક ને તેનો પરિચય પૂછી રહી

પદ્માના શબ્દો સાંભળીને ગભરાઈને અગ્નિવૈતાલ બોલ્યો, "હમણાં મેં પ્રણામ કર્યા ત્યારે તમે ચિરંજીવ રહો. તેવો આશીર્વાદ આપ્યો હતો, હવે તમે મને મારવાની વાત કરો છો તે કેટલું વિચિત્ર ?"

અગ્નિવૈતાલના શબ્દો સાંભળી પદ્માએ પૂછ્યું, "શું તમે જ અગ્નિક છો ?"

"હા, હું જ અગ્નિક છું." અગ્નિવૈતાલે જવાબ આપી કર્યો "સારા માણસો એક વખત જ જે મોઢેથી બોલે છે તે જીવનની

છેલ્લી ઘડી સુધી પાળે છે. તમે મને શુભ આશીર્વાદ આપ્યો છે, તો પછી હું મુશ્કેલીમાં મુકાઉં તેવું તમારે ન જ કરવું જોઇએ. રાજા, સંત પુરુષ એકજવાર બોલે છે. કન્યાદાન પણ એકજવાર દેવાય છે."

અગ્નિવૈતાલના નમ્રતાભર્યા શબ્દો સાંભળી પદ્માએ કહ્યું, "તમે આ તાવડા નીચે સંતાઈ જાવ. હું તમને મારી ચતુરાઇથી બચાવી લઈશ."

પદ્માના શબ્દોમાં વિશ્વાસ રાખી અગ્નિવૈતાલ બાજુમાં પડેલા તાવડા નીચે સંતાઈ ગયો તે જ વખતે રૂપચંદ્ર બહારથી આવ્યો. પદ્માએ બહાર આવી રૂપચંદ્રને એકાંતમાં લઈ જઇ બધું કહ્યુ. પછી જાણી જોઈ રૂપચંદ્ર મોટેથી બોલ્યો, "કેમ, અગ્નિવૈતાલ અહીં આવ્યો છે ને? તે જરૂર અહીં આવવો જોઇએ. ક્યાં સંતાડ્યો છે?"

"હે પ્રાણનાથ," પદ્મા બોલી, "એ તો આવી આ મકાનમા રહ્યો છે."

આ સાંભળી અગ્નિક ઘણો ગભરાયો અને વિચારવા લાગ્યો, "હું એને કાંઈ જ કરી શકું તેમ નથી. તે પ્રતાપી વીરપુરુષ છે. તેનાં પૂર્વનાં પુણ્યોથી તે મારાથી પણ વધુ બળવાળો છે." આમ અગ્નિવૈતાલ વિચારતો હતો, તેવામાં ગરીબ થઈ ગયેલા અગ્નિવૈતાલનો પદ્માએ હાથ પકડી અભયદાન આપી તાવડાની બહાર કાઢ્યો, ને પોતાના પતિ પાસે લાવી.

ધ્રૂજતા અગ્નિવૈતાલ સામે જોઇ રૂપચંદ્રે પૂછ્યું, "તું કોણ છે?" જવાબમાં અગ્નિવેતાલે કહ્યું, "હું રાક્ષસ છું."

"તું મને ઓળખે છે?" રૂપચંદ્રે કહ્યું, "હું રાક્ષસોને મારનારો છું."

"હે રાક્ષસોને મારનાર," અગ્નિવૈતાલ બોલ્યો, "તમારી પત્નીએ મને અભયદાન આપ્યું છે, તો પછી તમે મને આવું શા માટે કહો છો?"

"જો, તું મારી વાત માનવાની પ્રતિજ્ઞા કરે," રૂપચંદ્ર બોલ્યો, "તો જ હું તને જીવતો જવા દઇશ. નહિ તો હું તને મારી જ નાખવાનો, આટલી ઉમ્મરમાં તો મેં કેટલાય દુશ્મનોને હતા ન હતા કરી નાખ્યા છે."

રૂપચંદ્રની વાત સાંભળી અગ્નિવૈતાલ બહુ ભય પામ્યો, તેથી તેણે રૂપચંદ્રનું કહ્યું માનવાની પ્રતિજ્ઞા કરી. એટલે રૂપચંદ્રે તેને નાકમાં નથ પહેરાવી દીધી અને સાંજના તે અગ્નિવૈતાલ પર બેસી મહારાજા વિક્રમની પાસે જવા લાગ્યો. રસ્તામાં લોકો અગ્નિવૈતાલની થયેલી દશા જોઈ નવાઇ પામતા કહેવા લાગ્યા, "અરે, આ વીરપુરુષે તો અગ્નિવૈતાલની બુરી દશા કરી."

લોકો અંદર અંદર કહેવા લાગ્યા, "જો કોઇ રૂપચંદ્રની નિંદા કરશે તો તેને અગ્નિવૈતાલને કહી મારી નંખાવશે. જે ભુત પ્રેતો બીજાના માથે ચડી બેસતા હતા, તેમને આ વીરપુરુષે વશ કર્યાં. કેટલી નવાઇની વાત છે."

આ થતી વાતો કાને પડતા નગરના વેપારીઓ તેમજ બીજાઓ પોતપોતાનું કામ છોડી દેખવા જોવા આવ્યા. કેટલાક દુકાનદારો અને લોકો અગ્નિવૈતાલના ભયથી નાસી ગયા.

રૂપચંદ્ર અગ્નિવૈતાલને કોઇ વસ્તુ લાવવા માટે કહેતો કે તરત જ તે દુકાનો પરથી ઉઠાવી લાવી દેતો.



રૂપચંદ્ર અગ્નિવૈતાલ પર બેસી વિક્રમની સભામાં જાય છે.

રૂપચંદ્ર અગ્નિવૈતાલ પર બેસી મહારાજા વિક્રમની રાજસભામાં પહોંચ્યો, ત્યારે રૂપચંદ્રનું કાર્ય જોઈ મહારાજા ને મંત્રીગણ વગેરે પ્રસન્નતા સાથે નવાઈ પામ્યા. રૂપચંદ્રે અગ્નિવૈતાલને વસ્ત્રો લાવવા કહ્યું. અગ્નિવૈતાલ તે લાવ્યો, એટલે મંત્રીઓને તે આપવા લાગ્યો. ત્યારે બધા આમથી તેમ ભય પામી દોડાદોડ કરવા લાગ્યા. એટલે રૂપચંદ્રે મંત્રીઓને કહ્યું, "શા માટે તમે દોડાદોડ કરો છો? તે મારી

આજ્ઞા વિરુદ્ધ કાંઇ જ કરી શકતો નથી. તમે આ વસ્ત્રો લ્યો, પહેરો."

રૂપચંદ્રના આ શબ્દોએ મંત્રીઓએ તેનાં આપેલાં વસ્ત્રો લીધાં.

રૂપચંદ્રની આ વીરતાથી મહારાજા ઘણા પ્રસન્ન થયા અને તેનું બહુમાન કર્યું. સમયના આગળ વધવા સાથે રૂપચંદ્ર અને અગ્નિવૈતાલ વચ્ચે સ્નેહની ગાંઠ બંધાઈ. અગ્નિવૈતાલ જેમ રૂપચંદ્રને આધિન હતો. તેમ રૂપચંદ્ર પણ મહારાજાનો ભક્ત થઈ ગયો હતો. મહારાજાએ રૂપચંદ્રનું નામ અઘટકુમાર રાખ્યું. કેમકે તેણે અસંભવિત કાર્યને સંભવિત કરી બતાવ્યું હતું, લોકોમાં પણ તે અઘટકુમારના નામથી જાણીતો થઈ ગયો.

મહારાજાએ એ શૂરવીર અઘટકુમારને પોતાનો અંગ-રક્ષક બનાવ્યો.

દિવસો એક પછી એક જતા હતા. રાજ્યમાં સુખશાંતિ હતી તેવામાં એક દિવસે એક રાતના મહેલથી થોડે દૂરથી રડવાનો અવાજ આવ્યો તે સાંભળી મહારાજાએ અઘટકુમારને કહ્યું, "અઘટ! આ મધ્યરાત્રિએ કોણ, કયાં અને કેમ રડી રહેલ છે તેની તપાસ કર તો."

મહારાજાની આજ્ઞા થતાં જ અવાજની દિશાએ તે ચાલ્યો. મહારાજા પણ પાછળ પાછળ જવા લાગ્યા થોડે દૂર જતાં પીપળાના ઝાડ પર કોઇ રોઈ રહ્યું હતું તે

તેણે જોયું. ત્યાં જઈ તેણે પૂછયું, "હે દેવી! તમે કોણ છો? તમે કેમ રડો છો?"

"હું આ રાજની અધિષ્ઠાત્રી દેવી-રાજલક્ષ્મી છું." તે સ્ત્રીએ કહ્યું, "કાલે મહારાજા વિક્રમનું મૃત્યુ છે તેના મરતાં મારી શું સ્થિતિ થશે તે વિચારથી રડું છું."

"હે દેવી!" અઘટે પૂછ્યું, "મહારાજા વિક્રમ લાંબા આયુષ્યવાળા થાય તે માટે કોઈ ઉપાય છે?"

"હા." દેવીએ કહ્યું, "તમે જો તમારા પુત્રનું બલિદાન આપો તો મહારાજનું થતું મૃત્યુ અટકી જાય. આ સિવાય બીજો કોઈ ઉપાય નથી."

દેવીના શબ્દો સાંભળી અઘટકુમાર પોતાને ઘેર ગયો. પોતાની પત્નીને જગાડી બધી વાત કરી. પૂછ્યું, "હે પ્રિયે! આજ મારી રાજભક્તિની પરીક્ષા છે, તમારો શું વિચાર છે?"

"હે પ્રાણનાથ!" પદ્માએ તરત જ જવાબ આપ્યો, "જો મહારાજાનું અનિષ્ટ મારા પુત્રનું બલિદાન આપતાં અટકતું હોય તો હું મારા પુત્રનું બલિદાન આપવા તૈયાર છું."

પોતાની પત્નીના શબ્દો સાંભળી પોતાના પુત્રને લઈ પેલા પીપળાના ઝાડ પાસે તે આવ્યો ને પોતાના પુત્રનું બલિદાન આપી તે ચાલ્યો ગયો.

આ બધું મહારાજા વિક્રમ સંતાઈને જોઈ રહ્યા હતા.

મહારાજાએ તેની પરીક્ષા કરવા જ મધ્યરાત્રે તેને મોકલ્યો હતો. વિક્રમાદિત્યે અઘટની વીરતા, રાજભક્તિ અને ત્યાગ જોઈ મનથી તેને ધન્યવાદ આપતા પીપળાના ઝાડ નીચે આવી રાજલક્ષ્મીને સંબોધી પોતાની તલવારથી માથું કાપવા તૈયાર થયા. જેવી મહારાજાએ તલવાર ઊંચી કરી તે જ વખતે દેવી પ્રત્યક્ષ થઈ બોલ્યાં, "હે શૂરવીર રાજા ! તમે સાહસિક, દાનવીર અને બુધ્ધિમાન છો. તમે માથું કાપતા અટકી જાવ. હું તમારા પર પ્રસન્ન છું, તમારી મરજીમાં આવે તેવું વરદાન માંગી સુખી થાવ."

"હે દેવી !" મહારાજાએ કહ્યું, "જો તમે મારા પર પ્રસન્ન થયાં હો તો અઘટકુમારના પુત્રને સજીવન કરો."

"હે રાજન્," દેવીએ કહ્યું, "હું અઘટકુમારના



મહારાજાએ અઘટકુમારના પુત્રને સજીવન કરવા કહ્યું.

પુત્રને જીવતો કરું છું.” કહેતાં દેવીએ મરેલા બાળકને જીવતો કર્યો. મહારાજા તે બાળકને લઈ મહેલે આવ્યા, ને બાળકને ગુપ્ત જગાએ રાખી સૂઇ ગયા.

સવાર થતાં જ અઘટને તેની સ્ત્રી સાથે મહારાજાએ મહેલમા બોલાવ્યો, અઘટને તેની સ્ત્રી સાથે રાજદરબારમાં જતો જોઈ લોકો અંદર અંદર કહેવા લાગ્યા, “જુઓ, જુઓ, આણે તો આવતાં જ મહારાજાને વશ કરી લીધા. મહારાજા તેનું કેટલું માન સાચવે છે. તેને પોતાના મહેલમાં પણ બોલાવવા લાગ્યા.”

મહારાજા આગળ અઘટકુમાર આવ્યો ત્યારે મહારાજાએ પ્રેમથી પૂછ્યું, “અઘટકુમાર, તમને કાંઈ પ્રજા છે કે નહિ?”

“મહારાજા, એક બાળક છે.” અઘટકુમારે જવાબ આપ્યો.

“તે ક્યાં છે?” મહારાજાએ પૂછ્યું.

“તે તેના મામાને ત્યાં છે.” અઘટે કહ્યું પરંતુ મહારાજાએ સાચું માન્યું નહિ, આખરે તેને સાચુ કહેવું જ પડ્યુ. “મારે એક પુત્ર હતો. તેનું મહારાજાનું અનિષ્ટ થતું અટકાવવા માટે દેવીને બળિદાન આપ્યું.”

રાજાએ રાત્રે બનેલો બનાવ મંત્રીઓ, સભાસદો આગળ કહી બતાવ્યો. આ સાંભળી બધા જ રૂપચંદ્રને ભેટી પડ્યા. અને રાતના બળિદાનમા આપેલા તેના બાળકને માન સાથે સોંપ્યો.

રાજાએ તેની બહાદુરી અને રાજભક્તિથી પ્રસન્ન થઈ કેટલીક જાગીર બક્ષિસ કરી. હવે રૂપચંદ્ર બધી રીતે સુખી થયો.

એક દિવસે મહારાજાએ તેનાં કુટુંબ વિષે પૂછ્યું એટલે રૂપચંદ્રે પોતાનો પરિચય આપ્યો. તે સાંભળ્યા પછી તેને માન સાથે તેની રાજધાનીમાં મહારાજાએ પહોંચાડયો. તેના બાપે તેની વાત જાણી તેમજ લાવેલા ધનને જોઈ તે ખૂબ રાજી થયો. થોડા સમય પછી રાજાએ મહોત્સવ કરી રૂપચંદ્રને રાજ્યાભિષેક કર્યો ને અઘટકુમારે રામની જેમ રાજ કરવા માંડયું. આ સમાચાર વિક્રમાદિત્યને મળતાં તે રાજી થયા.

દિવસોના આગળ વધવા સાથે વિક્રમાદિત્ય અને અઘટ-કુમાર વચ્ચે સ્નેહ વધતો ગયો, વખતોવખત તેઓ મળતા અને આનંદ કરતા.

દસમો સર્ગ સમાપ્ત

**ઉદારતા ધનની કરે, ઐસા લોકો લોક,**
**ટાણે મસ્તક આગળ ટકે, એવા વિરલા કોક;**
**કરે કષ્ટમાં પાડવા, દુર્જન કોટી ઉપાય,**
**પુણ્યવંતને તે સર્વ-સુખના કારણ થાય.**

## સર્ગ ૧૧





### પ્રકરણ પચાસમુ ... ... ... ... ... ...પૂર્વભવ

માયા સુખ સંસારમાં તેહ સુખ જાણુમે અસાર;
ધર્મકૃપાથી સુખ મલે, તેહ સુખ જગમાં સાર.

એક દિવસે મહારાજા વિક્રમાદિત્યે શ્રીસિદ્ધસેનદિવાકર-સૂરીશ્વરજી મહારાજથી અપાતો ધર્મોપદેશ સાંભળ્યા પછી પૂછ્યું. "હે ગુરુદેવ, મને કયા કર્મથી રાજ્યલક્ષ્મી મળી છે? કયા કર્મથી અગ્નિવૈતાલ મારી પાસે રહી મારું કાર્ય કરે છે? કયા કર્મથી ભદ્રમાત્રની મારે માટે પ્રીતિ દિનપ્રતિદિન વધતી જાય છે? કયા કર્મથી બળવાન ખપર ચોર સહેજે મારાથી નાશ પમ્યો?"

વિક્રમાદિત્યના પ્રશ્નો સાંભળી ગુરુદેવ બોલ્યા, "હે રાજન્, તમે તમારો પૂર્વભવ સાંભળો. આઘાટ નામના નગરમાં ચંદ્ર નામનો વણિક રહેતો હતો. તેને રામ અને ભીમ નામના પરમ પ્રિય મિત્રો હતા. આ ત્રણે જણાની પાસેનું દ્રવ્ય ધીરે ધીરે ખલાસ થવા લાગ્યું. અંતે તેઓ દરિદ્ર થયા. ત્યારે

તેઓ વિચારવા લાગ્યા. 'કન્યાને જેમ સત્કુલ વિગેરે જોઇને પરણાવવામાં આવે છે, તેમ વિધાતા પણ ઉત્તમ કુળ, વિદ્યા, શૌર્ય, સુરૂપતાને જોઇને જ જાણે દરિદ્રના આપે છે.'

દરિદ્ર અને મરેલા એ બેની સરખામણી કરવામાં આવે તો મરેલો સારો, એને સંતાનથી પાણી મળે છે, પણ દરિદ્રનો તો કોઇ ભાવ જ પૂછતું નથી. વળી દેવું તો ક્યારેય કરવું નહિ. દેવું પાપનું મૂળ છે. પાપ તો પરભવમાં દુઃખ આપે છે પણ દેવું તો આ ભવ તેમજ પરભવમાં દુઃખ આપે છે. આમ વિચારી ત્રણે મિત્રો પોતાનું ગામ છોડી લક્ષ્મીપુર નામના સુંદર નગર તરફ જવા લાગ્યા. ચાલતા ચાલતા રસ્તામાં એક સરોવર આવ્યું. તેને કિનારે ત્રણે મિત્રો આરામ લેવા બેઠા. આરામ લીધા પછી સાથે લાવેલી ભોજનની વસ્તુઓનો ઉપયોગ કરવા–ભાતુ ખાવા તૈયારી કરવા લાગ્યા. તે જ વખતે તેમની દૃષ્ટિએ દૂરથી બે મુનિમહારાજો આવતા પડ્યા. એ મુનિમહારાજનાં શરીર તપના કારણે કૃશ–સુકાઈ ગયેલા હતાં. તેમને જોઈ ચંદ્રે પોતાના મિત્રોને કહ્યું, 'આપણાં સદ્ભાગ્યથી પેલા બે મુનિ મહારાજાઓ આવી રહ્યા છે. આપણે તેમને શુદ્ધ ભાવનાથી શુધ્ધ દાન આપવું જોઈએ. કારણ કે જ્ઞાનદાનથી મનુષ્ય જ્ઞાનવાન થાય છે. અભય-દાનથી નીડર થાય છે, અન્નદાનથી સુખી થાય છે, ઔષધદાનથી નિરોગી થાય છે.

જેઓ પાસે સાધન હોવા છતા દાન કરતા નથી તે આવતા જન્મમાં દરિદ્ર થાય છે, દરિદ્ર થતા તેઓ અનેક જાતનાં

પાપ કરે છે, તેના પરિણામે તે નરકમાં જાય છે. તે જન્મોજન્મ દરિદ્રતાના ચક્કરમાં ફર્યા જ કરે છે. વળી આ જગતમાં કંજૂસ-કૃપણ જેવો કોઈ ત્યાગી નથી. તે પોતાનાં ધનને બીજા માટે મૂકી જાય છે. હું તો દાતાને કૃપણ માનું છું, કેમ કે તે છેલ્લા શ્વાસ સુધી ધનને છોડતો નથી. દાન પુણ્ય કરી બીજા ભવમા તે લક્ષ્મીને વશ કરે છે. મેળવે છે.

જગતમાં પાંચ પ્રકારનાં દાન કહેવામાં આવ્યાં છે. અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન અને કીર્તિદાન. આ પાંચમાંથી અભયદાન અને સુપાત્રદાન મોક્ષસુખને આપનારાં છે. જયારે બાકીના ત્રણ દાન ભોગસામગ્રી વિગેરે દેનાર છે.”



ચંદ્રે શુદ્ધ ભકિતભાવથી અન્નદાન કર્યું.

કહેતો ચંદ્ર તેમજ તેના મિત્રો ઊઠયા. આદરભાવથી મુનિઓને નમસ્કાર કર્યા. પછી ચંદ્રે પોતાના ખાવામાંથી શુદ્ધ અન્ન ભક્તિભાવથી મુનિરાજને દાન કર્યું.

આ ચંદ્રને કયારેક વીર નામના કોઇ વ્યાપારી સાથે ઝઘડો થયો, ત્યારે વીરે તેને એવી મુક્કી મારી જેનાથી તેનું મૃત્યુ થયું. તે ચંદ્રનો જીવ મરીને રાજા થયો. તે તું. રામ અને ભીમ સમય જતાં મૃત્યુ પામ્યા ને તે ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલ થયા. ગત જન્મના સંબંધને લઈ તેઓ તારા પ્રેમપાત્ર-મિત્ર થયા અને તને મારનારો વીર વેપારી મરી અજ્ઞાનમય તપના પ્રભાવે દેવોથી પણ દબાઇ ન શકે તેવો ખર્પર ચોર થયો, જેને તેં માર્યો. તે મરીને બીજા નરકમાં ગયો; જે કર્મ આ લોકમાં કરવામાં આવે છે, તેનું ફળ પરલોકમાં મળે છે. વૃક્ષને પાણી પાવામાં આવે છે, તેથી જ ડાળીઓમાં ફળ થાય છે. કરેલાં કર્મનાં ફળ ભોગવવાં જ પડે છે. કર્મ કોઇને છોડતું નથી. કર્મના કારણે બ્રહ્માજીને બ્રહ્માંડરૂપ વાસણ બનાવવાં પડે છે. શિવજીને ભિક્ષાપાત્ર લઈ ભટકવું પડે છે. વિષ્ણુને દસ અવતાર વારેવારે લેવા પડે છે. સૂર્યને આકાશમાં ભમવું પડે છે. એ કર્મને તો નમસ્કાર કરવા રહ્યા. કર્મ આગળ શુભ ગ્રહોનું પણ કાંઇ ચાલતું નથી. નહિ તો વશિષ્ટે રાજગાદીએ બેસવા માટે કાઢેલા મુહૂર્તે રામચંદ્રને વનમાં શાને જવું પડત?

હે રાજન્, તેં ગયા ભવમા દયાભાવથી એક બકરાને બકરીઓથી મરતો બચાવ્યો હતો તેથી તું સો વર્ષના આયુષ્યવાળો થયો.”




ચન્દ્રે દયાભાવથી બકરાને બચાવ્યો

પરમ કૃપાળુ ગુરુદેવ પાસેથી પોતાનો પૂર્વભવ સાંભળી મહારાજા વિક્રમ જીવદયા વગેરે કાર્યો વધુ ને વધુ કરવા લાગ્યા.

શ્રીસિદ્ધસેનદિવાકરસૂરીશ્વરે મહારાજા વિક્રમને પૂર્વ-ભવ કહ્યા પછી કહ્યું, " હે રાજન્, પ્રાણીઓ જે પાપ કરે છે તે માટે પસ્તાવો-પ્રાયશ્ચિત્ત કર્યા વિના છૂટકો થતો નથી. શાસ્ત્રોમા પણ કહેવામા આવ્યુ છે. ' કરેલા પાપની આલોચના ગુરુ આગળ કરવી જોઈએ. આલોચના કરવાનો નિશ્ચય કરી કોઈ ગુરુ પાસે જતો હોય ને તે રસ્તામાં જ મૃત્યુ પામે તો પણ તે જીવ આરાધક જ કહેવાય. '

શરીરથી જીવહિંસાદિ પાપ થયાં હોય તો તપસ્યા,

કાઉસગ્ગ વગેરે અનુષ્ઠાન દ્વારા પ્રતિક્રમણ કરવું. બોલવાથી–કર્કશ શબ્દોથી જો કોઇ પાપ થયું હોય તો વચનથી 'મિચ્છામિ દુક્કડં' દઈ પ્રતિક્રમણ કરવું. મનથી–સંદેહાદિથી જે પાપ થયું હોય તો મનથી પ્રાયશ્ચિત્ત કરી પ્રતિક્રમણ કરવું. આમ બધાં જ પાપોનાં પ્રતિક્રમણ કરવાં. ચંચળ સ્વભાવના માણસો માયા, કપટ, નિંદા વગેરે કરે છે, તેઓ વિશ્વાસપાત્ર હોતા નથી. તેવા પુરુષો મરીને સ્ત્રી થાય છે, પણ જે સ્ત્રી સંતોષી, વિનયવાળી, સરળ સ્વભાવની હોય છે તેમજ શાંત સ્થિર, અને સાચું બોલનારી હોય છે તે મરીને પુરુષ થાય છે.

દુર્વચનરૂપ શલ્યને દૂર કરવાની ઇચ્છાવાળો વૈરાગી, સંસારથી વિરક્ત, શ્રદ્ધાવાળો જીવ હેતુપૂર્વક જો આલોચના કરે તો તે જીવ આરાધક કહેવાય છે.

ગૂઢ, અતિગૂઢ અથવા તાત્કાલિક સુખ દેનારાં જે જે અશુભ કર્મ અથવા પાપ કર્યાં હોય તે બધા ગુરુદેવ આગળ કહી, તેની નિંદા–તિરસ્કાર બીજા પાસે પ્રગટ કરતાં તે બધા પાપમાંથી છૂટી જાય છે ભવ્યાત્મા પોતાનાં એક જન્મમાં કરેલા પાપોની આલોચના લઈ અનંત ભવોમાં કરેલા પાપથી પણ અનાયાસે છૂટી જાય છે. આલોચના મુક્તિ સુખને આપનાર છે."

મહારાજા વિક્રમે આલોચનાના ફળ સાભળી તેમણે આલોચના લીધી. પોતાના પાપકર્મો જાહેર કરી ગુરુદેવને તે માટેનું પ્રાયશ્ચિત્ત પૂછ્યું.

ગુરુદેવે મહારાજા વિક્રમના મોઢે તેમનાં કરેલાં પાપો સાંભળી પાપ પ્રમાણે પ્રાયશ્ચિત્ત બતાવ્યું. મહારાજાએ

ગુરુદેવે બતાવ્યા પ્રમાણે સારી રીતે પ્રાયશ્ચિત કર્યું. તેમણે અનેક ધર્મનાં કામો કર્યાં. પાપનો નાશ કર્યો.

મહારાજા વિક્રમે કૈલાસપર્વત જેવા સો જિનાલય બંધાવ્યા અને તેમણે બધા જ જિનેશ્વરોનાં એક લાખ જિનબિંબ બનાવ્યા-ભરાવ્યાં.

શ્રીવર્ધમાન સ્વામીના બધાં આગમો અને સિધ્ધાંતોને સોના-ચાંદીના અક્ષરોમાં લખાવ્યા. એક લાખ સાધર્મિક ભાઇઓને ભોજન કરાવ્યું. ને ઉપરથી સુંદર અન્નપાન, વસ્ત્ર વગેરે આપી સંતોષ્યા. તે સવાર, મધ્યાહ્ન, સંધ્યાએ જિનેશ્વર દેવોની પૂજા-અર્ચા કરતા હતા.

પોતાનાં પાપોનો નાશ કરવા મહારાજાએ ત્રણ વર્ષ માટે પૂજાદિનો નિયમ લીધો. શાસ્ત્રોમાં કહ્યું છે, 'ફૂલ, ચોખા, ચંદન, ધૂપ, દીપ, નૈવેદ્ય, ફળ અને જળથી આઠ પ્રકારે જે પૂજા કરવામાં આવે છે તેનાથી આઠે કર્મોનો નાશ થાય છે.'

મહારાજા વિક્રમ હમેશાં ગરમ કરેલું પાણી પીતા હતા. સદા પરોપકાર કરતા હતા. હમેશાં નવકારસી આદિ પચ્ચક્ખાણ કરતા હતા. આઠમ વગેરે પર્વતિથિએ એકાસણું આદિનુ તપ કરતા હતા ને જયારે જયારે ગુરુદેવ મળતા ત્યારે ત્યારે નિશ્ચિત ગુરુવંદન કરતા હતા.

શ્રીસિદ્ધસેનદિવાકરસૂરીશ્વરે કહ્યા પ્રમાણે મહારાજા વિક્રમાદિત્યે બધા પ્રાયશ્ચિત્ત કર્યાં. શ્રી જિનેશ્વરદેવે કહેલા ધર્મનું પાલન કરતા તે સ્વર્ગ અને મોક્ષના સુખને મેળવવા લાગ્યા, જે ત્રણે લોકનો આધારરૂપ છે. સમુદ્ર, મેઘ, સૂર્ય અને ચંદ્ર પોતપોતાનું કર્તવ્ય કરે છે, જેની

કૃપાથી દેવ, દાનવ અને રાજાઓ સુખ ભોગવે છે, જેની આજ્ઞાથી ચિંતામણિ, કામધેનું તેમજ કલ્પવૃક્ષ પોતાનાં ફળ આપે છે. તે શ્રી જિનેન્દ્ર પ્રણીત જૈનધર્મ શાશ્વત કલ્યાણ લક્ષ્મીને કુશળ રાખે.

મહારાજા વિક્રમાદિત્ય પોતે તો જીવદયા પાળતા હતા, પણ તેમને જોઈ પ્રજા પણ જીવદયાનું પાલન કરવા લાગી. પ્રજાવર્ગ પોતપોતાનાં ધર્મો પાળતો, પોતપોતાનાં કર્મો નિર્ભયતાથી કરતો હતો. અને આનંદમાં પોતાનો સમય વિતાવતો હતો.

## પ્રકરણ એકાવનમું ... .. ... ... ... સમપ્રશ્નાપૂર્તિ

**જો જામે, નિશદિન વસે, સો તામે પરવીણ;**
**સરિતા ગજકો લે ચલે, ઉલટ ચલત હૈ મીન.**

આ ભારતવર્ષમાં આવેલા લક્ષ્મણપુર નામના નગરમાં અમરસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજાની રાણીનું નામ પ્રેમવતી હતું, તેમને ત્યાં જે પુત્ર જન્મ્યો તેનું નામ શ્રીધર રાખવામા આવ્યું, પછી પુત્રી જન્મી તેનું નામ પદ્માવતી રાખવામા આવ્યું.

આ પદ્માવતી લાડકોડમાં ઉછરતી મોટી થવા લાગી. જ્યારે તે ભણવા જવાની ઉમ્મરની થઈ ત્યારે તેને ઘણા જ બુદ્ધિશાળી, દેવતાઈ, એક વખત સાભળેલું ને ન ભુલનાર પોપટ સાથે પંડિતને ત્યાં ભણવાં મૂકી.

દિવસો જતા પદ્માવતી વિદ્વાન થઈ, તે પોતાની બુદ્ધિથી શાસ્ત્રોના અર્થ કરી શકતી. તે જ્યારે તર્ક, ન્યાય-શાસ્ત્ર વગેરે વિષયોમાં પારંગત થઈ, ત્યારે કન્યા અને પોપટને લઈ પંડિત રાજા પાસે ગયો. રાજા તેમને જોતાં

આનંદ પામ્યો. પોતાની પુત્રીને પોતાની પાસે બેસાડી પછી રાજાએ પોપટને કહ્યું, "હે શુકરાજ! તમે મારી પુત્રીને કોઈ સમસ્યા પૂછો."

રાજાની ઇચ્છાનુસાર પોપટે રાજકન્યા સાથે વ્યાકરણ, છંદ, અલંકાર વગેરે વિષયોની ચર્ચા કરી. રાજા પુત્રીનું જ્ઞાન જોઈ ખુશ થયો, તે પછી લગ્ન યોગ્ય થયેલી પોતાની પુત્રીને જોઈ રાજાએ પોપટને પૂછ્યું, 'હે શુકરાજ! ક્યા રાજાના પુત્ર સાથે આ કન્યાનું લગ્ન કરવું જોઇએ?"

"રાજન્!" પોપટ બોલ્યો, "જે રાજકુમાર રાજકુમારીએ કહેલી સમસ્યાને પૂરી કરે તેની સાથે તેનાં લગ્ન કરવાં. માટે તમે રાજદૂતોને મોકલી બધે ખબર આપો, શુભ



મહારાજા પોપટને પૂછતા હતા.

મુહૂર્તમાં રાજકુમારોને અહીં બોલાવો. ને સમસ્યા પૂરી કરનાર સાથે પરણાવો.”

**અમર ભુપસે શુક બોલા, “હે રાજન્! યહ બાત સહી,**
**કન્યા કા ઉત્તર જો દેવે, શાદી ઉસસે કરે વહી.”**

પોપટના શબ્દો રાજાને ઠીક લાગ્યા. તેમણે ચારે બાજુએ રાજદૂતો દોડાવી રાજકુમારોને બોલાવ્યા. શુભ દિને રાજકુમારો આવ્યા. આવેલા રાજકુમારોનુ સ્વાગત કરી યોગ્યસ્થાને રહેવાની વ્યવસ્થા કરી પછી પોપટ રાજા પાસે જઈ બોલ્યો, “રાજન્! બધા રાજકુમારો આવી ગયા છે. તેમને મંડપમા બોલાવો, પછી રાજકુમારી જે પૂછે તેનો જે યોગ્ય ઉત્તર આપે તેની સાથે રાજકુમારીનાં લગ્ન કરો.”

“તમને ઠીક લાગે તેમ કરો.” રાજાએ જણાવ્યું, રાજકુમારોને સભા મંડપમાં બોલાવવામાં આવ્યા ને જે જે દિશાએથી તેઓ આવ્યા હતા તે તે દિશામાં તેઓ બેઠા. તે પછી પોપટે પૂર્વ દિશામા રહેલા રાજકુમારોને કહ્યું, “રાજકુમારીએ પૂછેલી સમસ્યાને જે પૂર્ણ કરશે, તેની સાથે તેનાં લગ્ન કરવામાં આવશે. જો તમારાથી તે સમસ્યા પૂરી નહિ થાય તો બીજા રાજકુમારોને પૂછવામાં આવશે.”

પોપટના શબ્દો સાંભળી પૂર્વ દિશાવાળા રાજકુમારો બોલ્યા, “હે પોપટ! તમને યોગ્ય લાગે તે સમસ્યા અમને પૂછો.”

"તો સાંભળો." કહેતા પોપટે કહ્યું, "એકથી બહુ સમસ્યા પૂરી કરો."

સમસ્યા સાંભળી રાજકુમારો જડ પૂતળા જેવા થઈ ગયા. કેટલોક સમય ગયો, ત્યારે પોપટે કહ્યું, "તમારામાંથી કોઈ સાથે રાજકન્યા પરણાવવામાં આવશે નહિ. જેથી જેવા આવ્યા છો તેવા તમે પાછા જાવ."

પોપટના શબ્દે નિરાશ થઈ રાજકુમારો પોતાનાં સ્થાને ગયા, એટલે દક્ષિણ દિશાથી આવેલા, દક્ષિણ દિશામાં બેઠેલા રાજકુમારો પાસે પોપટ ગયો. ને કહેવા લાગ્યો, "હે રાજકુમારો, મારા પૂછેલા પ્રશ્નનો જવાબ આપશો તો રાજા પોતાની પુત્રી ધામધૂમથી તમારી સાથે પરણાવશે. જો તમે જવાબ નહિ આપી શકો તો બીજા રાજકુમારોને પૂછવામાં આવશે. અને જે જવાબ આપશે તેની સાથે રાજકુમારીને પરણાવવામાં આવશે." ત્યારે દક્ષિણ દિશાવાળા રાજકુમારોએ કહ્યું, "હે શુકરાજ, તમારે જે પૂછવું હોય તે પૂછો." એટલે પોપટ બોલ્યો, "બહુથી શું ?"

પૂછાયેલી સમસ્યાનો અર્થ રાજકુમારો સમજી શક્યા નહિ. ને જવાબ પણ દઈ શક્યા નહિ ત્યારે પોપટે કહ્યું, "હે રાજપુત્રો, તમે તમારા ઘેર જાવ."

પોપટના શબ્દે ઉદાસ થઈ રાજકુમારો ગયા. એટલે પશ્ચિમ દિશાથી આવેલા અને પશ્ચિમ દિશામાં બેઠેલા રાજકુમારો પાસે જઇ પોપટે "પરણીને શું કરે ?" સમસ્યા પૂરી કરવા કહ્યું.

સમસ્યા પૂરી કરવા રાજકુમારોએ બુદ્ધિને કસોટીએ ચઢાવી પણ પૂરી થઈ શકી નહિ. 'રાજકુમારોથી સમસ્યા પૂરી થાય તેમ નથી.' તેવું જાણી તેમને જવાનું કહી ઉત્તર દિશાએથી આવેલા ને ઉત્તર દિશામાં બેઠેલા રાજકુમારોને "કોને ખીર પાવું ?" સમસ્યા પોપટે પૂછી.

એ રાજકુમારોથી પણ સમસ્યા પૂરી ન થઈ ને મોઢાં ઉતારી પોતપોતાના દેશ ગયા. રાજા પણ રાજકુમારી સાથે મહેલમા ગયો. પછી રાજાએ પોપટને બોલાવી પૂછ્યું, "હે શુકરાજ! રાજકુમારીનાં લગ્ન માટે શું કરીશું ? બધા રાજ-કુમારો તો ચાલ્યા ગયા."

"હે રાજન્, "ઘણી જ શાંતિથી પોપટ બોલ્યો, "શાને ચિંતા કરો છો ? બુદ્ધિમાન લોકો ભૂતકાળનો શોક કરતા નથી, ભવિષ્યની પણ ચિંતા કરતા નથી. તે તો વર્તમાનકાળ પર વિચાર કરી વર્તે છે.

તે પછી પોપટ અને રાજાએ રાજકન્યાનાં લગ્ન સંબંધમાં નિર્ણય કર્યો. તે નિર્ણયને અમલમાં મૂકવા પોપટ રાજકુમારી અને કેટલાક મંત્રીઓ સાથે પરદેશ ચાલ્યો.

ચાલતાં ચાલતાં કેટલાય દેશો, નગરો જોયા, કેટલાય રાજા અને રાજકુમારોને સમસ્યા પૂછી પણ કોઈ જ સમસ્યા પૂરી કરી શક્યું નહિ.

તેઓ આખરે અવંતી આવ્યાં, નગર બહાર બાગમાં

ઉતર્યાં તે પછી પોપટ વિક્રમની રાજસભામાં ગયો ને વિનયથી પોતાની વાત કહેવા લાગ્યો. વાત કહી બોલ્યો "રાજકુમારીએ કહેલી સમસ્યા કોઇ રાજપુત્રથી પૂરી થઈ નથી તો આપ તે સમસ્યા પૂરી કરો. સમસ્યા પૂરી કરતાં આપની કીર્તિ ચારે બાજુ ફેલાશે. આપ જો તે સમસ્યાઓ પૂરી નહિ કરો તો આપ અપયશના ભાગી થશો."

"હે શુકરાજ!" પોપટના શબ્દો સાંભળી મહારાજ બોલ્યા, "એ રાજકુમારીને અહીં લાવો, સમસ્યા કહો."

મહારાજાના શબ્દે પોપટ બાગમાં ગયો, બધી વાત કહી એટલે બધાં રાજસભામાં જવા તૈયાર થયાં. રાજકુમારી પણ વરમાળા લઈ નીકળી. બધા રાજસભામાં આવ્યા. ત્યાં છાણ વગેરે વસ્તુઓથી ભૂમિને પવિત્ર કરી ચાર ઢગલીઓ કરી અને દેવાંગના સરખી રૂપવાળી રાજકન્યા ત્યાં આવી. તે રાજકુમારીને જોવા નગરની અનેક સ્ત્રીઓ પોતપોતાનાં કામ છોડી સભમાં આવી.

થોડા જ સમયમાં મહારાજ સંબંધીઓ સાથે ત્યાં આવ્યા, એટલે કન્યાએ "એકથી બહુ ?" કહ્યું.

સમસ્યાનું સુંદર ચોથું ચરણ સાંભળી મહારાજા ખુશ થયા ને બધાંની સમક્ષ બોલ્યા, "બ્રાહ્મણો કમલ સમાન જનોઇ પહેરી ગાયત્રી મંત્ર ભણે છે. અને એ ગાયત્રી એકથી બહુ પાપોનો નાશ કરે છે." (તે જ પ્રમાણે શ્રાવક લોકો બધાંની સાથે પ્રતિક્રમણરૂપ એક ક્રિયા કરી અનેક પાપોનો નાશ કરે છે.)

આ સાંભળી રાજકુમારીએ બીજી ઢગલી પાસે આવી "બહુથી શું ?" કહ્યું.

મહારાજાએ આ સમસ્યાનું ચોથું ચરણ સાંભળી કહ્યું, "કુંતાજીએ પાંચ પાંડવોને જન્મ આપ્યો. અને ગાંધારીએ સો પુત્રોને જન્મ આપ્યો, પણ એ પાંડવોએ કૌરવોને જિત્યા, તેથી બહુપુત્રોને જન્મ આપ્યાથી શું ? વીરપુત્ર એક પણ સારો."

રાજકન્યાએ ત્રીજી ઢગલી પાસે આવીને પૂછ્યું, "તે પરણીને શું કરે ?"

સમસ્યાનો જવાબ આપતા મહારાજ બોલ્યા, "શુકરાજ ! પચાસ વર્ષનો પુરુષ પાંચ વર્ષની સ્ત્રી સાથે પરણીને શું કરે ? તેવું રાજકન્યા પૂછે છે."

રાજકુમારી ચોથી ઢગલી પાસે આવી બોલી, "કોને ખીર પાવું ?"

સમસ્યા સાંભળી મહારાજ બોલ્યા, "રાવણનો જ્યારે જન્મ થયો ત્યારે તેના શરીર પર દસ મોઢાં હતાં ત્યારે તેની મા વિચારમાં પડી ગઇ, કયા મોંને ખીર–દૂધ પાઉ ?" (દસ મોઢાની લોકમાન્યતા છે. જૈનોની એ માન્યતા નથી. તેના ગળામાં અપૂર્વ નવ રત્નનો હાર હતો તેથી દસ મોઢા દેખાતાં હતાં.)

મહારાજા વિક્રમે ચારે સમસ્યાઓ પૂરી કરી ત્યારે રાજકન્યાએ આગળ આવી મહારાજાના ગળામાં વરમાળા



રાજકન્યા વરમાળા પહેરાવવા આગળ વધી

પહેરાવી. તે પછી ઘણું જ દ્રવ્ય ખર્ચી ધામધૂમથી વિક્રમાદિત્ય અને પદ્માવતીના લગ્ન થયા.

**ધરમ ધરમ સહુ કો કરે, ધરમ ન જાને કોય;**
**ઢાઈ અક્ષર ધરમ કા, જાને સો પંડિત હોય.**

પુણ્યશાળી આત્માઓનાં દરેક કાર્યો સફલ થાય છે. પુણ્યહીન આત્માઓ પોતાની કોઈ ઈચ્છા પૂર્ણ કરી શકતો નથી, માટે જ પુણ્યશાળી વિક્રમાદિત્ય મહારાજા દરેક કાર્યોમા સફલતાપૂર્વક પાર ઉતરે છે. પરોપકારી કાર્યો માટે દરેક પ્રાણીઓએ ઉદ્યમ કરતા રહેવું જોઇએ.

卐

**મન મોતી ઔર દૂધ રસ ઇન કા એહી સ્વભાવ,**
**ફાટે ફિર વે નવ મિલે કરો કરોડ ઉપાય.**

પદ્માવતી સાથે વિક્રમનાં લગ્ન થયા પછી તેઓ આનંદમાં દિવસો પસાર કરવા લાગ્યા. રાજા વિક્રમ પદ્માવતી પાસે વધારે રોકાતા તેથી બીજી રાણીઓએ રાજાને કહ્યું, "તમારી દૃષ્ટિએ બધી જ રાણીઓ સરખી હોવી જોઇએ. કોઇને વધારે ચાહો, કોઇના સામુંય ન જુઓ તે શું તમને શોભે છે?"

દેવદમની વગેરે રાણીઓએ રાજાને સમજાવ્યા. પણ રાજાને કાંઇ અસર થઇ નહિ, ત્યારે રાણીઓએ કહ્યું, "તમે કોઇ રાણીને ખાનદાન અને કોઇને સાધારણ કુળવાળી કેવી રીતે કહો છો? એનો તો નિર્ણય થઈ શકે નહિ. કહેવાય છે, સોનું કચરામાં હોય, ત્યાંથી પણ લેવાય. નીચ પાસે વિદ્યા હોય તો પણ લેવાય. કન્યા નીચ કુળની હોય તો પણ તે લેવાય."

"હું તો કાંઈ જ માનતો નથી. લોકોને ફાવે તેમ બોલે, તેમાં હું શું કરું?"

આથી દેવદમની અને બીજી રાણીઓએ ભેગી થઈ એક વાત કહી.

" એક હતો રાજા, તે હંમેશા પોતાની રાણીના હાથની જ રસોઇ જમતો. એક દિવસ રાજા-રાણી સાથે જ જમવા બેઠાં હતાં. તે વખતે રસોઇઆએ થાળીમાં રાંધેલું માછલું મૂક્યું. આ જોતાં જ રાણી એકાએક ઊભી થઈ ગઈ.

આમ રાણીને એકાએક ઊભી થયેલી જોઈ રાજાએ પૂછ્યું, ' પ્રિયા ! આમ એકાએક કેમ ઊઠી ગઈ? ' જવાબમાં રાણીએ કહ્યું, ' હે રાજન્, હું ક્યારે પણ તમારા સિવાય બીજાનો સ્પર્શ પણ કરતી નથી. અત્યારે મારી થાળીમાં રસોઇઆએ નરમાછલું મૂક્યું છે. '

રાણીના શબ્દો સાંભળતાં માછલું હસવા લાગ્યું. માછલાને હસતું જોઇ રાજા નવાઇ પામ્યો ને રાણીને પૂછવા લાગ્યો, ' તમારા બોલવાપર આ માછલું કેમ હસ્યું ? '

' હે સ્વામી ! ' રાણી બોલી, ' હું તેના હસવાનું કારણ શી રીતે કહું ? '

તે પછી રાજાએ સભામાં આવી મંત્રીઓને જમતી વખતે બનેલો બનાવ કહ્યો. ને માછલાના હસવાનું કારણ પૂછ્યું. ત્યારે મંત્રીઓએ હાથ જોડી કહ્યું, ' પોતાનાં અંગત સંબંધીઓ, તેમાંય પોતાની સ્ત્રીઓનાં વર્તન અને કૃત્ય માટે બીજી કોઈ વ્યકિતને ક્યારે પણ પૂછવું જોઈએ નહિ.

ધનનો નાશ, મનનો સંતાપ, પત્નીનું દુરાચરણ, કોઈથી ઠગાયા અથવા અપમાન પામ્યા હોઈએ તે બુધ્ધિમાને ક્યારે કોઈને કહેવું નહિ. અમને તો રાજ્ય અથવા રાજશત્રુઓ વિષે પૂછો.'

મંત્રીગણના શબ્દોથી રાજાના મનનું સમાધાન થયું નહિ. તેથી તેણે રાજપુરોહિતને બોલાવ્યો અને માછલાનાં હાસ્યનું કારણ પૂછ્યું. ત્યારે તેણે કહ્યું, 'હે રાજન્, હું એ માછલું કેમ હસ્યું તે કહી શકું તેમ નથી.'

'તો શું તમે રાજનો મફતનો પગાર ખાઓ છો?' રાજાએ પૂછ્યું, "જવાબ કેમ આપતા નથી? હે પુરોહિત, જો તમે આનો જવાબ નહિ આપો તો હું તમારા કુટુંબનો નાશ કરીશ.'

રાજપુરોહિત રાજાના શબ્દોથી દુઃખી થતો પોતાને ઘેર ગયો. ત્યાં તેની બાળપંડિતા પુત્રીએ તેને જોયો. તેનો બાપ ઉદાસ છે તે જાણી ગઈ ને બાપાને પૂછવા લાગી, "બાપુ! આજ ઉદાસ કેમ જણાવો છો?'

'બેટા, કાંઈ કહેવા જેવું નથી. આજ રાજાએ માછલું કેમ હસ્યું? તે પૂછ્યું. તેનું કારણ હું જાણતો ન હતો, તેથી કહી શક્યો નહિ.' કહેતાં તેણે ટૂંકમાં પોતાની પુત્રીને કહ્યું તે સાભળી બાળપંડિતા બોલી, 'બાપુ, આમાં ઉદાસ થવા જેવું કાંઈ નથી. હું રાજાને માછલાના હસવાનું કારણ કહીશ.'

પુત્રીની વાત સાભળી બાપના જીવને ટાઢક વળી ને

જમી રાજસભામાં ગયો. રાજાને કહ્યું, 'મારી પુત્રી માછલાના હસવાનું કારણ કહેશે.'

રાજાએ તેથી સન્માનપૂર્વક પુરોહિતની પુત્રીને સભામાં બોલાવી ચિત્રશાળામાં બેસાડી, વચ્ચે પડદો નંખાવી રાજાએ માછલાના હસવાનું કારણ પૂછ્યું. જવાબમાં બાળપંડિતા બોલી, 'તમે તમારી રાણીને શા માટે નથી પૂછતા? મને મારી શરમ-મર્યાદા એ વાત કહેતા અટકાવે છે.'

'પણ રાણી આનો જવાબ આપતી નથી.' રાજાએ કહ્યું, 'તો તમે જ કહો.'

'તમે તે વાત અત્યારે જાણવા માગો છો? પણ એ વાત જાણતા 'મંડક'ની જેમ દુઃખી થશો. સાંભળો :-



કમલ મૂર્તિને તોડવા તૈયાર થયો.

શ્રીપુર નામના નગરમાં કમલ નામનો એક ગરીબ માણસ રહેતો હતો. તે જંગલમાંથી લાકડાં કાપી લાવી વેચી પોતાનું ગુજરાન કરતો હતો. એક દહાડો એ કમલ ફરતો ફરતો જંગલમા ગયો. ત્યાં તેણે મંદિરમા ગણપતિની મોટી લાકડાની મૂર્તિ જોઈ, એટલે કમલ વિચારવા લાગ્યો, 'આ મૂર્તિના કકડા કરી વેચતા કેટલાય દિવસ સુધી મારું ગુજરાન થશે.'

આંમ વિચારતો કમલ તે મૂર્તિને તોડવા તૈયાર થયો. પોતાની મૂર્તિને તોડવા તૈયાર થયેલા કમલને જોઈ ગણપતિ પ્રગટ થયા અને કહેવા લાગ્યા, 'મારી મૂર્તિને ના તોડતો. તારે જે જોઇએ તે માંગ.' ત્યારે કમલે કહ્યું, 'હે ગણપતિજી, જો તમે મારા પર પ્રસન્ન થયા હો તો મારી કેટલાય દિવસની ભૂખને અન્ન આપી સંતોષો.'

કમલના શબ્દો સાંભળી ગણપતિ કહેવા લાગ્યા, 'હે કમલ, તું આજ અહીંથી ઘીગોળવાળા પાંચ માલપુઆ અને પાંચ સોના મહોરો લઇ જજે. એ માલપુઆ તું નહિ ખાય ત્યાસુધી તે ગમે તેટલાને ખવડાવવામાં આવે તો પણ તે પૂરા થશે નહિ. પણ જોજે આ વાત તું કોઇને ના કહેતો. જે દિવસે તું આ વાત કોઈને કહીશ તે દિવસથી માલપુઆ અને સોના મહોરો મળશે નહિ.'

તે દિવસથી કમલ પાચ સોના મહોર અને માલપુઆથી પોતાનાં કુટુંબનું ગુજરાન કરવા લાગ્યો. તે પોતાનાં સગા સંબંધીઓને માલપુઆ આપતો. તે પછી તે પોતે ખાતો.

દિવસો જતાં તે પૈસાદાર થયો. તે બધાને માલપુઆ આપતો હોવાથી મંડકના નામથી ઓળખાવા લાગ્યો.

એક દહાડો કમલને તેની સ્ત્રીએ પૂછ્યું, 'તમે આ માલપુઆ–મંડક ક્યાંથી લાવો છો?' જવાબમાં કમલે કહ્યું, 'પ્રિયે, એ કહેવાય તેવું નથી. એ વાત જો કદાચ હું કહીશ તો આપણે દુઃખી થઈ જઈશું.'

સ્ત્રીએ તો કમલના શબ્દો સાંભળ્યા છતાં હઠ પકડી ને કહેવા લાગી, 'જો તમે મને એ વાત નહિ કહો તો હું આપઘાત કરીશ. ને તેનું પાપ તમને લાગશે.'

આપઘાતની વાત સાભળતા કમલે બધી વાત કહી ને સવાર થતા ગણપતિ પાસે ગયો. ત્યારે ગણપતિએ કહ્યું, 'તેં જે વાત ન કહેવાની હતી તે કહી. માટે હવે તું ક્યારે પણ અહીં આવતો નહિ. જો હવે અહીં આવીશ તો મરી જ જઈશ.'

ગણપતિના શબ્દો સાભળી કમલ પશ્ચાત્તાપ કરતો ઘેર આવ્યો. ને તે દુઃખી થયો. હે રાજન્, તમે પણ માછલાના હસવાનું કારણ જાણી દુઃખી થશો.'

બાળપંડિતાએ એ દિવસે આ વાત કહીને દહાડો પુરો કર્યો. બીજે દિવસે ફરીથી બાળપંડિતાને બોલાવીને મહારાજા માછલાના હસવાના કારણને આગ્રહ કરી પૂછવા લાગ્યા, ત્યારે બાળપંડિતાએ કહ્યું, 'રાજન્, એ વાત જાણતાં સિંદૂર મેળવનાર પદ્મની જેમ દુઃખી થશો.'

રાજાએ એ પદ્મની વાત પૂછી. બાળપંડિતા કહેવા લાગી. 'પહેલાં કયારેક પદ્મપુર નામના એક નગરમાં પદ્મ નામનો એક મોટા કુટુંબવાળો ખેડૂત રહેતો હતો. તે પૈસાદાર હતો.

દિવસો જતાં તેનું ધન નાશ પામ્યું. ત્યારે તે મનમાં વિચાર કરવા લાગ્યો. 'પાણી વગરનું કાંટાવાળું અને વાઘથી ભરપૂર જંગલ સારું, ઘાસ પર સૂવું ને ઝાડની છાલનાં કપડાં પહેરવાં સારાં, પણ સંબંધીઓની વચમા નિર્ધન રહેવું સારું નહિ.'

આવો વિચાર કરી તે પરદેશ ગયો. કોઇ શહેરની પાસે રહેતા કોઇ એક સિદ્ધની તે સેવા કરવા લાગ્યો. તેની સેવાથી પ્રસન્ન થઈ એ સિધ્ધ બોલ્યો. 'પદ્મ, તું આ સિંદુર લે, એ ઉત્તમ વસ્તુ છે. સવારમાં પ્રાર્થના કરવાથી તે પાચસો સોનામહોર આપશે. તું આ વાત કોઈને કહીશ તો તે સિદ્દૂર મારી પાસે પાછું આવશે.'

'હું આ વાત કોઇને નહિ કહું.' કહી પદ્મે સિંદૂર લીધું. ને ત્યાથી ચાલતો થયો. શહેરની નજીક આવ્યો. ત્યાં એક વેશ્યા રહેતી હતી તેને ત્યા ગયો. ને વેશ્યા–ત્રૈલોકસુંદરી સાથે આનંદમા દિવસો પસાર કરવા લાગ્યો. સિંદૂરથી પૈસા મળતા હતા. વેશ્યાને તે આપતો હતો. ને સુખપૂર્વક રહેતો હતો

એક દિવસ વેશ્યાની મા–અકકાએ પૂછ્યું, 'હે બેટા, તે પુરુષ તું માગે છે તેટલો પૈસો કયાથી લાવી આપે છે?'

વાત કરતાં વેશ્યાની માએ વેશ્યા પાસેથી 'પૈસા ક્યાંથી આવે છે.' તે જાણી લીધું. ને પછી તેણે તે સિંદૂર મેળવવા યુકિતઓ અજમાવવા માંડી.

વેશ્યાએ વાતની ખાતરી કરવા પદ્મને પૂછ્યું. ભાન ભુલ્યા પદ્મે બધી વાત કહી. એટલે સિંદુર તેની પાસેથી ચાલ્યું ગયું. ને તે ગરીબ થઇ ગયો ને હાયવોય કરતો પોતાને ઘેર આવ્યો.

'હે રાજન્, બાળપંડિતા બોલી, 'માછલાનાં હસવાનું કારણ જાણતાં તમે 'મંડક' અને 'પદ્મ'ની જેમ દુઃખી થશો.'

પણ રાજા ન માન્યો. તેણે માછલાના હસવાનું કારણ કહેવા આગ્રહ કર્યો, ત્યારે બાળપંડિતા બોલી, 'માછલાના હસવાનું કારણ જાણતા તમારે રમા નામની સ્ત્રીની જેમ પશ્ચાત્તાપ કરવો પડશે.' કહી રમાની કથા કહેવા માંડી, 'લક્ષ્મીપુર નામના નગરમાં મુકુંદ નામનો એક ક્ષત્રીય રાજા હતો. તેને રમા નામની સ્રી હતી. તે સ્રીએ પાસેના નગરના રાજા ચંદ્રને જોયો. તે સાથે જ તે આકર્ષાઇ. તેની સાથે દેહસંબંધ બાંધવા વિચારવા લાગી.

આ વિચાર તેને ક્યાંય શાંતિ લેવા દેતો ન હતો. તે ચિંતાતુર રહેવા લાગી. મુકુંદ જ્યારે તેની ઉદાસીનું કારણ પૂછતો ત્યારે તે આડીઅવળી વાતો કરી એ વાતને ટાળી દેતી.

રાજા તેની સાથે વાત કરતો ત્યારે તે ચિઢાઈ જતી.

એક દિવસ તેણે ગુસ્સામાં રાજાને કહ્યું, 'મારે તમારી સાથે રહેવું નથી. હું બીજા કોઇ રાજા સાથે લગ્ન કરવા માંગું છું.'

આ સાંભળી મુકુંદે કહ્યું, 'આમ બોલવું તે ઠીક નથી. કામેચ્છાથી કોઈ સ્ત્રી બીજા રાજા પાસે જતી નથી. છતાં તું જશે તો તારે માટે સારું નહિ હશે, પાછળથી રડવું પડશે.'

'તમે અપશુકનિયાળ શબ્દો ન કહો.' રમા બોલી, 'હું તો જવાની, જવાની ને જવાની. તમે મને લગ્નવિચ્છેદ પત્ર લખી આપો.'

રમાના શબ્દે રાજાએ લગ્નબંધન મુક્તિનો પત્ર લખી આપ્યો ને તેને જવા રજા આપી.

રજા મળતાં જ રમા ચંદ્રરાજાના નગરમાં આવી. તે જ દિવસે અકસ્માત્ ચંદ્ર રાજાનું મરણ થયું હતું. તેથી તે પાછી પોતાના પતિને ત્યાં આવી, ત્યારે મુકુંદે એક બુદ્ધિશાળી અને વિનયવાળી સ્ત્રી સાથે લગ્ન કરી લીધું હતું.

રમાએ રાજા પાસે આવી પોતાનો સ્વીકાર કરવા પ્રાર્થના કરી, ત્યારે મુકુંદે કહ્યું, 'તું જેને પરણવા ચાહતી હતી તેની પાછળ બળી કેમ ના મરી? હવે હું તને મારા ઘરમાં રાખવાનો નથી.'

બંને બાજુથી ત્યજાયેલી રમા ઘણી દુઃખી થઈ. એમ હે રાજન્, તમે પણ દુઃખી થશો.'

આટલું કહેવા છતાં પણ રાજાએ પોતાનો આગ્રહ ન છોડયો, ત્યારે બાળપંડિતા બોલી, 'હે રાજન્, પરસ્ત્રીથી આવી વાત પૂછવી તમારે માટે શોભાસ્પદ નથી. તેમ છતાં તમારે જાણવું જ હોય તો તમારા પુષ્પહાસ નામના મંત્રીને બોલાવીને પૂછો.'

'એ મંત્રીને તો મેં જેલમાં નાખ્યો છે.' રાજાએ કહ્યું.

'તો તેમને જેલમાંથી બોલાવીને પૂછો.' બાળપંડિતાએ કહ્યું, 'એ મંત્રી પર દેવતા પ્રસન્ન છે. તેથી તેના વડે દેવને આરાધતાં શુભાશુભ કહેવાશે.'

બાળપંડિતાના કહેવાથી રાજાએ પુષ્પહાસને જેલમાથી સભામા બોલાવ્યો. સભામાં આવતાં જ પુષ્પહાસ હસ્યો, તે સાથે જ તેનાં મોઢામાંથી ફૂલ ઝર્યાં.

'હે મંત્રી!' રાજાએ કહ્યું, 'માછલું કેમ હસ્યું?'

રાજાનો પ્રશ્ન સાંભળી મંત્રીએ કલમ, કાગળ અને શાહી મંગાવી. તે ત્યાં મૂકયાં એટલે દેવે સ્પષ્ટ શબ્દોમાં લખ્યું. 'હે રાજન્, તમારી સ્ત્રી માવત સાથે પ્રેમ કરે છે. જો આ વાતમાં શંકા જેવું જણાય તો તેની પીઠ પરનું વસ્ત્ર દૂર કરજો.'

આ જાણી રાજા મહેલે ગયો. એકાન્તમાં રાણીનું પીઠ પરનું લૂગડું દૂર કર્યું તો ત્યાં મારના ચિહ્ન જણાયા. રાજાના મનનો વહેમ દૂર થઈ ગયો. પોતાની સ્ત્રીને દુ:શીલા જાણી મનમાં દુ:ખી થવા લાગ્યો પશ્ચાત્તાપ કરવા લાગ્યો."

વિક્રમરાજાએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તે નવાઇ પામ્યા અને પોતાની બધી રાણીઓને સરખી ગણવા લાગ્યા.

## લોલુપતા દુઃખનું મૂળ છે

ઉજ્જૈન નગરીમાં ધન્ય નામનો એક ખેડૂત રહેતો હતો. એક વખત ચોમાસાના દિવસોમાં તેના ઘરની પાસે કાદવ કિચ્ચડ થયો હતો. તેથી લપસી જવાથી કેડ સુધી કાદવમાં ખૂંપી ગયો. તેને બહાર નીકળવા ઘણાય પ્રયત્ન કર્યા પરંતુ તે કાદવમાંથી બહાર નીકળી શક્યો નહિ, ત્યારે મદદ માટે મોટેથી બૂમો પાડવા લાગ્યો. તે વખતે એકાએક મહારાજા વિક્રમ ત્યાંથી નીકળ્યા. તેમણે ખેડૂતને ખેંચી બહાર કાઢચો અને પૂછ્યું, “ તું આમ શી રીતે ફસાઈ ગયો ? ” ત્યારે ધન્યે કહ્યું, “હે રાજન્, કાદવમાં ફસાઇ જવાનું કારણ સાંભળો. આ નગરમા એક ખેડૂત કુટુંબ રહે છે. તેમાં પુરુષનું નામ ભીમ છે અને સ્રીનું નામ લક્ષ્મી છે. તેમને ત્યાં ધન્ય તેમજ સોમ નામના બે પુત્રો જનમ્યા. તેમને ત્યાં પાચ ભેંસો હતી. એ ભેંસોના દૂધનું દશ શેર ઘી થતું હતું. તેમાંથી લક્ષ્મી આઠ શેર ઘી બચાવતી અને બશેર ઘી ઘરમાં વાપરતી.

ધન્ય જ્યારે મોટો થયો ત્યારે ધામધૂમથી તેનાં લગ્ન કર્યાં ધન્ય પણ હોંશિયાર ખેડૂતની જેમ ખેતી કરતો.

ચોમાસામાં ધન્ય જ્યારે ખેતરમાં કામ કરતો ત્યારે લક્ષ્મી ધન્યની સ્રી સાથે ‘ભાત’ મોકલતી. મા પોતાનાદી કરા માટે પળી ઘી પણ મોકલતી. તે કુટુંબની દરેક વ્યક્તિને

એક પળીથી વધારે ઘી આપતી નહિ કારણ કે આખા કુટુંબનો આધાર એ ઘી હતું અને ખેતી હતી.

એક દિવસે લક્ષ્મી બહારગામ જઈ રહી હતી ત્યારે તેણે ધન્યની સ્રીને કહ્યું, 'રોજ આપણા ઘરમાં ઘી વપરાય છે, તેનાથી વધારે ઘી વાપરતી નહિ, એટલાથી જ ચલાવી લેજે.'

સાસુ આ કહી ગઈ તે પછી ધન્યની વહુએ છાનેથી વધારે ઘી વાપરી સુંદર રસોઈ બનાવી પોતાના ધણીને ખવડાવવા લાગી, 'જો તમે જુદા થવા તો હું આથીય વધારે ઘીની રસોઈ બનાવી તમને જમાડું.' ત્યારે ધન્યે કહ્યું, 'મેં આવું ખાવાનું અત્યારે પહેલાં ક્યારે પણ ખાધું નથી.' હે રાજન્, મેં મારી બૈરીના શબ્દો માની લીધા. બૈરીના શબ્દો સાચા માની મારી મા આવતાં ફાવે તેમ બોલી ઝગડો કરી જુદો થયો, ત્યારે મારા બાપે એક ભેંસ, એક હળ અને પાંચસો રૂપિયા આપ્યા.

શરૂશરૂમા તો મારી બૈરી મને સારી રીતે રાખવા લાગી. પછી ઓછા ઘીની રસોઈ જમાડવા લાગી. પછી સો ઘરનો ખર્ચ કેમ ચલાવવો તેની ચિંતાથી હું સુકાવા લાગ્યો, અશક્તિને લીધે જ હું કાદવમાંથી બહાર નીકળી શક્યો નહિ. મારી આ દુર્દશા થઈ.'

રાજાને એ ખેડૂતની વાત સાભળી દયા આવી અને પોતાના ભંડારમાંથી એક કરોડ સોના મહોરો તેના ગુજરાન માટે આપી.

"મહોબ્બત અચ્છી કીજિયે, ખાઇએ નાગરપાન,
બુરી મહોબ્બત કરકે, કટાઇએ નાક ઔર કાન.

મહારાજા વિક્રમ નગરચર્ચા જોવા રાત્રીના સમયે વેશ બદલી નીકળ્યા. ફરતા ફરતા ચોતરા આગળ આવ્યા ત્યાં લોકો આનંદ કરતા વાતો કરી રહ્યા હતા.

"આ નગરમાં એક ધનાઢય ધન્ય નામના શેઠ છે. તે ધર્મધ્યાન કરવામાં પ્રીતિવાળા છે. તે જિનેન્દ્ર પ્રભુની દ્રવ્ય અને ભાવથી ત્રણે સમય પૂજા કરે છે. તેમની ધર્મકાર્યમાં પ્રેમવાળી પત્ની હતી તે સ્ત્રી જેવી આ સંસારમાં અત્યારે કોઈ સદ્ગુણી નહિ હશે."

આ પ્રમાણે શેઠ અને તેમની સ્ત્રીના ઘણાં વખાણ સાંભળી મહારાજા નવાઇ પામતા પોતાના મહેલે આવ્યા અને આનંદથી રાત પસાર કરી.

બીજે દિવસે મહુરાજા જ્યારે રાજસભામાં આવ્યા ત્યારે તેમણે મંત્રીઓને એ ધન્ય શેઠ સંબધમાં પૂછયું. ત્યારે મંત્રીઓએ કહ્યું, "હે માહારાજ, આપના નગરમાં કેટલીય ધનવાન વ્યક્તિઓ છે. એ ધનવાનોમાંથી કોઇ સદાચારી છે. તો કોઇ શરાબી, કોઇ પાપી છે, તો કોઇ વેશ્યાગામી છે,

કોઈ માંસભક્ષી છે, તો કોઈ શિકારી છે, કોઇ પરદારાગામી છે, તો કોઈ જૂઠો છે. કોઇ પરદ્રોહ કરનાર છે, તો કોઈ પારકી અનામતો હજમ કરી જનાર છે. કોઈ જૂઠી સાક્ષી પૂરનાર છે, તો કોઈ કંજૂસ કે ગરીબ છે.

કોઇ ધન્ય નામનો શેઠ ધર્મકાર્યમાં ઉત્સાહી છે. તો કોઇ પોતાની સ્ત્રીથી સુખ માનનાર છે, કોઈ પરસ્ત્રી સામે ન જોનાર, તો કોઈ પરનિંદા ન કરનાર છે, કોઈ વિચક્ષણ છે, તો કોઈ મૂર્ખ પણ છે. પણ આ બધાય ધન્ય નામના શેઠોમાં એક ધનપતિ શ્રાવક છે. તે પૂરેપૂરો ધર્મિષ્ઠ, શીલવાન શાંત અને સદ્‌ગુણોનો ભંડાર છે. તે ધન્ય શેઠ શ્રાવકના એકવીસ ગુણો અને માર્ગાનુસારીના પાંત્રીસ ગુણવાળો છે.

તે ધન્ય શેઠ ઘરડો થયો છે. તેના ગાત્રો નબળાં થયાં છે.

ઘરડા માણસના અંગો સંકોચાય છે, ગતિમાં શિથિલતા આવે છે. દાંત પડી જાય છે. આંખોનું તેજ ઓછું થાય છે. રૂપ નાશ પામે છે. મોઢામાંથી લાળ દદડે છે. તેના સબંધીઓ તેનું કહ્યું માનતા નથી. સ્ત્રીનો પણ પ્રેમભાવ ઓછો થાય છે. ઘરડા માણસના પુત્રો પણ તેના કહેવામાં રહેતા નથી. માટે એ ઘડપણને ધિક્કાર છે. ઘરડા માણસના હાથ ધ્રુજે છે. માથું ભમ્યા કરે છે, તે શું કરવાનો હતો? છતાં ઘરડાને મરવાની વાત કહેતાં તે છંછેડાઈ જાય છે. મરવું કોને ગમે છે?

ધન્ય શેઠ ઘરડા હોવા છતાં તે ભાવપૂર્વક ષટ્‌કર્મ કરે

છે. દેવ અને ગુરુની ત્રિકાલ સેવા કરી પોતાના અશુભ કર્મોનો નાશ કરે છે.

એ ધન્ય શેઠની ગુણસુંદરી નામની સ્રી હતી. તે ગુણવાન અને પતિની સેવામાં પ્રેમવાળી હતી. આ ધન્ય શેઠ પોતાની આ પત્નીથી પોતાને ધન્ય સમજતો હતો. તે અઢાર કરોડનો માલિક હતો. તે આ પોતાની સંપત્તિને સાત ક્ષેત્રમાં વાપરતો હતો. તેના દિવસો આનંદમાં જતા હતા. આમ હોવા છતાં તેને એક વસ્તુની ખોટ હતી અને તે શેર માટીની—સંતાનની, વળી હે મહારાજ !

આજ નગરમાં શ્રીપતિ નામના એક શેઠ હતા. તેની શ્રાવકધર્મને પાળનારી શ્રીમતી નામની સ્ત્રી હતી, તેની લોકો ઘણી પ્રશંસા કરતા હતા, કેમ કે જે કોઇ ઋદ્ધિ, વૃદ્ધિ, કીર્તિ અને પોતાનાં સંબંધીઓની વચમાં હોય તેની હંમેશા પ્રંશસા થાય છે જ.

શ્રીપતિ શેઠને સોમ, શ્રીદત્ત અને ભીમ નામના ત્રણ છોકરા હતા. તે ત્રણ પુત્રના જન્મ પછી એક પુત્રીનો જન્મ થયો. તે દિવસે શેઠે પુત્રના જન્મોત્સવ કરતાં પણ વધુ ઉત્સાહ—આનંદથી પુત્રીનો જન્મોત્સવ ઉજવ્યો. પૈસા ખરચતા પાછું જોયું નહિ.

પુત્રના જન્મનો ઉત્સવ તો બધાય ઉજવે છે. પણ પુત્રીનો જન્મમહોત્સવ ક્યાંય દેખવામાં આવતો નથી. કારણ કે પુત્રીનો જન્મ થતાં શોક પથરાઈ જાય છે. તેને પારકી

કરવાની ચિંતા ભરખી જાય છે, પારકી કર્યા પછી–પરણાવ્યા પછીય તેનાં સુખ-દુઃખની ચિંતા રહ્યા કરે છે. સાચે જ છોકરીના બાપ થવું તે દુઃખદાયક છે. પણ...પણ....શ્રીપતિ શેઠે તો કાંઈ ન માન્યું.

એ છોકરીનું નામ શેઠે રત્નમંજરી રાખ્યું. જ્યારે તે યુવાવસ્થાને આંગણે આવી, ત્યારે તે સુંદર સ્ત્રીરત્ન દેખાવા લાગી ને સદ્ગુણોથી ભરેલી હતી. દોષનો તો પડછાયો તેના પર પડતો ન હતો. તેના સૌંદર્યનું તો વર્ણન થાય તેમ છે જ નહિ. તેણે તેનાં સરખી ઉંમરની સ્રીઓને પોતાની સુંદરતાથી ઢાંકી લીધી હતી એટલું કહેવું બસ છે. તે જાણે કામદેવની સ્રી રતિ હોય તેવી લાગતી.

રત્નમંજરી યુવાન થઇ છતાં તેનામાં કામવિકારનો અંશ ન હતો. તેને પરણવાની ઇચ્છા થતી જ નહિ પણ તેને પુરુષ જાતિ પ્રત્યે તિરસ્કાર ન હતો. તેને તો દેવ ગુરુની પૂજા અને ધર્મકાર્ય ગમતા.

તેની માતાએ એક દિવસે તેને પોતાના ખોળામાં બેસાડી પૂછ્યું, 'બેટા, તને કોની જોડે પરણવું ગમે છે?' ત્યારે શરમાઇને રત્નમંજરી બોલી, 'મને તો દેવ, દાનવ, રાજા, કીન્નર, શેઠ કે કુબેર કોઇ જ ગમતા નથી, પછી પરણું કોની સાથે?'

પુત્રીનો આ જવાબ સાભળી માતાએ આડા અવળા ગણાય પ્રશ્નો કર્યા પણ રત્નમંજરીનો તો એક જ જવાબ 'મારે નથી પરણવું.'

દિવસો, મહિનાઓ અને વર્ષોને જતાં વાર થોડી જ લાગે છે રત્નમંજરી એકવીસ વરસની થઇ છતાં તે કામ-વિકારથી દૂર હતી, તે છૂટથી પુરુષો સાથે વિકારરહિત-નિર્મલભાવે વાત કરતી.

રત્નમંજરી આમ વયે વધતી હતી. તેવામાં ધન્ય શેઠની પત્ની ગુણસુંદરી એકાએક મરણ પામી ત્યારે ધન્ય શેઠની ઉંમર એંસી વર્ષની હતી.

ઘરડે ઘડપણ ઘરભંગ થએલા શેઠે પોતાની પત્નીની ઉત્તરક્રિયા વગેરે કરી.

ઘરભંગ થયેલા ધન્ય શેઠને જોઈ પાડોશમાં રહેતી રત્નમંજરીને તેની સાથે પરણવા વિચાર આવ્યો.

એક દિવસે તે ધન્ય શેઠને આદરપૂર્વક કહેવા લાગી, 'ગૃહસ્થોનો સમય પત્ની વિના પસાર થતો નથી. હે શેઠ, તમે તમારી પત્નીનો શોક ન કરો, મનને આનંદમાં રાખો, અને કોઈ સ્રી સાથે લગ્ન કરી જીવનના પાછલા દિવસો આનંદમાં પસાર કરો.'

'તમારી વાત ઠીક છે.' ધન્ય શેઠે કહ્યું, 'પણ મારા અવયવો શિથિલ થઈ ગયાં છે. ઉમ્મર પણ ઠીક ઠીક થઈ છે. એટલે મારી સાથે કોણ પરણવા તૈયાર થાય? મડદા સાથે મીઢળ કોણ બાંધે?'

'અરે, કોઇ ઉમ્મર લાયક સાથે લગ્ન કરી લ્યોને.' રત્નમંજરીએ કહ્યું, 'તે તમારી સારી રીતે સેવા કરશે.'

'પણ પણ હું ઊઠવા, બેસવા, ચાલવા, બોલવા અને ઊભા થવા માટે અશક્ત છું પછી સ્ત્રીને પરણી કરું શું?' ધન્ય શેઠે પૂછયું

'એ બધું જાણવા છતાં જો તમારી ઇચ્છા હોય તો હું તમારી સાથે પરણવા તૈયાર છું. તમારા જેવા પતિને મેળવી હું મારા સ્વજનોને કૃતાર્થ કરવા માગું છું. જો તમે મારી સાથે પરણો તો મારી જાતને ધન્ય માનું.'

'તમે સુંદર છો.' ધન્ય શેઠ બોલ્યો, 'યુવાની તમારામાં થનગની રહી છે. રૂપ અને તમારા ગુણોથી દેવો પણ તમારી ઇચ્છા કરે ત્યાં હું ઘરડો, ધોળા વાળવાળો, દાંત વગરનો, કુરૂપ તમારી ઇચ્છા કેમ કરું? હે રમણી! જો તમારે લગ્ન કરવું હોય તો કોઇ સુંદર યુવાન સાથે કરો. મારી અને તમારી વચ્ચે આકાશ અને જમીન જેટલું અંતર છે. ક્યાં તમે અને ક્યાં હું?'

આમ ધન્ય શેઠે કેટલુંય કહ્યું છતાં રત્નમંજરીનું મન ન માન્યુ. તેણે કહ્યું, 'તમે કહ્યું તે બરાબર છે. પણ કન્યા પોતે જ પોતાની જાતે કોઈ વૃદ્ધ પુરુષ સાથે પરણવા ઇચ્છતી હોય ત્યા શું થાય?

આપણામા કહેવાય છે. કન્યા વરનું રૂપ જોઇ પરણે છે. મા વરની ધનદોલતને જુએ છે. બાપ વરના ગુણ અને તેનાં કુટુંબને જુએ અને સ્વજન લોકો ખાવાનું જ તાકતા હોય છે. આ બધું હોવા છતાં કન્યાને જો કોઈ કદ્રૂપો પુરુષ

પસંદ પડી જાય તો પછી તે સુંદર પુરુષની પરવા કરતી નથી. હે શેઠ! હું ભોગવિલાસ, ધન કે પુત્રની ઇચ્છાથી પરણવા તૈયાર થઈ નથી પણ હું તો પુણ્ય માટે શીલપાલન માટે તમારા જેવા શ્રેષ્ઠ પુરુષ સાથે પરણવા તૈયાર થઈ છું. તો તમે આ પળે જ તમારા મન સાથે નિર્ણય કરી મને સ્વીકારો. હું આ પળે જ તમારા ગળામાં વરમાળા પહેરાવું છું.'

રત્નમંજરીના મોઢામાથી આ શબ્દો નીકળ્યા તે વખતે આકાશમા દેવદુંદુભીનો નાદ થયો. આકાશવાણી થઈ, 'કન્યાનાં વચન સુયોગ્ય છે' સાથે જ અશોક, ચંપા વગેરે પંચવર્ણનાં સુંગધવાળા ફૂલોનો વરસાદ એ બે જણ પર પડયો. એકાએક રત્નમંજરીના હાથમા પુષ્પમાળા આવી. તેણે તે પ્રેમથી ધન્ય શેઠના ગળામાં પહેરાવી.



રત્નમંજરીએ વરમાળા પહેરાવી

આ વાત રત્નમંજરીના બાપે જાણી ત્યારે તેમણે ધન્ય શેઠ અને રત્નમંજરીનાં લગ્ન ધામધુમથી કર્યાં.

પરણ્યા પછી રત્નમંજરી હંમેશા પોતાના પતિના પગ ધોઇને પીવા લાગી. પતિના જમ્યા પછી તે જમતી. મૌનવ્રતવાળી, સદ્ગુણોનો ભંડાર તે આનંદથી પોતાના પતિ સાથે દિવસો ગુજારતી.

તેના પતિવ્રતના પ્રભાવથી તેના પગના ધોયેલા પાણીથી વાત, કફ અને પિત્તથી થતા રોગ નાશ પામતા. પુત્રની ઇચ્છાવાળાને પુત્ર પ્રાપ્તિ થતી. સાપ વગેરેનુ ઝેર પણ ઉતરી જતું. તેની દૃષ્ટિ પડતાં સૂકાયેલું વૃક્ષ નવપલ્લવિત થતું, સાપ, માળા, અગ્નિ, પાણી અને સિંહ, શિયાળ થતુ.

રત્નમંજરી જ્યા જ્યાં જતી ત્યા ત્યા અતિવૃષ્ટિ, ઉંદર, તીડ, સૂડા, સ્વચક્ર, પરચક્ર આ સાત ભય ન થતા. સાચે જ રત્નમંજરી લક્ષ્મીનો જ અવતાર હતી.

ધન્ય શેઠ આવી પત્ની મેળવી પૂર્ણ ભાગ્યશાળી થયા હતા. તે પોતાની પત્ની સાથે નિરંતર ધર્મકાર્ય કરતા. તેમનાં સુખની સીમા ન હતી. તેમને સૂર્યાસ્તની ખબર પણ પડતી નહિ. તે સાતે ક્ષેત્રોમાં ઘણી જ સંપત્તિ વાપરતા."

મંત્રીના મોઢેથી ધન્ય શેઠ અને રત્નમંજરીની વાત જાણી મહારાજા નવાઇ પામ્યા પછી સભા વિસર્જન કરી દિવસનાં બાકી રહેલાં કર્મો કર્યાં.

રાત પડતા મહારાજાના મનમાં રત્નમંજરીનું રૂપ અને ચરિત્ર જોવા ઇચ્છા થઈ અને તે ઇચ્છા પૂરી કરવા નિશ્ચય કર્યો.

મહારાજા વિક્રમ આંગળીએ કેદારમુદ્રા, શરીરે યોગીના જેવા કપડા, હાથમા સુંદર દંડ અને આખાય શરીરે ગંગાની માટી લગાવી વસ્ત્રમા તલવાર ગુપ્ત રાખી રાતના ધન્ય શેઠને ઘેર આવ્યા, ને યોગીવેશધારી મહારાજાએ રત્નમંજરીને કહ્યુ, "હે સુભગે, નગરમા ફરતો ફરતો હું તારે ત્યાં અતિથિની જેમ આવ્યો છું." કહેતા અતિથિસત્કારનો લાભ બતાવતાં કહ્યું, "જેને ત્યા અતિથિને ભોજન, રાતના રહેવાને જગા મળે છે તેની સારા માણસો પ્રશંસા કરે છે. મુક્તિ તેની ઇચ્છા કરે છે, તે મુક્તિનો અધિકારી બને છે કહેવાય છેઃ

ઘાસનું સુકાયેલું તણખલું વજનમા ઘણું જ હલકું હોય છે. એ તણખલાથી રૂ હલકું છે, અને એ રૂથી યાચક હલકો છે. એ હલકા યાચકથી હવા પણ ગભરાય છે, વખત છે મારી પાસે કાઇ માગશે. જો એ ભય ન હોત તો યાચકને ક્યાંનો કયા હવા લઈ જાત. અને ગૃહસ્થને માટે તો નિર્ણિત જ છે કે તેને સદાય દાન આપવું. જે દિવસે ભીખ માગવામાં આવે તે દિવસ જીવનમાં નકામો ગણવો. ગૃહસ્થ દાનથી જ શુદ્ધ થાય છે."

યોગીરાજનાં વચનો સાંભળી રત્નમંજરી તેમને ઘરમાં

સન્માન સાથે લઈ ગઈ અને રહેવાની વ્યવસ્થા કરી આપી. તે પછી તેણીએ પૂછ્યુ "હે મુસાફર! તમે સાંજના જમ્યા?" જવાબમાં તે બોલ્યા, "હું રાત્રે ખાતો નથી. રાત્રે જમનાર જરૂર નરકમાં જાય છે. માટે આત્મહિત ઇચ્છનારે રાત્રે જમવું નહિ. સૂર્ય આથમ્યા પછી પાણી લોહીની બરાબર છે, અન્ન માંસ જેવું છે' એવું માર્કંડમુનિએ પોતાની સંહિતામાં લખ્યું છે. બુદ્ધિમાન પુરુષ રાત્રિભોજનનો ત્યાગ કરે છે જેથી તેને મહિનામાં પંદર દિવસના ઉપવાસનું ફળ મળે છે.

શાસ્ત્રમા નરકનાં ચાર દ્વાર કહ્યા છે. પહેલું રાત્રિભોજન, બીજું પરદારા ગમન, ત્રીજું કેરી વગેરે પાણીનાં અંશવાળા અથાણાં, ચોથું કંદમૂળનું ભક્ષણ કરવું."

"હે મુસાફર...."રત્નમંજરી બોલી, "તમે ઘણાં પુણ્ય-શાળી અને ઉત્તમ પુરુષ જણાવ છો. રાત્રિભોજન જે કરતા નથી તે જરૂર સ્વર્ગમા જાય છે, ને રાત્રે ખાનાર નર્કમાં જાય છે." કહેતી રત્નમંજરીએ ઘરની ઓસરીમાં રાજાની સુવાની વ્યવસ્થા કરી. વિક્રમ રાજા પણ પંચપરમેષ્ટી મંત્રને મનમાં નમસ્કાર કરી રત્નમંજરીનું ચરિત્ર જોવા આંખો મીચી સૂઈ રહ્યા. જાણે ઊંઘી ન ગયા હોય!

રત્નમંજરીએ પોતાના પતિના પગ ધોયા. ને ગંગાજળથી જેમ શરીરને પવિત્ર કરે તેમ તે પાણી પોતાના શરીર પર રેડી શરીરને પવિત્ર બનાવ્યું. તે પછી સુંદર શય્યામા હાથનો ટેકો આપી ધન્ય શેઠને સુવાડયા. તેમના શરીરને દબાવ્યું. ધન્ય શેઠ ઊંઘી ન ગયા ત્યાં સુધી તે ત્યાં જ રહી.

ધન્ય શેઠને ઊંઘેલા જાણી તે ત્યાંથી ધીરેથી ઊઠી. ધર્મધ્યાન કરવા તૈયાર થઈ.

બે ઘડી ધર્મધ્યાન કરી પોતાના પતિ પાસે આવી. પોતાના પતિને પંખો નાખવા લાગી.

જાગતા રહેલા મહારાજાએ રત્નમંજરીનું કામ જોયું, ને વિચારવા લાગ્યા, ધન્યની સ્ત્રી પતિવ્રતા છે, તે પોતાના પતિથી જ સંતોષ માને છે. પરપુરુષનો વિચાર સરખોય કરતી નથી. શ્રીમંત હોવા છતાં તે સદાચરણી છે, તેથી તે દેવોની પ્રશંસાને યોગ્ય છે."

પથારીમાં પડયા. પડયા મહારાજા આમ વિચારે છે ને રાત આગળ વધે છે. મધ્યરાત્રિ થઈ ત્યારે ચોરી કરવાના ઇરાદે એક ચોર ઘરમાં પેઠો. રત્નમંજરીની દૃષ્ટિ પોતાના ઊંઘતા પતિ પર પડી અને પછી તેણે ચોરને જોયો. તેની દૃષ્ટિએ ચોર સુંદર લાગ્યો. તેને જોતા જ પૂર્વ ભવના અશુભ કર્મના યોગે તે શુદ્ધિ ખોઇ બેઠી. વિષયલાલસા જાગૃત થઈ. કામબાણના આઘાતથી વિહ્‌વળ થઇને ચોર પાસે જઈ ધીમા અવાજે કહેવા લાગી, 'હે મારા મનને આનંદ આપનાર, સૌંદર્યમાં કામદેવને પણ શરમાવનાર, આ ઘર, ધન, દોલત અને આ મારો દેહ તેનો ઉપભોગ કરી મને કૃતાર્થ કરો.'

રત્નમંજરીના શબ્દો સાંભળી ચોર ડરતો ડરતો બોલ્યો, "તમે આમ ન બોલો. વિષ્ટાના કીડા, દેવલોકમાં ઇંદ્ર, ગરીબ

અને રાજા બધાને મૃત્યુનો ભય હોય છે. હું જુગારી, ચોર, વ્યસની, સંબંધીઓથી તજાયેલો છું, તેની સાથે તમે પતિ-વાળી હોવા છતાં, રૂપવાન હોવા છતા કુકર્મની ઇચ્છા ન કરો.

એક તો ચોરી કરતાં મનમાં ભય હોય છે. સાથે સાથે તમારી સાથે વાત કરતાં મને હૃદયમા ભય લાગે છે. તમે અત્યારે જાગો છો એટલે હું ચોરી તો કરી શકું તેમ નથી. કારણ જ્યાં માણસો જાગતા હોય ત્યાથી ચોર કયારે પણ ચોરી કરતા નથી."

ચોરનાં વચન સાંભળી કામથી ભાન ભૂલેલી રત્નમંજરીએ કુળની મર્યાદા છોડી કહ્યું, "હું કામદેવથી પિડાયેલી છું. તમારા ભોગરૂપી અમૃત વિના હું મરી ગયેલા જેવી છું. રાગરૂપી સમુદ્રમાં રહેલા માછલારૂપી મારા મનને ભોગરૂપી અન્નથી સંતોષો.

હાથી જેમ સ્પર્શથી, ભ્રમર સુગંધથી અને મૃગ સંગીતથી ભાન ભુલે છે તેમ હું તમને જોઈ ભાન ભૂલી છું. માટે મારી સાથે ભોગ ભોગવી મનુષ્યજન્મ સફળ કરો. મારા દેહને સ્વીકારી આ ઘરમાં રહેલા અનગળ દ્રવ્યને લ્યો."

ચોર અને રત્નમંજરીના શબ્દો સાંભળી મહારાજા સંસાર-નું સ્વરૂપ વિચારતા મનમાં બોલ્યા, "ઇંદ્રિયોમાં જીભ, કર્મોમાં મોહનીય કર્મ, વ્રતોમાં બ્રહ્મચર્યવ્રત અને ગુપ્તિમાં મનગુપ્તિ આ ચાર ઘણાં કષ્ટે જીતાય છે આવું જૈન આગમોમાં કહેવાયું



ચોર રત્નમંજરીની વાત માનવા આનાકાની કરે છે.

છે તે સાચું જ છે. જેની સામે કોઈ જોઈ શકતું ન હોય તેવા પરાક્રમી પણ સ્ત્રીના ચરણોમાં પડી તેના દાસ થાય છે.

વિષયભોગ દુઃખ દેનાર છે, તે ઝેર છે, તે માયામય છે. વિષયની ઈચ્છાવાળા મનને કાબૂમા લાવવા છતાં તે વિષય તરફ દોડે છે, તેથી તેવા મનને અનેક ધિક્કાર હો."

મહારાજા આમ વિચારતા હતા, ત્યાં તો ચોરના શબ્દો તેમના કાને પડયા, "હે સ્ત્રી, તું ઘરડા પતિને છોડી મને ચાહે તે સારું તો નથી. પરસ્ત્રીગમનના પાપથી હું નરકનો અધિકારી થાઉં તેમ છતા તારો પતિ જીવતો હોવાથી તારી સાથે ભોગ ભોગવી શકતો નથી ઘરડા સિંહની મૃગ કયારે પણ અવગણના કરી શકતો નથી."

"અરે, પણ મારો પતિ તો મરી ગયો છે." રત્નમંજરી

બોલી, "વિશ્વાસ ન આવતો હોય તો પાસે જઈ શ્વાસ-જોઈ ખાતરી કરો."

ચોર ધન્ય શેઠને જોવા જાય છે ત્યાં તો રત્નમંજરીએ પોતાના પતિના ગળે અંગૂઠો દબાવી મારી નાખ્યો. મોહરાજા-જગતમાં આવાં આવાં નાટકો ભજવાવે છે.

રત્નમંજરીનું આ કર્મ-કાર્ય જોઈ મહારાજા વિચારવા લાગ્યા, "ખરેખર સ્ત્રીચરિત્ર જાણવું મુશ્કેલ છે. તેના-પાલવના પવનથી રોગ થાય, આલિંગનથી મૃત્યુ થાય તેમાં નવાઈ શું ?"

રત્નમંજરીએ પોતાના મરેલ પતિને ખાટલા નીચે સુવાડી ચોરને કહ્યું, "હવે મારી સાથે ભોગ ભોગવો." ત્યારે-ચોરે કહ્યું, "આજ તો હુ તારી સાથે વિષયભોગ ભોગવી શકું તેમ નથી, માટે આજે મનને માર." કહી ચોર તો ત્યાંથી જવા લાગ્યો. રત્નમંજરી તેને જતા રોકવા લાગી ત્યારે ચોર બોલ્યો, "અત્યારે તો તું મને જવા જ દે. કાલે તું કહીશ તેમ કરીશ."

આ બે જણાં આમ વાત કરતાં હતાં ત્યારે મહારાજા ગુસ્સે થઇ તલવાર કાઢી દરવાજા આગળ ઊભા રહ્યા ને વિચારવા લાગ્યા, "આ લોકોને મારવાથી મને શો લાભ-થવાનો હતો? મને તો પાપ જ લાગવાનું."

ચોર જ્યારે દીવાલમાં પાડેલા બાકોરામાંથી મુશ્કેલીએ બહાર જઈ રહ્યો હતો ત્યારે રત્નમંજરીએ કહ્યું, "તમે સુખરૂપે-

દરવાજેથી જ જાવને.” કહી રત્નમંજરીએ બારણું ઉઘાડયું. ચોર ત્યાંથી જવા લાગ્યો પણ એકાએક દરવાજો તૂટી પડતાં ચોર દબાઇને મરણ પામ્યો.

કૌરવો, વાલી, રાવણ, સ્ત્રીના કારણે જ મરણ પામ્યા છે. ચારિત્રહિન સ્ત્રી આંખથી કોઇને જુએ છે, વાણીથી બીજાને રીઝવે છે, તે કોઇને આલિંગન દે ત્યારે તેના મનમાં કોઈ બીજો પુરુષ જ રમતો હોય છે.

સ્ત્રીમાં અમૃત અને ઝેર સાથે રહેલાં છે. તેવાં બીજે કયાંય નથી. તે ખુશ થાય છે ત્યારે સેવારૂપી અમૃત આપે છે. ખીજાય છે. ત્યારે ઝેરી બની જાય છે. મોહરાજાનું આ નાટક છે.

ચોરને મરેલો જોઈ વિક્રમ પોતાના મહેલે ગયા. નવકાર મહામંત્રનું સ્મરણ કરતા સૂઈ ગયા, ત્યારે રત્નમંજરી ચોર પાસે જઈ રડવા લાગી. “હે નાથ, તમે મને છોડી કયાં ગયાં ? હે નાથ! હે પ્રાણધાર! હે વલ્લભ! હે પ્રિયતમ! મને વિરહાગ્નિમાં બળતી મૂકી તમે કયાં ગયા ?”

થોડીવાર રડયા પછી તે સ્વસ્થ થઇને બોલી, “મારા બેય ધણી મરી ગયા. મારો સતીધર્મ પણ ગયો. હૂં કલંકિત થઈ. મારા પતિને મારવાના અને બીજાને આલિંગન કરવાની ઇચ્છાના પાપે હુ નરકમાં જવાની જ.

હાય! સવાર થતાં હું વિધવા થવાની ત્યારે મારી શું દશા થશે? પરલોકમાં નરકનાં દુ:ખને હું શી રીતે સહન

કરીશ? હું પાપિણી લોકોને મોઢું શું બતાવીશ? મેં જે પતિહત્યાનુ કર્મ કર્યું છે તે હું ક્યારે પણ કોઇને કહી શકવાની નથી. મારી દશા તો કોઠીમાં મોઢું ઘાલી રડવા જેવી છે.

જો હું ઉતાવળે રડું છું તો રાજા મારું ધન લઈ લે છે. માટે મારે તો પતિ સાથે મરવું રહ્યું. સવારમાં આ માટે પ્રપચ કરવો પડશે. મારે માટે તો પતિ સાથે બળી મરવું અથવા ડૂબી મરવું સારું છે. પણ વિધવા થઇ જીવવું મારે માટે સારું નથી. સ્ત્રી સદ્ગુણી હોય, દાન, પુણ્ય કરતી હોય છતા પતિ વગરની હોવાથી તેની નિંદા થાય છે. ”

આમ બોલતી રત્નમંજરીએ પોતાના પતિની તેમજ ચોરની લાશને કપડાંથી ઢાંકી દીધી.

સવાર થતાં રત્નમંજરી રડતી ત્યા ભેગા થયેલા લોકો આગળ કહેવા લાગી, “ હાય, હાય, રાત્રે ઘરમાં કોઈ ચોર પેસી ગયો. તેણે મારા પતિને તેમજ એક પુણ્યશાળી અતિથિની હત્યા કરી.

એ અતિથિએ મારા પતિને બચાવવા ચોર સાથે લઢાઇ કરી. પણ ચોરે અતિથિના મર્મસ્થાન પર ઘા કર્યો ને અતિથિ મરી ગયો. હવે મારે માટે મરવા સિવાય બીજો રસ્તો નથી, તેથી હું મારા પતિ અને અતિથિને લઈ ઉતાવળે જંગલમાં જાઉં છું.

પતિના મરતાં કોઇ સ્ત્રી રડે છે. તો કોઇ મરે છે. કોઈ બીજો પતિ કરે છે. તો કોઈ ઘરમાં રહે છે. પણ હું તો મારા પતિની સાથે બધાની નજર સામે ચિતામાં પડી બળી મરીશ. અને પરલોકમાં જઇશ. ને નિર્મળ યશ મેળવીશ.

*પતિવ્રતા–સતી સ્ત્રીઓ એ જ કે જે પતિના પગ ધોઈ પીએ ને પરલોક જતા પતિના શરીર સાથે ચિતામાં બળી મરે." બોલતાં તેણે ધન્ય શેઠ અને ચોરના શરીરને શુદ્ધ જળથી નવડાવ્યાં, ને ધર્મકાર્યમાં દ્રવ્ય વાપરવા લાગી. સતી થવા તૈયાર થઈ.

આ સમાચાર નગરમાં ફેલાઈ ગયા. સમાચાર સાંભળનાં લોકો દર્શને આવવા લાગ્યા, બધાની આંખમાં આંસુ હતાં. તેઓ સતીને નમસ્કાર કરી કહેવા લાગ્યાં, " હે માતા, તમારા વગર અમારાથી કેમ રહેવાશે? તમારા વગર અમારું જગત શૂન્ય થઈ જશે. આ અવંતી નગરી વિધવા થશે. લોકોની આશાવેલડી સુકાઈ જશે. તમારા જવાથી અમે દુઃખી થઇ જઇશું તેથી તમે સતી થવાની વાત પડતી મૂકો."

નગરના કેટલાક લોકો મહારાજા વિક્રમ પાસે ગયા ને કહેવા લાગ્યા, "સતી રત્નમંજરી પોતાના પતિ સાથે સ્વર્ગમાં જવા તૈયાર થઇ છે. તે રત્નમંજરી કામધેનુ, કલ્પલતા ને કામકુંભ જેવી છે. તેના પગ ધોયેલા પાણીથી વાત, પિત્ત અને કફથી ઉત્પન્ન થનારા રોગો નાશ પામે

* "સાચી સતિ સમાનીઇ, પતિ પગ ધોઈ પિયંતિ;
પ્રિય પરલોક પથીઈ, દહઇ જિ દહંતિ."

છે, વંધ્યાને સંતાનની પ્રાપ્તિ થાય છે. નિર્ધન શ્રીમંત થાય છે. અભાગી ભાગ્યશાળી થાય છે, કદ્રૂપો સુંદર બને છે."

નગરજનોના શબ્દો સાંભળી ચારિત્ર્યશીલ રાણી શૃંગારસુંદરી મહારાજાને કહેવા લાગી, "હે મહારાજ, હું પણ તેમના ચરણોદકથી પવિત્ર થાઉં. જેથી મારું વાઝિયામેણું ભાગે. ને વંશવૃદ્ધિ થાય."

રત્નમંજરીના ચરિત્રને જાણનાર મહારાજા રાણીના શબ્દો સાંભળી મનમા હસવા લાગ્યા અને કહેવા લાગ્યા, "તારી પુત્ર પ્રાપ્તિની ઇચ્છા પૂર્ણ કરવા હું તે સતી શિરોમણીનું ચરણોદક લાવીશ." પછી ગંભીર થઈ મહારાજા નગરજનોને કહેવા લાગ્યા, "તમે જાવ. તે સતી શિરોમણી માટે ઉત્સવ ઉજવો. હું ત્યાં આવું છું. મારી રાહ બધા નદીકિનારે જોજો. હું ત્યાં આવી સતીને મારા મનની કેટલીક વાતો પૂછવા માંગુ છું, જે આ પ્રમાણે સતી થાય છે ને જે બોલે છે તે સાચું જ પડે છે."

નગરજનો ધન્ય શેઠને ત્યાં આવ્યા. વાજાં વાગવા લાગ્યાં, ત્યારે રત્નમંજરી એક સુંદર વાસણમા સાકર સાથે દૂધ પી તૈયાર થઈ. તેણે સાત ક્ષેત્રોમાં પોતાનું ધન ખરચ્યું. ગુરુની સાક્ષીએ દસ પ્રકારની અંતિમ આરાધના કરી. શ્રીજિનેશ્વરદેવને પ્રણામ કર્યા. બધાની ક્ષમા માગી. પછી ઘોડી પર બેસી આગળ વધી. વાજાં વાગવા લાગ્યાં. આ વાજાંના અવાજે લોકો પોતપોતાનું કામ છોડી સતીને નીરખવા

આવ્યા. રત્નમંજરીએ 'અક્ષત' ફેંક્યાં. મનોકામના પૂરક અને પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી લોકો તે લેવા લાગ્યા.

તેઓ નદીકિનારે આવ્યાં. ત્યા મણિભદ્ર યક્ષનુ મંદિર હતું. ત્યાં જઈ રત્નમંજરી ઘોડી પરથી ઉતરી. ભિખારીઓને દાન આપ્યાં. અને હસતે મોઢે ચિતા પાસે ગઇ, તેવામાં મહારાજા, રાણી, સેવકો સાથે ત્યાં આવ્યા.

મહારાજા વિક્રમાદિત્યને આવેલા જોઈ રત્નમંજરી કહેવા લાગી, "હે રાજન્, તમે લાંબા આયુષ્યવાળા થાવ, સદાય યશ મેળવતા રહો, ભૂમિનું પાલન કરો, ધર્મમાં શ્રદ્ધાવાળા રહો, પરોપકાર કરતા રહો અને પુત્રપૌત્રવાળા થાવ."

રાણી શૃંગારસુંદરી સતી પાસે ગઇ. પ્રણામ કરી પુત્ર પ્રાપ્તિ માટે ચરણોદક માગ્યું, ત્યારે સતીએ ભીના ચોખા રાણીને આપ્યા ને કહ્યું, "તું પતિ સાથે રહી પુત્રપૌત્રવાળી થઇ યશસ્વી થજે."

તે પછી મહારાજા રત્નમંજરી સાથે વાત કરવા તેની પાસે ગયા, અને તેના કાનમાં કહેવા લાગ્યા, "તમે ત્રણે કાળની વાત જાણનાર છો, અને રાજાના હિતેચ્છુ છો. તમારા પતિવ્રતના પ્રભાવે લોકોને સંતાન આપો છો, તમારા ચરણોદકથી લોકોના રોગ વિગેરે નાશ પામે છે, છતાં તમે રાત્રે ચોર–પરપુરુષ સાથે ભોગ ભોગવવા ઇચ્છા કરી, તમારા પતિને ગળે અંગૂઠો દઈ મારી નાખ્યો, હવે તમે એ સુખ ભોગવવાનું છોડી અગ્નિમાં પડી શું સુખ ભોગવવાનાં છો ?

નાહક ચિતામાં પડી શા માટે મરો છો ? બીજા પતિને પરણી જીવન કૃતાર્થ કરો. આમ મરવાથી કરેલાં પાપકર્મોથી કદી છૂટાતું નથી. હે રત્નમંજરી ! અત્યારે તમે ચિતા પર ચઢવા તૈયાર થયાં છો પણ રાત્રે તો પતિને માર્યો છે, માટે સ્ત્રીચરિત્ર જવા દઈ મારી આગળ જે હોય તે કહો. હું તમારી વાત કોઈને કહેવાનો નથી."



રત્નમંજરી સાથે મહારાજા વાત કરી રહ્યા છે.

"અતિથિવેશે આવી રાજાએ મારા બધા ચરિત્ર જોયાં છે." એવું સમજી તે બોલી. "રાજન્, એ વાત મને ન પૂછો. જે સમયે જેવાં કર્મનો ઉદય થાય છે તે સમયે માણસ તેવાં કર્મ-કાર્ય કરે છે. રાજન્, તમે તમારા પગ નીચે બળતું જોતા નથી. ખરેખર કહ્યું છે કે, બીજાનાં નાનામાં નાનાં છિદ્રો જોવાય છે પણ પોતાનું મોટું છિદ્ર દેખાતું નથી.

વિષ્ણુ, શંકર, કપિલ આદિ મુનિગણ, ચક્રવર્તી તેમજ મનુષ્ય બધા જ સ્ત્રીના દાસ છે. રાજન્, ગુરુ, ગાય, સેના, પાણી, સ્ત્રી અને પૃથ્વીની નિંદા કરવી જોઇએ નહિ, જે તેમની નિંદા કરે છે તે જાતે જ નિંદાય છે.

રાજન્, તમને સ્ત્રીચરિત્ર જાણવાની ઇચ્છા છે. પણ તે જાણતાં તમને દુઃખ થશે; પહેલા પણ ઘાંચણને કારણે તમારી ઘણી નિંદા થઇ હતી, અને હવે મારી પાસેથી સ્ત્રીચરિત્ર જાણી નિંદાને પાત્ર થશો. તમે દરોમાં ઉંદર અને સાપ દેખ્યા છે પણ હજી તમે દૃષ્ટિવિષ સર્પ જોયા નથી. જેને જોતા જ બધાના પ્રાણ જાય છે.

તમે સમુદ્રમા છીપ, શંખ, કોડી દેખી છે, પણ, કૌસ્તુભમણિ જોયો નથી. હે રાજન્, લીમડો, કંથેર વગેરે ઝાડો તમે જોયા હશે પણ હજી તમે કલ્પવૃક્ષ જોયું નથી. રસભૂમિ, વિષભૂમિ, મરુભૂમ તમે જરૂર જોઇ હશે પણ રત્ન અને મોતીથી ભરેલી ભૂમિ નહિ જોઈ હોય.

હે રાજન્, ના હું અધમ છું. ના હું જડ છું. ના હું સ્ત્રીઓમાં શિરોમણિ છું, પણ હું મરીને પૃથ્વી પર મારો યશ મૂકી પરલોકે જઈશ."

"હે રત્નમંજરી," રત્નમંજરીના શબ્દો સાંભળી મહારાજા બોલ્યા, "તમે મને કાંઇક તો સ્રીચરિત્ર દેખાડો."

"રાજન્, તમે નગરમાં રહેતી કોચી કંદોયણને મળજો. તે મારા તેમજ બીજી સ્ત્રીઓનાં ચરિત્રને જાણે છે, તેને

પૂછજો. બસ હવે તમારું કલ્યાણ થાવ....મારા પાપ મિથ્યા હો." કહી ધન્ય શેઠ અને ચોરના શબ સાથે ચિતામાં તેણે પ્રવેશ કર્યો.

બધા પોતાનાં સ્વાર્થને રડતા નગર તરફ જવા લાગ્યા, મહારાજા પણ નગરમાં આવ્યા ત્યારે રત્નમંજરી બળી ભસ્મ થઇ ગઈ ને સ્વર્ગમાં ગઇ.

વાચક! આ રત્નમંજરીની કથા વાંચી થોડું વિચારજો! મન મર્કટ કેવા વિચિત્ર પ્રકારે જીવને નાચ નચાવે છે!! બાલ્યાવસ્થાથી જ પરમ ધાર્મિક જીવન જીવનારી રત્નમંજરીની દુષ્કર્મ દ્વારા કેવી ફજેતી થઈ. ખરેખર આ જગતમાં આત્મા અને કર્મ બે પદાર્થોનું યુદ્ધ ચાલી રહ્યું છે. તેમા આત્મા શુભ પ્રસંગ–નિમિત્ત પામીને ઉન્નત માર્ગે આગળ વધે છે. અશુભ–પ્રસંગ પામીને તેનો તે આત્મા અધોગતિએ જાય છે તે આ વાર્તા કહી જાય છે. માટે જ જ્ઞાની ભગવંતોએ વારંવાર ફરમાવ્યું છે "શુભ નિમિત્તમાં રહો અને ઉત્તમ ભાવનામા ચિત્તને સદા રાખો તો શિવ માર્ગ દેખાશે."



## પ્રકરણ પંચાવનમું ... ... ... ... કોચી કંદોયણ

મહારાજા વિક્રમ સ્ત્રીચરિત્ર જાણવા માટે કોચી કંદો-યણને ત્યાં જવા નીકળ્યા. રસ્તે જતાં કોચીના ઘર સંબંધમાં લોકોને પૂછવા લાગ્યા. ત્યારે તેમને જવાબ મળ્યો, "આમ ડાબે હાથે ચાલ્યા જાવ. ત્યાં પરદેશીઓને જમવાનું મળી શકે છે.–ભોજનશાળા છે. એ ભોજનશાળાની પાસે જ કોચી કંદોયણનું ઘર છે. ત્યાં સુંદર પકવાન, ઊંચી જાતના ચોખા, દાળ, જુદી જુદી સામગ્રી, શાક, દૂધ, દહીંથી બનેલ વસ્તુઓ પૈસા આપતાં મળે છે. થોડા પૈસા આપવાથી મધ્યમ પ્રકારની વસ્તુઓ મળે છે. ત્યાં સારી વ્યવસ્થા છે.

ત્યાં ચંદ્રમણિ અને સૂર્યમણિથી બનાવેલા એક માળથી તે સાત માળ સુધીના સુંદર મહેલો છે. એ મહેલો જાણે પોતાના મિત્ર સૂર્ય–ચંદ્રને મળવા આનંદથી આકાશ તરફ ન જઇ રહ્યા હોય ? વળી પાંચ જાતના મણિઓથી બાંધેલા હોવાથી માનવો તેમાં પોતાનું પ્રતિબિંબ જુએ છે. જાણે દર્પણમાં પોતાનું પ્રતિબિંબ ન જોઈ રહ્યા હોય ? ત્યાં દ્રાક્ષના આસવ રૂપ અમૃત જળથી ભરેલી સહેલાઇથી ઉતરી શકાય તેવી પગથિયાંવાળી સુંદર વાવડીઓ છે.

ભિખારીઓને દાન આપવાવાળી, કલ્પલતા સમાન કોચી કુંદોયણ ત્યાં રહે છે. ભોગની ઇચ્છાવાળાને ત્યાં ભોગ મળે છે. જમવાની ઇચ્છાવાળાને ત્યાં જમવાનું મળે છે, પુત્રની ઇચ્છાવાળાને પુત્ર પણ મળે છે.

કોચી જ્યારે કોપે છે ત્યારે ચંડિકા જેવી લાગે છે, અને રાજી હોય છે ત્યારે તે જે જોઈએ તે આપે છે."

લોકોના આ શબ્દો સાંભળી રાજા નવાઈ પામ્યા અને વેશ બદલી કોચીને ત્યાં પહોંચી ગયા.

તેના ઘરને ઘણાં બારણા હતાં. ત્યાં જુદી જુદી જાતના કેટલાય માણસો હતા. જુદી જુદી જાતનાં વાજાં વાગતાં હતાં. દેવવિમાન જેવા તથા અનેક સ્રીઓથી ભરેલાં મકાનો જોઈ મહારાજા રાજી થયા.

અદૃશ્ય રીતે મહારાજા ઘરમાં ગયા. ત્યાં સોનાનાં સિંહાસન પર બેઠેલી કોચીને જોઈ.

યાચકો તેની સ્તુતિ કરતા હતા. કામદેવની પત્ની રતિ અને પ્રીતિ જેવું સ્વરૂપ જોઈ મહારાજા વિચારવા લાગ્યા, 'આ તો સાક્ષાત્ ઇંદ્રાણી, દેવાંગના, કિન્નરી કે કોઈ પાતાળકુમારી જણાય છે.'

પરદેશીનું રૂપ ધારણ કરી મહારાજા આમ વિચારતા હતા, ત્યારે એક દાસી તેમને પરદેશી જાણી સ્નાનાગારમાં લઈ ગઈ. ત્યાં નાહવાને સ્થાને બેસાડી ઉત્તમ તેલોથી માલીશ કરી

કસ્તુરી વિગેરેથી સુગંધવાળા પાણીથી નવડાવ્યા. પછી તેમને જમવા માટે લઇ ગઈ ને જમવા કહ્યું, ત્યારે મહારાજાએ કહ્યું, "હું રાતે જમતો નથી. શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું હતું, 'ધર્મશ્રધ્ધાવાળો કોઇ ગૃહસ્થ હોય અથવા વિવેકવાળો હોય તેને રાતે જમવું જોઇએ નહિ. તપસ્વીએ તો ખાસ કરીને રાત્રે જમવું ન જોઇએ. જે માણસ સદાય રાત્રિભોજનનો ત્યાગ કરે છે, તેને એક મહિનામાં પંદર દિવસના ઉપવાસનું ફળ મળે છે.' તેથી હું રાત્રિભોજન કરતો નથી. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીમાં બે વખત જમી લઉં છું."

મહારાજાના શબ્દો સાંભળ્યા પછી તેમને ચંદનનું વિલેપન કરવામાં આવ્યું. હાર વગેરે પહેરાવી તેમને કોચી પાસે લઈ જવામા આવ્યા. મહારાજાએ ઘણાં વિનયથી નમસ્કાર કર્યા. એટલે કોચી મહારાજા વિક્રમનું નામ લઇ કહેવા લાગી, "પધારો મહારાજા વિક્રમ, સદાય પ્રજાનો ન્યાય કરનારા કેમ આનંદમા છો ને? મારી પુત્રી જેવી અને તમારી પત્ની દેવદમનની મજામાં તો છે ને? અહીં આવવાની તકલીફ કેમ ઊઠાવવી પડી?

જગતમાં બધાને પોતાનું જ કામ વહાલું હોય છે. બીજાની પડી હોતી નથી. તમે તમારા કામ માટે આવ્યા છો? મનનો કોઇ સંશય દૂર કરવા આવ્યા છો?" બોલતી ક્રોચી અટકી થોડીક પળો વિતાવ્યા પછી બોલી, "જે સ્ત્રી પોતાના પતિ સાથે ચિતાએ ચઢી તે રત્નમંજરી સતીરત્ન હતી. પણ ગઇ કાલે કોઇ કુકર્મના ઉદયથી અને પાપરૂપ

રાક્ષસથી દોરવાઈ તેણે ચોરથી ભોગ ભોગવવા ઇચ્છા કરી. તેણે પોતાના પતિને મારી નાંખ્યો, પછી ચોર અને પોતાના પતિના મરણથી ઘણો જ પશ્ચાત્તાપ તેણે કર્યો. પોતાનાં કરેલાં કામની નિંદા કરતી તે અગ્નિમાં પ્રવેશી.

પળમાં આસક્તિ, પળમાં વૈરાગ્ય, પળમાં ક્રોધ, પળમાં ક્ષમા આ બધા મનના ધર્મ છે, તે મન વાંદરાની જેમ મોહને વશ થઈ ચંચળ બને છે. મન માંકડા જેવું ચપળ છે. તે પ્રત્યેક પળે જુદા જુદા ભાવોવાળું બને છે.

નદીને કિનારે રત્નમંજરીએ ચિતામાં પ્રવેશ કરતાં તમને સાચું જ કહ્યું છે, 'તમે પર્વત પર દૂર બળતા અગ્નિને જોઇ શકો છો પણ પગ આગળ બળતાને જોઈ શકતા નથી.' રાજન્, હંમેશાં દૃઢબુદ્ધિ કરી શાસ્ત્રનું ચિંતન કરવું જોઈએ. રાજાથી સદાય ડરતા રહેવું જોઇએ. પોતાના ખોળામાં રહેલી સ્ત્રીની સાવધાનતાપૂર્વક સંભાળ રાખવી જોઇએ. શાસ્ત્રમાં કહ્યું છે. 'રાજા અને સ્ત્રી ક્યારે પણ વશમાં રહેતા નથી.' કોઇ તરવૈયો સમુદ્ર તરી જાય પણ કોઇ સ્ત્રીનો પાર પામી શકતો નથી. તમારે સ્ત્રીચરિત્ર જોવું જ છે ને? તો થોડીવાર આ પેટીમા છુપાઇ જાવ. પેટીમાં જોરથી ખાંસી ખાશો નહિ. જોરથી શ્વાસ લેશો નહિં. આ પેટી જ્યાં જાય ત્યાં જજો. હું પેટીમાંથી જ્યારે તમને બહાર કાઢું ત્યારે જ બહાર આવજો. ખરોખર સાવધાન રહેજો. તેમાં જ તમારું કલ્યાણ છે."



કોચીએ મહારાજાને પેટીમા પેસવા કહ્યું.

સ્ત્રીચરિત્ર જોવાની ઇચ્છાવાળા રાજા કોચીના કહેવા પ્રમાણે પેટીમાં પેઠા. કોચીએ તે પેટી બધ કરી એટલામાં મહારાજાનો મુખ્ય મંત્રી બુદ્ધિસાગર ત્યાં આવ્યો.

મંત્રીશ્વરે પાંચ મુદ્રાઓ ધારણ કરેલી હતી, જાણે દેશનો, રાજા મહારાજાનો વહાલો, રાજ ચલાવનારો, છોડનાર અને બાંધનાર ન હોય ! તે કોચીની સામે મોતીથી ભરેલો સોનાનો થાળ લઈ આવ્યો. તે થાળ કોચીના પગ પાસે મૂકી બોલ્યો, “હે મનોવાંચ્છિત આપનારી, મારા પર પ્રસન્ન થઈ મને મદનમંજરી સાથે મેળાપ કરાવો.”



મંત્રીશ્વરને પેટી પર બેસવા કહ્યું.

"હે વિચિક્ષણ મંત્રી!" કોચી બોલી, "આ સુંદર મોરપીંછી લઈ, આ પેટી પર બેસો. પછી મોરપીંછીને પેટીની ચોતરફ ફેરવો, એટલે પેટી આકાશમાર્ગે તમારા ધારેલા સ્થાને લઈ જશે."

કોચીના કહેવા પ્રમાણે મંત્રીએ કર્યું એટલે પેટી મદનમંજરીના મહેલે પહોંચી ગઈ.

રાજરાણી મદનમંજરી પોતાના મનના માનેલા મંત્રીને જોઈ ઊભી થઈ ને આસન આપી કહેવા લાગી, "મંત્રીશ્વર! ઘણા દહાડે દર્શન દીધાં?"

"હે પ્રિયે!" મંત્રીશ્વર બોલ્યો, "મારાથી રોજ તો આવી શકાય નહિ."

"હે પ્રાણવલ્લભ ! તમારા વિયોગમાં બળતું મન તમારી જ માળા જપે છે," રાણીએ કહ્યું, "હું દૂર રહેતી હોવા છતાં તમારી પાસે જ છું. તમારા સુખે સુખી અને તમારા દુઃખે દુઃખી છું, તમારા વિયોગમાં દિવસ કેવી રીતે જાય છે તે તો હું જ સમજું છું. સાચું કહું તો તમારા વિયોગના કારણે મારો જન્મારો ફૂટી પડયો છે." કહેતી મદનમંજરીએ મંત્રીશ્વરને નવડાવ્યા, સુંદર રસોઇ જમાડી પાન આપી સૂવાની વ્યવસ્થા કરી.

જુદા જુદા શૃંગારોથી, ભોગથી, મધુર વચનોથી રાણીએ મંત્રીશ્વરને ખુશ કર્યો.

ભોગ ભોગવતા, રાત્રિ પૂરી થતાં રાણીએ મત્રીને કહ્યું, "જોયું ને ? આ રાત ઘડીકમાં પસાર થઈ ગઈ."

"હા હા. તેથી જ મારે અહીંથી જલદી જવું જોઇએ." મંત્રીશ્વરે કહ્યું. 'કદાચ મહારાજા અહીં આવી ચઢે તો શું દશા થાય ?'

"તમારું મન અહીં મૂકીને જાવ." મંત્રીશ્વરના શબ્દો સાંભળી રાણીએ કહ્યું. "અને તમે મારું હૃદય લઈ જાવ, કારણ કે હું અબળા છું તમારા મનોબળથી બળ મેળવી હું જીવી શકીશ. નહિ તો હું મરી ચૂકી છું એમ માનજો. બને તેટલી વધારે રાતોએ તમે આવજો અને વિયોગાગ્નિને શાંત કરજો. આપણા બંનેને ભેગા કરનાર કોચીના પગ પકડી મારા પ્રણામ કહેજો."

આ બધું જોઈ મહારાજા વિક્રમ પોતાના મનમાં વિચારવા લાગ્યા, "અરે, આ મદનમંજરી પૂરેપૂરી પાપી છે. આવી સ્ત્રીઓને તો દૂરથી જ નમસ્કાર કરવા જોઇએ, અથવા એવો કોઈ મંત્ર જપવો જોઈએ, અથવા એવા કોઇ દેવની ઉપાસના કરવી જોઈએ જેથી સ્ત્રીરૂપી પિશાચિની શીલરૂપી જીવનને ખાઇ ન જાય. જાણે જગતનો સંહાર કરવા વિધાતાએ સર્પના દાંત, અગ્નિ, યમરાજની જીભ અને ઝેરના અંકુર આ બધું ભેગું કરી સ્રીને ન બનાવી હોય!

વીજળી કદાચ સ્થિર રહે. હવા કદાચ સ્થિર રહે પણ સ્ત્રીઓનું મન ક્યારે પણ સ્થિર રહી શકતું નથી."

આમ વિચારતા મહારાજાએ પોતાની રાણી અને મંત્રીને મારવા સંકલ્પ કર્યો. ક્ષણ પછી શાંત થઇ મનમાં બોલ્યા, 'આ પાપીઓને મારવા જોઇએ, આ બેને મારતા લોકો મારી નિંદા કરશે. આ પાપ કરવું મારે માટે સારું નથી." આમ મનમાં બોલતા મહારાજા પેટીમાં ચૂપચાપ બેસી રહ્યા.

મંત્રીશ્વર પોતાનું કામ પૂરું કરી પેટી પર આવીને બેઠા. અને આવ્યા હતા, તેમ આકાશમાર્ગે કોચીને ત્યાં ગયા. પછી મોરપીંછી અને પેટી કોચીને સોંપી રાણીએ કહેવડાવેલ સંદેશો પ્રણામ સાથે કહ્યો ને તે પ્રણામ કરી ત્યાંથી ગયો.

મંત્રીશ્વરના ગયા પછી કોચીએ જ્યારે મહારાજાને પેટીમાંથી કાઢયા, ત્યારે મહારાજાએ પણ પ્રણામ કર્યા ને મધુર વચને કહેવા લાગ્યા, "તારી કૃપાથી મેં રાણીનું ચરિત્ર જોયું, અને એ ચરિત્ર જોઇને મને ઘણું દુઃખ થયું."

"હે રાજન!" કોચી કહેવા લાગી, "સ્ત્રીચરિત્ર ઘણું જ વિષમ છે."

વિશિષ્ટ સત્ત્વોથી સુશોભિત અંગવાળી સાસુ અને પાંચ પતિવાળી દ્રૌપદીને પૂર્ણ સંતોષ ન થયો. એવું મહાભારતમાં કહેવાયું છે.

દુર્વાસાને નારદે પાંચ વાક્યો કહ્યા હતા. "જો દ્રૌપદી પાંચ વાતો સાચી કહેશે તો આ આંબાના ઝાડને કસમયે ફળો આવશે. (૧) સ્ત્રીનો પ્રિય (૨) પાંચથી વધુની સ્થિતિ (૩) નવી નવી ઇચ્છાઓ, (૪) સતીત્વ (૫) પરદર્શન."

દ્રૌપદીએ જવાબ આપ્યો. 'ચોમાસું દુઃખદાઈ છે. પણ ખેતી માટે, પીવાના માટે પાણી મળતું હોવાથી લોકોને ચોમાસું સારું લાગે છે. તેમ હે નારદ! સ્ત્રીનું ભરણપોષણ કરતો હોવાથી પુરુષ સ્ત્રીને પ્રિય–વહાલો લાગે છે. આ પાંચ પાંડવો મને વહાલા લાગે છે. આ પાંચ પાંડવો મને વહાલા છે પરંતુ મારો જીવ છઠ્ઠા માટે તલસે છે. ગાય જંગલમાં નવું નવું ઘાસ ખાવાની ઇચ્છા કરે છે તેમ સ્ત્રીઓને રોજ નવા નવા પુરુષો મેળવવા ઇચ્છા થાય છે.× જ્યાંસુધી એકાંત મળતું નથી. એવી તક નથી મળતી અને પ્રાર્થના કરનાર પુરુષ નથી મળતો સ્ત્રી ત્યાંસુધી સત્વ જાળવી શકે છે. જેમ નવો ઘડો પાણીથી ભર્યો હોય અને તે ઝમે છે.

× સ્થાન समय एकान्तका–ओर, त्रार्थनाशील;
मिलता नहीं इससे बना. रहता नारीका शील.

તેમ ભાઈ, બાપ પુત્ર અથવા કોઈપણ રૂપવાળા પુરુષને જોઈ સ્ત્રી પીગળી જાય છે.'

એક વખતે કોઇએ પૂછયું:

હે સુજ્ઞ! હે કીર્તિસંપન્ન પાંડુદેવ! શ્રુત, કુળ અને પુરુષોની રક્ષા કોણ કરે છે? રાજા, વન અને સ્ત્રીની રક્ષા કરવાનો કયો ઉપાય છે? એના જવાબમાં કહેવામાં આવ્યું છે, રોજ શ્રમપૂર્વક અભ્યાસ કરવાથી શ્રુત જ્ઞાનની રક્ષા થાય છે. વડીલોની સાવચેતીથી કુળની રક્ષા થાય છે, ધર્મક્રિયાથી પુરુષનું રક્ષણ થાય છે. દાનથી રાજાઓની, ફૂલથી વનની રક્ષા થાય છે. પણ સ્ત્રીની રક્ષા કઇ રીતે થાય છે, તે કોઇ જ જાણતું નથી.

સ્પર્શેન્દ્રિયરૂપ મહાસર્પથી ઉન્મત્ત બનેલ સ્ત્રી, પોતાના પતિ, માતા, પિતા વગેરેને છેતરવા શું કરતી નથી? સ્પર્શેન્દ્રિયના વિષથી શું દેવકીનંદન કૃષ્ણે ગોપિકા વગેરે સ્ત્રીઓ સાથે ક્રીડા નથી કરી? કામદેવના બાણથી વિંધાયેલા મહાદેવે શું તપાસ્વનીનું સેવન નથી કર્યું? કામથી ભાન ભુલેલા બ્રહ્માએ પોતાની પુત્રી બ્રાહ્મી સાથે શું વિષયસેવન નથી કર્યું? શું પારાશર આદિ ઋષિઓ કામી નથી થયા? હે રાજન્, સ્ત્રીઓમાં કામ મોટા પ્રમાણમાં રહેલો છે. તો પછી તે એક પતિથી કેવી રીતે સંતોષ પામે?"

સ્ત્રીનો આહાર પુરુષ કરતા બમણો છે, લજ્જા ચાર ગણી છે, કાર્ય વ્યવસાય છ ગણો અને કામ આઠ ગણો છે."

કોચીની આ બધી વાતો સાંભળી, મહારાજા વિક્રમ કાંઈક શાંત થયા ને બોલ્યા, "જે સ્રી કામાવેશવાળી છે, તેને માટે શું થાય?

સંશયોનું કુંડાળુ, અવિનયનું ઘર, સાહસોનું નગર, અનેક કપટોનું સ્થાન, અવિશ્વાસનું ક્ષેત્ર, વિદ્વાનોથી પણ ન સમજાય તેવું માયાપૂર્ણ પાત્ર, અમૃતથી પૂર્ણ પણ ઝેર જેવી સ્રીરૂપી યંત્ર લોક ધર્મનો નાશ કરવા માટે કોણે સર્જ્યું હશે?"

આમ માયાપૂર્ણ સ્રી સંબંધમાં વિચાર કરતા કરતા, આનંદથી પૂર્ણ મનવાળા મહારાજ મહેલે આવ્યા.

સંસારના સ્વરૂપનો વિચાર કરતા મહારાજાએ બુદ્ધિસાગર મંત્રી અને રાણી મદનમંજરી એ બંનેને દેશપાર કર્યાં.

એક અનુભવી કવિએ ઠીક જ કહ્યું છે -

નારી તો ઝેરી છૂરી, મત લગાવો અંગ;
દશ શિર રાવણુ કે કટે, પરનારી કે સંગ.
નાગણીસે નારી બુરી, દોનું મુખસે ખાય;
જીવતા ખાવે કાલજા, મુવા નરક લે જાય.

卐

મહારાજા વિક્રમ રાજસભામાં બેઠા છે, ત્યાં એક પંડિત આવ્યો. મહારાજાએ તેને વાત કહેવા કહ્યું, પંડિતે કહ્યું : "મહારાજ! ક્યારેક બુદ્ધિમાનોથી સમુદ્ર પાર થઈ જવાય છે, પરંતુ સ્ત્રીચરિત્રનો પાર કોઇ જ પામતું નથી. પરદુઃખભંજન રાજા, સ્ત્રીચરિત્રની હું તમને એક વાત કહું.

શ્રીપુર નામનું એક ગામ હતું, ત્યાં છાહડ નામનો ખેડૂત રહેતો હતો. તેનું લગ્ન ધારાનગરીમાં રહેતા ધન નામના ખેડૂતની પુત્રી રમા સાથે થયું હતું.

એક દિવસે છાહડ રમાને તેડવા સુંદર વસ્ત્રો પહેરી સુંદર રથમાં બેસી ધારાનગરીમા ગયો. સાસુએ સારો સત્કાર કરી પોતાના પુત્રને જમાડે તેમ જમાઇને સારાં સારાં પકવાન, દાળ, ચોખા વગેરેથી પ્રેમથી જમાડયો. વસ્ત્રાભૂષણ આપ્યાં, પછી છાહડ રમાને લઈ પોતાને ગામ જવા તૈયાર થયો.

રમા પણ સારાં સારાં કપડાં પહેરી પોતાનાં સ્નેહી

સંબંધીઓને મળવા ગઇ. રસ્તામાં રમાને જેની સાથે સંબંધ હતો તે મળ્યો. તેણે રમાને કહ્યું, 'રમા, તું તો તારા પતિ સાથે સાસરે જાય છે. જતાં પહેલાં આપણે મળીએ તો......'

'પ્રિયતમ,' રમા બોલી. 'તમારી એ મનોકામના હું જરૂર જલદીથી પૂરી કરીશ. તમને મને મળવાની ઇચ્છા છે તો અમારા કરતા પહેલાં નીકળી એકાદ બે ગાઉ સુધી જઈ અમારે જવાના રસ્તે રોકાજો. ત્યાં તમે તબૂ તાણાવજો, રથ એક બાજુ રાખજો, તમે તંબૂમાં રહેજો અને તમારા એક મિત્રને સાથે રાખજો, તેને બહાર ઊભો રાખજો. છાહડ ત્યાં આવી પૂછે, 'તમે કેમ અહીં રોકાયા છો?' તો તેને તમારા મિત્રથી જવાબ અપાવજો 'મારી સ્ત્રીને રસ્તામાં એકાએક પ્રસૂતિની વેદના થાય છે, હું આ વખતે શું કરવું તે જાણતો નથી, તેથી અહીં રોકાયો છું.' કહી રમા ત્યાંથી સંબંધીઓને ત્યાં ગઇ. અને કેટલાક સમય પછી હસતે મોઢે ઘેર આવી.

છાહડે રમાને રથમાં બેસાડી. પછી તેણે પોતાનાં સાસુ સસરાને પ્રણામ કર્યા ને પોતાના ગામ તરફ જવા લાગ્યો. જતા જતાં તેની નજરે તબૂ પડયો, એટલે તે ત્યાં ગયો ને પૂછવા લાગ્યો, "અરે ભાઇ, આ જંગલમાં રથને છોડી કેમ ઊભા છો?'

પેલાએ જવાબ આપ્યો, "શું કહું ભાઈ, મારી



સ્રીને એકાએક પ્રસવવેદના ઉપડી છે. તેથી હું અહીં રોકાયો છું. સ્રી વિના સ્રીના દર્દને કોણ સમજી શાંત કરી શકે?'

(રમા તબૂમા જઈ રહી છે.)

આ સાભળી છાહડે રમાને કહ્યું, 'તું આ ભાઇની સ્રી પાસે જા, અને તેને શાતિ મળે તેવું કર.'

'પણ, રસ્તામાં રોકાવું તે આપણા માટે સારું નથી.' રમાએ કહ્યું, ત્યારે છાહડે કહ્યું, 'હે પ્રિયા! રસ્તામાં કોઇ દુઃખી સ્રીને છોડી ચાલ્યા જવું એ શું આપણાં માટે સારું છે?'

છાહડના આ શબ્દો સાભળી રમા રથમાથી ઊતરી તંબૂમાં ગઈ. ને પોતાના મનના માન્યા સાથે રંગભોગ રમી—તેની આશા પૂરી કરી, ઉતાવળે પોતાની કાચળી અવળી પહેરી પોતાના પતિની ડાબી બાજુએ રથમા આવી બેઠી.

તેની અવળી કાંચળી જોઈ છાહડે પુછ્યું, 'તારી કાંચળી અવળી કેમ છે? તારી સાડી ચૂંથાઇ કેમ ગઇ છે? અને તારું શરીર આવું કેમ થઇ ગયું છે?'

'મેં કાચળી બરાબર જોયા વિના પહેરી હતી.' રમાએ કહ્યું, 'ને સાડીમા સળ તો પહેલેથી જ પડેલા હતા.'

આ સાંભળી છાહડ બોલ્યો, 'આ આંખો કોની આંખો સાથે મળી? પેલી સ્ત્રીને બાળક આવ્યું?'

જવાબમાં રમાએ કહ્યું:

" છાહડ છઇલ્લા તે ભલા, જેહ નામિહિં છઇલ્લ,
રત્નિ સિઉ આવઈ, દિકરા ખેડિતઉ વઇલ્લ "

રમાના આ જવાબથી છાહડ રમાનાં દુષ્કર્મને સમજી ગયો. તેના પરનો વિશ્વાસ ઊઠી ગયો, ને તે પોતાના ગામમાં આવ્યો.

એ છાહડે કોઈ સિદ્ધ પુરુષ પાસેથી અમૃતકુપી મેળવી. તે જ્યારે ઘરથી બહાર જતો ત્યારે રમાને બાળીને રાખ કરતો, ને તેની પોટલી બાંધી બાજુએ મૂકી જતો. તે જ્યારે પાછો ઘેર આવતો ત્યારે અમૃત છાટી જીવતી કરતો, ને ઘરકામ કરાવતો. ×

એકવાર તેણે રમાને કહ્યું, 'હું ગયાતીર્થની યાત્રાએ જાઉં છું. ત્યાથી છ મહિને પાછો આવીશ, ત્યાંસુધી તું રાખ થઈ રહેજે.' કહી તેણે તેને બાળી નાખી, રાખોડી કરી પોટલીમા બાધી. અને અમૃતકુંપીને સાથે લઇ કોઈ ભયંકર વનમા ગયો. ને ત્યાં એક વિશાળ વડનાં પોલાણમાં રમાની રાખોડીની પોટલી અને અમૃત કુપી મૂકી, દિવાળીના તહેવારોમાં યાત્રા કરવા ગયો.

× જૈન મતાનુસાર આ વસ્તુ યોગ્ય નથી પરંતુ, મૂળ સંસ્કૃત ચરિત્રકારે આ વસ્તુ દંતકથા રૂપ જેવી સાંભળી તેવી રજૂ કરી છે: અમે પણ તેવી જ રીતે રજૂ કરી છે જૈન મતાનુસાર આ અયોગ્ય છે. વાચકગણ વિચારે. સંયોજક.

એ વડની છાયામાં બકરાં ચરાવવા રોજ એક ગોવાળ આવતો હતો. તે આવ્યો, તેણે રાખની પોટલી જોઇ, બહાર કાઢી ખોલવા માંડી. ખોલતાં તે પોટલીમાં રહેલી અમૃત-કુપીમાંથી એક



ઝાડના પોલાણમાં પોટલી મૂકે છે.

ટપકું પડ્યું. તે સાથે જ વસ્ત્રાભૂષણ સાથે સ્ત્રી તેની સામે ઊભેલી તેણે જોઈ. તેને જોતાં તે આશ્ચર્ય પામ્યો, ને ગભરાઇ નાસવા લાગ્યો. ત્યારે રમાએ કહ્યું, 'આમ આવો, ને મને આલિંગી તમારી સ્ત્રી બનાવો.'

આ સાભળી ગોવાળ પાછો આવ્યો, ને પૂછવા લાગ્યો, 'તું કોણ છે? તને કોણે રાખોડી કરી?' તેના જવાબમાં રમાએ કહ્યુ, 'મારા પતિએ મારી રાખોડી કરી અહીં મૂકી છે ને તે યાત્રા કરવા ગયા છે. છ મહિના પછી આવશે. તે આવે ત્યાંસુધી તમે મારા પતિની જેમ રહો.'



ગોવાળ ગભરાતો પાસે આવ્યો

ને તે ગોવાળ તેની સાથે આનંદથી રહેવા લાગ્યો. તેની પાસે તે ઘરનાં કામ કરાવતો.

સમય આગળ વધવા લાગ્યો, એક દહાડો રમાએ ગોવાળને પૂછ્યું, 'દિવાળીને ગયે કેટલા દહાડા થયા?'

દિવસની ગણત્રી કરી ગોવાળે કહ્યું, 'છ મહિનામાં એકાદ બે દાહાડા બાકી છે.' ત્યારે રમાએ કહ્યું, 'મારા પતિ હવે આવશે. તેથી મારી રાખોડી કરી ઝાડના પોલાણમાં પહેલાં હતી તેમ મૂકી દો. ને તમે તમારે રથાને ચાલ્યા જાવ.'

ગોવાળે રમાના કહેવા પ્રમાણે કર્યું ને તેના ચરિત્ર પર વિચાર કરતો તે જંગલમા થોડે દૂર ગયો. ને બકરાં ચરાવવા લાગ્યો. તેવામાં છાહડ ત્યા આવ્યો. રાખોડીની પોટલી કાઢીને અમૃતથી જીવતી કરી. તે વખતે રમાના કપડાંમાંથી બકરી વગેરેના શરીરમાથી નીકળતી ગંધ જેવા ગંધ આવી રહી હતી. તેથી છાહડને વિચાર આવ્યો, 'શું આને કોઈ ગોવાળીયો મળી ગયો હશે?' વિચારતા છાહડે ચોતરફ જોવા માંડ્યું, ત્યા તેની દૃષ્ટિએ ગોવાળ પડચો. તે તેની પાસે ગયો ને પૂછવા લાગ્યો, 'તમે અહીં ક્યાંથી આવ્યા છો?' જવાબમા ગોવાળે કહ્યુ, 'જંગલમાં ભટકતો ભટકતો અહીં આવ્યો છું. એક સ્ત્રીને મે અહીં જોઈ, તેણે તેના મનની વાત કહી ને મેં તે માની. કેટલાય દિવસ હું તેની સાથે રહ્યો પછી તેની રાખોડી કરી વડના પોલાણમાં મૂકી દીધી.'

ગોવાળના શબ્દે છાહડે પોતાની સ્ત્રીનું ચરિત્ર જાણ્યું.

ને તેને તિરસ્કારી ત્યારે રમાએ કહ્યુ, 'તમે જેમ તેમ કેમ બોલો છો? હું તો તમારે પગલે પગલે ચાલુ છું.' ત્યારે છાહડે કહ્યું, 'તારું મન તો કેટલાય પુરુષોમાં ભમે છે?' કહી છાહડ ત્યાથી ગયો ને કોઈ તાપસ પાસે જઈ દીક્ષા લીધી.

દીક્ષાનું પાલન કરતા આયુ પૂર્ણ થતાં તે સ્વર્ગમાં ગયો ને કુમાર્ગે જવાથી રમા દુઃખદાયક નરકમાં ગઈ."

પંડિતે કહેલી વાત સાભળી મહારાજા વિક્રમાદિત્યે રાજભંડારમાંથી એક ક્રોડ સોનામહોર તેને અપાવી. તે પછી એક દહાડો મહારાજા વિક્રમ રાજસભામાં બેઠા હતા ત્યાં એક બુદ્ધિમાન પુરુષ આવ્યો, ને કહેવા લાગ્યો, "લોહપુર નામનું નગર છે, ત્યાં બધા ધૂતારાઓ રહે છે. તેઓ ગમે તેવાને છેતરી જાય છે" આ સાંભળી મહારાજાએ તેને યોગ્ય દાન આપી વિદાય કર્યો ને પોતે ત્યા જવા વિચારવા લાગ્યા.

એક દિવસે મહારાજાએ પોતાના પ્રિય મિત્ર ભટ્ટમાત્રને પૂર્વ દિશામાં તે નગર તરફ પહેલા મોકલ્યો, ને પછી મહારાજા નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતા નીકળ્યા. કહેવાય છે, સિંહ ક્યારે પણ શુકન જોતો નથી તે તો લાખોનો સામનો એકલો જ કરે છે. જ્યા સાહસ છે, ત્યાં સિદ્ધિ છે.

મહારાજા ચાલતા ચાલતા એક જંગલમા આવ્યા. ત્યાં ઠંડા અને ગરમ પાણીના બે કુંડ જોઈ મહારાજા ત્યાં રોકાયા. એટલામા ત્યાં વાદરાઓનું ટોળું આવ્યું. તેમણે ઠંડા પાણીના કુંડમાં ઝંપલાવ્યું. તે સાથે જ તે માણસ થઈ ગયા



વાંદરાઓ કુંડમાં પડયા.

તે પછી આજુબાજુનાં ઝાડોના પોલાણમાં રાખેલાં કપડાં પહેર્યાં ને શ્રીજિનેશ્વરદેવના મંદિરમાં જઈ સુગંધીવાળા ફૂલોથી શ્રીજિનેશ્વરદેવની પૂજા કરી સુંદર સ્તોત્રોથી પ્રભુની સ્તુતિ કરી. શ્રી અર્હંત્ પ્રભુનું ધ્યાન ધરી નમસ્કાર કરી પાપનો નાશ કરી પુણ્ય મેળવ્યું.

જે કોઈ માનસહ ભગવાનને પુષ્પ ચઢાવે તે લાંબા સમય સુધી સુખ ભોગવે છે. તેવું કહેવાય છે.

વાદરા મંદિરમાંથી બહાર આવી ગરમ પાણીના કુંડમાં પડયા. એટલે તે હતા તેવા વાંદરો થઇ ગયા. ને શ્રી જિનેશ્વરને નમસ્કાર કરી ત્યાથી પોતાને સ્થાને ચાલ્યા ગયા. આ જોઈ મહારાજા નવાઈ પામ્યા. પછી તેમણે ઠંડા પાણીના કુંડમાં સ્નાન કરી શ્રી જિનેશ્વરદેવના મંદિરમાં જઇ સુંદર ફૂલોથી

શ્રદ્ધાપૂર્વક પૂજા કરી. ને સ્તુતિ વગેરે કરી આગળ વધ્યા. આગળ ચાલતાં તેમણે અંદર અંદર લઢતા પાંચ ચોરોને જોયા એટલે મહારાજાએ પૂછયું, "તમે અંદર અંદર કેમ લઢો છો? લઢવાથી ફાયદાને બદલે નુકશાન જ થશે."

ચોરોએ આ સાંભળી મહારાજા વિક્રમને કહ્યું, "આ જંગલમાં એક યોગીની પાસે ચાર આશ્ચર્યકારક વસ્તુઓ જોઇને અમારું મન લલચાયું. એ ચાર વસ્તુઓ: ખડીથી ચિતરેલો ઘોડો જે ક્ષણમા જીવતો થાય છ, અને લાકડી મારવાથી આકાશમાં હવાની જેવી ઊડે છે. તેને વેચવાથી એક લાખ સોનામહોર મળે તેમ છે. બીજી એક ખાટલી છે. તેને અડકતાં જ દિવ્ય પ્રભાવથી આકાશમાં ઊડે છે. ત્રીજી એક ગોદડી છે. તેને ખંખેરવાથી પાંચસો સોનામહોરો નીકળે છે. ને ચોથી છે એક થાળી. તે પોતાની આગળ મુકવાથી મનગમતું ભોજન મળે છે. તે અમે યોગીની પાસેથી મારીને લઇ લીધી. વસ્તુઓ ચાર છે ને અમે પાંચ છીએ. તેથી અંદર અંદર લઢીએ છીએ."

રાજાએ તેમની વાત સાંભળી કહ્યું, "તમે તે વસ્તુઓ મને આપો. હું વિચાર કરી તમને ભાગ પાડી આપીશ."

ચોરોએ એ ચાર વસ્તુઓ મહારાજાને આપી, તે લઈ મહારાજાએ કહ્યું, "તમે યોગીને માર્યો છે, તેનું ફળ તમને મળશે." કહેતા વિક્રમ ખાટલી પર બેઠા ને આકાશમાર્ગે ગમન કરતાં સ્વર્ગપુરી સમાન લોહપુર નગરમાં આવ્યા. ને એક વેપારીને વિક્રમે મિત્ર બનાવ્યો. તેને ખાટલી અને થાળી

આપી નગર જોવા ગયા. એ નગરમાં કામલતા નામની વેશ્યા હતી. જે કોઈ એક લાખ રૂપિયા તેને આપે તે એક રાત તેની સાથે રહી શકે. રાજાએ ખડીથી ચિત્રેલા ઘોડાને જીવતો કરી બજારમા વેચી તેના પૈસા આવ્યા હતા તે વેશ્યાને આપી રાત રહ્યા.

સવાર થતાં પેલી ગોદડીમાથી પાંચસો મ્હોરો મેળવીને સુંદર વસ્ત્રો ધારણ કરી ગરીબોને યોગ્ય દાન આપ્યું. વેશ્યાની માએ આ બધું ગુપ્ત રીતે જાણ્યું, ને તે વસ્તુઓ પડાવી લેવા વિચાર્યું. ને લઈ પણ લીધી. તેથી વિક્રમ પાસે પૈસો ન રહ્યો. એટલે તેમને ઘરમાંથી કાઢી મૂકવામાં આવ્યા.

મહારાજા શોક કરતા બોલ્યા, " શાસ્ત્રમાં વેશ્યાનું જેવું વર્ણન કર્યું છે તેવી જ વેસ્યા–કપટવાળી છે તેનો મને અનુભવ થયો."

મહારાજા આમ શોક કરી રહ્યા છે તેવામાં ભટ્ટમાત્ર ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો, મહારાજા વિક્રમને મળ્યો. મહારાજાએ તેને કુંડ, ચોરો તેમજ વેશ્યાની વાત કરી. તે પછી બંને જણાએ કાંઈક નિર્ણય કર્યો ને વનમાં ગયા. ને પેલા કુંડોમાંથી પાણી લઈ નગરમાં બંને જણા આવ્યા.

મહારાજા પેલી વેશ્યાને ત્યાં ગયા, તે વખતે કામલતા સ્નાન કરી રહી હતી. મહારાજાએ ગુપ્ત રીતે કુંડમાંનું ગરમ પાણી તેના પર નાંખ્યું. તે સાથે જ કામલતા વાંદરી થઈ ગઈ. મહારાજા અન્ય સ્થાને ચાલ્યા ગયા.



ભટ્ટમાત્ર અને મહારાજા વિક્રમ

કામલતાને વાંદરી થયેલી જોઇ તેની મા છાતીમાથું કૂટવા લાગી, રડવા લાગી; ને ત્યા હાજર રહેલા લોકોને રડાવવા લાગી, પછી વૈદ્ય, જોષી, મંત્રતંત્ર, જાણુનારાઓને બોલાવી વાંદરી થયેલી પોતાની દીકરીને ફરીથી માણસ બનાવવા ધન ખરચવા લાગી. ત્યારે ભટ્ટમાત્રે મહારાજા વિક્રમને યોગીના વેશ પહેરાવી જંગલમાં મોકલી દીધા, ને પોતે વેશ્યાને ત્યાં ગયો. વેશ્યા તેને જોતાં જ મનમાં બોલવા લાગી, 'આ કોઈ મંત્રતંત્રનો જાણનાર છે.' બોલતી તે ભટ્ટમાત્રને કહેવા લાગી, "આ મારી દીકરી વાંદરી થઈ ગઇ છે તેથી હું આત્મહત્યા કરવા વિચારું છું. જો તેને ફરીથી કોઇ હતી તેવી બનાવશે તો મોં માગ્યું આપીશ.'

"મેં જંગલમાં એક યોગી જોયા છે." ભટ્ટમાત્રે કહ્યું,

"તેઓ બધી વિદ્યાઓ જાણે છે." આ સાંભળી તે બોલી, "મને તે યોગી દેખાડો. હું તેમને ખૂબ ધન આપીશ."

ભટ્ટમાત્ર વેશ્યાને આશ્વાસન આપતો જંગલમાં લઇ ગયો. ને આસન પર બેઠેલા યોગીને બતાવ્યા. વેશ્યાએ ધ્યાનમાં બેઠેલા યોગીને પ્રણામ કર્યા ને કહ્યું, "હે પરોપકારી, દયાના-સાગર, જગતવંદ્ય યોગીરાજ, મારા પર પ્રસન્ન થાવ અને મારી દીકરીને હતી તેવી બનાવો. તમે જે માંગશો તે હું આપીશ, આ કામ કરવાથી તમને બહુ પુણ્ય થશે."

થોડીવાર સમાધિનું નાટક કરી માથું ધુણાવી યોગીએ કહ્યું, "તમે એક પરદેશીને ઠગ્યો છે. તેના પાપથી તમારી દીકરી વાંદરી થઈ ગઇ છે. કરેલું પાપ આ ભવમાં ભોગવવું પડે છે. તમે પરદેશીની ખાટલી અને ગોદડી લઇ લીધી છે તે લાવી મારા પગ પાસે મૂકો. તો હું મંત્રથી તમારી દીકરીને હતી તેવી બનાવીશ. આ મારું કહ્યું નહિ કરો તો તમારી દીકરી મરી જશે."

યોગીના શબ્દો સાભળી વેશ્યા ગભરાઈ, ડરીને ઉતાવળે જઇ ખાટલી, ગોદડી લાવી યોગી આગળ મૂકી બોલી, "હવે મારી દીકરીને સારી કરો."

યોગીએ ઠંડા પાણીના કુંડના પાણીથી તેને નવડાવી તેથી કામલતા મૂળ સ્વરૂપમા આવી ગઈ. એટલે યોગીએ કહ્યું, "હવે ક્યારે પણ પરદેશીને ઠગશો નહિ." કહી ભટ્ટમાત્રની સાથે મહારાજા વિક્રમ અવંતિ તરફ ચાલ્યા. રસ્તામાં લોકો પર અનેક પ્રકારના ઉપકાર કરતા પોતાની પાસેની ચારે વસ્તુઓ દાનમા આપી દીધી ને પોતાની નગરીમા આવ્યા.

## પ્રકરણ સત્તાવનમું ... ... ... સ્વામીભક્ત સેવક

એક દિવસે વિક્રમાદિત્ય મંદિરપુર નગરમાં ગયા, ત્યાં કુબેર નામના શેઠનો પુત્ર મરણ પામ્યો હતો; તેને સ્મશાનમાં લઇ જઈ ચિતા પર મૂકવામાં આવ્યો ને અગ્નિ સળગાવ્યો, તે સાથે જ દિવ્ય પ્રભાવથી તે મૃતક શેઠને ઘેર પહોંચી ગયું. બીજે દિવસે ફરીથી ચિતા પર ચઢાવ્યું. ફરીથી પાછું તે શેઠને ઘેર પહોચી ગયું. આઠ દિવસ સુધી આ પ્રમાણે થયું. આથી ગભરાઇ–ડરી શેઠ રાજા પાસે ગયો ને નગરના શુભ માટે બધું કહ્યું.

રાજાએ આ મડદા સંબધમાં જોષીને પૂછ્યું: રાજા અને શેઠને નગરમા કોઈ આફત આવશે તેવો વિચાર આવ્યો, એટલે રાજાએ નગરમાં ઢંઢેરો પિટાવ્યો, 'જે કોઈ આ મડદાને બાળશે તેને ક્રોડ દ્રવ્ય આપવામા આવશે ને તેનું સન્માન કરવામાં આવશે.'

મંદિરપુરમાં મહારાજા વિક્રમ જે સાધારણ વેશમાં ગયા હતા તેમને આ સાંભળ્યું ને તે રાજા પાસે ગયા. બધી વાત સાંભળી, શબને લઈ તે રાતના પહેલા પહોરે સ્મશાનમાં ગયા.



આ સાંભળી મહારાજાએ પૂછ્યું, "તે રાક્ષસ ક્યાં છે?" જવાબમાં તે સ્ત્રીએ આંગળીથી વનમાં દૂર રહેલા રાક્ષસને બતાવ્યો, તે સ્ત્રીની રક્ષા કરવા મહારાજા રાક્ષસ પાસે ગયા. યુદ્ધ કર્યું ને તેને મારી નાખ્યો ને સ્ત્રીની રક્ષા કરી.

મહારાજા સ્ત્રીને પૂછી રહ્યા છે.

રાતના ચોથા પહોરે મહારાજાએ પેલા મડદાને કહ્યું, "હે મડદા, બેઠું થા ને મારી સાથે જુગાર રમ." ત્યારે મડદાએ કહ્યુ, "જો તમે હારશો તો હું ડોક મરડી નાંખીશ." ત્યારે મહારાજાએ તેને કહ્યું, "જો તું હારીશ તો તારે ઘાસની માફક ચિતામાં બળવું પડશે."

આમ શરત કરી, બંને જુગાર રમવા લાગ્યા. તેમાં મડદુ હાર્યું. એટલે મહારાજાએ તેને બાળી નાખ્યું. તે બળી ગયું, પછી મહારાજાએ નગરમા જઈ એ મડદા સંબંધમાં બધી વાત કહી. એ સાંભળી નગરનો રાજા બહુ ખુશ થયો ને કુબેર શેઠ પાસેથી ધન લઈ મહારાજાને આપ્યું, ને વિક્રમ મહારાજાએ રાજા કર્ણની જેમ બધું ધન ગરીબોને વહેંચી આપ્યું. પછી મહારાજા પૃથ્વી પ્રદક્ષિણા કરતા કરતા સ્ત્રીરાજ્યમાં

જઈ પહોંચ્યા. ત્યાં સુંદર પદ્મણી–શંખિણી જાતની સ્ત્રીઓ હતી. તે હાવભાવથી પુરુષોને આકર્ષતી હતી. મહારાજા વિક્રમને સૌંદર્યસંપન્ન જોઈ તેમની પાસે આવી ભોગવિલાસ માટે પ્રાર્થના કરવા લાગી. ત્યારે મહારાજાએ કહ્યું, 'હું ક્યારે પણ પરસ્ત્રીની ઇચ્છા કરતો નથી. કહ્યુ છે, "સજ્જન પુરુષ અયોગ્ય કાર્ય કરવા માટે આળસુ હોય છે, પ્રાણીવધ કરવા માટે પાંગળો હોય છે, નિંદા સાંભળવામાં બહેરો હોય છે, અને પરસ્ત્રી જોવામાં જન્માંધ હોય છે.'

વિક્રમાદિત્યને સદાચારી જાણી તેમણે ચૌદ રત્નો ભેટ કર્યાં. એ રત્નોના જુદા જુદા ગુણો હતા. પહેલા રત્નથી અગ્નિ ઉત્પન્ન થઇ થાભલો થતો હતો. બીજાથી ધન મળતું હતું. ત્રીજાથી પાણી, ચોથાથી વાહન, પાંચમાંથી શરીર પર કોઇપણ શસ્ત્રાસ્ત્રનો ઘા થતો ન હતો, છઠ્ઠાથી સ્ત્રી, મનુષ્ય, રાજા વશ થતો હતો. સાતમાથી સુંદર રસોઈ મળતી હતી. આઠમાથી કુટુંબ અને ધનધાન્યની વૃદ્ધિ થતી હતી. નવમાથી સમુદ્ર પાર કરી શકાતો હતો. દસમાથી વિદ્યાની પ્રાપ્તિ થતી હતી અગિયારમાથી ભૂત–પ્રેત ડરાવી–છેતરી શકતા ન હતા. બારમાથી સાપ કરડી શકતો ન હતો. તેરમા રત્નથી ડેરા–તંબૂ સૈન્ય બની જતું હતું અને ચૌદમાં રત્નથી આકાશગમન કરાતું. મહારાજા આ રત્નો લઇ પોતાના નગર તરફ જઈ રહ્યા હતા, રસ્તામા એ ચૌદે રત્નો યાચકોને આપી દીધા.

મહારાજા વિક્રમાદિત્ય પોતે જ મેળવેલા ધનને સાતે

મધ્યરાત્રે કોઈ એક સ્ત્રીને તેમણે રડતી જોઇ. મહારાજાએ તેને રડવાનું કારણ પૂછ્યું. તે સ્ત્રીએ કહ્યું, "રાજાના માણસોએ કાંઇ પણ વાંક વગર મારા પતિને શૂળીએ ચઢાવ્યો છે તે હજી જીવે છે, હું તેમને માટે ખાવાનું લાવી છું, પણ તે બહુ ઊંચે હોવાથી મારાથી ત્યા પહોચાતું નથી; તેથી હું રડી રહી છું."

તે સ્ત્રીની વાત સાંભળી વિક્રમે તેને પોતાના ખભા પર ચઢાવી ખાવા આપવાનું કહ્યું. જે ખાઈ તે મરનાર સ્વર્ગે જાય. તે સ્ત્રી રાજાના ખભા પર ચઢી ઊભી થઈ, અને છરીથી પોતાના પતિના શરીરમાથી માસ કાપી ખાવા લાગી, તેમ કરવાથી મહારાજા વિક્રમના શરીર પર લોહીના છાંટા પડવા લાગ્યા, મહારાજા તેને પાણીના છાંટા સમજ્યા અને વિચારવા લાગ્યા, 'હમણાં વરસાદ ક્યાંથી પડયો?'



રાજાએ સ્ત્રીને ખભા
ઉપર ચડાવી

પરંતુ પળ પછી મહારાજા બધું સમજી ગયા. ખભા પર ચઢેલી સ્ત્રી ડાકણ છે તે જાણી હોકારો કર્યો. એ સાંભળી ડાકણ ગભરાઈ. રાજાને છેતરી નહિ શકાય સમજી અદૃશ્ય થઇ ગઇ.

રાતના બીજા પ્રહરે મહારાજા ત્યાંથી થોડે દૂર જંગલમાં ગયા. મડદાને પાસે રાખી સૂઇ ગયા. તેટલામા ત્યાં રાક્ષસ આવ્યો ને તે મડદા તેમ જ વિક્રમને ઉપાડી બીજા જંગલમાં લઈ ગયો. ત્યાં સળગતા દેવતા પર કઢાઇ મૂકવામાં આવી હતી. તેમા કેટલાય રાક્ષસો દૂર દૂરથી માણસોને લાવી નાખતા હતા. તેઓ મહારાજા વિક્રમને કઢાઇમાં નાખવા તૈયાર થયા, એટલે મહારાજા એકદમ ઊભા થઈ ગયા ને મારવા લાગ્યા. મહારાજાએ લાકડી અને મુઠ્ઠીઓથી રાક્ષસોને ખૂબ માર્યા જેથી બિચારા તેમની પાસે આવી કહેવા લાગ્યા, “અમે તમારા દાસ છીએ.” એટલે મહારાજાએ તેમને જીવ દયામય અહિંસા ધર્મ સમજાવ્યો, તેમને અહિંસક બનાવ્યા.


મહારાજા રાક્ષસોને મારવા લાગ્યા

રાતના ત્રીજા પહોરે મહારાજા એક વાવડી પાસે ગયા ને ત્યા બેઠા. એટલામા કોઈ સ્ત્રીનો રડવાનો અવાજ તેમના કાને પડયો. રડવાનો અવાજ સાભળી મહારાજા ત્યાં ગયા ને રડવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલી, “હું રાજા ભીમની સ્ત્રી છું, મારું નામ મનોરમા છે. મારું શિયળ ભ્રષ્ટ કરવા એક રાક્ષસ મને અહી લઇ આવ્યો છે. આજ મને જગતમાં કોઇ પરોપકારી પુરુષ દેખાતો નથી. જો તેવો પુરુષ હોય તો મને આ દુષ્ટના પંજામાંથી છોડાવે.”

ક્ષેત્રોમાં વાપરી માનવજન્મ સફળ કરી રહ્યા હતા, તે વખતે તેમની પાસે શતમતિ, સહસ્રમતિ, લક્ષમતિ અને કોટિમતિ નામના ચાર અંગરક્ષકો હતા. આ ચાર અંગરક્ષકો મહારાજા જ્યારે સૂતા હોય ત્યારે એક એક પ્રહર વારાફરતી ચોકી કરતા.

એક દહાડો જ્યારે મહારાજા સૂતા હતા, ત્યારે મહારાજાએ દૂરથી કોઇ સ્રીનો દયા ઉપજાવે તેવો રડવાનો અવાજ સાભળ્યો, ત્યારે શતમતિને કહ્યું, "તમે જાવ અને તે સ્રીને રડવાનું કારણ પૂછો." ત્યારે શતમતિ બોલ્યો, "હે રાજન્, તમને હમણાં ઊંઘ આવશે, તમારા કેટલાય શત્રુ છે તેથી તમને છોડી મારો જવાનો વિચાર નથી. કહ્યું છે, 'જેના પર ઘણાનો આધાર હોય તેની સારી રીતે સંભાળ લેવી."

આ સાંભળી મહારાજા બોલ્યા, "તુ આવીશ ત્યાં સુધી હું જાગતો જ રહીશ. મારી આજ્ઞાનો અમલ કર, જા અને જલદી પાછો આવ."

શતમતિના ગયા પછી મહારાજાએ પાન ખાધુ અને પોતાની પત્ની પાસે ગયા, અને થોડીવારમાં રાણીની શય્યા પાસેની શય્યામાં ઊંઘી ગયા.

મહારાજાની આજ્ઞાથી તે નગર બહાર રડતી સ્રી પાસે શતમતિ પહોંચ્યો ને રડવાનું કારણ પૂછવા લાગ્યો, ત્યારે તે સ્રીએ કહ્યું, "હું અવંતી નગરીના રાજાની રાજ્યલક્ષ્મીની અધિષ્ઠાયિકા દેવી છું, હું રાજા પર આવતાં સંકટોને દૂર

કરું છું. આજે રાજા જ્યાં સૂઇ રહ્યા છે તે મકાનની છત પરથી એક ભંયકર કાળો સાપ આવશે અને આ પ્રહરના અંતમાં તેમને કરડશે, મારાથી આ સંકટ દૂર થઈ શકે તેમ નથી. તેથી હે વીર પુરુષ ! હું 'વીર, વીર' કહીને રડું છું."
ત્યારે શતમતિએ કહ્યું, "હે દેવી, તમે શાંત થઈ જાવ, હું એ કાર્ય સારી રીતે પૂરું કરીશ." કહી શતમતિ પાછો મહેલે આવ્યો. મહારાજાને રાણીવાસમાં જઇ સૂતેલા જોઇ તે મનમાં વિચારવા લાગ્યો, "મહારાજાને જગાડવાનો અથવા તેમની પાસે જવાનો આ યોગ્ય અવસર નથી, હમણાં પ્રહર પૂરો થશે, અને દેવીના કહેવા પ્રમાણે સાપ જરૂર આવશે, તેમાં શંકા નથી."

થોડી વાર થઇ. જ્યાં મહારાજા સૂતા હતા ત્યાં છત પરથી સાપ ઉતરવા લાગ્યો. સાપને જોતા જ શતમતિ તેને મારવા તૈયાર થયો. અને તેની તલવારથી બે ત્રણ ટુકડા કરી નાંખ્યા ને એક વાસણમાં ભરી લીધા, પણ તે સાપના મુખમાંથી ઝેરના કેટલાક બિંદુ સૂતેલી રાણીની છાતી પર પડયા, તે બિંદુઓને વિઘ્નરૂપ જાણી તે લૂછવા શતમતિ રાણી પાસે ગયો ને લૂછવા લાગ્યો. તે વખતે મહારાજા

મહારાજાને કરડવા સાપ આવ્યો.

એકાએક જાગી ઊઠયા ને શતમતિનો હાથ રાણીની છાતી પર દેખ્યો. શતમતિના આ કાર્યને અયોગ્ય માનીને મહારાજા તેના પર ગુસ્સે થયા, અને વિચારવા લાગ્યા, 'હું તેને મારી નાંખું,' ફરી વિચાર્યું, 'હું મારી જાતે કેવી રીતે મારૂં ?' હું બીજા સેવકના હાથે તેનો નાશ કરાવીશ."

મનમાં આમ વિચારતા મહારાજાએ પોતાના મનનો ભાવ શતમતિને જાણુવા ન દીધો. ને સમય થતાં જવાની રજા આપી. શતમતિ રાજાનું સંકટ દૂર થવાના કારણે પોતાને ત્યાં જઈ ગાનારાઓને બોલાવી અને મહારાજાની શાંતિ માટે દાન દેવા લાગ્યો અને નાટય મહોત્સવ ઉજવવા લાગ્યો.

બીજા પ્રહરે પોતાની રાણીને વિદાય કરી સહસ્રમતિને બોલાવ્યો ને કહ્યું, "તમે જાવ અને શતમતિને મારી નાંખો." આ સાંભળી સહસ્રમતિ બોલ્યો, "મહારાજ, હમણાં તમને ઊંઘ આવશે. પહેલાના કેટલાય અપરાધી તમારા દુશ્મન છે તેથી મારું અહીંથી જવું ઠીક નથી.' આ સાંભળી મહારાજાએ કહ્યું, "હું સારી રીતે જાગીશ. માટે તમે જલદી જઈ મેં કહ્યું તેમ કરો."

મહારાજાની આજ્ઞાથી સહસ્રમતિ શતમતિને ત્યાં વિચાર કરતો કરતો ગયો, તે વખતે શતમતિ નાટક કરાવી રહ્યો હતો. શતમતિને હર્ષિત જોઈ તેમ તેને દાન કરતો જોઇ તે અપરાધી લાગ્યો નહિ; કારણ કે બીજાની વિપત્તિના સમયે સજ્જન પુરુષ વધારે સૌજન્ય ધારણ કરે છે. જેમ ઉનાળામાં વસંત ઋતુમાં વૃક્ષોની છાયા ઘણી શાંતિદાયક હોય છે. ખરાબ

કામ કરનારા, બીજાની સ્ત્રી સાથે પ્રેમ કરનારા અને ચોરનું તેમજ દુર્જન પુરુષનું મોં ક્યારે પણ પ્રસન્ન રહેતું નથી. કેમકે આ લોકોનું મન ભયવાળું હોય છે.

શતમતિએ સહસ્રમતિને આવતો જોઈ પૂછ્યું, "હે મિત્ર! તું અત્યારે મહારાજાને એકલા છોડી શા માટે આવ્યો? મહારાજાના અનેક દુશ્મનો છે. આજ મહારાજ પર સાચે જ બહુ જ ભયંકર સંકટ આવ્યું હતું, પણ લોકોનાં અને આપણાં સદ્‌ભાગ્યે તે દૂર થયું, તમે હવે ઉતાવળે પાછા જાવ. તમારી ચોકીનો સમય ચાલ્યો જાય છે ધીરવીર પુરુષો સ્વીકારેલાં કાર્યને સારી રીતે પૂર્ણ કરે છે."

શતમતિના મોઢાનો આકાર, કામ અને વાતચિતથી તેને નિર્દોષ માની સહસ્રમતિ કહેવા લાગ્યો, "તમારે ત્યાં નૃત્યાદિનો ઉત્સવ થતો જોઈ અહીં આવ્યો હતો." આ સાંભળી શતમતિએ તેને પાન આપી સન્માન કર્યું એટલે સહસ્રમતિ પાછો ગયો. મહારાજાએ તેને જોઈ પૂછ્યું "મેં કહ્યું'તું તેમ કર્યું? તું પણ મારે માટે શતમતિ જેવો જ નીકળ્યો."

રાજાના શબ્દો સાંભળી તેમને શાત કરવા સહસ્રમતિએ કહ્યું, "મહારાજ, વગર વિચારે કોઇ કામ કરવું નહિ, વગર વિચારે કામ કરતાં બ્રાહ્મણીની જેમ પશ્ચાત્તાપ કરવાનો સમય આવે." કહેતા સહસ્રમતિએ બ્રાહ્મણી અને નોળિયાની વાત કહેવા માંડી. "શ્રીપુર નામના એક નગરમાં કૃષ્ણ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે બ્રાહ્મણના ઘર પાસે એક નોળિયાનો

જન્મ થયો. બ્રાહ્મણી તે નોળિયાને પોતાના પુત્રની જેમ પાળતી હતી. કેટલાક વખત પછી તે બ્રાહ્મણીએ સુંદર પુત્રનો જન્મ આપ્યો તેનું નામ ચંદ્ર રાખવામાં આવ્યું.

એક દહાડો બ્રાહ્મણી પાણી ભરવા ગઈ. જતી વખતે નોળિયાના બચ્ચાને પોતાના પુત્રની રક્ષા કરવા કહેતી ગઈ. બ્રાહ્મણીના ગયા પછી ત્યાં કાળો સાપ નીકળ્યો. તે સાપ સાથે નોળિયાએ યુદ્ધ કરી મારી ક્રોધથી નાંખ્યો અને સાપના લોહીથી રંગાયેલા મોઢા સાથે બ્રાહ્મણીને સમાચાર આપવા દરવાજે ગયો. બ્રાહ્મણી પાણી ભરી આવી. નોળિયાનું લોહીવાળું મોઢું જોઈ 'આણે મારા બાળકને મારી નાંખ્યો' માની નોળિયાને ક્રોધથી મારી નાંખ્યો, ને તે ઘરમાં ગઈ તો બાળકને રમતો જોયો. સાપ મરેલો જોયો. ને બધું સમજી ને મનમાં પશ્ચાત્તાપ કરવા લાગી. માટે હે સ્વામી! પૂરેપૂરો વિચાર કર્યા સિવાય કોઈ કામ કરવું નહિ. માટે ધીરજ ધરો." આ સાંભળી મહારાજાએ મનમાં વિચાર્યું, "આ મારી આજ્ઞાનું પાલન કર્યા વિના જ આવ્યો છે. તેથી આ પણ શતમતિ જેવો જ છે."

બીજો પ્રહર પૂરો થતાં મહારાજાએ તેને વિદાય કર્યો. લક્ષમતિ જ્યારે ચોકી કરવા આવ્યો ત્યારે તેને બોલાવી શતમતિને મારી નાંખવા કહ્યું, મહારાજાની આજ્ઞા સાંભળી લક્ષમતિ બોલ્યો, "હે રાજન્! તમને કદાચ ઊંઘ આવી જાય. વળી તમારા પહેલાના કેટલાક શત્રુઓ છે. માટે મારું મન અહીંથી જવા ના પાડે છે."

"હું જાગીશ." રાજાએ કહ્યું, "તમે મારી આજ્ઞાનો

અમલ કરો. પાછા જલદી આવો. જાગતા માણસને ક્યારે પણ ભય હોતો નથી.”

મહારાજાના શબ્દો સાંભળી લક્ષમતિને વિચાર આવ્યો. ‘મહારાજાને જરૂર કાંઈ ભ્રમ થયો છે, શંકા થઈ છે. નહિ તો આવું ન બોલે.’ વિચારતો તે બોલ્યો, “હું થોડી જ વારમાં આજ્ઞાનો અમલ કરીશ. પણ તે પહેલાં એક વાત કહું તે સાંભળો. “લક્ષ્મીપુર નામના નગરમાં ભીમ નામનો શેઠ હતો. તેને રૂપ, લાવણ્ય, સૌભાગ્ય અને વિનય વગેરે ગુણોવાળો સુંદર નામનો પુત્ર હતો. મોટો થતાં તેણે તે પુત્રને ગુરુ પાસે ભણાવ્યો અને તે ધર્મ, કર્મ આદિ અનેક કળાઓમાં નિપુણ થયો. આ સુંદર માતપિતાની ઇચ્છા પ્રમાણે વર્તતો. હંમેશાં દેવ–ગુરુના ચરણોની સેવા કરતો.

જે પુત્ર માતપિતાના કહેવા પ્રમાણે ચાલે, તેમને ખુશ રાખે તે કીર્તિ, પ્રતિષ્ઠા અને લક્ષ્મી મેળવે છે. એક ચંદન-વૃક્ષથી આખું જંગલ સુગંધિત થાય છે તેમ ગુણવાન પુત્રથી ચોદિશ પિતાને યશ ફેલાય છે.

એકવાર સુંદર પિતાની આજ્ઞા લઇ બહુ માલ લઇ, વહાણ ભરી સમુદ્રમાર્ગે વેપાર કરવા ગયો. પવન અનુકૂળ હોવાથી તેનું વહાણ રત્નદ્વીપના રમાપુર નામના શહેરની પાસે જઈ પહોંચ્યું. ત્યાં વેપાર કરી બહુ ધન મેળવ્યું.

ધન નામનો શેઠ પહેલેથી ત્યાં આવ્યો હતો. તેને પણ બહુ ધન મેળવ્યું હતું. તે ધન શેઠ લક્ષ્મીપુર જવા

તૈયાર થયો હતો, તેને પોતાના જ નગરમાં જતો જોઈ સુંદરે કહ્યું, 'આ ક્રોડ રૂપિયાના મલ્યનો મણિ નગરમાં જતાં જ મારા બાપાજીને આપજો. મારી પાસે ઘણો માલ હોવાથી વેચતાં-લેતાં વખત લાગશે.' કહી ધન શેઠને સુંદરે મણિ આપ્યો. ધન શેઠ પોતાને નગર પહોંચ્યો. પછી ભીમ શેઠને મળ્યો, સુંદરના ખુશ ખબર કહ્યા, પણ લોભને વશ થઇ પેલો મણિ આપ્યો નહિ.

કેટલાક દિવસો પછી બહુ ધન પેદા કરી સુંદર પોતાના નગરે આવ્યો. વહાણમાંથી ધીરે ધીરે માલ ઉતાર્યો, ઘેર પહોંચાડયો. પછી ધન શેઠની સાથે મોકલેલા મણિ સંબધમાં પૂછ્યું. ભીમ શેઠે 'ધને કાંઇ જ આપ્યું નથી' કહ્યું. આ સાંભળી સુંદરે ધન શેઠને ત્યાં જઇ ક્રોડ રૂપિયાના મૂલ્યના મણિ માટે પૂછ્યું ત્યારે ધન શેઠે કહ્યું, 'મેં તો તમારા બાપાજીને તે મણિ આપી દીધો છે.'

'કોઈની હાજરીમાં આપ્યો છે?' સુંદરે પૂછ્યું.

'હા હા. શ્રીધર બ્રાહ્મણ એ વાત જાણે છે. તમારા બાપુજી ગમે તે કારણે મણિ નથી મળ્યો તેમ કહેતા હશે.'

સુંદર ધન શેઠનો જવાબ સાંભળી ગયો. એટલે ધને શ્રીધર બ્રાહ્મણને પોતાને ત્યાં બોલાવ્યો અને દસ સોનામહોર આપી કહ્યું, 'સુંદરે મને એક કિંમતી મણિ તેના બાપને આપવા આપ્યો હતો. મેં તે મણિ મારી પાસે જૂઠું બોલી રાખ્યો છે. તું મારો સાક્ષી થઇ રાજા આગળ કહેજે,

મારી હાજરીમાં જ મણિ ભીમશેઠને ધન શેઠે આપ્યો છે. તને સોનામહોરો આપીશ અને આપણી દોસ્તી કાયમ રહેશે.'

શ્રીધરે સાક્ષી પૂરવા કહ્યું ને ધન શેઠ રાજી રાજી થઇ ગયો.

શ્રીધરના ગયા પછી ધન શેઠના બાપે તેને કહ્યું, 'દીકરા, આવું કરવું સારું નહિ. પારકું ધન લઈ લેતાં આ લોક તેમ જ પરલોકમાં દુઃખ થાય છે. અરે, રસ્તામાં પડેલું ધન, ખોવાયલું, અનામત મૂકેલું ધન બુદ્ધિમાન પુરુષે કયારે પણ લેવું નહિ. અને જે કોઈ તે લે તેને માટે આ લોક, પરલોક, ધર્મ, ધૈર્ય, ધૃતિ અને બુદ્ધિ નાશ પામે છે. અને તે બીજા ભવમાં પણ મળતાં નથી.'

બાપના શબ્દોની અવગણના કરી ધન શેઠ શ્રીધર બ્રાહ્મણને બોલાવી સુંદર સાથે રાજા પાસે ગયો. મહારાજા સામે ઊભા રહી સુંદરે કહ્યું, ' આ શેઠને ક્રોડ રૂપિયાના મૂલ્યનું રત્ન મારા બાપુને આપવા મેં રમાપુરમાં આપ્યું હતું. પણ દુષ્ટબુદ્ધિને લઇ તે રત્ન મારા બાપુજીને તેણે આપ્યું નહિ'

સુંદરની ફરિયાદ સાભળી રાજાએ બુદ્ધિના સાગરસમા મંત્રી મતિસાગરને બોલાવી કહ્યું, 'આ લોકોનો ઝઘડો તમારી બુદ્ધિથી પતાવો. કહ્યું છે બુદ્ધિ વિના વ્યક્તિને પ્રતિષ્ઠા મળતી નથી. ગુદ્ધિહિન ત્રણ પંડિત સિંહને સારો કરતાં પોતે જ મરી ગયા તેમ મરી જાય છે.

**ચાર પંડિતની કથા**

રમાપુર નામના નગરથી ચાર પંડિતો વિદેશ જવા

નીકળ્યા. રસ્તામાં વાદવિવાદ થયો. ત્રણ પંડિત કહેવા લાગ્યા. 'બુદ્ધિથી વિદ્યા વધી જાય તેમાં શંકા છે જ નહિ, વિદ્યાવાળો બધે માન પામે છે. રાજા તો પોતાના નગરમા જ માન પામે છે.' ત્યારે ચોથો બોલ્યો, 'વિદ્યાથી બુદ્ધિ ચઢી જાય છે. બુદ્ધિવાળાથી રાજા પણ કેદ–વશ થાય છે. એક સસલાએ સિંહને પોતાની બુદ્ધિથી કૂવામા નાખ્યો હતો તેની ખબર છે?

મંદરાચલ પર્વત પર એક સિંહ રહેતો હતો. તે રોજ અનેક પશુઓનો નાશ કરતો, એટલે વનનાં બધાં પશુઓ મળી સિંહ પાસે ગયા ને કહેવા લાગ્યાં, 'હે મૃગેન્દ્ર, જો તમારી ઇચ્છા હોય તો અમે રોજ તમારી પાસે એક પશુ મોકલીએ. તેથી તમારે શ્રમ કરેવો પડશે નહિ.'

સિંહે પશુઓની વાત માની લીધી. એક દહાડો એક ઘરડા સસલાનો વારો આવ્યો. તેણે સિંહનો નાશ કરવા વિચાર્યું. તે ધીરે ધીરે સિંહ પાસે ગયો એટલે સિંહે ગુસ્સે થઇને પૂછ્યું, 'કેમ મોડો આવ્યો?' જવાબમાં નમ્રતાથી સસલો બોલ્યો, 'હે સ્વામિન્! મોડું થયું તેમાં મારો વાંક નથી. રસ્તામાં બીજા સિંહે મને રોકયો તેથી જ મોડું થયું.'

'તે કયાં છે?' સિંહે પૂછ્યું. જવાબમાં સસલો સિંહને કૂવા પાસે લઈ ગયો ને બોલ્યો, 'તે સિંહ આ કૂવામાં છે.'

સસલાના શબ્દે સિંહે કૂવામાં જોયું તો અંદર તેનો પડછાયો પડયો. તે પડછાયાને સિંહ સમજી તે કૂવામા કૂદી પડયો. ને મરી ગયો. આ ઉપરથી નક્કી થાય છે બુદ્ધિ મોટી છે.'

આમ વાતો કરતા ચાર પંડિત ચાલ્યા જાય છે. તેમણે રસ્તામાં એક છેલ્લા શ્વાસ લઈ રહેલા સિંહને જોયો, એટલે એક જણ બોલ્યો, ' આને માંસ આદિ ખવડાવી સારો કરીએ. કારણ કે જ્ઞાનદાનથી જ્ઞાની, અભયદાનથી નિર્ભય, અન્નદાનથી સુખી અને ઔષધદાનથી નિરોગી થવાય છે.' ત્યારે ચોથો બોલ્યો, ' આ દુષ્ટ સિંહને સારો કરતાં દુઃખ થશે. આનો તો વિશ્વાસ હોય !'

એ બુદ્ધિમાન પંડિતના કહેવા છતાં પેલા ત્રણ પંડિતો એ સિંહને માંસ વગેરે ખવડાવવા લાગ્યા, ત્યારે પેલો બુદ્ધિમાન પંડિત ત્યાથી દૂર ચાલ્યો ગયો. માંસ આદિ ખાધાથી સિંહ સ્વસ્થ થયો ને તે ત્રણે પંડિતોને મારી ખાઇ ગયો. બુદ્ધિમાન પંડિતે પોતાની બુદ્ધિથી પોતાનો જીવ બચાવ્યો, તેમ તમે આ લોકોનો ન્યાય કરો.'



સિંહે પંડિતોને મારી નાખ્યા.

રાજાના શબ્દો સાંભળી મંત્રીએ ધન શેઠને પૂછ્યું, ' રત્ન આપ્યું ત્યારે ત્યાં કોણ કોણ હતું ?' ધન શેઠે કહ્યું, ' આ અહીં ઊભેલો શ્રીધર બ્રાહ્મણ મારો સાક્ષી છે.'

બુદ્ધિના સાગર મતિસાગરે સાચી વાત જાણવા શ્રીધર બ્રાહ્મણને પૂછ્યું, 'હે શ્રીધર, આપતી વખતે તમે જે રત્ન દેખ્યું હતું તે કેટલું મોટું હતું?'

ભોળા શ્રીધરે મનમાં વિચાર કર્યો, 'ક્રોડ રૂપિયાના મૂલ્યનું એ રત્ન છે તો જરૂર ઘડા જેવડું મોટું હશે.' આમ વિચારી તેણે કહ્યું, 'તે રત્ન ઘડા જેવડું મોટું હતું.' ત્યારે મંત્રીએ પૂછ્યું, 'તે ક્યાં બાંધવામાં આવે છે?' બ્રાહ્મણે વિચાર કરીને કહ્યું, 'તે ગળામાં અને કાનમાં બાંધવામાં આવે છે.'

'હે બ્રાહ્મણ,' મંત્રીએ કહ્યું, 'તમે સાચું ના કહ્યું, કારણ કે ઘડા જેવડું રત્ન ગળામાં કે કાનમા બંધાતું નથી, આથી તમે જૂઠા છો.'

મહારાજે જૂઠો સાક્ષી જાણી નોકરોને તેને ચાબુકથી મારવા કહ્યુ. નોકરોએ રાજાની આજ્ઞાનો અમલ કર્યો. જૂઠું બોલનાર તે બ્રાહ્મણ દુઃખી થયો. પછી રાજાએ જૂઠું બોલનાર ધન શેઠની મિલકત પડાવી લીધી, અને તેમાંથી ક્રોડ રૂપિયાના મૂલ્યનું રત્ન સુંદરને આપી દીધું, તેથી ધન શેઠ જીવનના અંત સુધી દુઃખી અને દરિદ્ર રહ્યો ને આબરૂ ખોઈ."

લક્ષમતિએ આ પ્રમાણે મહારાજાને વાત કરી છેવટે કહ્યુ, "જે માણસ વગર સમજેવિ-ચારે કામ કરે છે તે આખરે દુઃખી થાય છે, તેથી મહારાજ, તમે જરા શાંતિ રાખો. હું જરૂર તમારી આજ્ઞા પ્રમાણે કામ કરીશ."

'આ લક્ષમતિ પણ સહસ્રમતિ જેવો છે.' એવું મહારાજાએ

મનમાં વિચાર્યું. ત્રીજો પ્રહર પૂરો થયો એટલે તે મહારાજાને નમન કરી ચાલ્યો ગયો, અને કોટિમતિ હાજર થયો. મહારાજાએ તેને બોલાવી શતમતિને મારી નાખવા આજ્ઞા કરી. કોટિમતિએ મહારાજાને કહ્યું, " તમને એકલા છોડી જવા મારું હૃદય ના પાડે છે."

"હું જાગતો બેઠો છું." મહારાજાએ કહ્યું, "તમે જાવ અને આજ્ઞાનો અમલ કરી તરત જ પાછા આવો....મોટા જંગલમા સિંહ એકલો જ રહે છે. તે શિકારી પશુ કે મનુષ્યથી જરાય ડરતો નથી."

આ સાંભળી કોટિમતિ વિચારવા લાગ્યો, "જરૂર, મહારાજાને ભ્રમ થયો છે, કેમ કે શતમતિ રત્નોની ખાણવાળા રોહણાચલ પર્વત જેવો ગુણોનો ખજાનો છે. તે કોઈનું કયારે પણ બૂરું ન કરે." આમ વિચાર કરતો તે બોલ્યો, " હે રાજન્, તમે થોડી વાર શાતિ રાખો, હું તમારું કહેલું જરૂર કરીશ. પણ તે પહેલા હું તમને એક વાત કહું."

"સારું." મહારાજા બોલ્યા, "પહેલાં વાત કહો પછી મારા કહ્યા પ્રમાણે કરજો."

મહારાજાના શબ્દો સાંભળી કોટિમતિ વાત કહેવા લાગ્યો, "લક્ષ્મીપુર નામના નગરમાં કેશવ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે જેમ જેમ દ્રવ્ય મેળવવા યત્ન કરતો, તેમ તેમ તેને દરિદ્રતા જ મળતી. કહ્યું છે. 'બાવળ વાવી આંબાનાં ફળની આશા ન રખાય.' કર્યા કર્મનો બદલો મળ્યા વગર રહેતો નથી.

એક દિવસે કેશવની પત્નીએ કહ્યું, 'હે પતિદેવ! અન્ન વિના આપણે દુઃખી છીએ. માટે ધન કમાવા બહારગામ જાવ.'

પત્નીના શબ્દો સાંભળી બ્રાહ્મણ પૈસા કમાવા શ્રીનગર નામના નગરમાં ગયો. ત્યાં બીજાનું કામ કરવા છતાં પૂર્વનાં પાપે દુઃખી જ રહ્યો. આ દુઃખી બ્રાહ્મણ કેશવે ભટકતા ભટકતા ત્રણ વર્ષ કાઢયાં. આખરે એક દિવસે તે ચંડિકા-દેવીના મંદિરે પહોંચ્યો, ત્યાં એક મોટો પથ્થર લઇ વારવાર કહેવા લાગ્યો, 'હે દેવી! તું મને ધન આપ, નહિ તો આ પથ્થરથી તારી મૂર્તિના ટુકડે ટુકડા કરી નાંખીશ.'



દેવી પાસે ધન માગવા લાગ્યો

કેશવના શબ્દોથી ગભરાઈ દેવી પ્રત્યક્ષ થઈને કહેવા લાગી, 'તારા નસીબમાં ધન નથી. તને ધન આપવામાં આવશે તો પણ તે તારા હાથમાં રહેશે નહિ.' તે સાંભળી તે બોલ્યો, 'મારે તારી પાસેથી એવી વાતો સાંભળવી નથી. ધન આપ, નહિ તો તારી મૂર્તિના ટુકડે ટુકડા કરી નાંખીશ.'

આથી ડરીને દેવીએ ક્રોડ રૂપિયાના મૂલ્યનું એક રત્ન તેને આપ્યું. કેશવ રત્ન મળતાં ખુશખુશ થઈ ગયો ને વહાણમાં બેસી ઘર તરફ જવા લાગ્યો.



કેશવ મણિનું તેજ જોવા લાગ્યો.

પુનમની રાતના ચંદ્રની કાંતિ જોઈ હાથમાં રત્ન રાખી તે કહેવા લાગ્યો. 'આ રત્ન અને ચંદ્ર એ બેમાં કોણ વધારે તેજસ્વી છે?' આમ બોલતો બ્રાહ્મણ વહાણમાં ઊભો થઈ હાથમાં રહેલા રત્નને જોવા લાગ્યો, એવામાં કમનસીબે હાથમાં રહેલું રત્ન પડી ગયું. તેથી બ્રાહ્મણ પસ્તાવા લાગ્યો.

આમ માણસો વગર વિચારે કામ કરે છે તેઓ પાછળથી પસ્તાય છે. તેમાં જરાય શક નથી. માટે હે સ્વામિન્, તમે ધીરજ ધરો. હું તમારી આજ્ઞાનું પાલન કરીશ."

કોટિમતિની વાત સાંભળી મહારાજા વિચાર કરવા લાગ્યા, 'આ પણ સહસ્રમતિ અને લક્ષમતિ જેવો જ છે.'

ચોથો પ્રહર પુરો થતાં કોટિમતિ રજા લઈ વિદાય થયો.

થોડા સમય પછી દિવસ ઉગતા મહારાજાએ કોટવાળને બોલાવ્યો ને આજ્ઞા આપી, "શતમતિને તરત જ ફાંસી પર ચઢાવી દો, અને સહસ્રમતિ, લક્ષમતિ, કોટિમતિને દેશનિકાલની સજા કરો."

માતા જ જ્યાં ઝેર આપે, પિતા જ જ્યાં પુત્રને વેચે, રાજા જ્યાં સર્વસ્વ લૂંટી લે તો પછી શોક શાનો કરવો ? રાજાની આજ્ઞાનું પાલન કરવું, અગ્નિમાં પ્રવેશ કરવો, સિંહના ભયંકર જડબામાં હાથ નાંખવો આ ત્રણે કષ્ટદાયક છે.

નિર્દય કોટવાળ મહારાજાની આજ્ઞાનું પાલન કરવા શતમતિને ફાંસીએ ચઢાવવા ગામ બહાર લઇ ગયો ત્યારે શતમતિ બોલ્યો, "મેં મહારાજાનો કોઈ અપરાધ કર્યો નથી, નુકસાન કર્યું નથી, છતાં મહારાજા વગર વિચારે મને ફાંસી દઈ રહ્યા છે, તો મને એક ક્ષણ માટે મહારાજા પાસે લઇ જાવ."

શતમતિના કહેવાથી કોટવાળ તેને મહારાજા પાસે લઈ ગયો. તે વખતે શતમતિએ રાતના મારેલા સાપના ટુકડા લાવી બતાવ્યા, અને રાતના દેવીના રડવાથી માંડી તે પછીની બધી વાત કહી. તે સાંભળી–શતમતિની ચતુરાઈ અને સ્વામી-ભક્તિથી મહારાજા ખુશ થયા. સંતોષ પામી મહારાજાએ તેને કેટલાક ગામ ઇનામમાં આપ્યા. પછી સહસ્રમતિ, લક્ષમતિ, કોટિમતિને બોલાવી તેમને ગામો ઇનામમાં આપ્યાં અને પદમાં વધારો કર્યો. કહ્યું છે, રાજા ખુશી થાય તો શ્વેત છત્ર, સુંદર ઘોડા, મદઝરતાં હાથી દાનમાં આપે છે, ખુશ થતાં



શતમતિએ અથેતિ કહ્યું.

નોકરોને દ્રવ્ય આપે છે, પણ નોકરો સન્માન માટે પોતાનો પ્રાણ આપતા પાછું જોતા નથી.

મહારાજા વિક્રમાદિત્ય ભટ્ટમાત્રાદિ સેવકોથી સેવાતા ન્યાયથી રાજ કરતાં પૃથ્વીનું પાલન કરે છે.

દુષ્ટોનું દમન, ન્યાયી આચરણ, પ્રજાનું પાલન, દેવતા અને ગુરુના ચરણોમાં નમસ્કાર, છ દર્શન જાણવાવાળાનું સન્માન, યોગ્ય કર્તવ્યનું પાલન, પરોપકાર, ત્યાગ અને લક્ષ્મીનો ઉપભોગ કરવાવાળો જ સાચો રાજા છે.

卐

એક વખત મહારાજા વિક્રમ સભામાં બેઠા હતા ત્યારે એક બ્રાહ્મણ આવ્યો અને શ્લોક બોલ્યો.

**મરુત્તટિન્યા કિલ વાલુકાનાં, સરિત્પતેર્વારિપૃષન્મણીનામ્ ।**
**નભસ્યુડૂનાં ચ શરીરિણાં ચ, વિજ્ઞાયતે નૈવ બુધેન સંખ્યા ॥**

(સ્વર્ગ ગંગા અથવા મારવાડની નદીની રેતી, સમુદ્રમાં રહેલા જળબિંદુઓ, મોતી, મણિ, આકાશમાં રહેલ તારાઓ તથા જગતમાં રહેલ પ્રાણીઓની સંખ્યા આ બધાને મોટા મોટા વિદ્વાનો પણ જાણી શકતા નથી.)

આ શ્લોક સાંભળી રાજસભામાં બેઠેલા બીજા એક વિદ્વાન પંડિતે કહ્યું. "આપ એક બીજો પણ શ્લોક સાંભળો.

ઘોડાની ગતિ, વૈશાખ મહિનામાં મેઘગર્જના, લલાટમાં લખાયેલું, સ્ત્રીનું ચરિત્ર, વરસાદનું પડવું, અથવા રોકાઈ જવું, કોણ જાણી શકે છે?"

શ્લોક સાંભળી મહારાજા વિક્રમાદિત્ય બોલ્યા, "હે પંડિત, તમારું આ કહેવું સંપૂર્ણ સત્ય નથી. કેમકે

स्त्रीनुं चरित्र विद्वानो जाणी शके छे. तेनो अंत पण लई शके छे." कही महाराजाए ए पंडितने कारागृहमां नंखावी पोते स्त्रीचरित्र जाणवा उत्तर दिशा तरफ रवाना थया, चालता चालता महाराजा एक पर्वत पर पहोंच्या. त्यां कार्योत्सर्ग ध्यानमा रहेला, नाक पर स्थिर दृष्टिवाळा एक महान शात गंभीर मुनिने जोया.

गरमीमा तापने सहन करनारा, ठंडीमा अल्प वस्त्रमां रहेनारा अने वरसादमा अंगोने संकोचनाराओ ज संयमथी शोभता महान साधु पुरुष छे.

मुनिमहाराजे काउसग्गमा ज ज्ञानथी विक्रमादित्यने जाणीने काउसग्ग पारी 'धर्मलाभ'पूर्वक महाराजाने तेमना नामथी बोलावी धर्मोपदेश आप्यो, ते साभळ्या पछी महाराजाए मुनिने कह्युं, "मने कोई अपूर्व विद्या आपो"

महाराजानी ते इच्छा मुनिमहाराजे संतोषी एटले महाराजाए मुनिराजने नमस्कार करी स्त्रीचरित्रनी परीक्षा करवा चालवा माड्युं.

अनेक नगरो, गाम, जंगल, नदी, पर्वत वगेरेने जोता जोता महाराजा पृथ्वीना आभूषणरूप लक्ष्मीपुर नामना नगरमां आवी पहोंच्या. अने एक जुगारीना अड्डामां मुकाम कर्यो. एकाद प्रहर जेटलो समय वीताव्या पछी ज्यारे महाराजा तैयार थया. त्यारे क्षत्री जातिना एक जुगारीए पोताने त्यां जमवा आमंत्रण आप्युं.

જુગારીએ પોતાના નોકરને પોતાને ત્યાં મોકલી મહેમાન માટે રસોઈ કરવા કહેવડાવીને, પોતે જુગાર રમવામાં તલ્લીન થઇ ગયો. જમવાની વાત ભૂલી ગયો.

સમય જતાં જુગારીની સ્ત્રીએ પોતાના પતિ અને મહેમાનને બોલાવવા પેલા નોકરને મોકલ્યો. જુગાર રમવામાં તલ્લીન થયેલા જુગારીએ નોકરની સાથે મહેમાન મહારાજા વિક્રમને મોકલ્યા.

ઘેર આવેલા અતિથિને જોઈ જુગારીની સ્ત્રી ભાન ભૂલી, કામદેવના પાચ બાણોથી વીંધાઇ. તેના મનમાં કામ-વાસના જાગૃત થઈ.

કામવશ થયેલ માનવમાંથી વિવેક પાણીની જેમ વહી જાય છે.

મહારાજા પગ ધોઇ જમવા બેઠા, ત્યારે તે સ્ત્રી સુંદર રસોઈ સાથે ભાત-દાળ, ઘી વગેરેને પિરસી મનમાં વિચારવા લાગી, ‘ જો આ પુરુષ મારો પતિ થાય તો હું ગોત્રદેવીને અદ્ભુત બલિદાન આપીશ.’

અતિથિ-મહારાજાને જોઈ મોહરૂપી પિશાચના સપાટે ચઢેલી સ્ત્રી મનમા આવા સંકલ્પો કરતી હતી.

ઘુવડ દિવસે દેખતો નથી, કાગડો રાતના દેખતો નથી, પણ કામાંધ તો ન દિવસે દેખે છે કે ન રાતે. ધતુરો ખાનારો માણુસ આખી દુનિયાને સોનાની દેખે છે, તે જ

પ્રમાણે કામવશ થયેલી સ્ત્રી આખી દુનિયાને પુરુષમય દેખે છે. અને કામી પુરુષ આખી દુનિયાને સ્ત્રીમય દેખે છે.

મહારાજા પોતાને મનને પવિત્ર રાખતા, સ્ત્રીની ચેષ્ટાથી તેની મનેચ્છા જાણીને કહેવા લાગ્યા, " હે સ્ત્રી, શિયળવ્રતને ધારણ કરનારી સ્ત્રીએ પરપુરુષ સામે આવી ચેષ્ટાઓ કરવી ન જોઇએ. માટે સમજીને મનના વિકારોને શાંત કરો.'

મહારાજાના શબ્દો સાભળી, પોતાની મનેચ્છા અપૂર્ણ જ રહેશે તેમ સમજી મનમાં બોલી, 'આ પુરુષ અહીંથી જઈ મને કદાચ બદનામ કરશે.' આમ મનમાં બોલી, તે જોરજોરથી બૂમો પાડવા લાગી.

આ બૂમો ઘેર આવતા જુગારીના કાને પડી, તેથી અતિથિના વર્તન માટે મનમાં શંકા ઉત્પન્ન થઇ ને તલવાર ખેંચી ઉતાવળે ચાલવા લાગ્યો.

પતિને દૂરથી આવતો જોઇ તે સ્ત્રી મનમા વિચારવા લાગી, 'આ અતિથિ વગર વાકે માર્યો જશે. તેને બચાવવો જોઇએ.'

કહેવાય છે, મોહપાશમાં જકડાયેલ માનવ, ક્ષણમાં આસક્તિવાળો, ક્ષણમાં નિર્મોહી ક્ષણમાં ક્રોધી અને ક્ષણમાં ક્ષમાવાળો બની જાય છે. મોહથી માનવમા વાદરા જેવી ચંચળતા આવી જાય છે. અરે, મોહ માનવને વાંદરાની જેમ નચાવે છે.

મોહબંધનથી મુક્ત થયેલી સ્ત્રીએ અતિથિ–મહારાજાને બચાવવા ચૂલામાંથી સળગતું લાકડું લઈ ઘરના છાપરામાં આગ લગાડી અને બૂમો પાડવા લાગી, "દોડો, દોડો, મારું ઘર સળગી જાય છે."

મહારાજાને સળગી રહેલા ઘરને ઓલવવા યત્ન કરતા જોઇ જુગારીએ પોતાની તલવાર મ્યાનમા નાંખી ત્યારે તેની સ્ત્રીએ પોતાના પતિને ઉદ્દેશી મોટેથી કહ્યુ, " જો આ મહાપુરુષ અહીં આજ ન હોત, તો આખું ઘર બળી જાત."

સ્ત્રીનું આ ચરિત્ર જોઇ મહારાજા પોતાના નગર તરફ ચાલવા લાગ્યા. નગરમા આવી પેલા પંડિતને કારાગારમાથી છોડવા હુકમ આપ્યો. બંધનમુક્ત કરી પેલા પંડિતને રાજસભામાં લાવવામાં આવ્યો.

પંડિતને જોતાં મહારાજાએ તેનું સ્વાગત–સન્માન કર્યું ને કોષાધ્યક્ષને ક્રોડ સોનામહોર આપવા આજ્ઞા કરી. તે પછી મહારાજા પંડિતે કહેલા કાવ્યને યાદ કરતા, દાન આપતા પોતાનો સમય વીતાવવા લાગ્યા.

મહારાજા વિક્રમાદિત્ય અવંતીમાં રાજ્ય કરતા હતા ત્યારે પ્રતિષ્ઠાનપુરમા શાલિવાહન નામનો બળવાન રાજા હતો, તેની પાસે સુંદર હાથી, બળવાન ઘોડા વગેરે મોટી સંખ્યામાં હતા. તેમની પાસે શૂદ્રક નામનો ઘણો બળવાન સેવક હતો. આ શૂદ્રક બાવન હાથના પથ્થરને ઊઠાવી શકતો. આ

શુદ્રક ઉપરાંત તે રાજા પાસે ઓગણપચાસ બળવાન શૂર-વીર સેવક હતા.

એ શાલિવાહન રાજાએ મહારાજા વિક્રમાદિત્યના કેટલાક ગામ પર છાપો માર્યો, હુમલો કર્યો. ને પાછો ચાલ્યો ગયો. આ વાત જ્યારે ભટ્ટમાત્ર મંત્રીએ સાંભળી ત્યારે મહારાજાને કહ્યું, "હે સ્વામી, રાજા શાલિવાહન આપણા ગામો પર હુમલો કરી જાય તે સારું તો નહિ. તેથી આપણે શાલિવાહન સામે યુદ્ધ કરવું જોઇએ. તેને જીતવો જોઇએ. શક્તિવાન હોવા છતાં કયો માનવ બીજાનું અસહ-નીય વર્તન સહન કરી શકે? સિંહ કયારેય પણ બીજાની ગર્જના સહી શકતો નથી. કેવળ કાયર અથવા શિયાળ બીજાનો તિરસ્કાર સહન કરે છે."

"હે મંત્રીવર," મહારાજાએ કહ્યુ. "તમે સાચું જ કહ્યું છે. રાજા હમેશાં શામ, દામ, ભેદ અને દંડથી કામ લે છે. જો શામથી કામ બની જતું હોય તો જીવને દુઃખ દેનાર દામની જરૂર પડતી નથી. દામથી કામ થતું હોય તો દંડની શી જરૂર?"

"મહારાજ," મંત્રીઓએ કહ્યું, "આપણે પહેલાં શાલિ-વાહન પાસે ચતુર દૂતને મોકલી. જોઇએ, જો દૂતનાં વાકયોની અવગણના કરે તો આપણે યુદ્ધની તૈયારીઓ કરીએ."

મંત્રી સાથે વિચારણા કર્યા પછી મહારાજાએ દૂતને મોકલ્યો. ને તે દૂત પ્રતિષ્ઠાનપુર ગયો. શાલિવાહન રાજાની સભામાં જઇ મહારાજા વિક્રમાદિત્યનો સંદેશો કહ્યો. "હે શાલિવાહન ભૂપતિ! તમે અમારા મહારાજા વિક્રમાદિત્યના

ગામો પર જે છાપો માર્યો હતો–હુમલો કર્યો હતો તે સારું કર્યું નથી. તમે મહારાજા વિક્રમાદિત્ય પાસે જઈ તમે કરેલા અપરાધની ક્ષમા માગો. જો તમે ક્ષમા માગવા તૈયાર નહિ થાવ તો મહારાજા વિક્રમાદિત્ય સૈન્ય સાથે આવશે, તમને જીતશે.”

દૂતના શબ્દો સાંભળી શાલિવાહન રાજા ગુસ્સે થઈ ભ્રકુટી ચઢાવી બોલ્યો. “હે દૂત, લાંબી લાંબી વાતો કરવી રહેવા દે, તારા રાજાને કહેજે, અમે યુદ્ધ કરવા તૈયાર છીએ, હું તમારા રાજાનો સામનો કરવા રણભૂમિમાં આવું છું.”

આ સમાચાર દૂતે મહારાજા વિક્રમાદિત્યને આપતાં કહ્યું, “મહારાજા, શાલિવાહન ત્રણે જગતને તૃણસમ ગણે છે. અત્યારે તે આપને તુચ્છ સમજે છે. તો આપે ઉતાવળે સૈન્ય લઈ જવું જોઇએ.”

આ સાભળી મહારાજાએ પોતાની વિશાળ સેનાને તૈયાર કરી અને પ્રતિષ્ઠાનપુર તરફ ચાલવા માંડયું.

આ સમયે મહારાજાએ સૈનિકોને પુષ્કળ ધન આપી સંતોષ્યા, સૈનિકો આથી ઘણા ખુશ થયા. મત્ત હાથીઓ, ઘોડા અને સુભટોવાળુ બંને રાજાઓનું સૈન્ય મેદાનમાં સામસામે આવી ગયું. રથવાળા રથવાળાઓ સાથે, ઘોડેસવારો ઘોડેસવારો સાથે, પાયદળ પાયદળ સાથે અને હાથીવાળા હાથીવાળા સાથે લડવા લાગ્યા. તલવારો તલવારો સાથે અથડાવા લાગી. ભાલાવાળાઓ ભાલવાળા સાથે, બાણવાળા બાણવાળા સાથે, અસ્રવાળા અસ્રવાળા સાથે, દંડવાળા દંડવાળા સાથે લડવા લાગ્યા.

આ પ્રમાણે સૈનિકોએ ભયંકર યુદ્ધ કરવા માંડયું. આ ભયંકર યુદ્ધ જોવા જાણે આકાશમા દેવો આવ્યા!

યુદ્ધ બરાબર જામ્યું હતું. તેવામા મહારાજા વિક્રમની છાતીમા રાજા શાલિવાહનનું તીર વાગ્યું. આ જોતાં જ મંત્રી વગેરે મહારાજાને સંભાળવા આવ્યા. ઉપચાર કરવા લાગ્યા. પણ મહારાજાની સ્થિતિ ગંભીર થવા લાગી. ત્યારે ભટ્ટમાત્ર વગેરે મંત્રીઓએ કહ્યુ, "હે સ્વામી, તમે જરા પણ આર્તધ્યાન ન કરશો. દુર્ધ્યાનથી જીવની અવગતિ-કુગતિ થાય છે કહ્યું છે:

આર્તધ્યાન કરવાથી જીવ તિર્યંચ ગતિને પામે છે, વળી મહારાજા અમે આજ સુધી જેવી તમારી સેવા કરી છે. તે જ પ્રમાણે તેવી જ તમારા પુત્ર વિક્રમચરિત્રની સેવા કરીશું."

મંત્રીઓના આ શબ્દો સાભળ્યા પછી મહારાજા શ્રી વિક્રમાદિત્યે શુભ ધ્યાનમા લીન થઇ પંચપરમેષ્ઠિ નમસ્કાર કરતા સ્વર્ગસુખને મેળવ્યું.

મહારાજા વિક્રમાદિત્યના સ્વર્ગવાસના સમાચાર સાભળી સમસ્ત સૈન્યમા દુ:ખની કાળી ઘટા છવાઇ ગઇ વિક્રમચરિત્રને મહારાજા વિક્રમાદિત્યનો સ્વર્ગવાસ થવાથી ભંયકર આઘાત લાગ્યો. અને મનથી દુ:ખી થતા વિક્રમચરિત્રે પોતાના પિતાના દેહની અંતિમ વિધિ ઘણી જ ધામધૂમથી કરી અગ્નિસંસ્કાર કર્યા.

મહારાજા વિક્રમાદિત્યના મૃત્યુના બીજે દિવસે વિક્રમચરિત્ર મોટી સેના લઈ શાલિવાહન સાથે યુદ્ધ કરવા આવ્યો. તેણે જોતજોતામાં શાલિવાહનના સૈન્યને ચારે તરફ નસાડયું. આ

જોતાં શાલિવાહને વિક્રમચરિત્ર સાથે સંધિ કરી. ને પોતાના નગર તરફ ગયો, જયારે વિક્રમચરિત્ર પોતાના નગર તરફ ગયો.

દિવસો જતા હતા, પણ વિક્રમચરિત્રના હૃદયથી પિતાના મૃત્યુનો શોક દૂર થતો ન હતો. તેવામાં પૂ. આચાર્ય શ્રી સિધ્ધસેનદિવાકરસૂરીશ્વરજી મહારાજ વિક્રમચરિત્રના શોકને દૂર કરવા ત્યાં પધાર્યા ને વિક્રમચરિત્રને ઉપદેશ આપી શાત કરતાં કહેવા લાગ્યા. "હે રાજન્ ! ધર્મ, શોક, ભય, આહાર, નિદ્રા, કામ, ક્લેશ અને ક્રોધ જેટલા પ્રમાણમાં કરવામા આવે તેટલા જ પ્રમાણમાં તે વધતા જાય છે. કેટલાક તીર્થંકર, ગણધર, સુરેન્દ્ર, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ જેવા મહાસમર્થ પુરુષો કાળનો કોળિયો થયેલ છે. ત્યા સામાન્ય માનવનો શો હિસાબ ?

જે મહારાજાએ શ્રી શત્રુંજય વિગેરે મહાતીર્થોની કેટલીય વાર યાત્રાઓ કરી અને પોતાનું જીવન સાર્થક કર્યું, તે રાજાનો શોક કયા કારણે કરવો પડે? તે તો સ્વર્ગસુખોને ભોગવી ત્યાંથી ચ્યવી થોડા જ ભવોમાં મોક્ષને મેળવશે. માટે શોકનો ત્યાગ કરો."

આ પ્રમાણે ગુરુદેવનો ઉપદેશ સાંભળી વિક્રમચરિત્રનું ચિત્ત શાંત થયું.

જબ તુમ આયે જગતમેં જગ હસત તુમ રોય;
કરણી ઐસી કર ચલો, તુમ હસત જગ રોય.

( સર્ગ અગિયારમો સંપૂર્ણ )



## સર્ગ ૬૨ મો

**પ્રકરણ ઓગણુસાઠમું ... ... ... .. સુરસુંદરી**

મહારાજા વિક્રમાદિત્યના અવસાન પછી મંત્રીઓએ રાજકુમાર વિક્રમચરિત્રને સિંહાસન પર બેસાડવા વિચાર કર્યો, ત્યારે સિંહાસન પરની પૂતળીઓ બોલી, "હે વિક્રમચરિત્ર! તમે આ સિંહાસન પર બેસી શકતા નથી. તે સિંહાસન પર બેસતા પહેલા તેના પર બેસવાને યોગ્ય થાવ."

પૂતળીઓના શબ્દ સાંભળી મંત્રીઓ અંદર અંદર કહેવા લાગ્યા, 'આ શબ્દો સિંહાસનની અધિષ્ઠાયિકા દેવીઓના છે." કહીને એ પૂતળીઓને પૂછવા લાગ્યા, "હે પૂતળીઓ! અમારે આ સિંહાસનનું શું કરવું?" ત્યારે પૂતળીઓએ કહ્યુ, "આ સિંહાસનને જમીનમા ભંડારી દ્યો."

સિંહાસનના અધિષ્ઠાતા દેવીઓની શબ્દોના મહત્તા

સમજી તે સિંહાસનને પૂતળીઓ સાથે જમીનમાં ભંડારી દેવામાં આવ્યું, તે પછી મંત્રીઓએ બીજા મનોહર સિંહાસન પર વિક્રમચરિત્રને બેસાડયો. નવા મહારાજાને જોઇ મંત્રીઓ અને નગરજનો આનંદ પામ્યા. તે વખતે વિક્રમાદિત્યની બહેન ભત્રીજાને કુંકુમ અક્ષત વગેરેથી વધાવી આનંદ પામતી મંગળ શબ્દ બોલી, "હે વિક્રમચરિત્ર! તમે ધૈર્ય, ઉદારતા, ગંભીરતા, શૌર્ય વગેરે ઉત્તમ ગુણોમા મહારાજા વિક્રમાદિત્ય સરખા થજો. લાબા વખત સુધી રાજ્ય કરજો."

વિક્રમાદિત્યની બહેનના મ ગલ શબ્દો સાંભળી સિંહાસનની ચાર ચામરધારિણીઓ હસી, એટલે વિક્રમચરિત્રે તેમને પૂછ્યું, "તમે કેમ હસ્યાં ?" જવાબમા પહેલી ચાંમરધારિણી બોલી, "મહારાજા વિક્રમાદિત્યના જીવનનો એક પ્રસંગ એટલો



પોપટનુ જોડુ તોરણ પર બેઠું

અદ્‌ભુત છે. જેનું વર્ણન થઈ શકે તેમ નથી, તો તમે તેમના
જેવા શી રીતે થશો?"

ચામરધારિણીના શબ્દો સાંભળી વિક્રમચરિત્રને પિતાના
જીવનપ્રસંગ જાણવાની ઇચ્છા થઇ ને તેમણે ચામરધારિણીને
તે પ્રસંગ કહેવા કહ્યું, ત્યારે તે કહેવા લાગી, "એક દિવસે
મહારાજા સભામા બેઠા હતા ત્યારે એક પોપટનું જોડું
સભામંડપનાં તોરણ પર બેઠું ને પોપટી બોલી, "સ્વામી,
આ નગર ઘણું સુંદર છે." ત્યારે પોપટ બોલ્યો, 'હે સ્ત્રી!
આપણે જયાં જઈ રહ્યા છીએ ત્યાં એક વિધવાનું ઘર પણ
આ રાજસભાથી સુંદર છે.' બોલી તે યુગલ ત્યાથી ઊડી ગયું.

પોપટના શબ્દે મહારાજાને તે નગર જોવા ઇચ્છા થઈ
ને અગ્નિવૈતાલ તેમ જ ભટ્ટમાત્રને કહ્યું, 'તમે બંને જાવ
ને પોપટે કહેલા નગરને શોધી મને કહો.'

રાજાની આજ્ઞા થતાં જ અગ્નિવૈતાલ અને ભટ્ટમાત્ર
અનેક નગરો જોતા તૈલંગ દેશમા પહોચ્યા. દેશના
મુગટ સમાન સુંદર શ્રીપુર નામના નગરમાં સાત માસ પછી
પહોચ્યા. તે નગરનો ભીમ નામનો રાજા બળવાન અને
ન્યાયી હતો. તેને પદ્મા નામની રાણી હતી, અને તેને સુરસુંદરી
નામની પુત્રી હતી.

સુરસુંદરી કલાસમુદ્રને ઓળંગી ગઇ. હતી. તે ચતુર,
શીલથી શોભતી, બુદ્ધિશાળી અને રૂપમા દેવાંગનાઓને
શરમાવે તેવી હતી.

તે નગરમાં અગ્નિવૈતાલ અને ભટ્ટમાત્ર ફરતા ફરતા આગળ વધ્યા. તેમણે પેલા પોપટના જોડાને જોયું, ત્યારે પોપટે પોતાની પત્નીને કહ્યું, 'હે પ્રિયે ! અવંતીમાં મેં આ નગર માટે કહ્યું હતું, આ નગર દેવ વિમાનથી પણ ઘણું સુંદર છે. તે તું જો.'

પોપટનાં વચન સાંભળી અગ્નિવૈતાલ અને ભટ્ટમાત્ર ખુશ થયા ને તે નગર જોતાં ચક્રેશ્વરી દેવીના સ્થાને ગયા. ત્યાં સુખાસન–મ્યાનામાં બેસી સખીઓ સાથે સુંદર રાજકન્યા આવી ને તેણે દેવીને પ્રણામ કર્યા. જતી વખતે તેની દૃષ્ટિ અગ્નિવૈતાલ અને ભટ્ટમાત્ર પર પડી ને તેણે તેઓને પરદેશી જાણી દાસી દ્વારા પોતાને મહેલે બોલાવી સ્નાન કરાવ્યું ને જમાડયા.

રાતના તે બંને સાથે મહેલમાં પોતાની બાજુમાં દીવો મૂકી વાદવિવાદ, સમસ્યા અને પ્રશ્નોત્તરના રહસ્યને જાણનારી તે સુંદરી પાન ખાતી ખાતી શય્યામાં બેઠી. તે શય્યાની બે બાજુએ લાકડાનો બકરો અને ઘોડો હતો તે શય્યાની શોભામાં વધારો કરતા હતા.

શય્યાની આગળ ચાંદી સોનાનું એક મણિમય સિંહાસન રાખવામાં આવ્યું હતું. ત્યાં ભટ્ટમાત્રે અગ્નિવૈતાલને કહ્યું, 'આપણું કાર્ય સિદ્ધ થયું છે, મહારાજાને ખબર આપવી રહી. તમે જાવ હું અહીં રોકાઉં છું.'

મહારાજાને બોલાવવા અગ્નિવૈતાલ ગયો. ભટ્ટમાત્ર

વિચારવા લાગ્યો. 'હું એકલો શું કરીશ ?' તે વિચારના જવાબમાં જાણે બકરો કહેતો હોય તેમ કહેવા લાગ્યો, 'ભટ્ટમાત્ર ! તમે અહીં કેમ આવ્યા છો ? અહીં શક્તિ વગરનો માનવ આવી શકતો નથી.'

લાકડાના બકરાને બોલતો સાભળી ભટ્ટમાત્ર તેને જોવા લાગ્યો. તે અક્ષરે બોલ્યો નહીં. તેવામાં બકરાએ તેને લાત મારી તેથી તે ઉજ્જયિનીના દરવાજા આગળ જઇ પડયો ને વિચારવા લાગ્યો. 'અગ્નિવૈતાલને મોકલવામાં ભૂલ કરી હતી.' બોલતો તે સ્વસ્થ થવા યત્ન કરવા લાગ્યો. તે જ્યારે સ્વસ્થ થયો ને ચોતરફ જોવા લાગ્યો. જોતા તેની દૃષ્ટિ દરવાજા પર સ્થિર થઈ ને બોલ્યો. 'આ તો ઉજ્જયિની જણાય છે.'

ઉજ્જાયની જોતાં તે નવાઇ પામ્યો. તે મહારાજા પાસે ગયો ને બનેલી વાત કહી. તેવામાં અગ્નિવૈતાલ પણ આવી પહોંચ્યો. પછી એ ત્રણ જણાએ મંત્રણા કરી. ભટ્ટમાત્રને નગરરક્ષાનું કામ સોપી અગ્નિવૈતાલ સાથે મહારાજા શ્રીપુર નગર તરફ ચાલ્યા.

શ્રીપુર પહોંચી તે ચક્રેશ્વરી દેવીને સ્થાને ગયા. દેવીને નમસ્કાર કરી ત્યા જ મુકામ કર્યો. તેવામાં આકાશમા કાળી છાયા છવાયેલી જોઈ વિક્રમાદિત્ય બોલ્યા, 'શું ચોમાસું આવી પહોંચ્યું ? આપણે આપણા સ્થાને જવું રહ્યુ.' ત્યારે અગ્નિવૈતાલે કહ્યું. 'અરે ! આ તો રાજકુમારી આવી રહી છે. તે પદ્મિની છે, તેના દેહની સુગંધથી ભમરાઓ ભેગા થયા છે. અને

આકાશ કાળું દેખાય છે. હે રાજન્ ! કસ્તુરી અને કાજળથી શોભિત શરીરવાળી સુરસુંદરી આવતી જણાય છે.'

અગ્નિવૈતાલ કહી રહ્યો છે, તેટલામાં સુરસુંદરી સખીઓ સાથે ત્યાં આવી. તેની દૃષ્ટિએ વિક્રમાદિત્ય પડયા. જોતાંની સાથે જ તે ભાન ભૂલી. તેના પગ સ્થિર રહેતા ન હતા. તે મનમાં વિચારવા લાગી 'આ ઇન્દ્ર હશે ? નાગેન્દ્ર હશે ? કિન્નર કે વિદ્યાધર હશે ?' વિચારતી તે દેવીના મંદિરમાં ગઈ, નમસ્કાર કર્યા ને બોલી. 'હે દેવી ! જો આ સુંદર પુરુષ મારો પતિ થશે તો હું સવા લાખ સોના મહોરોની ભેટ તમારા ચરણમા ધરાવીશ.' કહી તે ગઇ.

મહારાજાને પણ તે રૂપરાશિને મેળવવાની ઇચ્છા થઇ ને દેવીના મંદિરમાં ગયા. ભક્તિપૂર્વક બે હાથ જોડી નમસ્કાર કરી બોલ્યા, 'હે દેવી ! જો તે કન્યા મારી પત્ની થશે. તો હું સવાલાખ મહોરોથી તમારી પૂજા કરીશ.'

ભાનભૂલી રાજકુંવરી મહેલે ગઇ ને તેણે સખીને મોકલી, મહારાજાને પોતાના મહેલમાં બોલાવ્યા. તેમને સ્નાન કરાવડાવ્યું. ભોજન કરાવી સત્કાર કર્યો. પછી મહારાજાના ગુણોની પરીક્ષા કરવા રાતના તે કન્યા મહેલના એક ઓરડામાં પોતાની શય્યા પર બેઠી. દીવો રાખ્યો. શય્યાની બે બાજુએ લાકડાનો બકરો અને ઘોડાને મૂકાવ્યા રત્નમય સિંહાસન મૂકાવ્યું.

મહારાજા જ્યારે ત્યાં આવ્યા ત્યારે બકરાએ પૂછ્યું.




રાજકુમારી સુરસુંદરીની આગળ મણીમય સિંહાસન પર બેસી કથા કહેતા મહારાજા વિક્રમાદિત્ય.

'તમે કોણ છો? કઈ શક્તિથી આવ્યા છો?' જવાબમાં મહારાજાએ કહ્યું. 'હું સ્વબળથી અહીં આવ્યો છું.' ત્યારે બકરો બોલ્યો. 'શય્યામાં સૂતેલી મારી સ્વામિનીને ચાર વાર જે બોલાવશે. તેની સાથે તે લગ્ન કરશે' ત્યારે મહારાજાએ અદ્દશ્યરૂપધારી અગ્નિવૈતાલને કહ્યું. 'તમે દીપકમાં પ્રવેશ કરો અને હું વાત કહું ત્યારે હુંકારો દેજો.'

વિક્રમાદિત્યના કહેવા પ્રમાણે અગ્નિવૈતાલે દીવામાં પ્રવેશ કર્યો એટલે મહારાજા બોલ્યા, 'હે દીવા! તું મારી વાતમાં હુંકારો આપીશ?'

'જરૂર,' દીવાએ કહ્યું ને મહારાજાએ રાજકુમારીને સંભળાવવા વાત કહેવા માંડી.

'વામન નામનો બ્રાહ્મણ કૌશાંબી નગરીમાં રહેતો હતો. તેને સાવિત્રી નામની પત્ની, નારાયણ નામનો પુત્ર, ગાયત્રી નામની પુત્રી અને અચ્યુત નામનો માસો હતો. તે કન્યા મોટી થઇ, પરણવા લાયક થઈ ત્યારે તેના માતા, પિતા, ભાઇ અને મામા એ ચારે જણા ચાર દિશામા ગયા. અને યોગ્ય વરની શોધ કરવા લાગ્યા. શોધ કરી. વિવાહનું નક્કી કરી પાછા આવ્યા ને ચારે જણે વાત કરી.

લગનના નક્કી કરેલા દિવસે ચારે વર જાન સાથે ત્યા આવ્યા અને ગાયત્રીને પરણવા માટે અંદર અંદર લડવા લાગ્યા. એક કહે, 'હું પરણીશ.' બીજો કહે, 'હું પરણીશ.'

આ પ્રમાણે તે લડતા હતા, તેવામા કન્યાને સાપ કરડયો. તે મરી ગઇ ને ઝઘડાનો અંત આવ્યો.

એ ચાર જણામાંથી એક કન્યા સાથે બળી ગયો. બીજો તેમનાં અસ્થિ–હાડકાં લઈ તીર્થમાં નાંખવા ગયો. અને ત્રીજો ત્યાં ઝૂંપડી બાંધી રહ્યો, ને ભિક્ષા માગી લાવી પિંડ દેવા લાગ્યો. ચોથો જ્યાં ત્યાં ભટકતો વસંતપુર નગરમાં આવી પહોંચ્યો ત્યાં મુકુંદ નામના બ્રાહ્મણની સ્રીએ તેને જમવા બોલાવ્યો. તે જ્યારે જમી રહ્યો હતો ત્યારે તેનો છોકરો રડવા લાગ્યો. ત્યારે બ્રાહ્મણીએ એ છોકરાને ચૂલામાં નાખી દીધો. આ જોઈ પેલો વિચારવા લાગ્યો, 'એક કન્યાની હત્યા તો મને લાગી છે. મારે જ કારણે બાળક મરાયો એટલે બીજી બાળહત્યા લાગી. હું જરૂર નરકમા જવાનો. મારા જીવનને ધિક્કાર હો. પૃથ્વીભ્રમણને ધિક્કાર હો. બાળહત્યા દ્વારા પેટ માટેના ભોજનને ધિક્કાર હો. સ્વાર્થી જીવ આ લોકમા માતા, પિતા ને પુત્ર, પુત્રી, મિત્ર વગેરેના વધ આદિ વડે દુર્ગતિ કરનાર કયું પાપ નથી કરતો?'

પાપનો વિચાર કરતા બ્રાહ્મણને જોઈ બ્રાહ્મણી બોલી, 'હે અતિથિ! તમે ભોજન કરો. મારો પુત્ર મર્યો નથી. તે જીવે છે. ચિંતા ન કરો.' અતિથિને જમાડયો ને પછી કોઇ ચૂર્ણ લાવી અગ્નિમાં નાખ્યું. છોકરો જીવતો થઇ ગયો આ જોઇ તેણે બ્રાહ્મણી પાસે ચૂર્ણ માગ્યું. બ્રાહ્મણીએ આપ્યું. તે લઇ જયા પેલી કન્યા બળી મરી હતી ત્યાં આવ્યો ને ત્યાં ચૂર્ણ નાખ્યુ તે સાથે જ કન્યા અને તેની સાથે બળી મરેલો બ્રાહ્મણ જીવતો થયો. તેવામા તીર્થ કરવા જે ગયો હતો તે પણ ત્યાં આવ્યો ને ચારે તે કન્યા માટે ફરી

લડવા લાગ્યા.' કહેતા મહારાજાએ કહ્યું, 'હે દીવા ! તે કન્યા કોને પરણશે ?'

'હું તે જાણતો નથી.' દીવાએ કહ્યું. ત્યારે મહારાજાએ કહ્યુ, 'જે કોઈ જાણતું હોય અને જવાબ ન આપે તેને સાત ગામ બાળ્યાનું પાપ.'

પાપ શબ્દ સાભળી સૂતેલી સુરસુંદરી બોલી, 'તીર્થમા અસ્થિ નાખનાર પુત્ર થયો. જીવાડનાર બાપ થયો. સાથે જીવ્યો તે ભાઈ થયો. પિંડ દેનાર તેનો પતિ થશે'

આમ મહારાજાએ તેને એક વાર બોલાવી. પછી અગ્નિવૈતાલને ઘોડામા પ્રવેશવા કહ્યું. અગ્નિવૈતાલ ઘોડામાં પ્રવેશ્યો ત્યારે મહારાજા કહેવા લાગ્યા, 'હે ઘોડા ! હવે તું હુંકારો દેજે.'

'હું હુંકારો આપીશ.' ઘોડાએ કહ્યું. એટલે રાજકુમારી સાભળે તેમ મહારાજાએ વાત કહેવા માડી. 'શંખનામના નગરમા સુથાર, દોશી વાણિયો, સોની અને બ્રાહ્મણ આ ચાર મિત્ર હતા. તે કમાવા માટે પરદેશ ચાલ્યા. ચાલતા ચાલતા તેઓ જંગલમા આવ્યા. તે વખતે સૂર્ય આથમી ગયો હતો, એટલે ત્યાં જ મુકામ કર્યો. વનમાં 'જાગતાને ભય હોતો નથી.' એમ વિચારી એક એક પહોર ચારે જણે જાગવા નક્કી કર્યું.

પહેલા પહોરે જાગવાનો સુથારનો વારો આવ્યો. તેણે તેના વારામા સોળ વરસની લાગે તેવી પુતળી બનાવી. ને

પહોર પૂરો થતાં તે સૂતો. બીજે પહોરે દેશી વાણિયાનો વારો આવ્યો. તેણે તેના વારામાં તે પૂતળીને સુંદર કપડાં પહેરાવ્યાં. ત્રીજા પહોરે સોનીએ આભૂષણ પહેરાવ્યાં. ને ચોથે પહોરે બ્રાહ્મણે મંત્રથી તે પૂતળીને જીવતી કરી. પછી ચારે જણા તેની સાથે પરણવા અંદર અંદર લડવા લાગ્યા.'




સુથારે પૂતળી ઘડી

ઘોડાને ઉદ્દેશી મહારાજા બોલ્યા, 'હે ઘોડા! એ સ્ત્રી કોને પરણશે?' ઘોડાએ કહ્યું. 'તે હું જાણતો નથી.' ત્યારે મહારાજા બોલ્યા, "એ જે જાણતો હોય અને ન કહે તો તેને સાત ગામ બાળ્યાની હત્યા.'



વાણીએ કપડાં પહેરાવ્યાં.

હત્યાના ભયથી સુરસુંદરી બોલી, 'જેણે પૂતળી–કન્યા બનાવી તે બાપ, કપડાં પહેરાવનાર મામો, જીવાડી તે ગુરુ અને આભૂષણ પહેરાવનાર પતિ.'

આમ સુરસુંદરી બીજી વખત બોલી, ને મહારાજાએ અગ્નિવૈતાલને ભદ્રાસનમા પ્રવેશવા કહ્યું. અગ્નિવૈતાલે તેમ કર્યું. એટલે મહારાજા બોલ્યા, 'હે ભદ્રાસન! હવે તું હુંકારો આપજે.' સિંહાસન–ભદ્રાસને તેમ કરવા કહ્યું. એટલે મહારાજાએ સુરસુંદરી સાંભળે તેમ વાત કહેવા માડી.

'પહેલાના વખતમાં વિક્રમપુરમાં સોમ અને ભીમ નામના મિત્ર હતા. તેમાં સોમનાં લગ્ન ધ્વરાપુર થયાં હતાં. સોમ ધ્વરાપુર પોતાની પત્નીને તેડવા કેટલીય વાર ગયો પણ તેની પત્ની આવતી ન હતી. તેથી દુઃખી થતા સોમે ભીમને કહ્યું.' 'મારી સ્ત્રી મારે ત્યા આવતી નથી. હું શું કરું ?' ત્યારે તેણે કહ્યું. 'આપણે બે જણા સાથે જઈએ. હું ભાભીને સમજાવીશ.'

તે પછી એક દિવસ સોમ અને ભીમ ધ્વરાપુર ચાલ્યા, રસ્તામાં ભટ્ટારિકા દેવીનું મંદિર આવ્યું. ત્યારે ભીમ દેવીના દર્શનના બહાને મંદિરમાં જઈ દેવીને નમસ્કાર કરી બોલ્યો, 'હે દેવી ! મારા કહેવાથી મારા મિત્રની પત્ની અમારી સાથે આવશે તો હું મારું માથું તને ચઢાવી તારી પૂજા કરીશ.' કહી તે પાછો આવ્યો. તે રથમાં બેસી આગળ વધી ધ્વરાપુર આવ્યા. ને ભીમે સોમની પત્નીને સમજાવી. તે માની અને તેમની સાથે આવવા તૈયાર થઈ. તે ત્રણે જણાં ચાલ્યાં. રસ્તામાં દેવીનું મંદિર આવતાં ભીમ રથની દોરી સોમને આપી મંદિરમાં ગયો ને તેણે પોતાનું માથું કાપી દેવીના ચરણમા મૂકી પૂજા કરી.



ભીમ માતાને મંદિરે ગયો.

ભીમને ગયે વાર થવાથી સોમ ખબર કાઢવા ગયો. તેણે પોતાના મિત્રનું માથું કપાયેલું જોયું. તે જોતાં તેણે પોતાનું માથું કાપ્યું.

પોતાના પતિને મંદિરમાં ગયે વાર લાગવાથી તે સ્ત્રી પણ મંદિરમા ગઈ. તેણે પોતાના પતિનું તથા તેમના મિત્રનું કપાયેલું માથું જોયું. તેથી ગભરાઈ બોલી, 'આ શું થયું? હવે હું એકલી સાસરે શી રીતે જઈશ? લોકો કહેશે 'પતિ તેમજ દિયરને મારીને આ આવી અને પિયર જાઉં તો ત્યાં પણ નિંદા થવાની. તેથી મારે મરવું ઉચિત છે.' આવો વિચાર કરી છરી ઉઠાવી ત્યાં તો દેવી પ્રગટ થયા ને બોલ્યાં. 'હે સ્ત્રી! સાહસ ન કર' દેવીનાં વચન સાંભળી તે બોલી, 'તો આ તારા બે સેવકોને જીવતા કર.' ત્યારે દેવીએ કહ્યું' 'તું ધડ પર તેમનાં માથાં મૂક.' આ સાંભળી ઉતાવળમા તેણે પોતાના પતિનું માથું તેમના



દેવી ત્યાં પ્રગટ થયાં.

મિત્રના ધડ સાથે ને મિત્રનું માથું પતિના ધડ સાથે મૂક્યું. એટલે દેવીએ તેમને સજીવન કર્યા.' કહી મહારાજાએ પૂછ્યું, 'હે ભદ્રાસન, હવે આ સ્ત્રી કોની?' ભદ્રાસને

કહ્યું, 'હું તે કહી શકું નહિ.' ત્યારે મહારાજાએ કહ્યું, 'એ જે જાણતું હોય ને ન કહે તો તેને સાત ગામ બાળ્યાનું પાપ.'

આ સાંભળી સુરસુંદરી બોલી, 'જેના ધડ પર તેના પતિનું મસ્તક હતું તે તેનો પતિ. કારણ કે શરીરમાં મસ્તક મહત્વનું છે.' આમ મહારાજાએ બુધ્ધિપૂર્વક સુરસુંદરીને ત્રીજી વખત બોલાવી. ને અગ્નિવૈતાલને શય્યામાં પ્રવેશવા કહ્યુ. એટલે અગ્નિવૈતાલ શય્યામાં પ્રવેશ્યો ત્યારે મહારાજા વિક્રમ બોલ્યા, 'હે શય્યા, તું હુંકારો દેજે.'

'સારું.' શય્યાએ કહ્યું ને સુરસુંદરી સાભળે તેમ મહારાજાએ વાત કહેવા માંડી. 'બેન્નાટ નગરમાં વિશ્વરૂપ નામનો રાજા હતો. તેના એક સેવકનું નામ સૂર હતું, ને સેવકની પત્નીનું નામ કમલા હતું. વીરનારાયણ નામનો પુત્ર હતો. ને પુત્રવધૂનું નામ પદ્માવતી હતું.

આ વીરનારાયણને તેની સેવાથી ખુશ થઈ રાજાએ એક લાખની આવકવાળું નગર બક્ષિસ આપ્યું હતું. અને પોતાનો અંગરક્ષક બનાવ્યો હતો તે રાતના તલવાર લઈ મહારાજાના રક્ષણ માટે જાગતો રહેતો.

એક દહાડો રાતના મહારાજાએ સ્રીના રડવાનો કરુણ અવાજ સાંભળ્યો. એટલે વીરનારાયણને રડવાનું કારણ જાણવા

મોકલ્યો. વીરનારાયણ ચાલતો સ્મશાને આવ્યો. ને ત્યાં રડતી સ્ત્રીને રડવાનું કારણ પૂછ્યું. તે વખતે મહારાજા પણ ત્યાં તેની પાછળ આવી



વીરનારાયણે રડતી સ્ત્રી જોઇ

પહોંચ્યા. તે આ બંને વચ્ચે થતી વાત સાંભળવા છુપાઇ ગયા.

વીરનારાયણના પૂછવાથી તે સ્ત્રી બોલી, 'હું આ રાજની અધિષ્ઠાયિકા દેવી છું. આજ ચોસઠ જોગણીઓ પોતાની તૃપ્તિ માટે મહારાજાને અહીં લાવી અગ્નિકુંડમાં નાંખશે. મહારાજાના કુંડમાં બળી જવાથી રાજ સૂનું પડશે. તેથી હું નિરાધાર થઇશ, દુઃખી થઇશ. રાજાનો એવો કોઈ સાહસિક સેવક નથી જે પોતાનો ભોગ આપી મહારાજાને બચાવે.'

'હું મહારાજાના સેવકોમાં મુખ્ય છું.' વીરનારાયણે કહ્યું, 'હે દેવી, મહારાજાની રક્ષા માટેનો ઉપાય બતાવો. હું તમારા કહેવા પ્રમાણે તૈયાર છું.'

'એ કામ થવું મુશ્કેલ છે.' દેવીએ કહ્યું ત્યારે તે બોલ્યો, 'તમે તમારે કહો. તમારે વિચાર કરવાનો નથી.' એટલે દેવીએ કહ્યું, 'બત્રીસ લક્ષણા પુરુષ વિના યોગિનીઓનું કાર્ય સિધ્ધ થતું નથી. રાજા અને તું બંને બત્રીસ

લક્ષણા પુરુષ છો.' ત્યારે વીરે કહ્યું, 'મહારાજા આખા રાજના આધાર છે. તેમનું આદરપૂર્વક રક્ષણ કરવું જોઈએ. હું રાજાનો સેવક છું. મારા મરવાથી જગતને કાંઈ નુકશાન થવાનું નથી. તેથી દેવી! હું મારો ભોગ આપીશ.' આ પ્રમાણે કહીને તે પોતાને ઘેર ગયો. માત-પિતાને બધી વાત કહી. તેમણે વાત સાંભળી હર્ષપૂર્વક ભોગ આપવા જણાવ્યું. એટલે તે ઉતાવળો દેવી પાસે આવ્યો. ને પૂછવા લાગ્યો. 'કહો દેવી, હવે મારે શું કરવાનું છે?' દેવીએ કહ્યું, 'સ્નાન કરી આ અગ્નિકુંડમાં પડો.'

દેવીના કહેવા પ્રમાણે તે અગ્નિકુંડમા પડયો. ત્યારે તેના માતાપિતા પણ સ્મશાનમાં આવ્યાં ને 'પુત્ર વિના જીવન નકામું છે.' તેમ વિચારી માતાપિતા અને 'પતિ વિના જીવન નકામું છે' તેમ વિચારી તેની પત્ની એમ બધા ય તે કુંડમાં કૂદી પડયાં

આ બધું વૃક્ષની પાછળ છુપાયેલા મહારાજા જોઇ રહ્યા હતા. તેમણે વિચાર્યું, 'મારે માથે આ ચારની હત્યા થઇ માટે હું પણ અગ્નિકુંડમાં કૂદી પડું.'

જેવા મહારાજા અગ્નિકુંડમાં પડવા જાય છે ત્યાં તો દેવી પ્રગટ થયાં અને તેમને રોકવા લાગ્યાં. ત્યારે મહારાજાએ પૂછ્યું. 'તમે મને રોકનાર કોણ છો?' દેવીએ જવાબમાં કહ્યું. 'હું આ રાજ્યની અધિષ્ઠાયિકા છું, હે રાજન્! કુંડમાં પડવાનું તમે સાહસ ન કરો.' ત્યારે મહારાજાએ કહ્યું, 'ચારે જણાંને જીવતા કરો નહિ તો હું કુંડમાં પડવાનો.'

રાજાના શબ્દો સાંભળી દેવીએ ત્યાં થોડું પાણી છાંટયું, એટલે તરત જ તેઓ જીવતાં થયાં. એ જોઇ મહારાજા બોલ્યા, 'હે દેવી ! તમે તો ખરેખર ઇંદ્રજાળ ફેલાવી.' ત્યારે દેવીએ કહ્યું. 'તારી અને આ મનુષ્યોની પરીક્ષા કરવા મેં આ કર્યું હતું.'

આ સાભળી બધાં દેવીને નમ્યાં ને ઘેર ગયાં. મહારાજાએ ગામો વગેરે આપી વીરનારાયણનું સન્માન કર્યું.' કહી મહારાજાએ શય્યાને પૂછ્યું, 'હે શય્યા, મહારાજા વગેરેમાં વધુ સાહસગુણવાળું કોણ હતું ?' શય્યાએ કહ્યું. 'મને તેની ખબર નથી.' ત્યારે મહારાજા બોલ્યા, 'અહીં જે જાણતું હોય છતાં ન કહે તો તેને સાત ગામ બાળ્યાનું પાપ.'

આ સાંભળી શય્યામાં સૂતેલી રાજકુમારી બોલી. 'મહારાજા બધામાં વધારે સાહસવાળા હતા. કેમકે મહારાજા પૃથ્વીના આધાર છે. સેવક નહિ.'

આ પ્રમાણે રાજકન્યાને વિક્રમાદિત્યે ચાર વાર બોલાવી. તેથી સવાર થતા રાજકુમારી સાથે ધામધૂમથી વિક્રમાદિત્યે લગ્ન કર્યાં. પછી સુરસુંદરીના પિતાએ કહ્યું, 'ચાલો જમવા.' ત્યારે વિક્રમાદિત્યે કહ્યું, 'મેં ચક્રેશ્વરી દેવીને સવાલાખ સોનામહોરો ભેટ ચડાવવા બાધા રાખી છે. તે ભેટ ચઢાવ્યા વિના હું જમી શકું નહિ.' ત્યારે સુરસુંદરીએ પણ બાધાની વાત કરી. એટલે પતિપત્ની વાજતેંગાજતે તે દેવીના મંદિરે ગયાં ને બંને જણાંએ જુદી જુદી સવાલાખ સોનામહોરો

દેવીને ભેટ ધરી. ગુરુને નમસ્કાર કર્યા અને ગુણગાન કરતાં સર્વ સ્થાને ગયાં પછી આનંદથી બધાંએ ભોજન કર્યું. ત્યાર-બાદ મહારાજા વિક્રમાદિત્ય સુરસુંદરી અને અગ્નિવૈતાલ સાથે આનંદપૂર્વક ઉજ્જયિની આવ્યા ને રાજ કરવા લાગ્યા."

આમ પ્રથમ ચામરધારિણીએ વિક્રમાદિત્યની રોમાંચકારી વાત કહી, વિક્રમચરિત્રને કહ્યું. "હે રાજન્! તમે કેવી રીતે વિક્રમાદિત્ય જેવા થઈ શકશો?"

卐

## પ્રકરણ સાઇઠમું ... ... ... કપટનો બદલો

મહારાજા વિક્રમચરિત્ર સમક્ષ બીજી ચામરધારિણીએ અમૃતતુલ્ય વાણીથી મહારાજા વિક્રમાદિત્યના જીવનનો એક પ્રસંગ કહેવા માંડયો :—

"એક વખતે મહારાજા વિક્રમાદિત્યની રાજસભામાં એક પંડિત આવ્યો અને તેણે એક અદ્ભુત વાત કહી.

'ચંપકપુર નામના નગરમાં ચંપક નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીઓમાં એક ચંપકા નામની શીલવતી રાણી હતી. એ નગરમાં દેવશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પ્રીતિમતી હતું. પૂર્વમાં જેમ રોહિણીનો જન્મ થાય છે, તેમ એ પ્રીતિમતીએ એક સુંદર કન્યાને જન્મ આપ્યો. તેના પતિએ તે બાળિકાનું નામ રુક્ષ્મણી રાખ્યું. તે દિવસો જતાં મોટી થઈ. કાલુકાલુ બોલવા લાગી. તેનું કાલુકાલુ બોલવું તેના માબાપને વહાલું લાગતું.

રુક્ષ્મણી આઠ વર્ષની થઈ ત્યાં તો દૈવયોગે તેની માતા મૃત્યુ પામી. દેવશર્માએ સગાંસંબંધીને ભેગાં કરી તેની અંતિમક્રિયા વિધિપૂર્વક કરી.

મોટી થયેલી રુક્મણીએ હવે ઘરકાર્ય સંભાળી લીધું. તે પોતાના બાપને સારી રીતે જમાડતી. ભક્તિ અને વિનયાદિ ગુણોથી તે તેના બાપની સ્નેહપાત્ર બની.

એ દેવશર્માની પાડોશમાં કમળા નામની વિધવા બ્રાહ્મણી રહેતી હતી. તે દેવશર્મા સાથે પત્ની તરીકે રહેવા ઇચ્છતી હતી. તેથી તેણે કહ્યું, 'હે બ્રાહ્મણ! તમારી પત્ની મરણ પામી છે, તમને સારી રસોઈ જમવાની ઇચ્છા થાય તે તમારી નાની છોકરી પૂરી શકે નહિ, તેથી તમારે ફરીથી લગ્ન કરવું જોઇએ. નવી સ્ત્રીથી તમે સુખી થશો. હજી તમે કાંઈ ઘરડા થઈ ગયા નથી. તમને કોઇ પણ બ્રાહ્મણ પોતાની કન્યા આપશે. દિવસો જતાં ઉંમર થતાં કોઇ જ તમને કન્યા આપશે નહિ. વળી તમારી દીકરી મોટી થશે, તેને પરણાવશો, એટલે તે તેના સાસરે જશે, ત્યારે તમારી શું દશા થશે? મારા આ શબ્દો ભવિષ્યમાં રોજ યાદ આવશે. યાદ રાખો, સ્ત્રીના પણ હિતકારી શબ્દો માનવા જોઈએ. અને ભાઇઓના દુઃખ ઉત્પન્ન કરનારા શબ્દો કાને ધરવા ન જોઈએ.'

આ સાભળી બ્રાહ્મણે કહ્યું: 'મારો વિચાર ફરીથી લગ્ન કરવાનો નથી. કારણકે ગઇ એવી સ્ત્રી હવે ન મળે. મારી દીકરી મને પૂરેપૂરો સંતોષ આપે છે. તેથી હું મરનારીને ભૂલી ગયો છું.'

આ સાંભળી કમળાએ પોતાના મનમાં વિચાર કર્યો: 'તેની પુત્રી પરથી તેનું મન ઊઠી જાય તેવું મારે કાંઇક કરવું જોઈએ.'

હવે એ કમળા લાગ સાધી રુક્ષ્મણી ન જાણે તેમ છાની ઘરમાં જઇ રસોઇમાં મીઠું નાંખી આવતી. અને છાની-માની પોતાના ઘેર ચાલી જતી. ક્યારેક ક્યારેક રસોઈમાં કચરો પણ નાખી આવતી. કડવી અને ખારી રસોઇ ચાખીને બાપ દીકરીને કહેતો, 'દીકરા, આજ રસોઈ કડવી કેમ છે?'

જવાબમાં રુક્ષ્મણી કહેતી: 'બાપુજી મેં કડવી રસોઈ બનાવી નથી.'

આમ બ્રાહ્મણ ખાવાપીવામાં દુઃખી થવા લાગ્યો. પરિણામે દીકરી પરથી તેનો સ્નેહ ઓછો થવા લાગ્યો. ને તે પેલી કમળા પાસે જઇ કહેવા લાગ્યો, 'મારી છોકરી ખાવાપીવાનું સારું બનાવતી નથી.'

'એ તો મેં તમને પહેલેથી જ કહ્યું હતું, પણ તમે માન્યું નહિ. કમળાએ કહ્યું. ત્યારે દેવશર્માએ કહ્યું 'તમે મારા માટે કોઇ કન્યા શોધી લાવો.'

કમળાએ તેના માટે કન્યાની શોધ કરવા માંડીઃ પણ લાયક કન્યા ન મળી. આ સમાચારથી દેવશર્મા દુઃખી થયો. ત્યારે કમળાએ કહ્યું, 'જો તમને ઠીક લાગતું હોય તો હું તમારું ઘર માંડું.' આ સાંભળી દેવશર્માએ કહ્યું; 'તો તો વિવાહથી રળિયામણું શું? રોગીને વૈદ્ય તેને ભાવતું ખાવાનું કહે પછી શું જોઈએ?'

કમળાએ દેવશર્માનું ઘર માંડયું, તે દેવશર્માને પોતાના

વર્તનથી ખુશખુશ રાખવા લાગી. કહેવાય છે, હાથી એક વર્ષમાં વશ થાય છે, ઘોડો એક મહિનામાં અને સ્ત્રી પુરુષને એક જ દિવસમાં વશ કરે છે.

એક દહાડો કમળાએ દેવશર્માને કહ્યું. 'બધાંનાં છોકરાં રોજ ગાયો ચરાવવા જાય છે પણ આપણી રુક્મણી જતી નથી.'

કમળાના શબ્દે દેવશર્માએ રુક્મણીને ગાયો ચરાવવા મોકલી. આ કમળા રુક્મણીને ગમે તેવું ખાવાનું આપતી, કડવા શબ્દો કહેતી.

રુક્મણી ઓરમાન માના શબ્દોથી દુઃખી થતી, કહ્યુ છે કે નાનપણમાં માબાપનું મરવુ બાળક માટે, યુવાવસ્થામાં પત્નીનું મરવું પતિ માટે અને પુત્રનું મરવું વૃદ્ધ પિતા માટે દુઃખદ છે.



રુક્મણી ઝાડ નીચે આરામ કરતી હતી.

રોજના નિયમ પ્રમાણે રુક્મણી ગાયો ચરાવતી એક ઝાડ નીચે આરામ લઈ રહી હતી. તે સમયે ઇન્દ્રના પુત્ર મેઘનાદની પત્નીએ નારદનો સત્કાર નહિ કરવાથી નારાજ થયેલા નારદ વિચારવા લાગ્યા: 'આ સ્ત્રી ગર્વથી ભાન

ભૂલી છે. તેના ગર્વનું ખંડન બુદ્ધિપૂર્વક કરવું જોઇશે. જે કોઇ દુષ્ટ આચરણ કરે છે, ગર્વમાં ભાન ભૂલે છે તે પોતાના જ પગ પર કુહાડો મારે છે.'

આમ વિચારતા નારદ પૃથ્વી પર આવ્યા અને તેમણે ઝાડ નીચે આરામ કરતી રુક્ષ્મણીને જોઈ, તેને જોઇ તે ફરીથી સ્વર્ગમાં ગયા અને મેઘનાદને કહેવા લાગ્યા: 'હે મેઘનાદ! મેં પૃથ્વી પર એક સૌંદર્યસંપન્ન બ્રાહ્મણકન્યા જોઈ છે. તેના જેવી સુંદર દેવલોકમાં કોઇ દેવાંગના પણ નથી. જો તમને તે પસંદ હોય તો આપણે ત્યાં જઇએ.'

'જરૂર.' મેઘનાદે કહ્યું, 'આપણે બે જણા એ કન્યાને લેવા જઇએ.'

મેઘનાદ નારદ સાથે પૃથ્વી પર આવ્યા. અને તેણે રુક્ષ્મણીને જોઈ તેની સાથે ગાંધર્વ લગ્ન કર્યાં. ને તેને સ્વર્ગલોકમા એક જુદા સ્થળે રાખી. તેણે રુક્ષ્મણીએ નારદનું સન્માન કર્યું. તે પછી નારદ તપ કરવા પૃથ્વી પર આવ્યા.

મેઘનાદ હવે રાતદહાડો રુક્ષ્મણીના સાથે રહે છે, તે અત્યારે તેની પ્રથમની સ્ત્રી મેઘવતીને ભૂલી ગયો છે. દિવસો જતા મેઘવતી મેઘનાદના વિયોગથી દુઃખી થતી પોતાની સખીને કહેવા લાગી.' 'તે આજકાલ આ તરફ આવતા નથી. તે કયાં રહે છે.' તેની તું તપાસ કર.'

મેઘવતીની સખીએ મેઘનાદની તપાસ કરવા માંડી. તપાસ કરતા મેઘનાદને માનવસ્ત્રી સાથે જોઈ તે તરત જ મેઘવતી પાસે જઇ કહેવા લાગી, 'હે સખી! તમારા

પતિ વિષયાસક્ત થઇ મૃત્યુલોકની સ્ત્રી સાથે વિમાનમાં ખીજે રહે છે.' આ સાંભળી મેઘવતીએ મેઘનાદને બોલાવવા મોકલ્યુ. પણ તે ન આવ્યો, ત્યારે તે વિચારવા લાગી 'નારદે જ મારાથી નારાજ થઇ બીજી સ્ત્રી મેળવી આપી છે. મેં તેમનું સન્માન નહિ કરેલુ તેથી તેમણે મારે માટે દુઃખદ પ્રસંગ ઊભો કર્યો છે હવે તે આવે ત્યારે તેમનું સન્માન કરુ તો બધું ઠીક થઈ જાય. મારા પતિ મારી પાસે જ રહે'

કેટલાક દિવસ પછી નારદ મેઘવતીને ત્યા આવ્યા. ત્યારે તેણે નારદનું સન્માન કરી ખુશ કર્યા. ત્યારે નારદે પુછ્યુ : 'પહેલો હું આવ્યો હતો, ત્યારે તમે મારા સામું પણ જોયું ન હતું. ને આજ આટલું બધુ કેમ?'

'તે વખતે હું કામમા રોકાઈ હોઇશ, જેથી તમારુ સન્માન નહિ કરી શકી હોઉં. તે માટેનો મારો ગુનો માફ કરો' મેઘવતીએ કહ્યું. 'ને મારા પર પ્રસન્ન થાઓ.'



નારદ મેઘવતીને ત્યા આવ્યા.

'પૂજનીય પુરુષોનો અનાદર કરવાથી આ લોક અને પર લોકમાં પ્રાણી દુઃખી થાય છે.' નારદે કહ્યું. 'કહેવાય છે, દેવોની પ્રતિમા ખંડિત કરવાથી, ગુરુજનોનો અનાદર કરવાથી પ્રાણીઓની દુર્ગતિ થાય છે. અને દુઃખો ભોગવે છે.'

'આપનો અનાદર મેં જે કર્યો હતો, તેની ક્ષમા માંગુ છું.' મેઘવતીએ કહ્યું. તેના શબ્દોથી પ્રસન્ન થયેલા નારદ કહ્યું. 'તમારા મનમાં જે હોય તે કહો, હું તે પૂરું કરી આપીશ.'

'મારા પતિ મારી શોકયને છોડી મારી સાથે રહે તેવું કરો.'

મેઘવતીના શબ્દો સાંભળી 'તથાસ્તુ' કહી નારદ મેઘનાદ પાસે ગયા, ને કહેવા લાગ્યા : 'દેવો માટે મૃત્યુ-લોકની સ્ત્રી સાથે ભોગ ભોગવવા અયોગ્ય છે. તેમના શરીરમાં રસ, લોહી, માંસ, મેદ, અસ્થિ, મજ્જા વિગેરે સાત ધાતુઓ હોય છે.' એમ મેઘનાદને કેટલુંક સમજાવી નારદે રુક્ષ્મણી પરનો મોહ દૂર કર્યો. ત્યારે મેઘનાદે પૂછ્યું. 'આને ક્યાં રાખવી જોઈએ ?'

'આ સ્ત્રીને જે ઝાડ નીચેથી લાવ્યા હતા, ત્યાં જ મૂકી દેવી જોઈએ.' નારદે કહ્યું ને મેઘનાદે તેમ જ કર્યું. તે પછી તે પોતાની પૂર્વની સ્ત્રી મેઘવતી સાથે રહેતા સમય પસાર કરવા લાગ્યો.

રુક્ષ્મણી એ ઝાડ નીચેથી ઊઠી પોતાના બાપના ઘર તરફ જવા લાગી. રસ્તામા તેના હાથમા રહેલ કંકણમાંનું એક કંકણ પડી ગયું. બાકીના બીજાં દિવ્ય આભૂષણો સાથે તે ઘેર ગઈ. ત્યારે તેની ઓરમાન માએ પૂછ્યું, 'હે અલી! તું આટલા દહાડા ક્યાં હતી?' જવાબમા તેણે કહ્યું, 'હું ક્યાં હતી તેની તો મને ખબર નથી, પણ જ્યાં હતી ત્યા

સૂર્યના વિમાન જેવો પ્રકાશ મનને આનંદ આપનારો હતો. ત્યાં હું સુખચેનથી રહેતી હતી. ત્યાં દિવ્ય શરીરના રૂપની શોભાવાળો દોષરહિત માનવ રહે છે, અને તે સુંદર વેશધારી તથા મનોહર હાર અને બાજુબંધ વગેરેથી શોભે છે.'

કમળા પણ આભૂષણોના લોભથી બોલી : 'દીકરી, તું ઘેર આવી તે સારું કર્યું, તારી શોધ ઘણીય કરાવી હતી. આજ મારા સારા નસીબે તું આવી' બોલતી તે વિચારવા લાગી. 'હું મારી પુત્રી લક્ષ્મી માટે છળકપટથી આના બધાં આભૂષણો લઈ લઈશ.' થોડીવાર પછી તે બોલી, 'દીકરી, તારા આ આભૂષણો કોઇ રાજા જોઈ જશે તો પડાવી લેશે.' કહેતી તે દુર્બુદ્ધિવાળી કમળાએ બધાં આભૂષણો ઉતારી લીધા, અને પોતાની પુત્રી માટે ગુપ્ત સ્થાને સંતાડી દીધાં.

એક વખત ત્યાંનો રાજા સુંદર ઘોડા પર બેસી ક્રીડા કરવા નગર બહાર જતો હતો. ઘોડાની ખરીથી ધૂળમા પડેલું પેલું કંકણ બહાર આવ્યું ને રાજાની દૃષ્ટિએ પડ્યું. રાજાએ તે લઇ લીધું અને પોતાની પટ-રાણીને આપ્યું. તે દિવ્ય કંકણ જોઈ પટરાણીએ કહ્યું, 'હે રાજન્, આવું બીજું



રાજા રાણી અને કંકણ.

કંકણ મને લાવી આપો.' ત્યારે રાજાએ કહ્યું: 'મને તો આ એક જ મળ્યું છે.'

આ સાંભળી પટરાણીએ કહ્યું: 'તમે બીજું કંકણ કોઈ બીજી રાણીને આપ્યું છે, જો તમે બીજુ કંકણ લાવી આપશો તો હું જીવીશ નહિ તો આત્મહત્યા કરીશ.'

રાજાએ રાજસભામાં આવી મંત્રીઓને આ વાત કરી, ત્યારે મંત્રીઓએ કહ્યું, 'હે રાજન્! આવું દિવ્ય કંકણ આ નગરમાં કોઇની પાસે હોવું જોઇએ!'

મંત્રીઓના શબ્દે અને પોતાની પત્નીના દુરાગ્રહને લીધે રાજાએ નગરમાં મોટી ભોજનશાળા શરૂ કરી. અને ઢંઢેરો પિટાવ્યો, 'જે કોઈ સ્ત્રીપુરુષ પોતાનાં દરદાગીના પહેરી ભોજનશાળામાં ભોજન કરવા આવશે તેનું રાજા ઘણું દ્રવ્ય આપી સન્માન કરશે.' આથી લોકો સારા સારા દાગીના પહેરી જમવા આવવા લાગ્યા.

કમળા પણ રુક્ષ્મણીનાં દાગીના પોતાની પુત્રી લક્ષ્મીને પહેરાવી જમવા આવી. લક્ષ્મી કાણી હતી. તેને જોઇ મંત્રીઓ વિચાર કરવા લાગ્યા, 'આ દાગીના આના ન હોય.' આમ વિચારી મંત્રીઓએ લક્ષ્મીને પૂછ્યું, 'આ દાગીના કોના છે?' પણ લક્ષ્મીએ બરાબર જવાબ ન આપ્યો. ત્યારે તેને ચાબુક વગેરેથી માર મારવામાં આવ્યો.

મારથી ગભરાઇ લક્ષ્મીએ કહ્યું, 'આ મારી બહેન

રુક્ષ્મણીનાં દાગીના છે.' આ સાંભળી રાજાએ રુક્ષ્મણીને બોલાવી. રુક્ષ્મણીને જોતાં રાજા મોહ પામ્યો ને તેના બાપને સંતોષી તેની સાથે લગ્ન કર્યાં. ને આનંદથી દિવસો પસાર કરવા માંડયા. તે પછી રાજાએ યુકિતથી પટરાણી પાસેથી પેલું કંકણુ લઇ રુક્ષ્મણીને આપ્યું. રાજા રુક્ષ્મણી પાછળ ભાન ભૂલ્યો હતો, તેને તેની પટરાણી પણ યાદ આવતી ન હતી. તેવામાં પટરાણીએ પેલું કંકણ મંગાવ્યું, ત્યારે રાજાએ કહેવડાવ્યું. 'બીજા કંકણુ વગર તમે આત્મહત્યા કરવાનાં હતાં, તો હવે એ કંકણની શું જરૂર છે?'

'હવે કંકણ મળે તેમ નથી.' તેમ માની પટરાણીએ આત્મહત્યા કરવાનો નિર્ણય જતો કર્યો.

કેટલોક સમય વિત્યા પછી સુંદર સ્વપ્નથી સૂચિત રુક્ષ્મણીએ એક પુત્રને જન્મ આપ્યો. ત્યારે રાજાએ પોતાના સંબંધીઓનો સત્કાર કરી, પુત્રનો જન્મોત્સવ ઉજવ્યો.

કમળાએ આ સમાચાર જાણી દેવશર્માને કહ્યુ : 'આપણે અત્યારે રુક્ષ્મણીને આપણે ત્યાં લાવવી જોઇએ. થોડો વખત તેને અહીં રાખવી જોઇએ. જો અત્યારે તમે તેને અહીં નહિ લાવો તો લોકો નિંદા કરશે.'

પત્નીના શબ્દો સાંભળી દેવશર્મા દીકરીને તેડી લાવવા રાજા પાસે ગયો ને કહ્યું, 'હે રાજન, મારી દીકરી અને તેના દીકરાને મારે ત્યાં મોકલો.' પણ રાજાએ તે માન્યું નહિ. ત્યારે દેવશર્મા આત્મહત્યા કરવા તૈયાર થયો. આ

જોતાં રાજાએ રુક્ષ્મણીને તેના પુત્ર સાથે દેવશર્માને ત્યાં જવા જણાવ્યું. દેવશર્મા બંનેને લઈ ઘેર આવ્યો ત્યારે કપટી કમળાએ કહ્યું. 'સાંભળ્યુ છે કે સ્ત્રી પહેલી વાર પુત્ર પુત્રીનો જન્મ આપે ત્યારે ફાટયાતૂટયાં કપડાં પહેરી કૂવાના પાણીમાં પોતાનો પડછાયો જુએ તો તેને ફરીથી સંતાન થાય છે.' કહી કમળાએ તેને જૂના કપડાં પહેરાવી કૂવા પર લઇ ગઈ. જ્યા રુક્ષ્મણી કૂવામાં પોતાનો પડછાયો જોઇ રહી હતી, ત્યાં તો કમળાએ તેને ધક્કો માર્યો. રુક્ષ્મણી કૂવામાં પડી કે તરત જ નાગરાજ તક્ષકે પકડી લીધી ને પોતાને ત્યાં લઈ ગયો. ને પોતાની પત્નીની જેમ રાખવા લાગ્યો. તે તેની સાથે કૂવા, તળાવ, બાગોમાં ક્રીડા કરતો



કૂવામાં પડતી રુક્ષ્મણી.

સમય પસાર કરવા લાગ્યો. ત્યારે પેલી નીચ કમળાએ પોતાની પુત્રી લક્ષ્મીને રુક્ષ્મણીનાં વસ્ત્રાલંકાર પહેરાવ્યાં. રુક્ષ્મણીના બાળકને સ્તનપાન કરાવવા એક આયા રાખી. કેમ કે રાજાની રાણીઓ પોતે બાળકને સ્તનપાન કરાવતી નથી.

કમળાએ લક્ષ્મીને રાજાને ત્યાં મોકલી. એક આંખવાળી લક્ષ્મીને જોઇ રાજા વિચાર કરવા લાગ્યો, 'આ શું ?' કહેતા રાજાએ લક્ષ્મીને પૂછ્યું. જવાબમાં લક્ષ્મીએ કહ્યું, 'હે નાથ !' એક

ખરાબ સ્થળમાં હું પડી ગઈ. અને એનાથી મારી આંખમાં ફુલું પડ્યું.'

આ સાંભળી રાજાએ મનમાં નિર્ણય કર્યો. 'આ મારી સ્ત્રી ન હોય. કોઇ પ્રપંચી છે.' પછી રાજાએ પૂછ્યું, 'તને અહીં કોણે મોકલી?' આ પ્રશ્નનો જવાબ લક્ષ્મીએ આપ્યો નહિ. એટલે રાજાએ તેને ચાબુકથી ફટકારી તેથી તેણે બધી વાત કહી. આ સાંભળી રાજા બોલ્યો, 'હું પણ એ જ કુવામાં પડીશ.' ત્યારે મંત્રીઓએ કહ્યુ, 'ઉતાવળ ન કરો ૭ મહિના રાહ જુઓ. બધું બરાબર થઈ જશે.' પછી રાજાએ કમળાને દેશપાર કરી, અને ફરીથી પુત્રનો જન્મોત્સવ કર્યો. આ સમાચાર તક્ષકે રુક્મણીને આપ્યા. તે સાંભળી રુક્મણીએ કહ્યું 'હે નાથ! હું મારાં બાળકને જોવા ઇચ્છુ છું.'

તક્ષકની આજ્ઞા લઈ રુક્મણી રાજમહેલમાં આવી, પોતાના પુત્રને સ્તનપાન કરાવ્યું. ગુપ્ત રીતે આભૂષણ વગેરે મૂકયા.

સવાર થતાં રાજાએ આ જોયું ને 'પોતાની પત્ની અહીં આવી હોવી જોઇએ.' એમ માની બીજે દિવસે તેને પકડવા સંતાઈ રહ્યા.

રાત થઈ. રુક્મણી પોતાના પુત્રને સ્તનપાન કરાવવા આવી; એટલે રાજા તેને પકડવા ગયો, પણ પકડી શકયો નહિ! બીજે દિવસે રાજા બરાબર સાવધ રહ્યો. તેણે પોતાની પત્નીને સ્તનપાન કરાવતી જોઈ.



રુક્ષ્મણી જ્યારે સ્તનપાન કરાવી રહી હતી ત્યારે રાજાએ તેનો છેડો પકડયો. ને આનંદ-થી રાત પસાર કરી.

રાતે તક્ષકે પોતાની પત્નીને સ્તનપાન કરાવતી જોઇ રુક્ષ્મણીને ન જોવાથી અવધિજ્ઞાનના ઉપયોગથી રુક્ષ્મણી રાજમહેલમાં છે તે જાણ્યું. તે તેને લેવા રાજમહેલમાં આવ્યો. રુક્ષ્મણીને રાજાસાથે જોતા ગુસ્સે થયો ને સર્પનું રૂપ ધારણ કરી રાજાની પીઠે કરડી જેવો તે જઈ રહ્યો હતો, ત્યાં તો રાજાએ તેને દીવાલ સાથે પછાડી મારી નાખ્યો.

રાજાને ઝેર ચઢ્યું ને તે પણ મરી ગયો. પોતાના બે પતિઓને મરેલા જોઈ રુક્ષ્મણી દુ:ખી થવા લાગી.

સવાર થતાં આ વાત નગરમાં ફેલાઈ ગઈ. બધા દુઃખી થયા. રુક્ષ્મણી પોતાના બે પતિઓ સાથે સ્મશાને ગઇ, તે વખતે એકાએક મેઘનાદ દેવલોકથી ત્યાં આવ્યો. તેણે મરવા તૈયાર થયેલી રુક્ષ્મણીને જોઈ એટલે કહ્યું, 'હે સ્ત્રી, મારા જીવતાં તું ચિતા પર શા માટે ચઢે છે?' જવાબમાં રુક્ષ્મણીએ બધું કહેતા કહ્યું, 'જો તમે મારા આ પતિઓને જીવાડશો તો જ હું જીવીશ, નહિ તો હું મરી જ જવાની.'

રુક્ષ્મણીને ત્રણ પતિ, વિધિની કેવી વિચિત્રતા ?

રુક્મણીના શબ્દો સાંભળી મેઘનાદે અમૃત છાંટી બંનેને જીવતા કર્યાં. હવે ત્રણે જણા રુક્મણી માટે લડવા લાગ્યા.'

આ પ્રમાણે વાત કરી પંડિત કહેવા લાગ્યો. 'હે સભાસદો, વિચાર કરો, એ કોની સ્ત્રી થશે?'

કોઈ જ જવાબ આપી શક્યું નહિ. ત્યારે વિક્રમાદિત્યે કહ્યું, 'મૃત્યુલોકની હોવાથી રાજાની પત્ની થાય.'

આ વાત સાંભળી મહારાજ વિક્રમાદિત્યે તે પંડિતને દસ કરોડ સોના મહોરો આપી. આવી આશ્ચર્યકારક વાત પંડિત કોઇ મહારાજને કહે તો મહારાજ એક કરોડ સોના મહોરા આપતા. આમ મહારાજની ઉદારતા બતાવી. તે ચામરધારણીએ કહ્યું, હે વિક્રમચરિત્ર! આપ એવા શી રીતે થશો? આપનામાં મહારાજ જેવી બુધ્ધિ અને ઉદારતા જણાતી નથી, તેથી મને હસ આવ્યું હતું."



પ્રકરણ એકસઠમું ... ... ... ... અદ્ભુત વાતો.

વિક્રમચરિત્રે ત્રીજી ચામરધારિણીને મહારાજા વિક્રમનું ચરિત્ર કહેવા આજ્ઞા કરી. ત્યારે તે સંસ્કારી ભાષામાં કહેવા લાગી, "એક દિવસે મહારાજા વિક્રમ, અનેક મંત્રી, સામંત વગેરેથી ભરાયેલી સભામાં બેઠા હતા, ત્યારે પ્રતિહાર દ્વારા ખબર અપાવી એક જાદુગર ત્યાં આવ્યો ને 'દીર્ઘાયુ થાવ.' એવો આશીર્વાદ આપી નમસ્કાર કરી કહેવા લાગ્યો, 'હે રાજન્, હું તમને એક નવાઈ પમાડનારી કલા બતાવવા ઇચ્છું છું. તે તમે ધ્યાનથી જુઓ.'

'હે કલાકાર,' મહારાજા બોલ્યા, 'ખુશીથી તમારી કલા બતાવો.'

સભા બધી એક ધ્યાન થઈ જોવા લાગી. જાદુગર એકાએક અદૃશ્ય થઇ ક્યાંય ચાલ્યો ગયો. સભા નવાઈ પામી. તે વખતે એક પુરુષ એક હાથથી સુંદર સ્ત્રીને પકડી અને બીજા હાથથી તલવાર પકડી ત્યાં આવ્યો, ને મહારાજને

નમસ્કાર કરી કહેવા લાગ્યો, 'આ સંસારમાં બે જ વસ્તુને હું સારભૂત માનુ છું. એક લક્ષ્મી અને બીજી સ્ત્રી. કેટલાય પંડિતો સરસ્વતીને સાર રૂપ માને છે પણ હું તે માનતો નથી.

થોડી લક્ષ્મીવાળો પોતે શોભે છે, બીજાને શોભાવે છે. પણ થોડી વિદ્યાવાળાને કોઇ પૂછતું નથી. માટે લક્ષ્મી સારભૂત છે. વળી પોતાનું હિત ઇચ્છનાર પરસ્ત્રી તરફ વાસનાભરી દૃષ્ટિથી જોતો નથી. પરોપકાર કરવાથી આ લોક તેમ જ પરલોકમાં સુખ પ્રાપ્ત થાય છે.' કહેતાં તે બોલ્યો, 'આજ સ્વર્ગમા દેવ-દાનવો વચ્ચે યુદ્ધ થશે, હું ઇંદ્રનો નોકર હોવાથી ત્યાં જાઉં છું. આ મારી સ્ત્રી યુદ્ધ સમયે મારે માટે વિઘ્નરૂપ હોવાથી હુ તેને તમારી પાસે મૂકી જાઉ છું. યુદ્ધ પૂરું થયા પછી હું પાછો આવીશ. જ્યાં સુધી હું પાછો ન આવું ત્યાં સુધી આને તમારા અંતઃપુરમાં રાખશો-રક્ષા કરજો.' આમ કહેતો તે પુરુષ ત્યાંથી દેવલોકમાં ગયો. તે પછી થોડી વારે આકાશમાંથી યુદ્ધના અવાજો આવવા લાગ્યા, તે સાંભળી સભાજનો કહેવા લાગ્યા, 'હમણા દેવ-દાનવનું યુદ્ધ થઇ રહ્યું છે.' તે પછી તે માણસના બે હાથ, બે પગ, માથું, શરીર, વગેરે એક પછી એક સભામા પડ્યાં. તે જોતાં બધા દિગ્મૂઢ થઈ ગયા. ત્યારે તે પુરુષની સ્ત્રીએ પોતાના પતિના બધાં અવયવો પડેલાં જોઇ કહ્યું, 'હે રાજન્, તમે મારા ભાઈ છો, મારા પતિ સ્વર્ગમાં મરણ પામ્યા છે, માટે હું મારા પતિ સાથે અગ્નિ પ્રવેશ કરું તેવી વ્યવસ્થા કરી આપો.'

મહારાજાએ તે સ્ત્રીને અગ્નિપ્રવેશ કરતા રોકાવા કેટલુંય સમજાવ્યું પણ તે સ્ત્રી માની નહિ, તે તેના પતિના ત્યાં પડેલા અવયવો લઇ ચિતા પર ચઢી.

થોડી વાર પછી પેલો માણસ આકાશથી આવી મહારાજાને કહેવા લાગ્યો, 'તમારી કૃપાથી મેં સ્વર્ગમાં વિજય મેળવ્યો છે. રણમેદાનમાં દાનવો હારી ગયા, દેવો જીત્યા. તેથી ઇંદ્રે મારું બહુમાન કર્યું. હું હવે મારી સ્ત્રીને લઇ મારે ત્યાં જઇશ. તમે મારી પત્ની મને સોંપો.'

આ સાંભળી મહારાજા નવાઈ પામ્યા દુઃખથી વિવશ થઇ દીનભાવે તેની સ્ત્રીએ અગ્નિપ્રવેશ કર્યો છે, તે કહ્યું. આ સાંભળી તે પુરુષ બોલ્યો, 'હે રાજન્, જૂઠું શા માટે બોલો છો? મારી સ્ત્રી તમારા અંતઃપુરમાં જ છે.' કહેતો તે પુરુષ ત્યાંથી ગયો. અને તેની સ્ત્રીને અંતઃપુરમાંથી લઈ આવ્યો ને બોલ્યો "હે રાજન, તમે પરસ્ત્રીથી દૂર રહો છો, તેમ મેં સાંભળ્યું હતું પણ તમે થોડા દિવસના જીવવા માટે આવું શું કરો છો?'

તે પુરુષના શબ્દો સાંભળી મહારાજાએ નીચું જોયું મોઢા પર દુઃખના ચિહ્નો જણાવા લાગ્યા. ત્યારે તે પુરુષે સ્ત્રીને અદૃશ્ય કરી કહ્યું, 'મહારાજ, મેં તમારી સામે ઇંદ્રજાળ ફેલાવી હતી. તમે દુઃખી ન થાવ.'

તે પુરુષ—જાદુગરના શબ્દો સાંભળી મહારાજા પ્રસન્ન થયા, અને પાંડય દેશથી દંડરૂપે આવેલી ભેટ જેમાં આઠ

ક્રોડ સોના મહોરો, તાણું (૯૩) તોલા મોતી, મદોન્મત્ત પચાસ હાથી, સુંદર સો વારાંગનાઓ હતી. તે અર્પણ કરી."

વિક્રમાદિત્યનું આ ચરિત્ર કહી ચામરધારિણીએ કહ્યું, "તમે તેમની ખરોખરી કેવી રીતે કરશો તે કહો?" બોલતી તે શાંત થઈ. ત્યારે વિક્રમચરિત્રની આજ્ઞાથી ચોથી ચામરધારિણી કહેવા લાગી, "વિક્રમાદિત્ય એક વખત સભામાં બેઠા હતા. ત્યારે તેમની સભામા ફરતો ફરતો એક બ્રાહ્મણ આવ્યો. તેને મહારાજાએ પૂછ્યું, 'તમારા ભ્રમણ દરમ્યાન તમે કાંઈ નવાઇ જેવું જોયું છે?'

બ્રાહ્મણ બોલ્યો, 'હર નામનો એક યોગી શ્રીગિરિમાં રહે છે, તે પરકાયા પ્રવેશની વિદ્યા જાણે છે. તે નિ:સ્વાર્થી છે. મેં તેમની છ મહિના ભક્તિપૂર્વક સેવા કરી છતા મને વિદ્યા ન આપી. તેથી હું તમારી પાસે આવ્યો છું. તમે મારી સાથે ત્યાં ચાલો, મને તેમની પાસેથી વિદ્યા અપાવો. તમે પરોપકાર કરવા સદા તત્પર રહો છો તેવું મેં સાભળ્યું છે.'



યોગી મહારાજાની ભક્તિથી પ્રસન્ન થયા.

બ્રાહ્મણનાં વચન સાભળી મહારાજા તરત જ તેની સાથે શ્રીગિરિ પર ગયા. બંને જણાએ ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. મહારાજાના વિનય અને ભક્તિથી યોગીરાજ પ્રસન્ન થયા ને બોલ્યા, 'હે નરોત્તમ, તમે મારી પાસેથી પરકાયા પ્રવેશની વિદ્યા ગ્રહણ કરો.'

'હે યોગીરાજ,' મહારાજા બોલ્યા, 'તે ઉત્તમ વિદ્યા તમે આ બ્રાહ્મણને આપો. તમારી કૃપાથી મારે કંઈ ખોટ નથી.'

આ સાંભળી મહારાજાને યોગી એકાંતમા લઇ ગયો અને કહ્યું, 'આ વિદ્યા માટે એ બ્રાહ્મણ લાયક નથી. તે ઉપકાર પર અપકાર કરનાર છે. તેથી તેને વિદ્યા આપતાં અનર્થ થાય તેમ છે.'

યોગીના સમજાવ્યા છતાં મહારાજ ન માન્યા. તેથી લાચાર થઈ યોગીએ મહારાજા અને બ્રાહ્મણને પરકાયા પ્રવેશ વિદ્યા શીખવી. બંને જણાએ તે વિદ્યા સિદ્ધ કરી. પછી યોગીને પ્રણામ કરી બંને જણા ત્યાંથી ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓ અવંતીનગરીની બહાર આવેલ બાગમાં આવ્યા. તે વખતે મહારાજનો મુખ્ય હાથી મરણ પામ્યો હતો મંત્રી વગેરે બાગમાં આવી ભેગા થયા હતા. ને હાથીને દાટવા ખાડો ખોદાવી રહ્યા હતા. તે જોઈ મહારાજા પેલા બ્રાહ્મણને કહેવા લાગ્યા, 'તમે મારા શરીરની રક્ષા કરો. હું હાથીને જીવાડું છું.' બોલતા મહારાજાએ બ્રાહ્મણને શરીર સોંપી હાથીના શરીરમાં પ્રવેશ કર્યો. હાથી જીવતો થયો. એટલે

અવંતીમાં મહોત્સવ કરવામાં આવ્યો. ત્યારે બ્રાહ્મણે પોતાનું શરીર છોડી મહારાજાના શરીરમાં પ્રવેશ કર્યો. ને નગરમાં જઇ મંત્રીઓને મળ્યો. અંતઃપુરમાં જઈ અંતઃપુર જોયું.

મહારાજાને જ્યારે જેમતેમ બોલતા સાંભળ્યા ત્યારે મંત્રીઓ વિચારમાં પડી ગયા. ને 'આ વિક્રમાદિત્ય હોઈ શકે નહિ' તેમ કહેવા લાગ્યા. આજ પ્રમાણે પટરાણી વગેરેએ વિચાર્યું.

મહારાજા હાથીને જીવાડયા પછી પોતાના શરીરને શોધવા લાગ્યા પણ તેમણે તેમનું શરીર ન જોયું. કાગડા વગેરેથી ખવાતું બ્રાહ્મણનુ શરીર જોયું. તે જોઇ તે વિચારવા લાગ્યા. 'સાચે જ બ્રાહ્મણ કૃતઘ્ન નિવડયો. તેણે મારા શરીરમાં પ્રવેશ કર્યો હોવો જોઈએ. તેણે મારું રાજ્ય પણ પચાવી પાડ્યું હશે. હવે શું થશે?' આમ વિચારતા મહારાજા સમય વિતાવવા લાગ્યા.

હાથીના શરીરમા રહેલા મહારાજાએ એક દિવસે મરેલો પોપટ જોયો. તેમણે હાથીનું શરીર છોડી પોપટમાં પ્રવેશ કર્યો. પછી વનમાથી ઊડી એક માણસના હાથ પર બેસી કહ્યું, 'તમે જલ્દીથી મને ઉજ્જયિની નગરીમા લઈ જાવ. ને રાજાના મહેલ પાસે મને વેચવા ઊભા રહેજો. ને મને છસો મહોર લઈ પટરાણી કમલાદેવીને વેચજો.'

પેલો માણસ પોપટને લઈ રાજાના મહેલ પાસે ગયો ને પટરાણી કમલાદેવીને છસો મહોરોમાં વેચ્યો, પટરાણી



પટ્ટરાણી પોપટ લઇ રહી છે.

પોપટ લઈ ખુશી થઈ, મહારાણી પોપટને જે કાંઈ પૂછે તેનો જવાબ તે સંતોષકારક આપતો. ત્યારે મહારાજા પોપટમાં રહ્યા રહ્યા વિચારતા હતા, 'જો હું મારી જાતને જાહેર કરી દઇશ તો મહારાણી બ્રાહ્મણને મારી નંખાવશે. ને જો બ્રાહ્મણ હું પોપટના શરીરમાં છું તે જાણશે તો મને તે મારી નંખાવશે.'

હવે તે પોપટને મહારાણી સારું ખવડાવતી ને દિવસો આનંદમાં જતા. મહારાણીને પોપટ સિવાય ચેન પડતું નહિ. એક દિવસે પોપટે પૂછ્યું, "હે દેવી! કદાચ હું મરી જાઉં તો?' જવાબમા મહારાણીએ કહ્યું, 'જો તું મરી જાય તો હું આત્મહત્યા કરું.'

એક દિવસે પોપટે ગરોળીને મરતી જોઇ. ત્યારે પોપટમાં રહેલા મહારાજાએ પોપટનો દેહ છોડી ગરોળીમાં પ્રવેશ

કર્યો પોપટને મરેલો જોતાં મહારાણી બનાવટી રાજાને કહેવા લાગી, 'મારો વહાલો પોપટ મરી ગયો છે. હું તેના વગર જીવી શકું તેમ નથી. હું આત્મહત્યા કરીશ.' કહેતી મહારાણી આત્મહત્યા કરવા તૈયાર થઇ. ત્યારે મહારાજાનું શરીર ધારણ કરનાર બ્રાહ્મણે મહારાણીને પ્રસન્ન કરવા હું આ પોપટને હમણાં જ જીવાડું છું. એમાં શું મોટી વાત છે.' કહી રાજાનું શરીર છોડીને પોપટમાં પ્રવેશ્યો. તે સાથે જ ગરોળીના શરીરમાં રહેલા મહારાજાએ ગરોળીનું શરીર છોડી પોતાના શરીરમાં પ્રવેશ કર્યો ને તેમનાં આચરણ, રીતભાત, વાણીથી દરેકે આ જ મહારાજા વિક્રમાદિત્ય છે તેમ માન્યું. મહારાજાએ બધી વાત કહી; પછી મહારાજાએ પોપટને હાથમાં લઇ કહ્યું, 'હે પાપી, નીચ, મેં તને વિદ્યા અપાવી તારા પર ઉપકાર કર્યો તેનો બદલો તેં તારી જાત પર જઇ આપ્યો! તું ધિક્કારને પાત્ર હોવા છતાં હું તને મારતો નથી. તને છોડી દઉં છું. તું તારે સ્થાને જા. ને તારા પોષણની વ્યવસ્થા કરજે." કહી ચોથી ચામરધારિણી બોલી, "હે વિક્રમચરિત્ર! તમારા પિતા ઉદાર હતા તેવી ઉદારતા તમારામાં ક્યાં છે? અને તેથી હું હસી હતી."



મહારાજા વિક્રમ પોપટરૂપ બ્રાહ્મણને કહેવા લાગ્યા.

પોતાના પિતાનું ચરિત્ર ચાર ચામરધારિણીઓ પાસેથી સાંભળી વિક્રમચરિત્ર ઘણો ખુશ થયો અને ન્યાયથી રાજ્યનું પાલન કરવા લાગ્યો. વળી જૈનાચાર્ય શ્રી સિદ્ધસેનદિવાકર સૂરીશ્વરજી પાસેથી જિનેશ્વરદેવથી પ્રકાશિત થયેલ ધર્મને જાણી તે ધર્મપરાયણ થયો.

° ° °

### શ્રી શત્રુંજય ઉદ્ધારક જાવડ શાહ

પ્રભુ શ્રી ઋષભદેવજીના પુત્ર સુરાષ્ટ્રના નામથી પ્રસિધ્ધ સૌરાષ્ટ્ર ભૂમિના ખોળામાં સદૈવ શાશ્વત તીર્થાધિરાજ શત્રુંજય ભવ્ય જીવોને કેટલાય કાળોથી આકર્ષી રહેલ છે.

વર્તમાન ચોવીસીમાં સહુથી પહેલા મહાતીર્થ શ્રી શત્રુંજયતીર્થ પર ભરત ચક્રવર્તી ચતુર્વિધ સંઘ સાથે ચઢયા હતા. એ મહાતીર્થના પ્રભાવથી કેટલાય સંસારસમુદ્ર પાર કરી શકયા હતા. જેમની સંખ્યા કહી શકાય તેમ નથી.

શ્રી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજીના ઉપદેશથી અવંતીપતિ મહારાજા વિક્રમાદિત્ય પણ ચતુર્વિધ સંઘ સાથે ત્યાં ગયા હતા અને શ્રી આદીશ્વરજીનાં દર્શન, વંદન અને પૂજન કર્યાં હતાં. આત્માને પાવન કર્યો હતો.

એ ગૌરવપૂર્ણ સૌરાષ્ટ્રની ભુમિમાં આવેલ કાંપલ્યપુર નગરમાં ભાવડ શ્રેષ્ઠી પોતાનો જીવનકાળ વ્યતીત કરતો હતો. એ ભાવડ શાહ વિનયી, વિવેકી અને ધર્મપરાયણ હતો. ધર્મ જ પ્રાણ છે તે સિદ્ધાંતમાં માનનારો હતો. તેની ભાગ્યશાળી પત્ની ભાવલ પણ પતિને પગલે ચાલનારી હતી. ધર્મકાર્ય સદાય કરતી જ રહેતી.

આ ધર્મપ્રેમી દંપતી માટે ભાગ્યયોગે પરિવર્તન આવ્યું. શેઠ ગરીબ થઇ ગયા. સુખસાગરમાં રહેનારા દુઃખના દાવાનળમાં સળગવા લાગ્યા.

ધનહીન થવા છતાં તે હૃદયથી ગરીબ થયા ન હતા. ધર્મ તેમને સાથ આપી રહ્યો હતો. તેમને ધન છોડી ગયું હતું પણ ધર્મ તેમને છોડીને ગયો ન હતો. નિર્ધનતાનો અંધકાર છવાઇ ગયો હતો, તેમાં પણ તેમને તેજકિરણ જણાયું. તેમણે ઉદ્યમ, શ્રમ, ઉત્સાહ અને ધૈર્યથી આગળ પગલું ભર્યું.

નસીબયોગે એક તપસ્વી મુનિરાજ તેમને ત્યાં ગોચરી માટે આવ્યા, તેમણે શુધ્ધ નિર્દોષ આહાર ભાવપૂર્વક વહોરાવી નિર્ધન સ્થિતિને દૂર કરવાને ઉપાય પૂછયો. માર્ગદર્શન માટે વિનંતી કરી. જ્ઞાની મુનિ મહારાજે ધર્મિષ્ઠ શ્રાવક ભાવડને કહ્યું, 'અહીં કોઇ ઘોડા વેચનારો આવે તો ઘોડા ખરીદી લેજો. તેથી તમારો ભાગ્યોદય થશે. સુખ સમૃદ્ધિ મળશે તે સમૃદ્ધિ તમારા પુત્રને શત્રુંજયનો ઉદ્ધાર કરવા માર્ગદર્શન આપશે.'

પવિત્ર ગંગા વહી રહી હોય તેમ મુનિમહારાજનો વાણીપ્રવાહ વહી રહ્યો હતો. તેમની વાણીમાં સત્ય હતું. જ્ઞાન હતું, ધર્મપરાયણતાની ચિનગારી હતી. એ વાણી સાંભળતાં તે દંપતીના હૃદયમાં આનંદની લહેરો ઊઠી.

કેટલાય દિવસો પછી એક ઘોડા વેચનારો ત્યા આવ્યો.

ભાવડે તેની પાસેથી જેમ તેમ કરી ઘોડી વેચાતી લીધી. ઘોડી ઘરમાં આવતાં જ આનંદ આનંદ થઇ રહ્યો. થોડા દિવસો પછી ઘોડીએ વછેરાને જન્મ આપ્યો. તેનો જન્મ થતાં ભાવડના ભાગ્યમાં પરિવર્તન આવ્યું. વેપાર વધી ગયો, કીર્તિ, પ્રતિષ્ઠા તેને શોધતી આવી. એ વછેરાને કાંપલ્યપુરના રાજા તપનરાયે જોયો. તેને લેવા તેનું મન લલચાયું, ને તેણે ત્રણ લાખ સોનામહોરો આપી તે ખરીદ્યો.

વેપારના વધવા સાથે લક્ષ્મી ઉભરાવા લાગી અને તે લક્ષ્મીથી કેટલાય સુલક્ષણવાળા ઘોડા તેણે ખરીદ્યા, વેચ્યા, નફો મેળવ્યો. પછી તેણે એક જ રંગના કેટલાય ઘોડા ભેગા કર્યા. ત્યારે તેના કાને અવંતીમાં રાજ કરતા મહારાજા વિક્રમાદિત્યની કીર્તિ પડી. તેથી તેને એક રંગના ઘોડા મહારાજાને ભેટ કરવા વિચાર આવ્યો. તે એક રૂપ રંગના ઘોડા લઇ અવંતી આવ્યો ને મહારાજાને આદર સહિત અર્પણ કર્યા.

આવી ભેટ ભારતના મુગટમણિ, અવંતીપતિ વિક્રમાદિત્ય એમને એમ કેવી રીતે સ્વીકારે? તેમણે તે ઘોડાની કીમત લેવા ભાવડને સમજાવ્યો, પરંતુ શેઠે કીમત લેવા ના પાડી. ત્યારે મહારાજાએ મધુમતી વગેરે બાર ગામ તેને આપ્યાં. એ મધુમતી અત્યારે સૌરાષ્ટ્રમાં મહુવાના નામથી સુપ્રસિદ્ધ છે.

સમય આગળ વધ્યો. ભાવડ શ્રેષ્ઠીને ત્યાં પુત્રનો જન્મ થયો. મા ભોમને એક અણમોલ રત્નને પોતાની છાતીએ લગાવવા તક મળી.

ભાવડશાહને ત્યાં પુત્રજન્મથી આનંદ આનંદ થઈ રહ્યો. વિશ્વની રંગભૂમિ પર આવેલ બાળકનો સત્કાર કર્યો. તેનું નામ જાવડ રાખ્યું.

દિવસો જતાં જાવડ મોટો થયો. બાલ્યાવસ્થામાં જ તે વિદ્યા ભણ્યો. તે જ્યારે યુવાવસ્થામાં આવ્યો ત્યારે જૈનશાસનના સૂર્ય સમાન જૈનાચાર્ય શ્રી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી કાળધર્મને પામ્યા તેથી જૈન સમાજ દુઃખી થઈ રહ્યો હતો. તે સમયે કપર્દી યક્ષ પોતાના પરિવાર સાથે સમ્યક્ત્વથી ભ્રષ્ટ થઈ મિથ્યાત્વી થયાના સમાચાર સંઘને મળ્યા.

તે કપર્દી યક્ષે મહાતીર્થ શત્રુંજય પર પાપકાર્યો કરવા માંડયાં. તેથી તે મહાતીર્થની યાત્રા દુર્લભ થઇ. ગામે ગામના સંઘો ચિંતામાં પડયા અને 'શું કરવુ ?' તે વિચારવા લાગ્યા.

આમ દિવસો–મહિના–વર્ષો જવા લાગ્યા મહાતીર્થની આશાતના ટાળવાનો કોઇ માર્ગ જણાતો ન હતો.

કપર્દી યક્ષની પાપપ્રવૃત્તિ રોકવા યુગપ્રધાન શ્રી વજ્રસ્વામીજી અને બીજા અનેક આચાર્યો, મુનિવરોને વિચાર આવ્યો. આશાતના ટાળવા અનેક પ્રયત્નો કર્યા, પણ નિષ્ફળ ગયા.

કપર્દી યક્ષની પ્રવૃત્તિ આગળ વધી રહી હતી. તે સમયે જાવડશાનાં માતાપિતા મરણ પામ્યા. જાવડશા પર દુઃખનો પહાડ તૂટી પડયો. માતાપિતાના મરણનું

દુઃખ હતું તેમાં એકાએક વધારો થયો. મધુમતી પર મ્લેચ્છોએ આક્રમણ કર્યું. ઘોર હત્યાઓ કરી. જાવડશા મ્લેચ્છોના હાથમાં સપડાયો. મ્લેચ્છો તેને પોતાની સાથે લઈ ગયા. ત્યાં જાવડશાએ પોતાની બુદ્ધિથી મ્લેચ્છોના સરદારને ખુશ કર્યો. પરિણામે તે પોતાનો ધર્મ પાળી શકતો.

જાવડશા જ્યારે મુક્ત થયો ત્યારે મ્લેચ્છોને સમજાવી ત્યાં જૈન મંદિર બંધાવ્યું. ને ત્યાં જ રહી ધર્મધ્યાન કરવા માંડયું.

એક વખતે એક મુનિ ભગવંત વિહાર કરતા કરતા ત્યાં આવ્યા ને ધર્મદેશના આપતા કહેવા લાગ્યા, "જાવડશાના હાથથી તીર્થાધિરાજ શત્રુંજયનો ઉધ્ધાર થશે." આ સાંભળી જાવડશાએ પૂછ્યું, "એ જાવડશા કોણ છે?" જવાબમાં જ્ઞાની ગુરુદેવે કહ્યું, "તે જાવડશા તમે છો." કહી મુનિ ભગવંતે શ્રી શત્રુંજય તીર્થની દુર્દશાનો ચિતાર જાવડશાને આપ્યો. ને ગુરુદેવે તેને ચક્રેશ્વરી દેવીનું આરાધન કરવા કહ્યું. જાવડશાએ તેમ કર્યું. દેવી પ્રસન્ન થયાં. ને તેમની આજ્ઞા પ્રમાણે તક્ષશિલાના રાજા જગમલ્લ દ્વારા ધર્મચક્રની પાસેથી શ્રી ઋષભદેવજીની પ્રતિમા મેળવી જાવડશા મધુમતી પાછા આવ્યા.

જાવડશાએ મ્લેચ્છોના હાથમાં ફસાયા પહેલાં ચીન વગેરે દેશોમાં માલ વેચવા કેટલાય વહાણો મોકલ્યાં હતાં તે પુણ્યયોગે પાછા આવ્યાં. આ સમાચાર સાંભળી જાવડશા

આનંદ પામ્યો. એ આનંદમાં શ્રી વજ્રસ્વામીજીના પધારવાથી વધારો થયો.

જાડવશા શ્રી વજ્રસ્વામીજીને વંદના કરવા ગયા. ત્યાં શ્રી વજ્રસ્વામીજીએ દેશના આપી. ગામમાં આનંદ આનંદ થઇ ગયો.

એક દિવસે ગુરુદેવે વ્યાખ્યાન આપતાં શ્રી શત્રુંજયનું સુંદર વર્ણન કર્યું. તે સમયે એક દિવ્ય કાંતિવાળા અપરિચિત પુરુષે આવી ગુરુદેવના ચરણોમાં નમસ્કાર કર્યા ને કહ્યુ, "હે ગુરુદેવ, આપની કૃપાથી હું દેવલોકમાં કપર્દી યક્ષના રૂપમાં ઉત્પન્ન થયો છું. લાખ દેવોનો હું સ્વામી છું, મારા લાયક કામ સેવા કહો."

ગુરુદેવે તેની સાથે કાંઈક વિચારણા કરી તેને રવાના કર્યો.

સૂરીશ્વરજીએ જાવડશાને વિસ્તારથી બધી વાત કહી, તે સાભળી જાવડશાનું હૃદય આનંદ પામ્યું. ને તેણે સંઘ લઈ શત્રુંજય તીર્થ જત્રા વિચાર્યું. તૈયારીઓ કરવા માંડી.

તૈયારીઓ પૂરી થતાં શ્રી વજ્રસ્વામીજીની નિશ્રામાં ધામધૂમથી સંઘે પ્રયાણ કર્યું. રસ્તામાં જે કાંઈ ઉપદ્રવ થતા તે વજ્રસ્વામીજી નિવારણ કરતા. આખરે તેઓ શ્રી શત્રુંજય પહોંચ્યા. ત્યાં કેટલીય અપવિત્ર વસ્તુઓ પડી હતી. તે જાવડશાએ દૂર કરાવી. શેત્રુંજી નદીના નિર્મળ જળથી ત્યાં ભૂમિ પવિત્ર કરાવી, મુખ્ય મંદિરમાં પ્રતિમા બિરાજમાન

કરાવી. એ મંગળ સમયે પ્રતિષ્ઠા નિમિ-તે જાવડશાએ ઘણાં દ્રવ્યનો સદ્વ્યય કર્યો. શ્રી વજ્રસ્વામીજીએ ઉપદ્રવોનું નિવારણ કર્યું.

જાવડશાએ આનંદ સાથે શ્રી શત્રુંજય મહાતીર્થનો ઉધ્ધાર કરી તેના રક્ષણની વ્યવસ્થા કરવા વિચાર્યું. પણ કુદરતે કાંઇ બીજું જ ધાર્યું હતું. તે પોતાનો નિર્ણય પૂર્ણ કરવા તૈયાર કરે તે પહેલાં જ જાવડશાહ અને તેની પત્નીનો એકાએક દેહાન્ત થયો.

તીર્થનો ઉધ્ધાર કરવાથી તેની કીર્તિ ચોતરફ પુણ્યની સુગંધ ચોતરફ ફેલાય તેમ ફેલાઇ. તેણે પરલોકનું ભાથું તૈયાર કર્યું હતું.

તીર્થોદ્ધારના સમયે મહારાજા વિક્રમ ત્યાં હાજર હતા તેવું કહેવાય છે. મહારાજાએ એ તીર્થોદ્ધારના શુભ કાર્યમાં સાથ આપ્યો હતો. ધનનો સદ્વ્યય કર્યો હતો. અને વિક્રમચરિત્ર પણ ગુરુદેવોના મુખથી શ્રી જિનેશ્વર ભગવાનથી કહેવાયેલો ધર્મ સાંભળી ધર્મકાર્ય કરવા પ્રેરાયો અને તે શ્રી શત્રુંજય મહાતીર્થમાં વિક્રમાદિત્યે યુગાધીશનું જે મંદિર બંધાવ્યું હતું ત્યાં જઈ જિર્ણોદ્ધાર કરાવ્યો. અને શ્રી ઋષભદેવ ભગવાનને ભક્તિપૂર્વક નમસ્કાર કરી તે પોતાના નગરમા આવ્યો: તે પછી ન્યાયથી રાજ્ય કરી આયુ પૂર્ણ થયે દેવલોકમાં ગયો.

જે મનુષ્ય શુદ્ધ ભાવથી દાન કરે છે તે સર્વત્ર શાશ્વત સુખને પ્રાપ્ત કરે છે.

## ગ્રંથકારની જુદા જુદા પ્રકારના પ્રશસ્તિઓ

લઘુ પોષધશાળાના ભૂષણ રૂપ, અદ્‌ભુત ભાગ્યવાળા શ્રી મુનિસુંદરસૂરીશ્વરજી થયા. તે સૂરિના શિષ્ય શુભશીલ નામના સાધુએ વિક્રમાદિત્ય રાજાનું ચરિત્ર વિક્રમ રાજાએ ચલાવેલા સંવત ૧૪૯૯ પછી રચ્યું.

(૨)

તપગચ્છના ભૂષણ સ્વરૂપ બાર વર્ષ સુધી આયંબિલની તપશ્ચર્યા કરવાવાળા મહાન તપસ્વી શ્રીમાન્ જગચ્ચંદ્રસૂરીશ્વરજીના પટ્ટધર શિષ્ય, વિશુદ્ધ ચારિત્રશીલ, કવિઓથી સન્માનિત આચાર્યશ્રી વિદ્યાનંદસૂરીશ્વરજીના શિષ્ય પરમ પ્રતાપી શ્રી ધર્મઘોષસૂરીશ્વરજી થયા. તેમના પછી તેમના પટ્ટશિષ્ય સર્વશાસ્ત્રમાં પારંગત શ્રી સોમપ્રભસૂરીશ્વરજી નામના આચાર્ય થયા. જેમણે અનેક ભવ્ય જીવોને ઉપદેશ્યા. તેમના પટ્ટધર શિષ્ય આચાર્ય શ્રી સોમતિલકસૂરીશ્વરજી થયા. અને તેમના શિષ્ય મહાન પ્રભાવશીલ આચાર્ય શ્રી સોમસુંદરસૂરીશ્વરજીના શિષ્ય અનેક ગ્રંથોના પ્રણેતા, આચાર્ય શ્રી મુનિસુંદર સૂરીશ્વરજીના શિષ્ય પંડિત શ્રી શુભશીલગણિએ આ ચરિત્રની રચના કરી.

(૩)

ગ્રંથકર્તા લખે છે કે પરમારાધ્ય ગુરુદેવ શ્રી મુનિસુંદર-સૂરીશ્વરજી મહારાજની કૃપાથી મેં થોડી બુદ્ધિવાળાએ આ

ગ્રંથની રચના કરી છે. તેને વિદ્વાનોએ મારા પર કૃપા કરી સુધારી છે.

સંવત પ્રવર્તક મહારાજા વિક્રમથી સ્થપાયેલા સંવત ૧૪૯૯ના વર્ષના મહા સુદ ચૌદશ રવિપુષ્ય વગેરે શુભ યોગમાં સ્તંભન તીર્થમાં મેં શુભશીલગણિએ વિક્રમચરિત્ર સંસ્કૃત પદ્યમાં રચ્યું છે.

જ્યાં સુધી પર્વત, સાગર, સૂર્ય, ચંદ્ર, આકાશ, પૃથ્વી, નક્ષત્ર અને ધર્માધર્મનો વિચાર કરવામાં નિપુણ મહાપુરુષોથી આ સંસાર શોભશે ત્યાં સુધી મહારાજની કીર્તિવાળો આ ગ્રંથ જૈન શાસનમાં સજ્જન પુરુષોના મનને આનંદ આપશે.



# જૈન સાહિત્ય અને વિક્રમાદિત્ય

જૈન મુનિવરોએ સાહિત્યનું રક્ષણ કર્યું છે, તેવું કહેવાની આવશ્યકતા નથી. તેમણે વખતો વખત પહેલાના ઈતિહાસનો આધાર લઈ નવીન સાહિત્યનું સર્જન કર્યું છે. તેથી રાષ્ટ્રનો ઈતિહાસ જૈન સાહિત્યમાંથી મળી આવે છે.

મહારાજા વિક્રમાદિત્યનું સાહિત્ય જેટલું જૈનસાહિત્યમાં મળે છે, એટલું બીજા કોઈ સાહિત્યમાં નથી. અને આ સાહિત્ય મહારાજા વિક્રમ જૈન હતા તે સિદ્ધ કરે છે.

મહારાજા વિક્રમના નવરત્નોમાં જૈનસાધુઓ પણ હતા. અને મહારાજા વિક્રમ માટે જૈનમુનિવરોને પ્રેમભાવ હતો.

આચાર્ય શ્રી સિધ્ધસેનદિવાકરસુરીશ્વરજીના સદુપદેશથી મહારાજા વિક્રમ સંઘપતિ થઈ શત્રુંજય ગયા હતા, ત્યાં જિર્ણોધ્ધાર પણ કર્યા હતા.

પંદરમી સદીમાં કાસદ્રહગચ્છના શ્રી દેવચંદ્રસૂરિરાજના શિષ્ય શ્રી દેવમૂર્તિજી ઉપાધ્યાયે વિક્રમચરિત્ર નામનો ગ્રંથ લખ્યો હતો. જેના ચૌદ સર્ગ છે. આ ગ્રંથમાં મહારાજા વિક્રમનો જન્મ, રાજ્યાભિષેક, સુવર્ણ પુરુષનો લાભ, પંચદંડ

છત્રની પ્રાપ્તિ, વિક્રમપ્રતિબોધ, જૈન ધર્મનો પ્રભાવ, નમસ્કાર-પ્રભાવ, દાનધર્મપ્રભાવ અને બત્રીસ પૂતળીઓની કથા વગેરે વિષયોનો સમાવેશ કર્યો છે. આ જોતાં એટલું તો કહેવું જ રહ્યું, જૈન વિદ્વાનોએ મહારાજા વિક્રમ સંબંધમાં જેટલું લખ્યું છે, તેટલું સંસ્કૃત, ગુજરાતી, ઉર્દૂ સાહિત્યમાં ઉપલબ્ધ થતું નથી.

સંસ્કૃત સાહિત્યમાં શ્રી સોમદેવ ભટ્ટે ઈ. સ. ૧૭૭૦માં 'કથા સરિત્સાગર' લખ્યું. તેમાં મહારાજા વિક્રમ સંબંધનો ઉલ્લેખ છે.

કાશ્મીરના મહાકવિ શ્રી ક્ષેમેન્દ્ર કૃત 'બૃહત્કથામંજરી'માં પણ મહારાજા વિક્રમ સંબંધમાં લખાણ છે.

વિ. સં. ૧૫૧૭માં શ્રી રત્નમંડનગણિએ 'ઉપદેશ-તરંગિણી'નું સર્જન કર્યું. તે પુસ્તકમાં કયાંક કયાંક મહારાજા વિક્રમ સંબંધમાં લખાણ છે.

શ્રી મેરુતુંગાચાર્યે પણ પ્રબંધચિંતામણિ ગ્રંથમાં મહારાજા વિક્રમનો ઉલ્લેખ કર્યો છે.

મહારાજા વિક્રમ માટે લખાયેલાં પુસ્તકો કયાથી પ્રાપ્ત થાય, અને તેના કોણ પ્રકાશક છે તે જાણવું રહ્યું.

૧૨૯૦ થી ૧૨૯૪ની લગભગ લખાયેલો ગ્રંથ અજ્ઞાત કૃત પંચદંડાત્મક વિક્રમચરિત્ર હિરાલાલ હંસરાજ જામનગર.

ક્ષેમંકર કૃત સિંહાસન દ્વાત્રિંશિકા લાહોરના સૂચિપત્રમાં.

દેવમૂર્તિ કૃત 'વિક્રમચરિત્ર' લીંમડી ભંડારમાં.

સાધુ પૂર્ણિમા રામચંદ્રસૂરિ કૃત વિક્રમચરિત્ર દાનસાગર ભંડાર બિકાનેર અને ઉજ્જૈને સા. સં. ઈ.

શ્રી શુભશીલ કૃત વિક્રમચરિત્ર પ્ર. હેમચંદ્રાચાર્ય સભા અમદાવાદ. અને બીજી આવૃત્તિ પંડિત ભગવાનદાસ હરખચંદ અમદાવાદ.

શ્રી રાજવલ્લભ કૃત સિંહાસન દ્વાત્રિંશિકા ગોવિંદ પુસ્તકાલય બિકાનેર, શ્રી રામમેરુ, શ્રી ઈન્દ્રસૂરિ.

શ્રી પૂર્ણચંદ્ર કૃત વિક્રમચરિત્ર, વિક્રમચરિત્ર પંચદંડ પ્રબંધ. ઉજ્જૈન ગ્રંથાવલી.

આ પ્રમાણે મહારાજા વિક્રમ સંબંધમાં ૫૫ જેટલાં પુસ્તકો જૈનશ્વેતાંબર સાહિત્યમાં જણાય છે.

જૈન દિગંબર સાહિત્યમાં પણ શ્રી શ્રુતસાગર કૃત વિક્રમચરિત્ર એક પુસ્તક જણાય છે.

નિમ્નલિખિત ગ્રંથોમાં ગુજરાતીમાં મહારાજા વિક્રમાદિત્યનું જીવન ઉપલબ્ધ છે.

વિ. સં. ૧૪૯૯માં વિક્રમચરિત્ર કુમાર રાસ લખાયો.

ઉપાધ્યાય શ્રી રાજશીલે વિક્રમ સંવત ૧૫૬૩માં વિક્રમાદિત્ય ખાપરા રાસનું સર્જન કર્યું.

શ્રી ઉદયભાનુએ વિ. સં. ૧૫૬૫માં વિક્રમસેન રાસની રચના કરી.

વિ. સં. ૧૫૯૬માં શ્રી ધર્મસિંહજીએ વિક્રમરાસ લખ્યો.

શ્રી જિનહરે ૧૫૯૯માં વિક્રમ પંચદંડ રાસ લખ્યો.

શ્રી માનવિજયજીએ વિ. સં. ૧૭૨૨–૨૩માં વિક્રમાદિત્યચરિત્ર લખ્યું.

શ્રી અભયસોમજીએ વિ. સં. ૧૭૨૭ની લગભગ વિક્રમચરિત્ર ખાપરા ચોપાઈની રચના કરી.

શ્રી લાભવર્ધનજીએ વિક્રમ ચોપાઈની વિ. સં. ૧૭૨૭માં રચના કરી.

શ્રી પરમસાગરજીએ વિ. સં. ૧૭૨૪મા વિક્રમાદિત્ય રાસ લખ્યો.

શ્રી અભયસોમજીએ વિ. સં. ૧૭૨૪માં વિક્રમચરિત્ર લીલાવતી ચોપાઈનું નિર્માણ કર્યું.

શ્રી માનસાગરજીએ વિ. સં. ૧૭૨૪માં વિક્રમસેન રાસ લખ્યો.

શ્રી લક્ષ્મીવલ્લભજીએ ૧૭૨૭માં વિક્રમાદિત્ય પંચદંડ રાસ લખ્યો.

શ્રી ધર્મવર્ધને વિ. સં. ૧૭૩૬ની આસપાસ શનિશ્ચર વિક્રમ ચોપાઈની રચના કરી.

શ્રી કાન્તિવિમલજીએ વિ. સ. ૧૭૬૭માં વિક્રમ કનકાવતી રાસ લખ્યો અને શ્રી ભાણુવિજયજીએ વિ. સં. ૧૮૩૦માં વિક્રમપંચદંડ રાસ લખ્યો. શ્રી રૂપમુનિજીએ વિક્રમની અદ્‌ભુત વાતો લખી.

મહારાજા વિક્રમાદિત્યના જીવન અંગેના આ ગ્રંથો આજ પણ સાહિત્યની દુનિયાના અણુમોલ રત્ન છે. અને જૈન ભંડારોમાં રત્નજ સમજી આજ દિવસ સુધી સુરક્ષિત રાખવામાં આવેલ છે. આવું વિશ્વવિખ્યાત ઇતિહાસકાર સાક્ષર શ્રી રાહુલજી કહે છે.

જૈન સાક્ષરોના લેખોને આધારે.



# વાંચો... વિચારો... સહાયક થાઓ

પડતા આ કાળમા મનને ઉન્મત્ત બનાવીને જીવનને બરબાદ કરી દે એવું ઘણું સાહિત્ય બહાર પડે છે

આ સાહિત્યની ભયંકરતા સામે, ઉપકારક વિચારનું સાત્વિક સાહિત્ય પીરસવાના ઉદ્દેશથી શ્રી જિનામૃત ગ્રન્થમાળા શરૂ કરી છે

જીવનની પવિત્રતા તેમજ સ રકારિતાને દૃઢ બનાવનારા આ સાહિત્યને આપના ઘરમા વસાવીને આપ આપના વિચારોની તથા આચારની પવિત્રતાની જરૂર રક્ષા કરી શકશો એવી અમને ખાતરી છે.

આ ગ્રન્થમાળાએ પહેલા વર્ષમાં ૭ સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે.

**મારે જાવુ પેલે પાર** (શ્રી જંબુસ્વામી ચરિત્ર) ભાગ ૧-૨

**ધન્ય જીવન** (ધન્યકુમાર ચરિત્ર) ભાગ ૧-૨

**સત્વમૂર્તિ શ્રીપાળ** પાંચમુ-છઠ્ઠુ સંયુકત પુસ્તક

પ્રચારના આશયથી વાર્ષિક લવાજમ માત્ર રૂપિયા ૫ દર રાખેલ છે રૂા ૨૫ કે તેથી વધુ રકમ આપનારા સહાયકોના શુભ નામ ગ્રન્થમાળાના પુસ્તકમાં છપાય છે.

**લવાજમ તથા પત્રવહેવારનું સરનામુ**

## સર્વમંગલ પ્રકાશન કેન્દ્ર

રીસાલા બજાર, ડીસા (બનાસકાંઠા)